# અર્પણ પત્રિકા.

પ્રિય માન્ય જ્ઞાતિ બંધુઓ ! આ વાલખિલ્ય પુરાણનું ગુજરાતી ભાષાંતર આપને નિત્ય પાઠ પૂજનમાં ઉપયોગ કરવા આપણાં ઇષ્ટદેવી શ્રીહિમજાના મહિમાવાળું સવિનય આદર પૂર્વક અર્પણ કરૂંછું. જે ગ્રંથમાં વાંચેલા સારા સદ્બોધનો ઉત્તમ ઉપયોગ કરશો. સંવત ૧૯૩૮ ના માઘ શુદી ૮ મે સ્વર્ગવાસી થયેલા મારા તીર્થસ્વરૂપ પિતાજી ઇન્દરજીની આ પાઠ પુસ્તકમાં નાશવંત નરદેહની છબી ન મૂકતાં માત્ર તેમનું યશસ્વી નામ સ્મારક તરીકે કાયમ રહેવા મારા જ્ઞાતિ બંધુઓને વિનયથી આ પુસ્તક અર્પણ કરૂંછું, તે સ્વીકારશોજી.

લી૦ જ્ઞાતિ બંધુગંગાને સેવનાર,
મુલજી ઇન્દરજી બાબરીયા
ના યથાયોગ્ય.

મુંબઇ તા૦ ૧ લી જાનેવારી ૧૮૯૮.

શ્રી

# વાલખિલ્યપુરાણ

## મૂળ ઉપરથી ગુજરાતી ભાષાંતર.


પ્રસિદ્ધ કરનાર

ગોસ્વામી શ્રીજીવનલાલજી શ્રીકાશીવાળાના સેવક

કોઠારી

મુળજી ઇંદરજી ખાખરીઆ

ઝારોલા વણીક વીશા



મુંબઈ;

"સુબોધપ્રકાશ" છાપાખાનામાં છપાવ્યું છે.

સં. ૧૯૫૦ સને ૧૮૯૪.

કીંમત રૂ ૫.

આ પુસ્તક છપી સન ૧૮૬૭ ના ૨૫ મા કાયદાપ્રમાણે

"રેજિસ્ટર" કરાવ્યું છે.

# પ્રસ્તાવના

આ પુરાતન ઇતિહાસ નામે (વાલખિલ્યખંડ) કેટલાક ભાઇઓના કહેવાથી તે સ્થાનક નજરે જોવાને શેઠ મુલજીભાઈ ઇંદરજી, સાથે ત્રવાડી માણકલાલ રણછોડને તેડી સંવત ૧૯૪૫માં શ્રાવણ માસમાં તે જોવા ગયા હતા શ્રી રાંધણપુરમાં પુરાતની શ્રી રણછોડજીનું મંદીર છે તેમાં ઉતર્યા હતા ઝારોળ ભાંગવાના વખતની કેટલીએક આરશપાણની મૂર્ત્તિઓ ગણપતિ તથા દેવી તથા સૂર્ય નારાયણ વીગેરેની તેમાં છે તે ચમત્કારી મંદીર છે ત્યાં આજ પણ ઝારોલા વાણીઆ તથા બ્રાહ્મણ શિવાય કોઇ તે મંદિરમાં રાત રહેતું નથી એ વીગેરે ચમત્કાર છે રાંધણપુરથી ઉત્તર તરફ પાંચ કોશ ઉપરે દેવનામે ગામ હાલ પ્રસિદ્ધછે, તેમાં મોટી માતાજી શ્રી હીમજા દેવીનું મંદીરછે ત્યાં બ્રહ્મકુંડછે તથા અઘનાશા નદીછે તથા માલ્યવનછે તથા ત્યાં ભાદ્રપદ કુવોને મંદિર ચમત્કારી કહેવાય છે. પુરવે તે આશ્રમને મોહોટા ઋષિઓ તથા દેવતાઓએ પ્રસન્ન કરેલછે, તેથી તેનો શોધ કરવા માંડયો તે બાબત જુના ગ્રંથના શોધ માટે ઝારોળા બ્રાહ્મણ દવે પાનાચંદ રૂપશંકરને કહેલું તે પોતે સંવત ૧૯૪૫ માં પોષ શુદ ૧૩ શુકરવારે સ્વર્ગવાસ થતાં તેમના નાનાભાઇ દલપતરામને ભલામણ કરી તેમણે શોધ કરીને આપણા ભાઇઓ દશાઝારોલા શેઠ નાનાભાઇ પ્રાણજીવનદાસ પાછાની પાસેથી આ જુનો ગ્રંથ મેળવેલછે તેમનો મોટો ઉપકાર માનુંછું તે ગ્રંથ સંસ્કૃત ભાષામાં હોવાથી પંડિત લાધારામ વાલજીશર્મા ગામ ગોંડલવાસી નિર્વાહ માટે હાલ અત્રે રહેછે તેમની પાસે શુદ્ધ ટીકા કરાવીછે.

આમાં નીચેની બાબતોનું વર્ણન કરેલું છે કે શ્રીવેદવ્યાસે રચેલા અઢાર પુરાણમાં **શ્રીસ્કંદપુરાણ**છે. તેનો આદિખંડ ૧૨૦૦૦ શ્લોકનો છે તે પ્રથમ ભાગ **વાલખિલ્ય ખંડનું** શુદ્ધ ગુજરાતી ભાષાંતર કરાવેલુંછે તેમાં શંકર અને દક્ષપ્રજાપતિને અન્યોન્યદ્વેષ થવાનું કારણ સહિત વર્ણન, શિવગણ અને ભૃગુઋષિવિગેરેનો અન્યોન્ય શાપ, સતીનું દક્ષયજ્ઞમાં જવું, તથા તેનો દેહત્યાગ, શંકરના ગણ અને દેવતાઓનું યુદ્ધ, તારકાસુરના ભયથી ત્રાસ પામેલા દેવતાઓએ કરેલી બ્રહ્માની સ્તુતિ, તારકને હણવા સારૂ કારતિક સ્વામિનો જન્મ થવા બ્રહ્માદિ દેવ નર્મદાના તટપર સતીના વિયોગથી તપ કરતા શંકર પાસે કામદેવનું મોકલવું, કામદેવની સ્ત્રી રતિનું શંકર પાસે જવું તથા શિવના કોપથી કામદેવનું ભસ્મ થવું, શાલુક વનમાં શંકરનું જવું, ઋષિપત્નિઓ મોહિત થઇ તેથી ઋષિઓનો શાપ, શિવલિંગનું પડવું, અને તેથી થયેલો ત્રૈલોકયનોપ્રલય અને તેથી ઉપદ્રવ પામેલા બ્રહ્મા વિષ્ણુ આદિ દેવનું શંકર પાસે જવું, તથા શિવને લિંગનું ધારણ કરાવવું, શિવલિંગની પ્રતિષ્ઠા, હિમાચલને ઘેર પાર્વતીનો જન્મ, શિવ પાર્વતીનો સવિસ્તર વિવાહ, પાર્વતીનું મુખ જોઇ મોહિત થયેલા બ્રહ્માના વીર્યથી વાલખિલ્યની ઉત્પત્તિ, બ્રહ્માને શંકરનું વરદાન, મંદેહ દૈત્યનું ઉત્પન્ન થવું, તપ કરી બ્રહ્મા પાસેથી વર લઈ મંદેહનું સૂર્ય સાથે યુદ્ધ, તથા તે દૈત્યોનો ભય મટાડવા વાલખિલ્યોનું સૂર્યરથપર રહેવું, સંધ્યાદિ નિત્યકર્મથી થતા ફાયદા, ગાયત્રીજપનું માહાત્મ્ય, રતિનો વિલાપ; તથા શંકરના શાપથી કુષ્ટરોગી થએલી રતિનું વાલખિલ્યાશ્રમમાં સૂર્યના આરાધન વડે કુષ્ટથી મુક્ત થવું, માર્કંડેયને જન્મ તથા તેને લાંબી આયુષ્યની પ્રાપ્તિ, સાત ઋષિનો સમાગમ, મારકંડેશ્વર, તથા સિદ્ધનાથનો મહિમા, શિવને હિંડોળામાં ઝુલાવવાનું ઇતિહાસ સહિત માહાત્મ્ય, બલીશ્વરની

સ્થાપના, નારદે ઇંદ્રપાસે કરેલું બલિના બલનું વર્ણન, યુદ્ધ માટે નારદનો ઉત્સાહ, બળિનો યજ્ઞ, વામનનો જન્મ, બલિને છળવું, બળિના અશ્વમેધથી દેવતાઓનું બ્રહ્મલોકમાં જવું, પયોવ્રત, દાનમાહાત્મ્ય, ચારે યુગના સ્વરૂપનું સવિસ્તર વર્ણન, તે તે યુગમાં પળાતા આચાર વ્યવહાર, આયુષ્ય વિગેરેનું સવિસ્તર વિવેચન, યુગમાહાત્મ્ય, ઈંદ્રદ્યુમ્નની રસિક કથા, ઈતિહાસિ કાળ મહિમા, કાળ પ્રબળતાનો આબેહુબ ચિતાર, ગુણ દોષ સહીત સ્ત્રીઓનું ચરીત્ર, બગ. નડીજંઘ ઉલૂક ગીધ અને કાચબાની કથા, અગ્નિવેશ્ય ગંધર્વ કન્યાની કથા, ઈંદ્રદ્યુમ્નનું ચારેય મિત્રોસહિત લોમશ પાસે જવું તથા તેનો ઉપદેશ, ઈંદ્રપુર તથા ગંગાપુરનું રચવું દધીચિનું અતિકરૂણારસમય પરમાર્થમાં વીરતા દર્શાવનાર રસિક આખ્યાન, ઈંદ્ર વૃત્રાસુરનું યુદ્ધ, વૃત્રાસુરનો વધ, શ્રીકૃષ્ણ પુત્ર સાંબે વિપ્રના શાપથી થયેલા કુષ્ટથી મુક્ત થવા કરેલું સૂર્યનું સ્થાપન, ચિત્રાંગદતથા ચિત્રાંગીનું આખ્યાન, પતિવ્રતાના ધર્મો, સરસ્વતીને એકસો આઠ પ્રદક્ષિણા કરવાનું ફળ, બ્રહ્માના પાંચમા કપાળનું મુક્ત થવું, કપાળેશ્વરની સ્થાપના, ઉત્તરાનું આખ્યાન, તથા ઉત્તરેશ્વરનું સ્થાપન, જયશ્રીકની કથા તથા જયશ્રીકેશ્વરની સ્થાપના, સતીના ધર્મો, વિધવાધર્મ, ગંગાહ્રદનો મહિમા, બ્રહ્મકુંડની ઉત્પત્તિ, સર્વ તીર્થને કમંડળમાં લઈ અગસ્ત્યનું વાલખિલ્યાશ્રમમાં આવવું તથા સર્વ તીર્થોની બ્રહ્મકુંડમાં સ્થિતિ, કવીશ્વર, ધર્મરાજેશ્વર, ભૈરવેશ્વર, ગયામાહાત્મ્ય, ગણેશની ઉત્પત્તિ કાર્તિકસ્વામિ અને ગણેશનો વિવાદ, ગયાસુરનું આખ્યાન, ગયાતીર્થનું ઉત્પત્તિ સહિત માહાત્મ્ય, ધર્મશિલાનો મહિમા, માંડવ્યનું આખ્યાન, તથા માંડવ્યેશ્વરની કથા, શાંડિલીની કથા તથા તેના પતિનું સજીવન થવું, પતિવ્રતાનાતેજ તથા પ્રતાપનું વર્ણન, માંડવ્ય અને ધર્મરાજાનો સંવાદ, વિક્રમેશ્વરની સ્થાપના તથા કથા, ગૌતમનું આખ્યાન, ગૌતમી ગંગાનું આખ્યાન, કદ્રુ વિનતાની કથા, વાલખિલ્ય વિપ્રોનો ઇંદ્રને શાપ, વિનતાને દાસીપણાથી મુક્ત કરવા ગરૂડે અમૃતનું આણવું, ગરૂડેશ્વરની સ્થાપનાથી શાંડિલીના શાપવડે પડેલી ગરૂડની પાંખોનું ફરીથી ઉગવું, ભાર્ગવ વિપ્ર અને તેની માધવી નામે કન્યા તથા ગરૂડ નારદનું વિષ્ણુપાસે જવું, માધવીને લક્ષ્મીનો શાપ, તથા વિપ્રનો લક્ષ્મીને શાપ, મુક્તેશ્વરનું માહાત્મ્ય, બ્રહ્મતીર્થનું માહાત્મ્ય, પાંચ લોકપાળના સ્થાપેલા પંચેશ્વરની કથા, હનુમાન, ગણપતિ તથા વૈદ્યનાથની કથા, દીલિપેશ્વરની સ્થાપના તથા કથા, લક્ષ્મીશ્વરની માહાત્મ્યસહિત કથા, શ્રાદ્ધવર્ણન, નિત્યકર્મ માહાત્મ્ય, ઝારોલા વૈશ્ય તથા ઝારોલ વિપ્રો, તથા ગુગળી વિપ્રની ઉત્પત્તિની કથા, સૂતકનું વિવેચન, વિવાહધર્મ, કેવા ગુણ અને લક્ષણવાળી કન્યા સાથે પરણવું તેનું સવિસ્તર વર્ણન, બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોના આચાર તથા ધર્મ, હિંબડી દેવીનું (હીમજા દેવી), પ્રાગટ્ય, રક્તકેતુનો વધ, હિંમડી દેવીનું ચરિત્ર, પૃથુની કથા તથા પૃથ્વીશ્વરની સ્થાપના, ભરતની કથા તથા ભરતેશ્વરની પ્રતિષ્ઠા, જ્ઞાનવાવની ઉત્પત્તિ, વાલખિલ્યાશ્રમમાં રહેલાં તીર્થોની પ્રશંસા, ક્ષેત્રના માહાત્મ્યનું, વર્ણન, કાર્તિકસ્વામિએ કરેલો તારકાસુરનો નાશ, ~~અને~~ દેવેંદ્રનો વિજય વિગેરે અનેક અદ્ભુત વાંચવા યોગ્ય વિવિધ વિષયથી ભરપુર છે.

આ ઝારોળ પાટણ ક્યારે ભંગાયું તેવિષે પ્રાચીન ઈતિહાસોમાં ક્યાંઈ વિશેષ ભાગ મળતો નથી પણ વૃદ્ધ લોકોની વાતોનો સાર માત્ર આ પ્રમાણે છે.

પ્રથમ મહંમદ બેગડો જ્યારે ઝારોળ પાટણપર ત્રીશ હજાર માણસોની સેના લઇ આવ્યો હતો ત્યારે વાલખિલ્યાશ્રમવાસિ વિપ્રોએ એક માસ સુધી તેનું સામું યુદ્ધ કર્યું હતું છેવટ કોઇ પણ પ્રકારે જ્યારે ઝારોળ ન જીતાયું ત્યારે પોતાની પાસે રહેનાર કોઈ અધિકારી વણિકે

વાણિયાઓની ઓળખાણ કહાડી વિપ્રોને દાન માન ભોજન અને સત્કાર વિગેરે કરી, સારી રીતે પ્રસન્ન કર્યા કે આપણે જીતિયે છિયે તેનું કારણ શું? એ રીતે પેટમાં પેશી વાણકે પુછ્યું ત્યારે ભાવિયોગથી ભોળા ભટજીઓએ ભાખ્યું કે અમે દેવની સહાયતાથી લડિયે છીએ. દિવસે અમારા મંત્રારાધનના બલથી સૂર્ય લડે છે તથા રાત્રે ચંદ્રમા લડેછે રાત્રિએ જ્યાં સુધી ચંદ્રોદય હોય ત્યાં સુધી પરમેશ્વરી દેવી હિમજા લડે છે તે વાતનાં સારાંશ લઇ વૈશ્યે શાહને સૂચવ્યું ત્યારે તેણે સલાહ કરી અમાવાસ્યાને દીવસે સૂર્યાસ્ત પછી યુદ્ધ કર્યું ત્યારે પણ તે વિપ્રોનો જય થતો ગયો છેવટ શૌર્યના જોસમાં આવી પ્રથમ દેવીઓના કહેલી કે નદીને ઓલંઘી સામે કાંઠે તમારે જવું નહિ, માત્ર આ કાંઠે રહિ યુદ્ધ કરવું, તથાપિ विनाश काले विपरीतबुद्धिः તથા प्रत्यासन्न विप्रत्तिमूढ मनसां प्रायो मतिः क्षीयते ॥ એ વાક્ય પ્રમાણે ભાવિબળથી ભૂદેવો ભુલી ગયા તેથી તેઓ રણસંગ્રામ રૂપ અગ્નિ કુંડમાં આહુતિરૂપ થયા પરિણામે દેવીએ કોપ કરી ભાદ્રપદ કુંપમાં વાસ કીધો ને શાપ દીધો તે ઝારોળપાટણની સમૃદ્ધિ તે કાળમાં અણહિલ પુરપાટણ અથવા સોમનાથ અથવા કાશીપુરી કરતાં પણ વધારે હશે હજુ આજસુધી તેનાં પ્રાચીન મંદિર પ્રાસાદોના,આરસો જમીનમાંથી કોઇક ઠેકાણે નિકળેછે.

આવા સુંદર ઇતિહાસો મનને ઇશ્વર પરાયણ કરેછે તથા શિખામણ આપનારા છે વાંચવાથી નિર્મળ બુદ્ધિ કરનારા અને સ્વધર્મ બતાવનારા છે. તથા ઘણાં રસીક આખ્યાનો આ ગ્રંથમાંછે. આ ગ્રંથનું ભાષાંતર કરાવી તેની કોપી તપાશી તેની ગ્યાલી તથા પ્રુફ તપાશીને ફારમોમાં કોઇ પણ જગ્યાએ અશુદ્ધ ન આવે તેવો યત્ન કરવામાં તન, મન, અને ધનથી આ ગ્રંથના પ્રગટ કર્તાએ પ્રયાસ કરી લોકોની સારી સેવા બજાવીછે. સારા ઊંચા રાએલ આઠપેજી સાઠ રતલી કાગલ વાપરીને સરસ જાડાં ટાઇપોથી છપાવી સુંદર ચીત્રો સાથે મજબુત પુઠાથી બંધાવીને કાયદાપુર્વક સરકારમાં રજીસ્ટર કરાવી બાહાર પાડેલછે તેમ છતાં પણ જો નજર ચુકથી કોઈ ઠેકાણે ભુલ ચુક રહી ગઇ હોય તો તે દૃષ્ટિદોષ જાણી વિદ્વાન જનોએ ક્ષમા કરવી એવી મારી સ્તુતિછે.

અમોએ આર્ય બંધુઓની સેવા બજાવવાનેમાટે આ શ્રી સ્કંદપુરાણમાંના શ્રી વાલખિલ્યખંડ નામે પ્રાચીન ગ્રંથને વાંચવા માટે મોટું ખરચ કરી તેમાં લાભની આશા નહી રાખતાં લોકોની સગવડ માટે તેની કીંમત ઘણી જુજ રાખીછે માટે જે સાહેબોને જોઈએ તેમણે રોકડી કીંમત અગાઉથી મોકલી મગાવી લેવું ઠેકાણું.

મુંબઈ તા ૨૦ મી ફેબરવારી ૧૮૯૪
માઘ શુદ ૧૫ ભોમે

ચુનીલાલ નરશી

આ ભાષાંતર મૂલ શ્લોકો પરથી મેં મારી બુદ્ધિ પ્રમાણે તે વાંચી તેનો અર્થ ગુજરાતીમાં કરેલોછે તથા કેટલાક ફારમ પણ અમોએ ખાતરી પૂર્વક તપાસેલાંછે તેમાં સંશય રાખવો નહિ.

મુંબાઇ ૧૯૫૦ માઘ વદ ૨

વેદાંત તત્વોપદેશક વે. શા. સં.
શ્રી કેવલરામ કૃપાકાંક્ષી
પંડિત લાધારામ વાલજી શર્મા
બધીકા ગામગોંડલવાળા શ્રી. શિવં,

# અનુક્રમણિકા.

# શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્ય ખંડનું ભાષાંતર.

जयति भुवनैककर्त्ता दिव्यामरवंदितश्चतुर्वदनः ॥
दंडाक्षसूत्रधारी वेदाऽमृतसंभवो ब्रह्मा ॥ १ ॥

શ્રીસ્કંદ પુરાણમાંહેલા વાલખિલ્યખંડનો આરંભ કરતાં મહામુનિવેદવ્યાસજી મંગલાચરણ કરેછે જે, સર્વ ભુવનોના એક કર્ત્તા દિવ્ય અમરોએ વંદન કરાયેલા, દંડ રૂદ્રાક્ષ અને યજ્ઞોપવીતને ધરનાર, વેદ રૂપ અમૃતને ઉત્પન્ન કરનાર—(અર્થાત્ વેદ અપૌરુષેયછે તેથી તે અનાદિની ઉત્પત્તિ સંભવતી નથી તો પણ સુપ્તપ્રબુદ્ધન્યાયથી એટલે સુતેલો પુરૂષ જેમ પેહેલાં જાગ્રત અવસ્થામાં મુકેલાં કામને પાછો ફરી કરવા લાગે, તેમ પ્રલયમાં ભૂલાયેલા વેદને પાછા સૃષ્ટિના આરંભમાં ઇશ્વરના અનુગ્રહથી સ્મરણ કરી જગતમાં વેદજ્ઞાનનો મુનિદ્વારા પ્રચાર કરેછે તેથી બ્રહ્મા વેદની ઉત્પત્તિના સ્થાનરૂપ કહેવાય છે;) ચાર મુખવાળા બ્રહ્મા, જય પામો. જેના વીર્યથી વાલખિલ્ય મહર્ષિયો ઉત્પન્ન થયાછે તથા જેના મુખમાં વેદની પંક્તિ શોભેછે તે પરમાત્મા બ્રહ્મદેવ અમારૂં રક્ષણ કરો.

જે મહાત્મા વાલખિલ્યનું જન્મથી પ્રલયપર્યંત રહે તેવું સ્થાન પૂર્વે બ્રહ્માયે રચેલુ છે તે વાલખિલ્ય મહર્ષિયો સદા જય પામો અર્થાત્ સર્વથી શ્રેષ્ટપણે વર્ત્તો.

અમૃતનું પાન કરવાથી તેનું પેટમાં પાચન થઇ જાય છે છતાં સર્વ દેવતા મરણ પામે છે; પરંતુ વિષમ વિષ, કંઠમાં રહ્યા છતાં જે અમર છે તે મહાદેવ, તમારૂં રક્ષણ કરો. દેવતાઓના સ્થાનરૂપ નૈમિષારણ્ય ક્ષેત્રમાં શૌનકાદિક ઋષિઓએ મળી બાર વર્ષનો બ્રહ્મસત્ર આરંભ્યો હતો; તેનાં યથાવિધિ કર્મો ચાલુહતાં તે સમયે દૈવ ઇચ્છાથી લોમહર્ષણના પુત્ર સૂતપૌરાણિક ત્યાં આવ્યા ત્યારે બીજું કર્મ આરંભવાનો અવકાશ મળવાથી નૈમિષારણ્યવાસિ મહર્ષિયો, સૂતપુરાણિને મનોહર પુરાણસંહિતા આ પ્રમાણે આદરયુક્ત થઇ પુછવાં લાગ્યા. ઋષિઓ કહે છે—હે મહાબુદ્ધિવાળા સૂત પુરાણિ! તમે બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ટ ઇતિહાસ અને પુરાણ સંબંધિ અર્થમાં કુશલ એવા

ભગવાન્ મહામુનિ વ્યાસની સારી, રીતે સેવા કરી છે તેમજ તે વ્યાસજીના વચનથી તમારાં સર્વરોમ પુલકિત થયાં છે તેથી તમે રોમહર્ષણ કહેવાઓછો. વળી સર્વ મુનિઓમાં સમર્થ એવા મહામુનિ વ્યાસ કે જે સંહિતાઓના કહેનાર છે તેણે પ્રથમ તમને પુરાણ સંબંધી કથાઓ કહેલી છે. તેમજ વિસ્તૃત એવા સ્વયંભૂના યજ્ઞનેવિષે સંહિતાઓ કહેવા માટે જે પોતાના અંશથી ઉત્પન્ન થયા છે; તેના તમે શિષ્ય છો. તે કારણમાટેજ પુરાણના અર્થોમાં કુશલ એવા હે સૂત! અમે તમને સ્કંદપુરાણ પુછિયે છિયે તે અમને કહો. બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ તેમજ સર્વે લોકપાળ અને નક્ષત્રોનું શરીર પૂજાય છે; અને ત્રિપુરાસુરનો નાશ કરનાર મહાદેવનું લિંગ પૂજાયછે તેનું કારણ શું? હે મહોટા ભાગ્યવાળા સૂત! તે વિષયમાં અમને પરમ આશ્ચર્યછે. તેથી બીજા સર્વ અંગનું પૂજન ન કરાવતાં શિવ, લિંગનું પૂજન કરાવેછે તેનું કારણ અમને કહો. એવાં મુનિનાં વચન સાંભળીને પુરાણિઓમાં ઉત્તમ સૂત પુરાણી પોતે, સત્યવતીના પુત્ર વેદવ્યાસજીને પ્રણામ કરી આ પ્રમાણે કહેવા લાગ્યા. સૂત પુરાણી કહેછે. ભૃગુલાંછનના ચિન્હવાળા જગતની ઉત્પત્તિરૂપ અપ્રમેય નિર્મળ નિશ્ચલ આશ્રયરૂપ હંસરૂપ પવિત્ર સ્થાનવાળા આકાશની પેઠે વ્યાપક સર્વનેવિષે રહેલા શિવરૂપ ઉદાસીન અર્થાત્ શત્રુ મિત્રરૂપે નહીં એવા તટસ્થરૂપે રહેલા આયાસ રહિત નિષ્પ્રપંચ નિરંજન શૂન્યરૂપ બિંદુરૂપ, ધ્યાન કરવા યોગ્ય ધ્યાનથી રહિત એવા ઓંકારરૂપ ગુરૂ પરમાત્માને—કેટલાએક આસ્તિકો, સત્ છે એમ કહે છે અને કેટલાએક નાસ્તિકો, અસત્ (નથી) એમ કહે છે વળી જે અતિદૂર અને પાસે છે તેમજ મનથી ગ્રહણ નકરીશકાય એવા પરમ ધામરૂપ પુરુષરૂપ જે પ્રણવબ્રહ્મ, જગત્મય થઈ રહેલા છે વળી જે હૃદયકમળનેવિષે રહેલાછે એવા તેજોમયરૂપ સર્વ ઇંદ્રિયોથી રહિત જગતગુરૂ પરમાત્મા ઇશ્વરને નમસ્કાર કરીને હું સૂતપુત્ર કથા કહું છું. એપ્રમાણે કહી નૈમિશારણ્યવાસિ મુનિઓને નમસ્કાર કરી કહેવા લાગ્યા જે અહો! મુનીશ્વરો! સર્વદર્શિ એવા આપ, હલકી જાતિવાળો હું તેને સત્કાર કરી પૂછોછો તેથી મારાં ધન્ય ભાગ્ય છે.. તે વાણીનો વિલાસ અને સંવાદ શ્રેષ્ઠ છે કે જેમાં સત્પુરૂષોની કૃપા અને સત્પુરૂષોનો આશ્રય થાય છે; વળી તે

પાપીને પણ તત્કાળ પવિત્ર કરે છે અને મુંગાને પણ મોટા વક્તા બનાવે છે. હે મુનીશ્વરો! તમારી કૃપારૂપ સરસ્વતી અત્યારે મારા મુખને વિષે પ્રાપ્ત થયાં છે તેથી તમારા પ્રસાદે કરી આ કથા કહું છુ કે જેમાં વેદનું અધિષ્ઠાન મુખ્ય છે; સાંભળનારના ચિત્તને હરનાર સાત સાધનથી યુક્ત નવરસ અને આઠગુણથી રંજિત થયેલી પરમપાવન વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ અને સંહાર આદિ નવગુણે કરી વ્યાપ્ત, દશદોષથી રહિત એવી જે પુરાતની કથા, પાપને નાશ કરનારી મહામુનિ વેદવ્યાસે મને કહેલી છે તે હું તમને કહું છું; જેના શ્રવણથી પાપયુક્ત કર્મવાળો પણ ત્રણ પ્રકારના દુઃખથી અને સર્વ પ્રકારના રોગથી રહિત થઈ પરમ ગતિને પામે છે. તેમજ જેના સ્મરણમાત્રથી ધર્મ અર્થ કામ અને મોક્ષની પ્રાપ્તિ થાય છે. વેદતુલ્ય આ શાસ્ત્રમાં સારા આચરણવાળા ચાર પક્ષથી ઉજ્વળ એવા શુદ્ધ બ્રાહ્મણને અધિકાર છે. જેમ દેવતાઓમાં દેવના દેવ મહાદેવ અને નદીઓમાં જેમ ગંગા, વર્ણોમાં જેમ બ્રાહ્મણ, સર્વ અક્ષરોમાં જેમ ઓંકાર, પૂજનીયમાં જેમ માતા, ગુરૂનીમધ્યે જેમ પિતા, પ્રથમ ગણાય છે, તેમ સર્વ શાસ્ત્રનેવિષે આ સ્કંદપુરાણ શ્રેષ્ઠ છે. નાસ્તિકને આ પવિત્ર કથા કહેવી નહી પરંતુ શ્રદ્ધાવાન્ અને શાંત એવા દ્વિજાતિને ( બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યને ) કહેવી.

न नास्तिके कथां पुण्यामिमां ब्रूयात्कदाचन ।
श्रद्दधानाय शांताय कीर्त्तनीया द्विजातये ॥ ३२ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંહેલા વાલખિલ્યખંડના ગુર્જર
ભાષાંતરનો પ્રથમ અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ शृणुध्वमृषयः सर्वे कथामेतां पुरातनीं ॥
यां श्रुत्वा सर्वपापेभ्योमुच्यते वांच्छितार्थदां ॥ १ ॥

સૂતપુરાણી કહેછે—હે ઋષિઓ! ઇચ્છિત અર્થને આપનારી આ પુરાતની કથાનું શ્રવણકરો જે સાંભળવાથી મનુષ્ય સર્વ પાપથી મુકાયછે, હે, બ્રાહ્મણો! પૂર્વે મહાપ્રલયનેવિષે લોકના પિતામહ બ્રહ્માએ જ્યારે બીજું કાંઈ ન જોયું ત્યારે તે મોટી ચિંતા કરવા લાગ્યા અને નિરાશ્રય એવી ( બોલનાર વિના થયેલી ) તપ તપ એવી આકાશ

વાણી તેના સાંભળવામાં આવી તેથી. દેવના પિતામહ બ્રહ્મા ઉગ્ર તપકરવા લાગ્યા; તેથી છ અંગ અને પદક્રમ સહિત ચાર વેદ પ્રગટ થયા, તેથી નિત્ય શબ્દમય અને અતિપવિત્ર સો કરોડ વિસ્તારવાળું એવું એક બ્રહ્માંડપુરાણ પ્રકટથયું, તેમાંથી સાક્ષાત્ નારાયણના અંશથી ઉત્પન્ન થયેલા વેદવ્યાસજીએ અઢાર વિભાગ કરી આ લોકનેવિષે પ્રસિદ્ધ કર્યા. ત્યારપછી અનુક્રમેં સમય જતાં વ્યાસરૂપને ધરનાર વિષ્ણુ પોતે યુગ યુગમાં અવતાર લઇ અઢાર પુરાણને સંક્ષેપથી રચતા ગયા. બ્રહ્માના મુખથી આપ્રમાણે પુરાણો ઉત્પન્ન થયાં બ્રહ્મપુરાણ, પદ્મપુરાણ, વિષ્ણુપુરાણ, શિવપુરાણ, દેવીપુરાણ, ભવિષ્યપુરાણ, બૃહત્ નારદીય, માર્કંડેય, અગ્નિપુરાણ, બ્રહ્મવૈવર્ત્ત, લિંગપુરાણ, વારાહપુરાણ, સ્કંદપુરાણ, વામનપુરાણ, કૂર્મપુરાણ, મત્સ્યપુરાણ, ગરૂડપુરાણ, વાયુપુરાણ, અને સર્વ પાપનો નાશ કરનારૂં અઢારમું શ્રીમદ્ભાગવત વેદવ્યાસેં રચેલછે. તેમજ બીજાં ઉપપુરાણો પણ તે મહામુનિએજ કહેલાંછે. સનત્કુમારપુરાણ, નરસિંહપુરાણ, શિવધર્મમય એવું નંદિકેશ્વરપુરાણ, આશ્ચર્યમય એવું નારદીયપુરાણ, કપિલપુરાણ, મનુપુરાણ, ઔશનસપુરાણ, બ્રહ્માંડપુરાણ, વરૂણપુરાણ, કાલિકાપુરાણ, માહેશ્વરપુરાણ, સાંબપુરાણ, સૌરપુરાણ, આથર્વસંચયપુરાણ, પરાશરપુરાણ, મારિચપુરાણ, અને ભાર્ગવપુરાણ, એ અઢાર ઉપપુરાણોને રચીને સત્યવતીના પુત્ર વેદવ્યાસેં વેદના અર્થથી ભરપૂર એવું ભારતનું આખ્યાન રચેલુંછે. કાળના ગૌરવથી ઇતિહાસ અને પુરાણો ઘણાં ભિન્ન ભિન્ન થાયછે. બુદ્ધિમાન્ એવા વેદવ્યાસેં રચેલા સ્કંદપુરાણના સાત વિભાગછે. તમારો જે સંદેહછે તે આસ્કંદપુરાણમાં વિવેચન કરી પ્રકાશ કરેલોછે. વારાહકલ્પનેવિષે સ્કંદપુરાણ, લિંગપુરાણ તથા બ્રહ્મપુરાણમાં એકાશી હજાર અને એકસો ઇતિહાસો તે તેના કાર્યની સિદ્ધિ સારૂ દર્શાવેલાછે. આ સ્કંદપુરાણના સાતખંડ બાર બાર હજાર શ્લોકની સંખ્યાવાળાછે. તેમાંનો આ પહેલો વિભાગ કે જેની અંદર કાર્તિકસ્વામીનું માહાત્મ્ય રહેલુંછે તે આ વાલખિલ્યખંડ, બીજો માહેશ્વર, ત્રીજો વિષ્ણુના માહાત્મ્યમય અને ચોથો સૃષ્ટિના સંક્ષેપને સૂચવનારો બ્રહ્મા અને કાશીના માહાત્મ્યયુક્ત કાશીખંડ તે ચોથો વિભાગ કહેવાયછે. ઉજ્જયની સહિત રેવાના માહાત્મ્યને દર્શાવનાર પાંચમો

રેવાખંડ કહ્યોછે અને છઠ્ઠોનંદિના માહાત્મ્યને દર્શાવનાર નંદિખંડ અને સાતમો પ્રભાસખંડ કહ્યોછે. તે સાતેય ખંડ બાર બાર હજાર શ્લોકના વિસ્તાર વાળાછે. હે વિપ્રવર્ય મુનીશ્વરો! તમે જે પ્રશ્ન કર્યો તેનું સમાધાન આ પહેલા ખંડમાં કહેલુંછે. જેમ ગુરૂપાસેથી હું ભણ્યોછું અને જેવું મેં સાંભળ્યુંછે તેમજ હું તમને કહુંછું.

પૂર્વે કૈલાસપર્વતના શિખરપર બ્રહ્માદિ દેવની સમક્ષ શિવે પાર્વતીને આ સ્કંદપુરાણ કહ્યું હતું, કાર્તિકસ્વામિએ નંદિકેશ્વરને કહ્યું તેણે સનત્કુમારને અને તે સનત્કુમારે મહાબુદ્ધિ એવા વેદવ્યાસને અને તે મહામુનિએ મને અને હું તમોને કહુંછું. હે મહર્ષિયો! તમે સર્વે સદ્ભાવયુક્ત છો તેથી તમારીપાસે સ્કંદપુરાણની સંહિતા કહેવા મને ઘણી શ્રદ્ધાછે સર્વ પાપનો નાશ કરનાર સ્કંદપુરાણના આદિભાગ રૂપ આ વાલખિલ્યખંડનું પવિત્ર ભાવ યુક્ત જે પુરૂષો સદા શ્રવણ કરેછે તેઓ પુત્ર, પૌત્ર, ધન, ધાન્ય અને સમૃદ્ધિના સુખને ભોગવી અંતે બ્રહ્મલોકને પામેછે.

**स्कांदाद्यभागमखिलं बहुपातकघ्नं शृण्वंति येऽपि सततं शुचिभावयुक्ताः ॥**
**ते पुत्रपौत्रधनसौख्यसमृद्धिभाजः संप्राप्नुवंति सदनं कमलासनस्य ॥ २९ ॥**

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્ય ખંડના ગુર્જર ભાષાંતરનો
બીજો અધ્યાય સંપૂર્ણ.

---

**सूतउवाच ॥ दक्षस्य दुहिता पूर्वं सती नाम्नेति विश्रुता ॥**
**सर्वलक्षणसंयुक्ता सर्वत्र गुणभूषिता ॥ १ ॥**

**સુતપુરાણી** કહેછે—પૂર્વે દક્ષ પ્રજાપતિની પુત્રી કે જે સતી એવા નામથી વિખ્યાત હતાં વળી જે ઉમા સર્વ લક્ષણ સંપન્ન સર્વ ગુણથી શોભાયમાન નાનાપ્રકારના અલંકારની શોભાથી દીપતાં દિવ્ય આભરણોથી યુક્ત, લાવણ્ય અને સૌભાગ્યની સુંદરતાથી અતિ સ્વરૂપવાળાં હતાં, તે પોતાની કન્યા દક્ષે શંકરને પરણાવ્યાં હતાં. જે પતિવ્રતા પોતાના પતિને પ્રાણરૂપ ગણી પતિનાં પરમભક્ત થઈ સેવા કરતાં; મનસ્વી એવાં તે ઉમા પોતાના પતિના ચરણકમળમાં આસક્ત રહેતાં અને પતિના સ્નેહ

સંપાદનરૂપ ઉત્તમ ગુણથી શોભતાં હતાં; પોતાના સ્વામી મહાદેવ સહિત તે સતીને દક્ષપ્રજાપતિએ યજ્ઞમાં તેડાવવા આમંત્રણ ન મોકલ્યું. તે દક્ષે કરેલા અપમાનથી પોતાના શરીરનો ત્યાં જઈ સતીએ ત્યાગ કર્યો, અને બીજા જન્મમાં હિમાચળનાં પુત્રી અવતરી શંકરનાં પરમપ્રિય પાર્વતી થયાં.

શૌનક કહેછે—મ્હોટા ભાગ્યવાળા હે સૂત! હે આયુષ્મન્, મન અને કાનને સુખ આપનારી આ કથા મને સવિસ્તર કહો. સતીપણાના ગુણથી સંપન્ન સર્વ લક્ષણયુક્ત વ્રતમાં તત્પર સતી, સર્વદેવને નમસ્કાર કરવા યોગ્ય, પતિને પરમ પ્રિયા એવાં પતિનેજ પ્રાણરૂપ માનનારાં પતિના સ્વભાવને અનુસરનારાં અને પતિના મહિમાને જાણનારાં હતાં. તે સતીને વિસ્તારથી ચાલતા પોતાના પિતાના યજ્ઞમાં આમંત્રણ કરી બોલાવ્યાં નહિ તેથી તેણે અપમાનને લીધે પોતાના શરીરનો ત્યાગ કર્યો.

આ શિવપાર્વતીસંબંધી કથાના સ્મરણમાત્રથી સર્વ જીવ સુખ પામેછે. માટે તે શિવ પાર્વતીનું અપમાન દક્ષપ્રજાપતિએ શા માટે કર્યું વળી તે સતીને પોતાના પ્રાણનો ત્યાગ કરવામાં વૈરાગ્ય કેમ થયો? અને દેવને પૂજવા યોગ્ય તે સતી પાછાં હિમાચળનાં પુત્રી પાર્વતીરૂપે અવતરીને શંકરને શી રીતે પ્રાપ્ત થયાં તે અમને વિસ્તારથી કહો.

સૂતપુરાણી કહેછે—હે મુનીશ્વરો! દક્ષપ્રજાપતિની પ્રસૂતિ નામની સ્ત્રીને વિશાળ લોચનવાળી સો પુત્રિઓ ઉત્પન્ન થઇ. તેમાંથી એક સતી મહાદેવને, તથા દશ કન્યા ધર્મને, તેર કશ્યપને, બે કામદેવને, સત્યાવીશ ચંદ્રને, એક અગ્નિને, એક પિતૃદેવને, એક કુબેરને, પાંચ વરૂણને, બે અશ્વિનીકુમારને, બાર સૂર્યનારાયણને, દશ રુદ્રને, આઠ વિશ્વેદેવને, એક વાયુને, એક બ્રહ્માને, અને એક વિષ્ણુને એ રીતે સો કન્યા દક્ષે અનુક્રમે પરણાવી. શંકરનાં સ્ત્રી સતી નિત્ય શિવને પ્રેમથી સેવતાં પરંતુ તેમને પોતાના સરખો પુત્ર ન થયો. પિતાએ શંકરનું અપમાન કર્યું જાણી રોષ પામેલાં સતીએ આત્મયોગનો આશ્રય કરી યજ્ઞમાં પોતાના દેહનો ત્યાગ કર્યો. શૌનક કહેછે—સર્વગુણયુક્ત એવા દક્ષપ્રજાપતિએ પરમ પ્રતાપિ શિવ સાથે દ્વેષ કેમ કર્યો. વળી જેમને પુત્રિઓ વ્હાલી હતી એવા દક્ષે મ્હોટી પુત્રી સતીનો તિરસ્કાર કરી સર્વનાં દુઃખરૂ

શાંતમૂર્ત્તિ મહાદેવસાથે વૈર કેમ કર્યું? વિવેકને જાણનારાં પતિ અને પિતાના હિતને ઇચ્છનારાં સતીએ દેહનો ત્યાગ કેમ કર્યો? હે સૂતપુરાણી! એ અમારા સંશયનું સમાધાન કરો. કે જમાય સસરાને દ્વેષ થવાનું કારણ શું?

સૂતપુરાણી કહેછે—પૂર્વે દેવતાઓએ મુનિગણ સાથે મળીને સ્યમંત પંચક ક્ષેત્રમાં હજાર વર્ષના આંગિરસ નામે યજ્ઞનો સમારંભ કર્યો હતો, ત્યાં અકસ્માત્ આવેલા સૂર્ય સરખા તેજસ્વી દક્ષપ્રજાપતિને જોઇ અગ્નિ, સભાજન અને પ્રજાપતિસહિત સર્વે દેવ તથા મુનિઓ, બ્રહ્માત્રિના પોતપોતાના આસનથી ઉઠયા અને આદરથી સર્વેએ માન આપ્યું. બ્રહ્માની આજ્ઞાથી દક્ષપ્રજાપતિ સુંદર આસનપર બેઠા ત્યાંસૂધી પણ ઉઠીને માન ન આપનાર શંકરને જોઇ અતિ કોપાયમાન થયા અને આંખ્યથી બાળતા હોય નહીં તેમ ક્રોધયુક્ત દૃષ્ટિથી જોઇ તિરસ્કાર કરી કહેવા લાગ્યા. અહો બ્રહ્મર્ષિયો, દેવતાઓ અને હે અગ્નિ દેવ! તથા સભાજનો, સત્પુરૂષોના શિષ્ટાચારવાળું મારૂં વચન સાંભળો. આંહીં લોકપાળના યશને હણનાર દિગંબર નિર્લજ્જ સત્પુરૂષોના આચરણથી નીકળી ગયેલો તથા તેમના આચારને દૂષણ લગાડનાર આ, પહેલાં મારો શિષ્ય હતો; તેથી મેં તેને દીકરી આપી ત્યારે તે સારા આચરણવાળો હતો હમણાં તે ક્ષુદ્ર થઈ ગયોછે જેની ક્રિયા લુપ્ત થઈ ગયેલી છે એવો આ અપવિત્ર, મૂઢ, ભયંકર, મર્યાદાની પાજને તોડનાર છે. મેં આનો સ્વભાવ જાણ્યો ન હતો તેથી આ નીચ તાપસ કે જે અજ્ઞાત અને કપટી છે જેમ શૂદ્રને વેદની વાણી આપવી યોગ્ય નથી તેમ મારી કન્યા તે આ દિગંબરને દેવા યોગ્ય નહોતી. પરંતુ અજાણતાં અપાણી આ રુદ્ર સદા સ્મશાનમાં ભૂત પ્રેતના ગણથી વીંટાઇ રહેછે ચિતાની રાખને ચોળનાર આ નગ્ન ગાંડા સરખો દેખાય છે, કોઈ વખતે હસેછે, કોઇ વખતે રૂવેછે, ક્યારેક દોડે છે, ક્યારેક નાચે છે અને ક્યારેક ગાયછે રૂંઢમાળાથી વીંટાએલો મડદાની ખોપરીની માળા પેરનાર નગ્ન આ, પિશાચોની પેઠે ભક્ષ્યા કરે છે તથા ભક્ષ્યાભક્ષ્યને જાણતો નથી. પ્રેત ભૈરવ અને ભૂત આદિ તામસગણનો પતિ આ રુદ્ર છે.

આ અશુદ્ધ અપવિત્રને મેં અજ્ઞાનથી પુત્રી આપી તેથી હું પસ્તાઉંછું. હું શું કરૂં, અદૃષ્ટની વાત છે. પરમ પૂજ્ય વિધાતા

બ્રહ્માએ મને કહ્યું તેથી આને પુત્રી આપી તે મારી દુહિતા આને પાને પડી અને કર્મના યોગથી તેને આની ઇચ્છા પ્રમાણે વર્તવું પડે છે. એવો વિષમ સંબંધ થઇ ગયો તેથી મારૂં મન ખરેખર ખેદ પામે છે.

સૂતપુરાણી કહેછે—એ રીતે સરલ, દેવના દેવ મહાદેવનો તિરસ્કાર કરી ક્રોધના આવેશથી આચમન લઇ દક્ષ પ્રજાપતિએ નીચે પ્રમાણે શાપ આપ્યો. હે દેવતાઓ! જે યજ્ઞનો ભાગ દેવતાઓને મળે છે તે આને ન મળો. દેવતાઓમાં અધમ આશિવ, યજ્ઞનો ભાગ લેવા યોગ્ય નથી. એવાં તેનાં વચન સાંભળી સર્વે દેવ કંપ્યા. સભાજન અને દેવતાઓએ દક્ષને શાપ દેતાં વાર્યો તો પણ શિવને શાપ આપી પોતાને ઘેર જવા લાગ્યો. શંકરને શાપ થયો જાણી નંદિકેશ્વર ક્રોધથી લાલચોળ થઇ સર્વ દેવો સાંભળતાં આપ્રમાણે શાપ દેવા લાગ્યો, હે બ્રાહ્મણો! જે કોઇ મૂઢ, માયામાં મોહિત થઇ, આ શંકરને મનુષ્ય જાણી તેથી વિમુખ થઇ તેનો દ્રોહ કરશે અથવા તે ઉપર ક્રોધ કરશે તે અજ્ઞાની સંસારના તુચ્છ વિષયમાં આસક્ત થઇ નરકમાં પડો, કર્મના તંત્રથી ભમનાર તે અજ્ઞાની, કોઇ દિવસે મોહથી ભવનો પાર પામો નહીં. વેદના વ્યર્થ વાદોમાં લલચાએલ, મંદ, તામસી, પશુઓના ઘાતકી, હરથી વિમુખ ક્ષુદ્ર પુરૂષો, તત્વના વિચારને અને આત્મવિજ્ઞાનને પામો નહીં. આ અંધ દક્ષ મૂર્ખ છે તે થોડા વખતમાં પશુના મોઢાવાળો થાઓ, અને કર્મમાં જડ થઇ પ્રવૃત્તિવાળા વેદના ત્રણ ભાગમાં મુંઝાઇ પોતાની વિદ્યાને પોતે હણો. જે આના મતને અનુસરે તે પણ આ સંકટમય સંસારમાં જન્મ મરણ પામ્યા કરો. વળી જે અધમ દ્વિજો, માધ્વી (મીઠી) ફુલવાળી અર્થાત્ ફલશ્રુતિવાળી વેદની વાણીથી ભમાયેલા ધર્મથી રહિત શિવના દ્રોહિ આત્મવિજ્ઞાનમાં મોહ પામો. અને નિત્ય તપ, વિદ્યા અને વ્રતથી ભ્રષ્ટ થઇ દુષ્ટ પુરૂષોને યજન કરાવો, વળી તે દરિદ્ર અને જેનો એક પણ અર્થ સિદ્ધ થયો નથી એવા તેઓ, આ સંસારમાં ગીધની પેઠે ભાટકો, હે બ્રાહ્મણો! એ રીતે જ્યારે નંદિકેશ્વરે બ્રાહ્મણોને શાપ આપ્યો ત્યારે તે સાંભળી ક્રોધ પામેલા ભૃગુએ શંકરના ગણને આપ્રમાણે સામો શાપ દીધો; જેઓ શૈવિ છે અને તેના વ્રતનું આચરણ કરનારા જટાધારી, ભસ્મને ચોળનાર

અને-આ સંસારમાં વેદમાર્ગને દૂષણ લગાડનાર બાહ્ય ધર્મવાળા (પાખંડી) થાઓ વળી જેમના આચાર નષ્ટ થયાછે તેવા જડ બુદ્ધિના લોકો પાખંડ વ્રતને ધારણ કરો, ખપરવાળા, મદ્ય, માંસ અને સ્ત્રિયોમાં આસક્ત થાઓ અને વેદ બ્રાહ્મણનો દ્વેષ કરવાથી ધર્મશાસ્ત્રને દૂષણ લગાડનારા સતૂપુરૂષોની આજ્ઞાનો દ્રોહ કરનાર, તેઓ નરકનિવાસી થાઓ; જેની અંદર યજ્ઞાદિ ક્રિયાઓછે એવો આ સતૂપુરૂષોનો ભવ્ય માર્ગછે; કે જેમાં આલોકને પરલોકનું ફળ આપનાર પોતે વિષ્ણુ સાક્ષિરૂપછે, વળી જેનો ઋષિ, મનુ અને દેવ પહેલાંથી આશ્રય કરી રહ્યાછે, તેજ વિષ્ણુ વેદવિહિત અર્થના આધારરૂપ અને સમાતન મોક્ષરૂપછે. તે પરબ્રહ્મનો દ્વેષ કરનાર અધમદ્વિજો, શિવમાં આસક્ત થઇ વેદધર્મને દૂષણ લગાડનાર સર્વ પ્રાણિઓનો પ્રલય થાય ત્યાંસુધી ઘોર નરકમાં રહો.

સૂતપુરાણી કહેછે—એ રીતે ગણને અને પોતાને ભૃગુએ શાપ આપ્યો તે સાંભળી ખેદ પામેલા શંકર, ત્યાંથી નીકળી પોતાના કૈલાસમાં ગયા. તથા સભાજન, દેવ, અને ઋષિઓ યજ્ઞને પૂરો કરી ગંગા યમુનાને સરસ્વતીનો જ્યાં સંગમ થાયછે તથા જે સ્થળે હૃષીકેશછે ત્યાં યજ્ઞનું અવભૃયસ્નાન કરી વિષ્ણુને પ્રણામ કરી સર્વે સ્વસ્થાનકે ગયા.

गता यत्र हृषीकेशोऽवभृथस्नानहेतवे ॥
द्युनदी यत्र यमुना ब्राह्मी यत्र सरिद्वारा ॥
तत्र स्नात्वा हरिं नत्वा ययुः स्वं स्वं निकेतनं ॥ ५७ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો ત્રીજો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ सदा विद्विषतोरेवं कालोवै भ्रियमाण्योः ॥
जामातुः श्वशुरस्यापि सुमहानतिचक्रमे ॥ १ ॥

એ રીતે જમાઇ સસરાને દ્વેષ કરતાં ઘણો વખત વીતી ગયો, જ્યારે પરમપૂજ્ય બ્રહ્માએ દક્ષ પ્રજાપતિને સર્વે પ્રજાપતિઓના અધિપતિપણાની પદવી આપિ ત્યારે તેને ઘણો ગર્વ થયો તેથિ ઘણા બ્રહ્મિષ્ટ

પુરૂષોનો પરાભવ કરી તેણે વાજપેય નામનો યજ્ઞ કર્યો વળિ ત્યાર પછી દક્ષ પ્રજાપતિયે બૃહસ્પતિસવ નામના મ્હોટા યજ્ઞનો આરંભ કર્યો તેમાં સર્વ બ્રહ્મર્ષિઓ, દેવર્ષિઓ, પિતૃ, દેવતાઓને નિમંત્રણ મોકલ્યાં તેથી તેઓ સ્ત્રિયો અને પુત્ર પરિવાર સહિત ત્યાં જવા લાગ્યા; આકાશમાં જતાં એવાં તે સર્વ લોકોનાં વિમાનોને જોઈ દક્ષનાં પુત્રી સતી મનમાં વિચાર કરવા લાગ્યાં કે આ દેવ અને ઉપદેવની સ્ત્રિયો, સર્વ પોતાના પતિ સહિત મારા પિતાના યજ્ઞ મહોત્સવમાં જાય છે. જેને કંઠે આભરણો શોભી રહ્યાં છે એવી સુંદર વસ્ત્રવાળી તેની બહેનો, સ્વામીસહિત સતીને કહેવા લાગી કે હે મ્હોટા ભાગ્યવાળી ! પિતાનો યજ્ઞ મહોત્સવ જોવા ક્યારે આવશો; એવાં તેનાં વચન સાંભળી ચકિત નેત્રવાળાં પોતાના પતિની ભક્તિ અને હિતને ઇચ્છનારાં સતી તરત બોલ્યાં. **સતી કહે છે**—હે સાધ્વિઓ ! યજ્ઞમહોત્સવમાં મારા પિતાએ મને આમંત્રણ મોકલ્યું નથી જો નિમંત્રણ આવશે તો આપણે બધી ત્યાં મહાયજ્ઞ જોવા જઇશું. આવો ત્યાં સુધી આપણે સઘળી સેંકડો મહેલ અને અગાશીઓથી શોભિત આ કૈલાસને જોઇએ; પછી હું પણ ત્યાં આવીશ. એમ કહ્યું તો પણ જયારે નિમંત્રણ ન આવ્યું ત્યારે વિસ્મય પામેલી બહેનો પોતાના પિતાને ઘેર ગઇ.

હે બ્રાહ્મણો ! એ સમયે નારદ મુનિ આકાશમાર્ગે કરી શિવના કૈલાસમાં આવ્યા. તેને જોઈ શિવે આદર સત્કારથી પ્રણામ કરી આસન ઉપર બેસાડયા ત્યાર પછી આનંદ વિલાસનો અવસર જોઇ ઉત્સાહથી ઉશકેરાઈ આ રીતે કહેવા લાગ્યા. **નારદ કહે છે**—હે મહાદેવ, બીજી બધી વાર્તાઓ રહી પણ એક નવીન આશ્ચર્યકારક સમાચાર કહું છું. આજે હું કુરૂક્ષેત્રમાં દક્ષ પ્રજાપતિના યજ્ઞમાં થઇ આવ્યો ત્યાં એક મેં અપૂર્વ આશ્ચર્ય જોયું તે કહેવા તમારી પાસે આવ્યો છું. તે કહેતાં મુને વિષાદ થાય છે તો પણ કહીશ. આ પૃથ્વી પર આશ્ચર્યનું એજ મોટું કારણ કે દક્ષના યજ્ઞમંડપમાં અલંકાર સહિત આનંદમય સુંદર મુખકમળવાળાં સર્વ પ્રપંચ કાર્યને વિસરાવનાર દક્ષના યજ્ઞને પ્રવર્ત્તાવનાર આપનું, ભવ ભવાનીનું જોડું મેં જોયું નહિં. એજ મોટું વિષાદનું કારણ કે જેથી આ જગત્ ઉત્પન્ન થયું છે અને જેનેવિષે રહ્યું છે તથા જેમાં લય પામશે તે ભયહારી આપના યુગલરૂપનાં દર્શન મને ન થયાં; તેથી મને ઘણો શોક થાય છે. વળી જે જે વચનો ત્યાં મૂર્ખ દક્ષેં કહ્યાં છે તે તો તેજ કહી શકે.

મારાથી કહી શકાય નહી તો પણ, આપની ઇચ્છાથી સ્વલ્પ સૂચવું છું; હર, હાડકાંની માળાને પહેરનાર,નગ્ન સંહારકર્તા અને તામસી છે તેમજ વિષમ શૂળધારી ખપ્પરવાળો અને નાગને વીંટનાર છે, વળી મારી કન્યા સતી મળવાથી ઘણોજ ગર્વિષ્ટ થયો છે એ કોઇનો પણ નથી તેમ એને પણ કોઇ નથી એ ક્યા વંશનો, ક્યા ગોત્રનો તથા ક્યા દેશનો અને કેવો છે, એનો પરિવાર કોણ, એનો આચાર કેવો છે; વિષને ખાનારૂ બળદ ઉપર બેસનાર એ ઘણું કરીને તપસ્વી પણ ન કહેવાય, કારણ કે તપસ્વિને અસ્ત્ર ધારણ કરવું ઉચિત નથી વળી તે સ્મશાનમાં રહેછે માટે ગૃહસ્થમાં પણ ગણાય નહીં તેમજ તેણે પાણિગ્રહણ કર્યું છે માટે બ્રહ્મચારી પણ કહેવાય નહીં. ઐશ્વર્યના મદથી મોહિતછે તેથી એમાં વાનપ્રસ્થપણું પણ શાનું, એ વેદને નથી જાણતો માટે બ્રાહ્મણ પણ ન કહેવાય, શસ્ત્ર અસ્ત્રને ધારણ કરે છે તોપણ એ ક્ષત્રિય નથી કારણ કે કોઇને કોઇ હણતું હોય તેથી તેનું રક્ષણ કરે તેવું ક્ષાત્ર તેજ, આ પ્રલય કરવામાં પ્રેમવાળા હરમાં નથી; વળી હમેશાં નિર્ધનના જેવાં આચરણવાળો છે તેથી વૈશ્ય પણ ન કહેવાય વળી નાગની જનોઇ પહેરે છે માટે શૂદ્ર પણ નથી, એ રીતે વર્ણ અને આશ્રમના ધર્મથી રહિત એ કોણ છે એમ તેને કોઈ સારી રીતે જાણતું નથી. સર્વે પ્રકૃતિઓની (શક્તિઓની) આજ્ઞાથી રહિત છે અને પ્રકૃતિથી વર્જિત છે માટે તે સ્થાણુ (વૃક્ષના ઠુંઠા જેવો) છે વળી ઘણું કરી તે પુરૂષ પણ ન કહેવાય કારણ તેનું શરીર અરધું નારીના જેવું છે તેમ એ સ્ત્રી પણ નહી કારણ તેને મ્હોડે મુછ ડાઢી છે તેમ એ નપુંસક પણ નથી કારણ એને લિંગ છે વળી એ બાળક પણ નથી કારણ કે ઘણા વર્ષનો ઘરડો છે. વળી સર્વે લોકમાં અનાદિ વૃદ્ધ કહેવાય છે માટે તે ઉગ્ર છે તે ઘણા વર્ષનો પુરાતન છે માટે તે યુવાન પણ નહી, તેજરામરણથી રહિત છે, તેથી તે વૃદ્ધ પણ કહેવાય નહી પ્રલયકાળની અંતે બ્રહ્માદિકનો નાશ કરે છે તો પણ તે પાતકી કહેવાતો નથી વળી તેણે ક્રોધથી બ્રહ્માનું મસ્તક કાપ્યું છે માટે એમાં પુણ્યનો લેશ પણ નથી ખોપરાંની માળાવાળા તે દિગંબરમાં પવિત્રપણું, ક્યાંથી હોય વધારે શું કહું આનું કાંઇ પણ ચરિત્ર જાણી શકાતું નથી અહો આ જટાધારીનું નીચપણું મેં આજેજ જોયું કે ગુરૂ તુલ્ય મને શ્વસુરને જોઈ આસન ઉપરથી ઉઠયો નહિ, માતા પિતા વિનાના એવાજ હોય છે. ગુણ વગરના, કુળહીન કર્મથી ભ્રષ્ટ, નિરંકુશ (મોકળ છુટા)

સ્વચ્છંદ ફરનાર ધણી વિનાના સર્વ ઠેકાણે પોતાના અભિમાનવાળા અકિંચન (જેની પાસે કાંઈ નથી) એવા છતાપણ ઘણું કરી અમે ઇશ્વર છિયે એવું માન રાખનારા હોય છે ઘણું કરી જમાઇનો સ્વભાવ પણ ગર્વનું પાત્ર હોય છે કે જે કાંઈ ઐશ્વર્ય મળે તો તરત છકે એમાં સંશય નથી. ચંદ્રે પણ ગર્વિષ્ટ થઇ જ્યારે રોહિણીના પ્રેમમાં આસક્ત થઇને કૃત્તિકા આદિ મારી પુત્રીયોના સ્નેહનો ત્યાગ કર્યો ત્યારે મેં તેને શાપ આપી ક્ષય રોગી કર્યો, તેમ આ ત્રિશૂલવાળા (શંકર) નો સર્વ ગર્વ હેઠો ઉતારૂં; કારણ જેમ દેવના યજ્ઞમાં તેણે મારૂં અપમાન કર્યું તેમ હું પણ બધી રીતે તેનું માન મોડીશ એવાં તેનાં નિંદિત વાકયો સાંભળી કેટલાએક મુનિઓ કાનમાં આંગળી નાખી ચાલી નીકળ્યા દુર્વાસા ઋષિ અને દધીચિ વિગેરેથી તે શિવ નિંદા સહન ન થઇ તેથી તરત ચાલી નીકળ્યા એ રીતે જેની અંદર ઘણા લોકો હૃષ્ટ પુષ્ટ થઇ રહ્યાં છે એવો તે દક્ષ પ્રજાપતિનો યજ્ઞ ચાલુ થયો છે, તે મારાથી ન જોઇ શકાયું; તેથી હું અંહી આવ્યો. હે દેવિ ! ત્યાં તમારી બહેનો પણ પોતાના પતિ સહિત આવી છે તે મનો પણ ગર્વ જોઇ મારાથી કાંઇ પણ કહી શકાતું નથી એમ કહી નારદ ત્યાંથી અંતર્ધાન થયા. દક્ષનાં પુત્રી સતી તે સાંભળી તરત ઉઠયાં અને શંકરને પ્રણામ કરી હાથ જોડી આ પ્રમાણે વિનતિ કરવા લાગ્યાં. **સતી કહે છે**—હે નાથ! પિતાનો યજ્ઞોત્સવ જોવા મારી ઇચ્છા છે, જો આપની આજ્ઞા હોય તો હું જાઉં. મારી પ્રાર્થના આપ અન્યથા નહી કરો જેમ પાણીનો પ્રવાહ નીચાણમાં જાય તેને રોકવા કોઈ પણ સમર્થ નથી તેમ ચિત્ત પણ તેવુંજ છે માટે મારા પિતાને ઘેર જવા મારી પ્રાર્થના છે તેનો આપ નિષેધ કરશો નહી, હે નાથ ! ગુરૂ, પિતા, અને પતિને ઘેર તથા વિશેષેકરી યજ્ઞમાં પણ આમંત્રણ વિના જવાય છે. માટે હે ભગવન્! આપ પ્રસન્ન થઇ મારા અપરાધની ક્ષમા કરી મને જવા આજ્ઞા કરો. એવાં સતીનાં વચન સાંભળી મર્મને ભેદનારાં કઠણ વાણીરૂપ બાણને સંભારી મહાદેવ કહેવા લાગ્યા.

**શિવ કહે છે**—હે કાંતે! માતા પિતાને ઘેર આમંત્રણ વિના તો જવું કે જો તેઓ આપણા દોષ જોતા ન હોય, પણ જો તેઓ વિદ્યા, તપ, શરીર, દ્રવ્ય, કુળ તથા અવસ્થા અને સત્તા આદિ ગુણેકરી મદાંધ પુરૂષો, ઘેર આવેલાને જોતા પણ નથી, માટે હે પ્રિયે! તેવા સબંધીને ત્યાં માનરૂપ ધનની ઈચ્છા કરનાર સંભાવિત માણસે ન જવું તે વધારે સારૂં છે. તે દક્ષ

પ્રજાપતિએ સભામાં મને જે કટુ વાક્ય કહ્યાં છે તેથી વિષ ખાવું સારૂં છે પરંતુ ત્યાં માનવિના જવું સારૂં નથી સુંદર મુખ વાળી હે પ્રિયે! વગર બોલાવ્યે ત્યાં જવાથી માન રહેશે નહીં ત્યારે તે અપમાનથી મરવું પણ સારૂ છે. અપમાનથી ક્ષોભ પામેલી મનોવૃત્તિવાળાં સ્ત્રી કે પુરુષને ફરીથી મહોડું દેખાડવું સારૂં નથી તે હું તમને સત્ય કહું છું, જેમ સમુદ્રમાં ગયેલી સિંધુ નદી પાછી વળતી નથી; તેમજ આજ તમે ત્યાં જશો તો ફરીથી તમારૂં અંહી આવવું થશેજ નહી, એ રીતે મહાદેવે કહ્યું ત્યારે સ્વામિની ભક્તિમાં તત્પર એવાં સતી દક્ષના યજ્ઞપ્રત્યે જવાસારૂ હીંચકાની પેઠે ડોલાયમાન થયાં.

इत्युक्तवति देवेशे भर्तृभक्तिपरायणा।
तदा चांदोलवज्जाता सती दक्षाध्वरं प्रति ॥ ९ ॥

ઈતિશ્રી સ્કંદ પુરાણમાંના વાલખિલ્ય ખંડના ગુર્જર ભાષાંતરનો
ચોથો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ ततोजगाम सा देवी कोपांधीकृतचेतना ॥
यियासुभिस्तु कार्यार्थे यत्कर्त्तव्यं न तत्कृतं ॥ १ ॥

સૂતપુરાણી કહે છે.—ત્યાર પછી કોપથી અંધબુદ્ધિવાળી તે સતી ચાલી નીકળ્યાં. પ્રયાણ વખતે જે કામ કરવું જોઇએ તે તેણે કર્યું નહીં મહાદેવને પ્રણામ અનેપ્રદક્ષિણા ન થઇ તેથી તે સતી ગયાં તે ફરી પાછાં આવ્યાં નહી. શિવને પ્રણામ અને પ્રદક્ષિણા કર્યા વિના જેઓ ગયા છે તેઓ પહેલાં ગએલા દિવસની પેઠે હજી પાછા આવ્યા નથી. ત્યારે ત્રૈલોક્યના સ્વામી મહાદેવનાં પ્રિયપત્ની સતી કે જે પગેપાળાં ચાલ્યાં તેને તે પરમ પવિત્ર માર્ગ પણ અતિ કઠણ દેખાવા લાગ્યો, મહાદેવ પણ સતીને વાહન વિના પાળાં ગયાં જાણી મનમાં અતિ ખેદ પામ્યા અને ગણોને બોલાવી આજ્ઞા કરી કે હમણાં સતી ક્યાં ગયાં! તે સાંભળી ગણે કહ્યું હે ભગવન્! સતી દક્ષના યજ્ઞમાં ગયાં. ત્યારે તત્કાળ શિવે ગણને અને ડોલર તથા ચંદ્રમા સરખા ઉજવળ વિશાળ હૃદયવાળા બળવાન અને ઉંચી કાંધ વાલા તથા સુંદર મુખ

વાળા જેની ઝુલપર મોતી જડેલાં છે એવા ઘુઘરીઓથી શોભતા નંદિકેશ્વરને પણ વાહનમાટે આજ્ઞા કરી, ત્યારે તે સઘળા ગણો અને પાર્ષદો, દેવાને બેસાડવા સારૂ આકાશમાર્ગે નદિકેશ્વરને લઇ ચાલ્યા. ચામર અને વીંઝણાઓથી જેને પવન ઢોળાઇ રહ્યો છે તથા ગણોએ જેમની ઉપર છત્ર ધરયું છે એવાં દેવી, પિતાના મંદિર પ્રત્યે ચાલ્યાં કુરૂક્ષેત્રને વિષે પ્રાપ્ત થયા, વેદના શબ્દોથી ગાજી રહેલા વિવિધ પરકારના બ્રાહ્મણોથી શોભતા, મૃત્તિકા, કાષ્ટ, લોહ, સુવર્ણ દર્ભ, મૃગચર્મ, હુતદ્રવ્ય અને નાના પ્રકારની પૂજાની સામગ્રીઓથી શોભાયમાન એવા પિતાના મંદીર પાસે આકાશમાર્ગે આંવી, નંદિકેશ્વર ઉપરથી તે દક્ષના આંગણામાં ઉતરી પ્રત્યક્ષ દેખાયાં. આશ્ચર્ય પામેલાં લોકો તેને જોવા લાગ્યાં જેને મંગલનેપથ્ય (યજ્ઞ કંકણ) બાંધેલું છે તેવાં માથા ઉપર મોડવાળાં પોતાની માને અને સ્વામિસહિત આવેલી ઘણાં ઘરેણાથી શોભતી આશ્ચર્ય આનંદ અને ગર્વમાં ગરક થએલી પોતાની બેહેનો આ વગરબોલાવેલી માનવિનાની શિવપ્રિયા સતી ઓચિંતી કેમ આવી ? એમ ભયભીત થઇ જોવા લાગી. તે સર્વને બોલાવ્યા વિના સતી દક્ષની પાસે ગયાં ત્યાં માતાપિતા આદિ કોઇએ તેને માન આપ્યું નહી યજ્ઞશાળામાં યજ્ઞનીઅંદર શિવનો ભાગ ન જોયો તેથી વિઘ્ન કરવાની ઇચ્છાવાળા સર્વેગણો ક્રોધેકરી લાલચોળ નેત્રવાળા થયા. તેને શિવપ્રિયા સતીએ નેત્રની સમસ્યાથી (સાનથી) સમજાવી વાર્યા, પછી શિવ ઉપર દ્વેષનેલિધે રોષે ભરાએલા દક્ષને કહેવા લાગ્યાં.

**સતી કહે છે.**—ગુણવાન પુરૂષો પોતાના ગુણેકરી પારકા દોષને ઢાંકે છે પરંતુ તારા જેવા ખળ પુરુષો પારકા ગુણોને ઢાંકી દોષનો પ્રકાશ કરેછે, દોષનું પાત્ર પોતેછે માટે બીજાના દોષજ લેવા એ ખળનો સ્વભાવછે. તને જે દક્ષ કહેછે. તે મૂઢ છે. તેં શિવને અશિવરૂપ માની અતિનિંદા કરી છે માટે તારા જેવાની જીભ કાપી નાખવી જોઇએ, જીવ વિનાનું શરીર જેમ શણગારેલું છતાં પણ શોભતું નથી તેમજ ઇશ્વરવિના તારો યજ્ઞ સ્મશાન જેવો દેખાય છે. જેમ અર્થ હીન વાણી, ધર્મહીન શરીર પતિવિનાની સ્ત્રી, ગંગાહીન દેશ, પુત્રહીન ઘર, દાનહીન જેમ વૈભવ શક્તિ, મંત્રીવિના રાજ્ય, વેદવિના બ્રાહ્મણ, સ્ત્રીવિના સુખ, દર્ભવિના સંધ્યા, તલવિના તર્પણ અને ઘી વિના હોમ જેમ શોભતો નથી તેમજ શિવવિના તારા યજ્ઞની ક્રિયા શોભતી નથી, મારા પરમપ્રિય સ્વામી મહાદેવવિના આં તારો યજ્ઞ કર્યો પણ

ન કર્યા જેવો છે.—બ્રહ્માને આદિ દક્ષ પિશાચ પર્યંત સર્વે દેવ જેની આજ્ઞા પ્રમાણે વર્ત્તે છે સર્વ કલ્યાણના કલ્યાણરૂપ તે મહાદેવનું તેં વિધિથી પૂજન કેમ કર્યું નહી. તેથી આ સર્વ સહિત તારે માથે અકસ્માત્ શંકરના ક્રોધથી ઉત્પન્ન થએલો દંડ પડશે.

સૂતપુરાણી કહેછે.—એવાં સતીનાં વાક્ય સાંભળી ખેદ પામેલા પ્રજાપતિએ સ્વામી સહિત સતીની નિંદા કરીને રીશથી તેને તરછોડી કહેવા લાગ્યો. શિવ એવા નામથી હું ભોળવાયો; તેથી અશિવરૂપી એને હું જાણી ન શક્યો; પિતામહ બ્રહ્માએ મારી પાસે એ શંકર, શંભુ શ્રીકંઠ મહેશ્વર વૃષધ્વજ સર્વજ્ઞ છે; એમ તેને બહુ વખાણ્યો અને એ ધનુર્ધર મહાદેવને તું કન્યા આપ્ય એવાં બ્રહ્માનાં વચનથી મેં તને આપી. હે અનઘે ! (નિષ્પાપ) પુત્રિ,હું તેને જાણતો નહતો કે તે વિરૂપાક્ષ, નાગધારી, વિષ ખાનાર વ્યસની પાંચ મોહોડાંને દશ હાથવાળો તથા ત્રણ આંખવાળો જટિલ ચંદ્રમાના કટકાવાળો નીલલોહિત (નીલો અને રાતો) ખપરવાળો ત્રિશૂળધારીને શબની રાખ ચોળનાર હશે. એને માતા, પિતા, ભાઇ કે કોઇ સંબંધી નથી વળી તેણે સોનાનાં ભૂષણ છોડી સર્પ અને હાડકાંનાં ઘરેણાં ગળે ઘાલ્યાંછે. જે ભીખ માગીને ખાય છે. તે બીજાને અન્ન શું આપે, કોઇ વખતે પૂર્વદિશા તરફ જતાં પશ્ચિમ દિશામાં ચાલ્યો જાય ને પોતાનો પોઠીઓ દક્ષિણદિશામાં જતો હોય તો પોતે ઉત્તરમાં ચાલ્યો જાય; આડો અવળો ઉંચેને નીચે ઇચ્છામાં આવે ત્યાં ચાલ્યો જાય વળી તે ઊભો રહે છે એવું તારા સ્વામીનું આશ્ચર્યકારક ચરિત્ર છે તેવું બીજાનું દેખાતું નથી, એવા નિર્ગુણને ગુણાતીત શિવમાં તારી સ્થિતિ કોણ માત્ર છે; વળી તે ત્રૈલોક્યમાં સર્વજ્ઞ અને સર્વરૂપ કહેવાય છે; પણ તે ક્યારેય જાણતો નથી ને જોતોએ નથી તેમજ દૈત્ય, દાનવ અને રાક્ષસોને વરદાન આપે છે એનો કોઇ સંબંધી કે બંધુ નથી. ઘર ઘરદે ગોત્ર વગરનો આદિ- અંત રહિત (અવ્યય) (ખરચવિનાનો અથવા અવિનાશી) નાગો, બળદ ઉપર બેસેલો, એકલો પૃથ્વી ઉપર ભમ્યા કરે છે. એ સ્થિર બુદ્ધિવાળો નથી તેથી ત્રૈલોક્યમાં ભટકે છે. કોઇ દિવસ સત્ય લોકમાં અને પાતાળમાં પણ જતો રહે છે. પર્વતોની શિખરો ઊપર સુવે છે, એ અશિવ છે તોપણ શિવ એમ કહે છે ચંદન આદિને છોડી સદા રાખ ચોળે છે. એને સર્વ આપનાર એમ કહે છે પણ એ બીજાને કાંઇ આપતો નથી એવા જમાઇને અને તું

જેવી પુત્રીને ધિક્કાર છે કે જેનો અન્યોન્ય સ્નેહ છે. તેની તું પ્રિય ભાર્યાછો અને તે તને પ્રાણથી અધિક પ્રિય છે તારે માતા પિતા અને સખીઓ સાથે કાંઇ કામ નથી; કેવળ તું ધણીની ભક્ત છો માટે મારા ઘરમાંથી બહાર જા બીજા જમાઈને દીકરીઓ મુને વહાલાં છે. તારૂં ને તારા પતિનું કાંઇ વિલક્ષણપણું (જુદા પ્રકારનું) છે તું પણ આજ ઉતાવળી દોડી તારા પતિ પાસે જા.

સૂતપુરાણી કહે છે. એવાં પિતાનાં વચન સાંભળી મનમાં અત્યંત ખેદ પામેલાં સતી કહેવા લાગ્યાં.

સતી કહે છે.—મારે માટે દેવનાદેવ મહાદેવની તેં મોહિત થઇને અત્યંત નિંદા કરી માટે હે કલીબ! તારાથી થએલા આ દેહથી ઘણું થયું કારણ તે દેહેકરી મેંપતિની નિંદા સાંભળી માટે તે દેહનું વિસર્જન કરવું એજ મોટું પુરુશ્ચરણ છે (પાપથી છુટવાનો ઉપાય) છે સારી સ્ત્રીએ પતિની નિંદા ન સાંભળી હોય ત્યાંસુધીજ જીવવું તે વખાણવા યોગ્ય છે પરંતુ સાંભળ્યાપછી તો જીવવું નહી.

સૂતપુરાણી કહેછે.—ત્યારે તે યજ્ઞશાળામાંથી ઉત્તર દિશામાં જઇ હાથ જોડી સતી કહેવા લાગ્યાં વિશ્વને પાવન કરનાર હે મહાદેવ! તમે સાક્ષાત્ સર્વ પ્રાણીમાત્રના પતિ છો. મન વચન અને કર્મથી મેં આપની ભક્તિ યથાર્થ કરી હોય તો હે સુરેશ્વર! હું હિમાચળનેવિષે જન્મ પામું. હે સ્વામિન્! જો મેં એક પતિવ્રતનું આચરણ કર્યું હોય તો બીજા જન્મમાં હે સુવ્રત! તમે શિવજ મારા ભરથાર થજો.

સૂતપુરાણી કહેછે.—એ રીતે કહી મહાદેવના સ્વરૂપનું ધ્યાન કરી સતીએ ક્રોધથી પ્રદીપ્ત થએલા યોગાગ્નિમાં પ્રાણાયામના વિધિથી પોતાના દેહરૂપ સમિધ હોમ્યાં. ત્યારે તે યજ્ઞ મહોત્સવમાં મહોટો હાહા કાર થયો, અને ઈંદ્રાદિક સર્વે દેવ નિસ્તેજ થયા, હે બ્રાહ્મણો! ક્ષણમાત્રમાં તે યજ્ઞભૂમિ સ્મશાન ભૂમિ થઇ ગઇ. સમયવિના ભયંકર કંપ ઉપજાવે તેવો વજ્રપાત થયો, આકાશમાંથી ઉલ્કાપાત પડવા લાગ્યા. વીજળીઓ પડવા લાગી. પિશાચો નાચવા માંડ્યા. અને આડી નામનાં પક્ષીઓ, શીચાણા અને ગીધપક્ષીઓ આકાશમાં ઉડવા લાગ્યાં. ફીયાવડીઓપણ

સૂર્ય સામી મ્હોડાં કરી રોવા લાગી. મેઘ, રૂધિર પરૂની વૃષ્ટિ કરવા લાગ્યા. હૃદયને કંપાવે તેવા વજ્રપાત જેવા ભંયકર શબ્દો પૃથ્વીમાંથી થવા લાગ્યા, દિવ્ય ભંયકર ચમત્કારીક હથીઆરો એક બીજામાં લડવા લાગ્યાં; ક્ષણ માત્રમાં તે યજ્ઞમંડપ સ્મશાન જેવો સૂનો થઇ ગયો. દક્ષપ્રજાપતિ પણ પ્રજાસહિત ગ્લાનિ પામી નિસ્તેજ થયો. ત્યારે વીરભદ્રાદિગણો એકદમ પોતાના ચમત્કારીક હથીઆરો, ઢાલ, તરવાર, ગદા, પ્રાસ, કુવાડા, અંકુશો પાશુપતાસ્ત્ર, ત્રિશૂલ, પરિઘ, પટ્ટિશ, તોમર, બાણ, ભાલાં, સાંગ્ય અને ભયાનક કાળદંડ વિગેરે શસ્ત્રને ગ્રહણ કરી લડવા તત્પર થયા.

સૂતપુરાણી કહે છે—ક્રોધથી રાતાં નેત્રવાળા અગ્નિ સરખા પ્રદીપ્ત મહાશૂરવીર યુદ્ધમાં કુશળ વિશ્વેદેવ, યક્ષ, સાધ્ય, મરૂતગણ, અષ્ટવસુ, આદિત્ય, નાગ અને સિદ્ધઆદિ સર્વે દેવ, મહોટા યોધાઓ સહિત તે ગણ-સામા લડવા લાગ્યા. એ રીતે શિવના ગણ અને દેવતાઓને માંહોમાહે સંગ્રામ થતાં દેવતાઓ હથીઆરો ઉગામી વીરભદ્રની સામા દોડયા.

તેને આવતા જોઇ ગણનો અધિપતિ વીરભદ્ર, એકદમ વેગથી સામો દોડી બધાને બાણનીવૃષ્ટિથી પરાસ્ત કરવા લાગ્યો, ત્યારે તે દેવતાઓ, ગણો ની ઉપર શસ્ત્રની વૃષ્ટિ કરવા લાગ્યા, વસુનંદ નામના ગણની સાથે દેવતાને મોટું દારૂણ યુદ્ધ થયું હે દ્વિજવર્યો ! સર્વ લોકને ભંયકર એવું શિવ ગણ અને દેવનું યુદ્ધ ચાલુ થતાં જ્યારે ગણો કપાવા લાગ્યા ત્યારે ગણનો અધિ-પતિ વીરભદ્ર દિવ્યઅસ્ત્રોએકરી દેવતાઓને છિન્ન ભિન્ન કરવા લાગ્યો. એ રીતે ગણના અધિપતિ વીરભદ્ર અને વસુનંદે હણેલા દેવના શરીરથી રણભુમી શોભવા લાગી. એ રીતે શિવના ગણોએ જ્યારે સર્વ દેવને જીત્યા તે સમયના અંતરમાં દેવ ગણમાં ભંગાણ પડેલું જોઇ વૃત્રાસુરને હણનાર ઇંદ્ર, ઐરાવત ઉપર બેસી એકદમ વેગથી આવ્યો, તે આવેલા દેવેંદ્રને જોઈ મહાપ્રતાપી વીરભદ્રે સર્વ શત્રુઓનો નાશ કરનારૂં ત્રિશૂળ ફેંકયું તે પ્રહારથી ઈંદ્ર અત્યંત મૂર્છા પામ્યો. પછી તે વીરભદ્રે કોપાયમાન થઇને એક મુઠી ઐરાવતના માથાપર મારી; તેથી તે રાડયો પાડતો ભાગ્યો; અને યજ્ઞશાળા ભાંગી ચકચુંર કરવા લાગ્યો.

બીજી વીરે મુઠીના પ્રહારથી માથામાં પીડા પામેલ ઐરાવત, મૂર્છા ખાઈ પૃથ્વી પર પડ્યો. તેમજ અવશેષ રહેલા વિશ્વેદેવને પણ બાણથી છિન્ન ભિન્ન કરી રણાંગણમાં મૂર્છીત કર્યા.

વિવિધ પરકારના પ્રહારથી જેનાં અંગ ભાંગી ગયાં છે તથા શૂળ શક્તિ, અને ફરશી, ભાલાં, ચક્ર, નારાચ નામનાં બાણ, તરવાર, પાશ, તોમર અને પાશુપતાસ્ત્ર આદિ ઘણા પ્રકારનાં તીક્ષ્ણ શસ્ત્ર અસ્ત્રોએકરી ભેદાએલા દેવતાઓ મૂર્છિત થવા લાગ્યા. એ રીતે તે યુદ્ધ મહોત્સવ ચોતરફ ચાલુ થતાં કેટલાએક દેવતાઓ બુમો પાડી ભાગવા લાગ્યા, ત્યાર પછી તે વિષ્ણુને શરણે જઇ ગરૂડપર બેઠેલા કમળનેત્ર શ્રીકૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યા. એ રીતે પીડા પામેલા તે ઈંદ્રાદિ દેવને જોઇ તમે ભય પામો નહિ એમ કહી વિષ્ણુ શાર્ઙ્ગ ધનુષ લઇ સાથે ચાલ્યા અને ત્યાં યુદ્ધમાં અગ્નિની જ્વાળા સરખાં તીક્ષ્ણ બાણો વીરભદ્ર તરફ છોડવા લાગ્યા ત્યારે તે અમોઘ એવાં વિષ્ણુનાં બાણો, જેમ નાસ્તિક પાસેથી યાચકો, નિરાશ થઇ પાછા વળે તેમ વ્યર્થ થવા લાગ્યાં. એ રીતે નિષ્ફળ થએલાં બાણોને જોઇ વિષ્ણુ, બીજાં તીક્ષ્ણ અગ્રભાગવાળાં બાણોએ કરી ગણને હણવા લાગ્યા. હે બ્રાહ્મણો, એ રીતે જયારે વિષ્ણુએ હણેલા સેંકડો ગણો પૃથ્વી ઉપર પડયા, ત્યારે યુદ્ધમાં દુર્મદ એવા નંદી, ભૃંગી, મહાકાળ, અને ગણનો ઈશ્વર એવો વીરભદ્ર, એ ચાર સામા ઉભા રહ્યા. વીરભદ્રે ત્રિશૂલેકરી વિષ્ણુને અને પાંચસો બાણથી ગરૂડને જયારે પ્રહાર કર્યો ત્યારે પીડા પામેલા ગરૂડને જોઈ વિષ્ણુએ ક્રોધાયમાન થઇ દિવ્ય અસ્ત્રોએકરી વીરભદ્રને ઢાંકી દીધો. વિષ્ણુએ ફેંકેલાં અસ્ત્રોને જોઇ ગણના અધિપતિ વીરભદ્રે ત્રિશૂળ અને ગદાથી તેને વીખેરી નાખ્યાં. બાણને નિષ્ફળ થએલાં જોઇ વિષ્ણુએ ગદા ફેંકી તેને વીરભદ્રે ત્રિશૂળથી પાડી નાખી; ત્યારે ગદાને પણ નિષ્ફળ જોઈ વિષ્ણુએ હળ નામનું હથીઆર ફેંક્યું, તથા બળભદ્રે વીરભદ્રની ઉપર મુશળ ફેંક્યુ તે હળમુશલને તેણે ગદાથી રોકયાં એ રીતે હળ મુશળને વ્યર્થ જોઇ ગરૂડ પર બેઠેલા વિષ્ણુએ ક્રોધથી સર્વ સૈન્યોમાં શત્રને ભય ઉપજાવનાર તીક્ષ્ણ ધારવાળું વાંકું બળતા અગ્નિ સરખું તીવ્ર અને અમોઘ (પાછું ન ફરે એવું) સુદર્શન ચક્ર વીરભદ્ર ઉપર ફેંક્યું. હે મુનીશ્વરો! સેંકડો સૂર્ય સરખું તે સુદર્શન ચક્રને આવતું જોઇ ગણના અધિપતિ વીરભદ્ર, ત્રિશૂળને પડતું મુકી જેમ મોટો મઘરમચ્છ બાળકને ગળે તેમ તેને ગળી ગયો; એ રીતે ગણના નાયક વીરભદ્રે સુદર્શન ચક્ર ગળ્યું ત્યારે ક્રોધથી રાતાં ચોળ નેત્રવાળા વિષ્ણુ, ત્યાં આવી વેગથી તે વીરભદ્રને ઉંચો ઉપાડી એકદમ પૃથ્વી ઉપર ચૂર્ણ કરવા લાગ્યા. એ રીતે પછાડયો તો પણ ચક્રને ગળનાર ગણનો નાયક વીરભદ્ર,

વિષ્ણુની સાથે વિવિધ પ્રકારનાં દિવ્ય અસ્ત્ર શસ્ત્રોએકરી અતિ દારૂણ યુદ્ધ કરવા લાગ્યો- એ રીતે સુદર્શન ચક્ર ગળીને બેઠો થઈ ફરી યુદ્ધ કરતા અતિ બળવાન તે વીરભદ્રને જોઇ વિષ્ણુએ પોતે ગરૂડ ઉપરથી ઉતરી તીક્ષ્ણ એવાં દશહજાર બાણથી તેને હણ્યો; ત્યારપછી વિષ્ણુ અને વસુનંદ નામના ગણને અન્યોન્ય મુઠી અને હાથના પ્રહારથી યુદ્ધ થવા લાગ્યુ, વિહ્‌વળ એવા ગણના અધિપતિ વીરભદ્રને હણી ગદાથી ફાડી નાખેલા ઉદર વાળાને પૃથ્વીપર ઢસડવા લાગ્યા.

તેના પેટમાંથી ગરૂડ પર બેઠેલા વિષ્ણુએ સુદર્શન ચક્ર કહાડયું તો પણ જેને શિવથી વર પ્રાપ્ત થયું છે એવો તે વીરભદ્ર, અતિ દારૂણ પ્રહારથી પીડાયા છતાં મરણ પામ્યો નહીં. રુદ્રની શક્તિવાળો તે વીરભદ્ર, ત્યાંથી ઉત્તરે દિશામાં ભાગી ગયો; ત્યારે શંકરના સર્વે ગણો ભયથી ત્રાસ પામવા લાગ્યા તે વખતે ઇંદ્રે ત્રિશૂલેંકરી નંદિકેશ્વરને પ્રહાર કરયો યમરાજ, કાલદંડે કરી ભૃંગિને પીડવા લાગ્યા. વરૂણ, પોતાના પાશથી મહાકાલને વ્યથા કરવા લાગ્યા એ રીતે ભૃંગી, નંદી અને મહાકાલ જેવા વિખ્યાત ગણો ભાગ્યા ત્યારે બીજા ગણો પણ નાસાનાસ કરવા લાગ્યા. રૂધિરથી ભરાઇ રહેલો વીરભદ્ર, જે માર્ગે શિવ લોકમાં ગયો તેજ માર્ગે બીજા ગણો પણ શંકર પાસે જઈ પ્રણામ કરી પરાભવ થવાનું વૃત્તાંત કહેવા લાગ્યા. એ રીતે વિષ્ણુએ જીતેલા ત્રાસ પામેલા વીરભદ્ર આદિ ગણોને પાછા આવેલા જોઇ કોપાયમાન થઇ શંકર કહેવા લાગ્યા. હે પાપરૂપ દુરાચારી મૂઢ ગણો! તમારી કેવી મતિ છે, મેં તમને જરા મરણ રહિત કરેલા છે છતાં તમે વાસુદેવના ભયથી નાસી આવ્યા તેમાં મારી હલકાઇ કરી ચાલો મારી સાથે, દક્ષના યજ્ઞમાં હું પણ આવુંછું. એવાં શિવનાં વચન સાંભળી શરમાએલા તે સર્વે ગણો, નિચું મોહોડું કરી ઉભા રહી કહેવા લાગ્યા; હે શિવ! અમે સઘળા તમારી સાથે અવીયેછિએ. તે સાંભળી હસીને શિવ, ગણસહિત દક્ષના યજ્ઞમાં અવ્યા, ધનુષ બાણને સજ્જ કરી ત્રિશૂળ લઇ યજ્ઞશાળામાં પેઠા તે જાણે દક્ષનું ભક્ષણ કરશે કેશું!! તેવા જણાવા લાગ્યા ક્રોધથી રાતા ચોળ નેત્રવાળા શિવને જોઈ, તે નહીં જીતી શકાય એવા છે એમ માની દેવતાઓ ત્યાંથી અંતર્ધાન થયા તેની સાથે ઇંદ્ર પણ મરૂતગણ સહિત અંતર્હિત થયો. તેમજ યમ અને વરૂણ વિગેરે બીજા લોકપાળો પણ કોપાયમાન થયેલા મહેશ્વરને જોઇ દશેય દિશાએ નાઠા, કેવળ બ્રાહ્મણોજ જેઓ

સભામાં હતા તેઓ શિવના ભયથી ભાગી શક્યા નહીં; કોપથી રક્ત લોચનવાળા શિવને જોઇ કશ્યપાદિ ઋષિઓ શતરૂદ્રિયનો જપ કરવાલાગ્યા અને હાથમાં પુષ્પાંજળિ લઇ પ્રણામ કરવા લાગ્યા. અતિભયથી ત્રાસ પામેલા ધ્રુજતા બ્રાહ્મણોને જોઇ કોપેલા મહાદેવે તેમને પીડયા નહીં.

अतीव भयसंत्रस्तान्वेपमानान्परस्परं ॥
न च तान्पीडयामास कुपितोऽपि महेश्वरः ॥ १२९ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્ય ખંડના ગુર્જર
ભાષાંતરનો પાંચમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ रुद्रः सानुचरश्चक्रे दक्षयज्ञजिघांसनं ॥
सैनिकाःक्षतवंतस्ते तथैव रक्तलोचनाः ॥ १ ॥

સૂતપુરાણી કહે છે.—અનુચર ગણ સહિત રુદ્રે અને ધવરાએલા લાલ લોચનવાળા તેના યોધાઓએ દક્ષ યજ્ઞનો ભંગ કર્યો. પીંગળાં અને પીળાં મુખવાળા કેટલાએક ગણોએ યજ્ઞના યૂપો ઉખેડી નાખ્યા. તેમજ કોઇએક યજ્ઞ કુંડો બુરી દીધા, ક્રોધ પામેલા કોઇ ગણોએ મંડપ ભાંગી નાંખ્યો. કોઇએ યજ્ઞની વેદિઓ ખોદી નાખી, શૂળધારી કોઇ ગણો હોમવાના પદાર્થો ખાઈ ગયા; કોઇ ઘી પીઇ ગયા, કેટલાએક ગણો, પર્વત સરખા અન્નના ઢગલાઓ ખાઈ ગયા. કેટલાએક દુધપાક ખાઇ ગયા; કેટલાએક દુધ પીઇ ગયા. વળી કોઈ પકવાન ખાઈ પુષ્ટ થઇ યજ્ઞપાત્રોને ભાંગવા લાગ્યા, ભુજદંડના બળથી શોભતા કોઇએ ધનુષબાણના દંડોને ભાંગી નાંખ્યા, અગ્નિ સરખા તેજસ્વી કોઇએ અગ્નિને ઠારી દીધો, વળી કોઇએ હર્ષ યુક્ત થઇ અમૂલ્ય વસ્ત્રો પેહેરી લીધાં; કોઈએ વાંકી નજરે જોતાં ભગ નામનાં દેવની આંખ્યો ફોડી, બીજે કોપથી પૂષાના બધા દાંત પાડયા. અને ભગવાન્ મહાદેવે હાથમાં શરવો લઇને હોમ કરતા ભૃગુ ઋષિની દાઢી ઉપાડી લીધી, કે જે દાઢી દેખાડી સભામાં પોતાને હસ્યો હતો. ત્યાર પછી અનેક ધાર વાળા ખડ્ગેકરી દક્ષ પ્રજાપતિનું માથું જ્યારે કાપવા લાગ્યાં તોપણ જ્યારે ન કપાયું ત્યારે વિસ્મય પામી વિચાર્યું કે નંદિના શાપથી આનું પશુની પેઠે સંજ્ઞપન વિધિથી મૃત્યુ થશે, એવું ધારી પશુની પેઠે તેનું મસ્તક કાપી જેમ હુત દ્રવ્ય હોમે તેમ હોમવા લાગ્યા. શિવે જ્યારે અગ્નિને ગ્રહણ કરવા તૈયારી કરી

ત્યારે અગ્નિ તરત મૃગ થઈ નાઠો, પાછળ ધનુષ લઇ શિવ ગયા ને તે ઉપર અતિ રોષેકરી શિવે બાણ ફેંક્યું તોપણ પહેલાં બ્રહ્માએ તેને વરદાન આપેલું છે તથા સર્વ દેવના મુખરૂપ જાણી તેને અજર અમર કરેલો છે તેથી તે યજ્ઞ અગ્નિ મરણ પામ્યો નહી. વાંસે શંકરનું બાણ લાગેલું હતું ને તે આકાશમાં ગયો તેથી તે આજ સુધી પાછળ શિવનું બાણને આગળ મૃગ, તારા રૂપે ઓળખાય છે. એ રીંતે શિવના ગણોએ યજ્ઞનો વિધ્વંસ કર્યો ત્યારે મહાદેવના ગણથી ભય પામેલા બ્રાહ્મણો, અગ્નિ સરખા કોપાયમાન મહેશ્વરની સ્તુતિ કરવા લાગ્યા.

**બ્રાહ્મણો કહેછે.**–હે પ્રભુ ! આપ ભલે પધાર્યા, હે મહેશ્વર ! જેમ માથા વિનાનું શરીર બીજા અંગો છતાં શોભતું નથી તેમ આયજ્ઞ તમારા વિના શોભતો નથી. યજ્ઞ, હોમવાનાં ધી આદિ પદાર્થો, યજ્ઞમાં હોમેલાના ભોક્તા, મંત્રો, સમિધ, અર્ઘપાત્રો એ સર્વ તમે છો. યજ્ઞમાં શ્રેષ્ઠ એવા હે પ્રભો ! પત્ની સહિત યજમાનરૂપ પણ તમેજ છો તમેજ હવિ અને મંત્રના ભોક્તા છો હે મહેશ ! તમે પ્રસન્ન થવાથી સર્વ કર્મ ફળની પ્રાપ્તિ થાય છે. હે મહોટા નિયંતા ઇશ્વર ! તમારા કોપથી સર્વ ક્રિયા નિષ્ફળ થાય છે, માટે હે શરણાગતવત્સલ ! અમે કે જે આ ભયથી ત્રાસ પામ્યા છિએ તેનું આપ રક્ષણ કરો.

**સૂતપુરાણી કહે છે.**–એ સમયને અંતરે કાંઇક પ્રસન્ન થએલા મહાદેવને જાણી દેવતાઓ ત્યાં આવી હાથ જોડી પ્રણામ કરી ઉભા રહ્યા. તથા સિદ્ધ સહિત આવેલા સર્વે લોકોના પિતામહ બ્રહ્મા, હાથ જોડી ચંદ્રશેખર મહાદેવની સ્તુતિ કરવા લાગ્યા.

**બ્રહ્મા કહે છે.**–જગતના નિયંતા સર્વ શકિતમાન્ આપને હું જાણું છું આપ માયાએ કરી વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ અને લય કરો છો તમારા પધારવાથી પ્રજાપતિનો યજ્ઞ પાવન થયો. ઇશ્વરી માયાથી પરાભવ પામેલા અજ્ઞાનિ ખળ પુરૂષોનાં અપરાધ હું શું વર્ણવું, હે પરમેશ્વર ! હું તેઓનો દોષ સંભારતો નથી, કારણ તે માયાને વશ છે. આ દક્ષને જે આપે શિક્ષા કરી તે યોગ્ય છે, ધર્મનાં કાર્યોમાં પ્રવૃત્ત થઇ સર્વ કર્મોનાં એક સાક્ષીરૂપ આપ મહાદેવનો જેઓ દ્વેષ કરે, છે તેઓ અંતે આ દશા પામે છે, બીજો જે કોઇ પણ આપ મહેશ્વરને છોડી કર્મ કરશે તેને પણ દક્ષની પેઠે કર્મની સિદ્ધિ થશે. હે મહેશ્વર ! જે કાંઇ યજ્ઞમાં અવશિષ્ટ રહ્યું છે તે આપનો ભાગ છે. હે સ્વા-

મિન્! આ અવશિષ્ટ રહેલા ભાગથી આપ યજ્ઞને સંપૂર્ણ માની લીઓ, હે ઇશ્વર! નષ્ટ બુદ્ધિવાળા અજ્ઞાનિઓનો અપરાધ આપે માનવો ન જોઇએ. હે પુણ્યરૂપ પરમાત્મન્! પ્રથમથીજ જેનાં અદૃષ્ટ હણાયાં છે એવા આ અજ્ઞાની ઓના અપરાધની ક્ષમા કરવી યોગ્ય છે; આ યજમાનને જીવતો કરો, ભગને નેત્ર મળે, ભૃગુની દાઢી ઉગે, અને પૂષાના દાંત પહેલાંની પેઠે થાય. હે મહેશ્વર! હથીઆરો અને પાષાણોથી જેનાં અંગ ભાંગી ગયાં છે એવા આ દેવતાઓ અને વરૂણીના બ્રાહ્મણોનાં અંગો, પાછાં સાજાં થાઓ. એ રીતે બ્રહ્માએ શાંત કરેલા શિવ કે જે પરમ દયામય છે તે ક્રોધ શોકનો ત્યાગ કરી હસી આવાં વચન કહેવા લાગ્યા.

શિવ કહે છે.—બળીગએલ મસ્તકવાળા આ દક્ષનું માથું બકરાના મુખવાળું થાઓ; ભગ, પોતાના યજ્ઞ ભાગને મિત્ર દેવ (સૂર્ય)ના નેત્રથી જુઓ. પિષ્ટને ખાનાર પૂષા, યજમાનના દાંતથી ખાઓ; અને કપાઇ ગએલા હાથ વાળા અધ્વર્યુઓ, અશ્વિનીકુમાર અને પૂષાના હાથથી હાથવાળા થાઓ. ભૃગુને બકરાની દાઢી ઉગો, અને બીજા જે બ્રાહ્મણોનાં વસુનંદે અંગો ભાંગ્યાં છે તેઓને પોતાનાં સર્વ અંગ પ્રાપ્ત થાઓ. અપરાધવાળો આ દક્ષ પણ યજ્ઞથી થએલા ફળને પામશે. હે દેવતાઓ, આજ સૂવિ યજ્ઞમાં શતરૂદ્રીય વિગેરે જે કાંઇ જપાયું છે તે સઘળાનું ફળ મારી પ્રસન્નતાથી સર્વ દેવને યથા યોગ્ય મળો.

સૂતપુરાણી કહે છે.—એ રીતે કહી સર્વ ઋષિ સહિત ભગવાન્ શિવે દક્ષની ઉપર બકરાના મસ્તકની યોજના કરી. ત્યાર પછી જ્યારે ભગને આંખ્યો આપી કે તરત જેમ સુતેલો ઉઠે તેમ બેઠો થયો; સભામાં ખડખડાટ ઉઘાડા દાંતથી હસ્યો હતો માટે પૂષાને દાંત આપ્યા નહીં. ત્યાર પછી યજ્ઞ પૂર્ણ કરી પરીવાર સહિત દક્ષ સ્વર્ગે ગયો. દક્ષનાં પુત્રી સતી યજ્ઞમાં શરીર છોડી હિમાચળને ઘેર મેનાનેવિષે અવતાર ધરી અનન્યભાવેકરી પાછાં શિવનેજ પ્રાપ્ત થયાં. હે બ્રાહ્મણો! પરમ પવિત્ર આયુષ્ય, કીર્ત્તિ અને આરોગ્યને વધારનાર આ આખ્યાન મેં ભગવાન્ વેદવ્યાસની પાસેથી સવિસ્તર સાંભળ્યું છે; જે મનુષ્ય, આનો પાઠ કરશે કિંવા શ્રવણ કરશે તે સર્વ પાપથી મુક્ત થશે. પરમ પવિત્ર એવા આ આયુષ્ય અને વિજય આપનાર દક્ષ યજ્ઞના આખ્યાનનું, જે ભક્તિથી શ્રવણ કરે છે તે, આ લોકમાં અતુલ કીર્ત્તિ, સંપત્તિ અને પુત્ર સંતતિનું સુખ ભોગવી અંતે શિવલોકને પામે છે.

दक्षाध्वरं प्रतिदिनं परमं पवित्रमायुःप्रदं विजयदं हिशृणोति भक्त्या ॥ प्राप्नोति कीर्त्तिमतुलां बहुपुत्रसौख्यमंते हरस्य सदनं मनुजः प्रयाति ॥ ४४ ॥

ઇતિ શ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્ય ખંડના ગુર્જર ભાષાંતરનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ.

---

ऋषयऊचुः ॥ कथं हिमवतोगेहे जाता दक्षात्मजा सती ॥
कथं सा तु पुनः प्राप्ता देवदेवेन शंभुना ॥ १ ॥

ઋષિઓ કહે છે.—દક્ષનાં પુત્રી સતી, હિમાચળને ઘેર શી રીતે જન્મ્યાં, અને તે દેવના દેવ શંભુને પાછાં શી રીતે પામ્યાં, દક્ષયજ્ઞનો નાશ કર્યા પછી મહાદેવે શું કર્યું? તે સવિસ્તર યથાર્થ કહો.

સૂતપુરાણી કહે છે.—એ રીતે દક્ષની યજ્ઞશાળામાં સતીના વિયોગથી તાપ પામેલા મહાદેવ સઘળા ગણને કહેવા લાગ્યા હે ગણો! હું પ્રિયાહીન કૈલાસમાં આવીશ નહીં, કારણ સતી વિના મને શૂન્ય ભાસે છે માટે આ નિર્જન તપોવનમાં હું એકલો ફર્યા કરીશ.

ગણોએ કહ્યું હે દેવેશ! અમે તમારા વિના કૈલાસમાં જઇશું નહી, હે સ્વામિન્! અમે આપ વિના એક ક્ષણ પણ જીવવા અસમર્થ છિએ.

શિવ કહેછે—તમારે મારી સાથે આવવું નહી મારેવિષે ચિત્તરાખી યોગનો આશ્રય કરી સમાધિમાટે યત્ન કરો અને યથેષ્ટ વિચરો, હે ઉત્તમગણો! સમાધિયોગેકરી તમે સર્વે થોડા વખતમાં મને પામશો. એવાં શિવનાં વચન સાંભળી ગણો તપમાં નિષ્ટા રાખી સમય નિર્ગમન કરવા લાગ્યા; મહાદેવ પણ પોતાના ગણોને તજી સતી વિયોગના તાપને લીધે બીજી કોઇ પણ કામનામું આસક્ત થયા નહી.

સૂત કહે છે.—સતી નાશ પામ્યા પછી આશ્રમ રહિત થએલા મહાદેવ, બ્રહ્મચર્ય વ્રત ધારણ કરી તપ કરવા લાગ્યા. પવિત્ર તટ અને આશ્રમ વાળાં તીર્થો, નદિઓ, તળાવો, આદિ દિવ્ય સ્થળોમાં વિચરવા લાગ્યા. સ્ત્રીસંગ આવો દુઃખદાયક છે એવું વિશ્વને દેખાડવા લાગ્યા, પોતે પ્રિયાના વિરહથીતપ્ત થયા છે તેથી આત્મામાં આરામ રાખનાર શિવને કોઇ સ્થળે સુખ થયું નહી તેથી નિરંતર સતીના રૂપને સંભારતાં અને તેમના સ્નેહ,

ચાતુર્ય, ગુણ, શીલ અને પ્રીતિનું જેમ જેમ સ્મરણ થાય તેમ તેમ વિયોગથી હૃદય વધારે તાપ પામવા લાગ્યું; તેને પોતે મ્હોટા ઇશ્વર છતાં વશ કરી શકયા નહીં. ત્યાર પછી તે ચિત્તને પોતે સ્થિર કરી તપ કરવાનો આરંભ કરવા માટે કયાપવિત્ર સ્થાનવાળા તપોવનમાં જવું, એવો વિચાર કરી નર્મદાના સુંદર તટપર તપ કરવા નિશ્ચય કરી ત્યાં ગયા. વળી આત્મવેત્તાઓમાં શ્રેષ્ટ એવા જે મહાદેવ, યોગિઓના ઇશ્વર યોગવેત્તાઓમાં શ્રેષ્ટ પોતે બ્રહ્મયોગમાં મુખ્ય અને યોગિઓની પરમ ગતિરૂપ યોગથી પ્રાપ્ત થાય તેવા છે, તો પણ પોતે આસનજય કરી શીત ઉષ્ણ આદિ દ્વંદ્વ સહન કરી ક્રોધઆદિ છ શત્રુઓ અને ઇંદ્રિઓને જીતી આઠ અંગને દૃઢ સ્થિર કરી માયા અને ક્લેશને જીતી પોતે આત્મામાં આરામ રાખનાર સર્વ સ્વતંત્ર આત્મા, બ્રહ્મરૂપ પ્રકાશક અને બુદ્ધિમાન્ પુરૂષોએ આત્મવેદ્ય શિવ સ્વસંવેદ્ય પોતે (પોતાથી જણાય તેવા) શિવે ઘણા કાળ સુધી તપ કર્યું; હે બ્રાહ્મણો! એ સમયના અંતરમાં તારક નામના અસુરે મહોટા ઉગ્રતપેકરી બ્રહ્માને પ્રસન્ન કર્યા ત્યારે બ્રહ્માએ તેને વરદાન માગવા કહ્યું તે સાંભળી તેણે એવું વરદાન માગ્યું કે હે બ્રહ્મન્! મને અમરપણું આપો તેથી બ્રહ્માએ કહ્યું હે અસુર! શિવના છ દિવસના બાલક વિના તારૂં મૃત્યુ થશે નહીં. હે વત્સ! એવું મારૂં તને વરદાન છે. છ દિવસના બાલકથી તારૂં મૃત્યુ થશે એવાં બ્રહ્માનાં વચનને ભાવિ યોગના બળથી કાંઇ પણ ગણકાર્યું નહીં. અને પોતે અમર થયો છે તેથી દેવતાઓની સાથે લડવા લાગ્યો; એ રીતે સેંકડો વર્ષોસુધી યુદ્ધ કરી તેણે દેવતાઓને જીતી લીધા. ત્યારે પોતાના સ્થાનથી ભાગી ગએલા અને તારકાસુર સાથે સંગ્રામ કરતાં વારંવાર હારેલા ઇંદ્રાદિક સર્વે દેવ, બ્રહ્માને શરણે જઇ સ્તુતિ કરવા લાગ્યા.

**દેવતાઓ કહે છે.**—દેવતાઓમાં શ્રેષ્ટ ઇશ્વરે ઉપદેશ કરેલાવેદસંબંધી જ્ઞાનનું સ્મરણ રાખનાર પરમપૂજ્ય ભગવન્ બ્રહ્મન્! તમને અમે નમસ્કાર કરીએ છિએ. હે ચતુરાનન! જ્ઞાનમય ચક્ષુવાળા આપને પ્રણામ હો; આપ જગત્ના આદિરૂપઅનાદિ એવા ઇશ્વર છો. તમારાથી બીજો કોઇ સમર્થ નથી, જગત્ની ઉત્પત્તિ રૂપ અયોનિ એવા તમે જગત્ના અંત રૂપ છો. તમે પોતે અગ્નિરૂપ, હોતા રૂપ અને હવિ રૂપ છો, તમે પોતે યજ્ઞ, વષટ્કાર અને વૌષટ્કાર રૂપ છો; શરણે આવેલા એવા અમે તેનું આપ રક્ષણ કરો; એ રીતે સ્તુતિ કરીને કહ્યું કે હે દેવતાઓમાં શ્રેષ્ટ! તારકાસુરે અમને સ્વર્ગમાંથી કહાડી

મૂકેલા છે માટે સ્થાનભ્રષ્ટ અને સમૃદ્ધિહીન એવા અમે તેના આપ રક્ષક છો. વરદાનથી છકેલા તારકાસુરથી અમે ઈંદ્રાદિ દેવ કોઇ સ્થળે પણ ક્ષણમાત્ર સુખ શાંતિ પામતા નથી. સ્વર્ગમાં મણી, પારિજાતક, કામ ધેનુ અને રંભા આદિ દેવાંગનાઓને તેણે સ્વાધીન કરી છે; એ રીતે તારકની પીડાથી સર્વે દુઃખી થયા છિયે. જે રીતે આકાશમાં વાદળાથી ઢંકાએલ ગ્રહો નિસ્તેજ થાય તેમ અમે કાંતિહીન થયા છીએ, વધારે શું કહેવું? તમો અમારા પ્રભુ સર્વ જાણો છો.

બ્રહ્મા કહેછે—હે દેવતાઓ! સમયોચિત તમારા હિતરૂપ વચન કહું તે સાંભળો. તે અસુર, મારાથી સમૃદ્ધિ પામેલો છે, અને તેનો ક્ષય પણ મારાથીજ છે. તેણે મને ઘણા તપથી પ્રસન્ન કર્યો હતો તેથી મેં તેને વરદાન આપેલું છે. માટે તેનો વધ મારાથી થઈ શકશે નહીં. તેમ તેના વધનો ઉપાય બીજાથી થશે નહીં માત્ર સિદ્ધોએ નમસ્કાર કરાએલા, દેવતાની સેનાનું રક્ષણ કરનાર, જ્ઞાનચક્ષુ મુનીશ્વરોના સ્વામી, દૈત્યની સેનાનો જીતનાર, રાક્ષસોનો નાશ કરનાર, શિવના અંશથી ઉત્પન્ન થયેલા, છ દિવસની અવસ્થાવાળા કાર્તિક સ્વામી, તે તારકા સુરને હણશે.

શિવનાં પ્રાણથી અધિક પ્યારાં સતી દક્ષના યજ્ઞમાં દગ્ધ થયાં છે તે દિવસથી વિશ્વના અંતર્યામી, દક્ષના યજ્ઞનો ભંગ કરનાર શિવ, એકલા હમણાં પૃથ્વીપર ફર્યા કરે છે, સતીના વિરહથી પીડાએલા તે દેવેશ, હમણાં વિચિત્ર વનોથી શોભતા નર્મદાના સુંદર તટપર તપ કરે છે. ત્યાં આપણે જઇને જગતને જીતનાર આત્માનેવિષે આરામ પામેલા મહેશ્વર શંકરને લોભાવીએ; અથવા એના તપને ભંગ કરવા રંભા આદિ અપ્સરાઓને મોકલો, અને તપમાં રહેલા શંકરને બહાર દૃષ્ટિ કરાવી કામાતુર કરો; અથવા ત્રૈલોક્યને વશ કરનાર કામદેવને તેમની પાસે મોકલો, કે જેથી તે સન્મુખ થાય. એ રીતે ઘણો વિચાર કરી દેવતાઓનો અર્થ સિદ્ધ કરવા, યતિયોના ગર્વને મટાડનાર કામદેવને ઘણા માનપૂર્વક મધુર વચનોથી બોલાવી વખાણ કરી બ્રહ્માએ આપ્રમાણે કહ્યું. હે કામદેવ! તું સર્વ પ્રાણીઓને વશ કરનાર મકરધ્વજ છો. તમે દેવ દૈત્ય શૂરવીર તપસ્વિઓ, મનુષ્યો, મુમુક્ષુઓ, યતિયો અને બ્રહ્મચારિઓના મનમાં ઉત્પન્ન થનાર છો માટે સર્વ દેવતાઓનું કાર્યસિદ્ધ કરો. જેમ તમે એક ભ્રૂકુટિરૂપ બાણેંકરી સર્વ દેવને મોહિત કર્યા છે, તેમ લોકને સુખ કરનાર દેવના

ઇશ્વર શંકરને મોહિત કરો કે જેથી કામેં કરી તાપ પામેલા મહાદેવ, ભાર્યા કરવા યત્ન કરે આ અતિ મનોહર વસંત તારી સાથે આવે છે અને પ્રાણથી અધિક વહાલી મનોહર તારી પ્રિયા રતિને સાથે લઇ સેનાસહિત તેને જીતવા જા.

સૂત કહે છે—એ રીતે બ્રહ્માએ કામદેવને આજ્ઞા કરી કે જેની સ્રી મરણ પામી છે એવા મહાદેવને તું તારા બાણેંકરી પીડા કર. હે બ્રાહ્મણો! એવી બ્રહ્માની આજ્ઞા લઇ તેમ કરૂંછું એમ કહી ચાલતાં પોતાના ચિત્તમાં વિચાર કરવા લાગ્યો કે પૂર્વે મારા બાણેકરી બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ મોહિત થયા છે; માટે પોતાના બ્રહ્મસ્વરૂપનેવિષે લીન, મહાયોગમાં પ્રીતિવાળા એવા મહાદેવ જોકે હમણાં તપમાં રહ્યા છે; તો પણ ત્યાં જઇ મારે તત્કાળ મોહિત કરવા છે વિશ્વને મોહ ઉપજાવનાર કામદેવે એરીતે પોતાના મનમાં વિચાર કર્યો અને ભાવિયોગના બળથી પોતાનો નિગ્રહ થશે એમ જાણ્યું નહીં.

સૂત કહે છે.—ત્યારે તે તપોવનમાં જઇ પોતે બાહુબળથી સજ્જ થઈ પોતાનાં ફુલ સંબંધી બાણ મૂકવા તૈયાર થયો, તે સમયે બ્રહ્માદિ દેવ અને તપરૂપી ધનવાળા ઋષિઓ પોતાનાં વાહનો ઉપર બેસી જોવા આવ્યા. નર્મદાના તટપર નાનાપ્રકારનાં વૃક્ષો અને લતાઓથી સર્વ સ્થળે શોભતી એવી ધોળી રાતી કણેરો, અશોક, ચણોઠીનાં વૃક્ષો, તથા શોભાયમાન એવાં નાગકેસરનાં વૃક્ષો, જાંબુ, શેરડી, પીંપળા, વડ, કોંઠ, મલ્લિકાનાં વૃક્ષો, વાસંતિક લતાઓ, ભૂવર, આંબાંઓ, પુન્નાગ, ચંપાઓ આદિ વિવિધ પ્રકારના વૃક્ષનાં જાતિઓથી ભરપૂર જે વન, કુમુદ નામનાં રાત્રિવિકાશી કમળો, જુઇ, જાઇ, ચમેલી આદિ નાના પ્રકારની વેલોથી અને ભમરા આદિ નાના પ્રકારનાં પક્ષિઓથી શોભી રહ્યું છે. ચમરિગાયો, રોઝ, મૃગરિંછ, સેરી, સુરી, આદિ નાના પ્રકારનાં પક્ષિગણોથી વિંટાયલા કેળોનાં વનોથી અને ગુચ્છવાળાં વૃક્ષોથી તથા સોપારીનાં વૃક્ષોથી શોભાયમાન બાંધેલા હોજ ફુવારાઓથી જોનારનાં પાપને હરનાર શબ્દકરતા એવા પક્ષિઓના મધુર સ્વરે કરી મનોહર એવા તપોવનમાં આવી યોગાભ્યાસમાં રહેલા શાંત મુનિઓ અને સિદ્ધોએ વિંટાએલા ઋષિમંડળમા શોભતા શિવને જોયા. વિશ્વને વરદાન આપનાર દેવને અભયદાયક જેની પાસે નંદી રહ્યો છે એવા સુંદર ચરણ અને જાનુવાળા મહાદેવ કે જે દઢ યોગે કરી ધ્યાનમાં રહ્યા છે

યોગમાળા અને અક્ષમાળાને ધરનાર તર્ક મુદ્રાથી વિરાજેલ વિશ્વના ભૂષણ રૂપ દેવગણોએ વંદન કરાએલા સત્ચિત્ અને આનંદરૂપ અદ્વિતીય શાંત સનાતન નિત્ય સુખરૂપ મહાદેવને જોઇ કામદેવ પોતાની સેનાને સજ્જ કરવા લાગ્યો; કોકિલાદિ પક્ષિઓ મનોહર મિઠા સ્વરથી બોલવા લાગ્યાં, સુખમય સ્પર્શવાળા મંદ શીત અને સુગંધી મલય વાયુ વાવા લાગ્યા, તેથી નદી અને સરોવરમાં રહેલાં ચંદન વૃક્ષો હલવા લાગ્યાં. એ રીતે વનમાં આવેલા કામદેવે શિવના તપમાં વિઘ્ન કરવા કાનસૂધી ખેંચી મસ્તક, નેત્ર, હાથ અને જાનુને દૃઢ રાખી મન સરખા વેગવાળા પોતાના પુષ્પ ધનુષને સાંધવા લાગ્યો. અધર પલ્લવને ચુસી પુષ્પક અને કંદળ નામનાં સર્વ લોકને વશ કરનારા બાણો પોતાના ધનુષની પ્રતિંચા (દોરી અથવા પણછ) ચડાવી મોહથી થએલાં શરો શંકરને મોહિત કરવા ફેંકવા લાગ્યો. પરંતુ પ્રિયાના વિરહવાળા શિવના શરીરનો તેણે સ્પર્શ કર્યો નહીં. ધનુષની પ્રતિંચા સજ્જ થતાં અતિ વિહ્વળ થએલા કેટલાક યોગિઓ તપને છોડી વિરહથી પીડિત થવા લાગ્યા નેત્રો વીંચી અન્યોન્ય શરમાતા કેટલાએક મુનિઓ મોહથી કામ વશ થયા. એ સમયના સંધિમાં વૃષધ્વજ મહાદેવને વેધવા યોગ્ય લક્ષ્યરૂપ કરી (નિશાન તરીકે તાકી) કામદેવ પોતાના ફુલના ધનુષપર ફુલથી થએલાં સર્વને મોહક બાણો મુકવા લાગ્યો. એ રીતે શૂળધારી મહેશ્વરપર સેંકડો બાણો ફેંક્યાં તો પણ તે મોહિત થયા નહીં. ત્યારે પરમ આશ્ચર્યને પામેલા કામેં વિચાર કર્યો કે મારાં અપાર બાણોથી પણ મહાદેવ મોહિત થયા નહીં. પૂર્વે જે મારાં બાણે કરી હણાએલા સર્વેદેવ મારે વશ થયા હતા તેમ વિષ્ણુ પણ મારા બાણથીજ શાંતપણાને પામેલ છે. મારા બાણથી મોહિત થએલા બ્રહ્મા પોતાની પુત્રીમાં મુઢ થયા અને ઇંદ્ર ગૌતમ પત્ની અહલ્યામાં કામાક્રાંત થયો, તેમ બીજા દેવતાઓ, સિદ્ધો, મુનિઓ અને તપસ્વિઓને પણ મેં અર્ધાક્ષણમાં વશ કર્યા છે, તો મારાં સેંકડો બાણોથી આ શંભુ, મારે કેમ વશ થયા નહીં.

સૂત કહે છે.—એ રીતે ઘણો વિચાર કરી સર્વ લોકના મનને હરનારી પોતાને પ્રાણ તુલ્ય વહાલી રતિને કહેવા લાગ્યો.

કામદેવ કહે છે.—હે સુભગે! હે પુણ્યરૂપ પતિવ્રતે! તું મને અતિ વહાલી છે અને હું તને અતિ પ્રિય છું માટે હે કલ્યાણિ! તું મારૂં આટલું ઇચ્છિત કાર્ય કરવા સહાય કર કે જેથી આ મહાદેવ મોહ પામે.

હે સુંદરિ! તું તરત જ અને શંકરને મોહ પમાડ જેથી દેવતાઓનું કાર્ય સિદ્ધ થાય, હે ભદ્રે! ભૃકુટીથી (કટાક્ષથી) હાવ ભાવ સહિત નાના પ્રકારના સંગીતના આલાપથી તથા નાના પ્રકારનાં આભૂષણોથી શિવને મોહિત કરો. તેની પાસે તું જઇશ ત્યારે સતી સરખી દેખાઇશ તેથી શિવ પણ તેના વિયોગથી તાપ પામેલા છે માટે બીજીને ઈચ્છતા નથી, તેથી સુંદર કાંતિવાળું તારૂં સ્વરૂપ દેખાડ કે તે ક્ષણેજ મારા બાણેં કરી ધર્મ મર્યાદાની પાજને ભેદી તે મોહ પામશે.

**સૂત કહે છે.**—એવાં કામનાં વચન સાંભળી વિસ્મય પામેલી રતિએ કહ્યું કે હે મનોભવ! હે નાથ! હું મારૂં સુંદર રૂપ દેખાડવા મહાદેવની પાસે જઇશ પરંતુ હું પતિવ્રતા છું તેથી મારા શીલની રક્ષા શી રીતે કરવી તે આપ કહો; વળી મારાથી આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરાય નહી; મને જોઇ મોહ પામેલા મહાદેવ મને સ્પર્શ કરવા ઈચ્છા કરે ત્યારે મારે ક્યાં જવું. કેમ કે હું પતિવ્રતા છું. હે બ્રાહ્મણો! એવાં રતિનાં વચન સાંભળી કામે કહ્યું હે સુભગે! સાંભળ; દેવનું કાર્ય સિદ્ધ કરવા યોગાભ્યાસમાં પ્રીતિ વાળા મહાદેવને તું મોહ પમાડ ત્યારે કામપાશથી મોહિત થએલા તે તારા અંગનો સ્પર્શ કરવા આવે તે ક્ષણે આ સુંદર રૂપ તજી બીજું કુષ્ટમય દુષ્ટ દુર્ગંધી શરીર કરી પલાયન કરજે. કારણ તું પતિવ્રતા છો;

**સૂત કહે છે.**—એવાં કામનાં વચન સાંભળી રતિ તરત ત્યાં ગઇ ધ્યાનમાં રહેલા શાંત રૂપ સતીના વિરહથી પીડાએલા શિવને લાવણ્યતા મય હાસ્યથી તથા વાંકી ભૃકુટીના મરોડથી અને નાના પ્રકારનાં ગાયનથી પ્રસન્ન કરવા લાગી; તથા પોતાનું સુંદર અંગ દેખાડવા લાગી ત્યારે તે સંગીત સાંભળવા મોહિત થએલા મૃગો આવવા લાગ્યા લીલાએકરી હજારો પ્રકારની ચપળતાથી કટિ મેખળા ત્રિવલિ તથા ઉરને ઢાંકવાનું ઉત્તરીય વસ્ત્ર દૂર કરી સુંદર નાભિમંડળ અને ઉંચા, પુષ્ટ, કઠિન કુચ દેખાડવા લાગી ત્યારે મોટા યોગેશ્વરો અજ્ઞાની મનુષ્યોની પેઠે મોહ પામવા લાગ્યા, કામેં પણ ક્ષોભણ અને દ્રાવણ આદિ બાણો ફેંક્યાં તેથી શિવને ક્ષોભ પમાડ્યા જેથી કામને વશ થઇ સર્વ દિશાઓ પ્રત્યે જોતા તે મહોટા વનમાં મધુર સ્વરથી ગાતી સુંદર કટિપશ્ચાત્ ભાગ વાળી રતિને કહેવા લાગ્યા હે વામોરુ! તું કોણ છે. અને કેની સ્ત્રી છે. આ વનમાં તું ક્યાંથી આવી. હે પ્રિયે! તું કેની પુત્રી છો, તારૂં સ્થાન ક્યાં છે? હે મોટા ભાગ્યવાળી! હું

તપસ્વી તારા રૂપથી મોહિત થયો છું, તને એકલી જોઇ મને કામ પીડે છે હે મનોરમે ! હું નિર્લજ્જ તને વશ થયો છું માટે જીવિતને આપનારી હે દેવિ ! આ તારા અનુચરપર કૃપા કર, હે સુંદર ભ્રકુટીં વાળી ! તારા વિરહથી એક ક્ષણ પણ હું પ્રાણ ધારી શકું એમ નથી. એ રીતે કામાતુર થએલા શિવને જોઇ રતિ કામદેવનાં વચન સંભારી ત્યાંથી પલાયન કરવા લાગી. એ રીતે ભાગતી તે ગજગમનીને જોઇ મહાદેવે તેની પાછળ દોડી કેશ પાશ ગ્રહણ કરી આલિંગન કર્યું; એ રીતે કામ પાશથી મોહિત થએલા મહાદેવને જોઇ તત્કાળ રતિએ જેના હાથ, પગ, અને નાક રક્તથી ચુંવે છે એવું કોઢિયું નિંધ રૂપ કરીને તેને છળ્યા, તે જોતાં તત્કાળ શિવને વૈરાગ્ય થયો; પરંતુ પહેલાં તેના આલિંગનથી સ્ખલિત થયા તે પોતાના વીર્યથી ઉત્પન્ન થએલા રુદ્ર ગણોને જોઇ વિસ્મય પામેલા શિવેં વિચાર કર્યો કે આ ઉદ્યમ ઈંદ્રજાળ જેવો વ્યર્થ છે; ધ્યાન પરાયણ થઇ આ સઘળો અનર્થ કામદેવે કર્યો એમ જાણી ક્રોધે કરી રક્ત નેત્ર થયા, મારા સર્વ તપનો નાશ કરનારી ધ્યાનમાં વિઘ્ન નાખનારી આ કામદેવની સ્ત્રી, લાવણ્ય, સુંદરતામય શરીરથી શોભિતી રતિ છે. એ રીતે રતિ કામદેવ પર ક્રોધ કરી ત્રિશૂળ લઇ દોડતા મહાદેવને જોઇ દેવતાઓએ કહયું હે ભગવન્ ! આપ કોપ કરો નહિ. તો પણ કોપાક્રાંત થએલા મહાદેવેં કામદેવને જોયો કે તરત નેત્રના અગ્નિથી બળી ભસ્મ થયો; ત્યારે હાથ જોડી ઉભી રહેલી રતિને ક્રોધથી કહ્યું કે હે માનિનિ ! મારાથી વિપરીત થઈ તેં મારો ઉપહાસ કર્યો તેથી તું કોઢણી થઇશ, આ કુરૂપથી નિરંતર દુઃખી રહીશ.

સૂત કહે છે.—કામ દગ્ધ થયા પછી દુઃખમાં બુડેલી રતિ તે ઘોર વનમાં ગદ્ગદ વાણીથી વિલાપ કરવા લાગી મનમાં ઉત્પન્ન થનાર હે પ્રિય ! ઈચ્છા પ્રમાણે થનારા મારા શરીરને છોડી આપ ક્યાં જશો. હે જીવેશ્વર ! આપની ભક્ત અને આપને વિષેજ પ્રાણવાળી સ્નેહ શીળ આજ્ઞાને પાળનારી અતિ વહાલી દાસીને છોડી આપ ક્યાં ગયા; હે સ્વામિન્ ! હે વિભો ! મેં આપનું અપ્રિય કોઇ દિવસ કર્યું નથી. હે સુંદર વ્રતવાળા તમે મારા સૌભાગ્યના રક્ષક છો, યજ્ઞ, તીર્થ, વ્રત અને દાન કરવા, ઉંચાં ઝરણા વાળાં પર્વતનાં શિખરો અને વનોમાં આપની સાથે ભાગ્યશાળી થઈ રૂડા યશથી મ્હાલતી હતી. મેં આજ તમારા વિના અરધો ક્ષણ પણ પ્રાણ ધારી શકું તેમ નથી હે પ્રભો ! પતિ વિગરની દીન વિધવા, જો કે સો પુત્રવાળી હોય તો પણ તેનાં

હે સુંદરિ ! તું તરત જ અને શંકરને મોહ પમાડ જેથી દેવતાઓનું કાર્ય સિદ્ધ થાય, હે ભદ્રે ! ભ્રૃકુટીથી (કટાક્ષથી) હાવ ભાવ સહિત નાના પ્રકારના સંગીતના આલાપથી તથા નાના પ્રકારનાં આભૂષણોથી શિવને મોહિત કરો. તેની પાસે તું જઇશ ત્યારે સતી સરખી દેખાઇશ તેથી શિવ પણ તેના વિયોગથી તાપ પામેલા છે માટે બીજીને ઈચ્છતા નથી, તેથી સુંદર કાંતિવાળું તારૂં સ્વરૂપ દેખાડ કે તે ક્ષણેજ મારા બાણે કરી ધર્મ મર્યાદાની પાજને ભેદી તે મોહ પામશે.

**સૂત કહે છે.**—એવાં કામનાં વચન સાંભળી વિસ્મય પામેલી રતિએ કહ્યું કે હે મનોભવ ! હે નાથ ! હું મારૂં સુંદર રૂપ દેખાડવા મહાદેવની પાસે જઇશ પરંતુ હું પતિવ્રતા છું તેથી મારા શીલની રક્ષા શી રીતે કરવી તે આપ કહો; વળી મારાથી આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરાય નહી; મને જોઇ મોહ પામેલા મહાદેવ મને સ્પર્શ કરવા ઈચ્છા કરે ત્યારે મારે ક્યાં જવું. કેમ કે હું પતિવ્રતા છું. હે બ્રાહ્મણો ! એવાં રતિનાં વચન સાંભળી કામે કહ્યું હે સુભગે ! સાંભળ; દેવનું કાર્ય સિદ્ધ કરવા યોગાભ્યાસમાં પ્રીતિ વાળા મહાદેવને તું મોહ પમાડ ત્યારે કામપાશથી મોહિત થએલા તે તારા અંગનો સ્પર્શ કરવા આવે તે ક્ષણે આ સુંદર રૂપ તજી બીજું કુષ્ટમય દુષ્ટ દુર્ગંધી શરીર કરી પલાયન કરજે. કારણ તું પતિવ્રતા છો;

**સૂત કહે છે.**—એવાં કામનાં વચન સાંભળી રતિ તરત ત્યાં ગઇ ધ્યાનમાં રહેલા શાંત રૂપ સતીના વિરહથી પીડાએલા શિવને લાવણ્યતા મય હાસ્યથી તથા વાંકી ભ્રૃકુટીના મરોડથી અને નાના પ્રકારનાં ગાય-નથી પ્રસન્ન કરવા લાગી; તથા પોતાનું સુંદર અંગ દેખાડવા લાગી ત્યારે તે સંગીત સાંભળવા મોહિત થએલા મૃગો આવવા લાગ્યા લીલાએકરી હજારો પ્રકારની ચપળતાથી કટિ મેખળા ત્રિવલિ તથા ઉરને ઢાંકવાનું ઉત્ત-રીય વસ્ત્ર દૂર કરી સુંદર નાભિમંડળ અને ઉંચા, પુષ્ટ, કઠિન કુચ દેખાડવા લાગી ત્યારે મોટા યોગેશ્વરો અજ્ઞાની મનુષ્યોની પેઠે મોહ પામવા લાગ્યા, કામે પણ ક્ષોભણ અને દ્રાવણ આદિ બાણો ફેંકયાં તેથી શિવને ક્ષોભ પમાડયા જેથી કામને વશ થઇ સર્વે દિશાઓ પ્રત્યે જોતા તે મ્હોટા વનમાં મધુર સ્વરથી ગાતી સુંદર કટિપશ્ચાત્ ભાગ વાળી રતિને કહેવા લાગ્યા હે વામોરુ ! તું કોણ છે. અને કોની સ્ત્રી છે. આ વનમાં તું કયાંથી આવી. હે પ્રિયે ! તું કોની પુત્રી છો, તારૂં સ્થાન કયાં છે ? હે મોટા ભાગ્યવાળી ! હું

તપસ્વી તારા રૂપથી મોહિત થયો છું, તને એકલી જોઇ મને કામ પીડે છે હે મનોરમે! હું નિર્લજ્જ તને વશ થયો છું માટે જીવિતને આપનારી હે દેવિ! આ તારા અનુચરપર કૃપા કર, હે સુંદર ભ્રકુટીવાળી! તારા વિરહથી એક ક્ષણ પણ હું પ્રાણ ધારી શકું એમ નથી. એ રીતે કામાતુર થએલા શિવને જોઇ રતિ કામદેવનાં વચન સંભારી ત્યાંથી પલાયન કરવા લાગી. એ રીતે ભાગતી તે ગજગમનીને જોઇ મહાદેવે તેની પાછળ દોડી કેશ પાશ ગ્રહણ કરી આલિંગન કર્યું; એ રીતે કામ પાશથી મોહિત થએલા મહાદેવને જોઇ તત્કાળ રતિએ જેના હાથ, પગ, અને નાક રક્તથી ચુવે છે એવું કોઢિયું નિંદ્ય રૂપ કરીને તેને છળ્યા, તે જોતાં તત્કાળ શિવને વૈરાગ્ય થયો; પરંતુ પહેલાં તેના આલિંગનથી સ્ખલિત થયા તે પોતાના વીર્યથી ઉત્પન્ન થએલા રુદ્ર ગણોને જોઇ વિસ્મય પામેલા શિવે વિચાર કર્યો કે આ ઉદ્યમ ઇંદ્રજાળ જેવો વ્યર્થ છે; ધ્યાન પરાયણ થઇ આ સઘળો અનર્થ કામદેવે કર્યો એમ જાણી ક્રોધે કરી રક્ત નેત્ર થયા, મારા સર્વ તપનો નાશ કરનારી ધ્યાનમાં વિઘ્ન નાખનારી આ કામદેવની સ્ત્રી, લાવણ્ય, સુંદરતામય શરીરથી શોભિતી રતિ છે. એ રીતે રતિ કામદેવ પર ક્રોધ કરી ત્રિશૂળ લઇ દોડતા મહાદેવને જોઇ દેવતાઓએ કહ્યું હે ભગવન્! આપ કોપ કરો નહિ. તો પણ કોપાક્રાંત થએલા મહાદેવે કામદેવને જોયો કે તરત નેત્રના અગ્નિથી બળી ભસ્મ થયો; ત્યારે હાથ જોડી ઉભી રહેલી રતિને ક્રોધથી કહ્યું કે હે માનિનિ! મારાથી વિપરીત થઈ તેં મારો ઉપહાસ કર્યો તેથી તું કોઢણી થઇશ, આ કુરૂપથી નિરંતર દુઃખી રહીશ.

સૂત કહે છે.—કામ દગ્ધ થયા પછી દુઃખમાં બુડેલી રતિ તે ઘોર વનમાં ગદ્ગદ વાણીથી વિલાપ કરવા લાગી મનમાં ઉત્પન્ન થનાર હે પ્રિય! ઇચ્છા પ્રમાણે થનારા મારા શરીરને છોડી આપ ક્યાં જશો. હે જીવેશ્વર! આપની ભક્ત અને આપને વિષેજ પ્રાણવાળી સ્નેહ શીળ આજ્ઞાને પાળનારી અતિ વહાલી દાસીને છોડી આપ ક્યાં ગયા; હે સ્વામિન્! હે વિભો! મેં આપનું અપ્રિય કોઇ દિવસ કર્યું નથી. હે સુંદર વ્રતવાળા તમે મારા સૌભાગ્યના રક્ષક છો, યજ્ઞ, તીર્થ, વ્રત અને દાન કરવા, ઉંચાં ઝરણા વાળાં પર્વતનાં શિખરો અને વનોમાં આપની સાથે ભાગ્યશાળી થઈ રૂડા યશથી મ્હાલતી હતી. પણ આજ તમારા વિના અરધો ક્ષણ પણ પ્રાણ ધારી શકું તેમ નથી હે પ્રભો! પતિ વિગરની દીન વિધવા, જો કે સો પુત્રવાળી હોય તો પણ તેનાં

જીવિતને વિદ્વાનો ધિક્કારે છે. કોટયાવધિ ધનવાળી છતાં પતિ વિનાની સ્ત્રી તાપસ (તપ કરનારી સાધ્વી) જેવી છે. સો પુત્રવાળી પણ વિધવા, બંધુઓને શોકના પાત્ર રૂપ છે. સારા ફલથી સુગંધથી વસ્ત્રોથી અને ભુષણોથી અને પલંગ હિંડોળા ખાટોથી પણ શું? વિધવા શું કરી શકે સ્ત્રિઓને વૈધવ્ય સરખું બીજું કશું દુઃખ નથી, હે પ્રાણપ્રિય! જે સ્ત્રિઓ પતિની પહેલાં મરી જાય છે તે ધન્ય ભાગ્યવાળી છે. તમારા વિના હું હમણાં દુર્ભાગ્ય થઇ છું. જેમ સારા બળદથી જોડેલો રથ પઇડા વિના સારો ન દિસે; તેમ સેંકડો સગાઓથી વિટાએલી સ્ત્રી, પતિ વિના શોભતી નથી. કામનો ઉદય અંહકાર, હું પદ કુલમાં સત્કાર ચાકરોથી સરા ભરા અને માન ભાવ વગેરે વિધવાને શું મળે? કાંઇ નહીં.

સદ્ગુણના તત્વને જાણનાર વહાલા ગુણવાલા હે નાથ! હું કયાં જાઉ? શું કરૂં? એ રીતે અતિ દુઃખી થએલી દીન રતિ અતિ વિલાપ કરી મૂર્છા ખાઇ પૃથ્વી ઉપર પડી આળોટવા લાગી કામના વિયોગથી મરણ તુલ્ય થયેલી, શોકમાં બુડેલી અને વિરહથી વિહ્વલ ઇંદ્રિઓવાળી રતિને જાણે સંજીવન કરતી હોય નહીં શું? તેમ આકાશવાણીએ કહ્યું કે હે વિશાળ લોચનવાળી રતિ! તું રુદન નહીં કર. દેવના દેવ શિવના પ્રતાપથી તારો સ્વામી કામ પાછો જીવતો થશે અને તને મળશે.

સૂત કહે છે.—એવી વાણી સાંભળીને પતિ વિરહથી દુઃખી થયેલી રતિ તે કાલનું નિર્ગમન કરવા લાગી.

एतां वाचमनुश्रुत्वा रतिः स्वच्छा बभूव सा ॥
तं कालं वाहयंती सा भर्तुर्विरहदुःखिता ॥ १३४ ॥

ઇતિ શ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્ય ખંડના ગુર્જરભાષાંતરનો
સાતમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ अथैव सोऽपि संस्मृत्य भूयस्तां धरणीतले ॥
सतीवियोगसंतप्तो विपिने व्यचरद्धरः ॥ १ ॥

સૂત કહે છે.—ત્યાર પછી પાછા તે સતીને યાદ કરતા અને તે સતીના વિયોગથી તાપ પામેલા મહાદેવ, પૃથ્વી પર તેને સંભારતા વનનાં વિચરવા

લાગ્યા. નદિયો, સરોવરો, ઘેરા, જંગલો, વાવ્યો, ગુફાઓ, પર્વતો, વનો અને પર્વતોનાં શિખરોપર પોતાની ઇચ્છાથી ફરતા મહેશ્વર, કોઇ સ્થલે સુખ પામ્યા નહિ. ક્ષણવાર ગાય છે ક્ષણવાર રૂદન કરે છે અને નાજુક અંગવાળી મનોહર દક્ષપુત્રી સતીનું ધ્યાન કરતાં ક્ષણવાર સુઇ જાય છે, કોઈ ક્ષણે સ્વપ્ન સરખા ઝંખે છે; જે હે દક્ષ પુત્રિ! સતિ! તમે કયાં ગયાં હે નિર્દય મૂઢ ઉભી રહે. હે શોભને! તું મારો ત્યાગ કેમ કરે છે હે મુગ્ધે! તારા વિના હું વિરહ રૂપ અગ્નિથી બળું છું. હે સતિ સુંદરિ! આ કામ મારા ઉપર કોપ્યો છે. માટે તારા ચરણમાં નમ્ર એવો હું તેનો તું અભિલાષ કરવા યોગ્ય છે, તું મને સદા આલિંગન કરે છે ને આજ શાસારૂ બોલાવતી નથી. એરીતે વિલાપ કરતા પોતાના પ્રિયજનને જોઈ કેને દયા ઉત્પન્ન થાય નહીં હે બાળે! તુંજ ઘણું કરી ખરેખરી નિર્દય થએલી જણાય છે. હે કૃશ ઉદરવાળી મેં તને પહેલાં જે વચન કહ્યું હતું, તે આજે અસત્ય કર્યું કારણ હું અત્યાર સૂધી તારાવિના જીવ્યો; હે પ્રિયે! તું અહીં આવી આલિંગન આપ, અને કામથી તાપ પામેલા મારા હૃદયને શાંત કર. હે પ્રિયે! હું તને માનથી અભિવાદન કરૂં છું અને સમ ખાઈ કહું છું કે તારા વિના મારા હૃદયનો તાપ મટશે નહીં એ રીતે વિલાપ કરી ક્ષણમાં જાણે સ્વપ્નામાંથી જાગ્યા હોય નહીં તેમ તેવનમાં કંઠને મોકળો મૂકી વારંવાર વિલાપ કરવા લાગ્યા.

હે મુનીશ્વર! શાર્ણક નામે ક્ષેત્ર કે જેમાં વિરક્ત જનના સંવાદો થઈ રહ્યા છે એવા મુનિના ગણોથી શોભાયમાન અર્ણનાશાના તટપર નાનાપ્રકારનાં વૃક્ષવેલોથી વ્યાપ્ત, સિંહ, વાઘ, વરાહ, નાર અને નાગથી ભરપૂર તથા નાનાપ્રકારના પક્ષીગણ અને મૃગગણથી વિંટાએલ દારૂક નામનું વન હતું, જેમાં ઉત્તમ વ્રતવાળા મુનિ અને તપસ્વિઓ હતા મોટા તપને લિધે રહેલા બ્રહ્મચારી, ગૃહસ્થ વાનપ્રસ્થ અને સંન્યાસી આદિ સ્વધર્મનિષ્ઠ ચાર આશ્રમવાળા લોકો રહેતા હતા. તેવનની અંદર કોઇ એક દિવસે કોઈક કારણથી ઋગ્વેદ, યજુર્વેદ સામવેદ અને અથર્વવેદના શબ્દોથી ગર્જના થઈ રહી હતી. યજ્ઞ સંબંધી અગ્નિના ધૂમ નિકળતા હતા ઘણા પ્રકારના ફળ કંદમૂલથી આવનાર લોકોને અતિપ્રિય એવા તે દારૂકવનમાં તે અર્ણનાસા નદીનાં તીરપર તપમાં નિષ્ઠા રાખનાર મ્હોટા મુનિવર્યોથી વ્યાપ્ત અને શ્રેષ્ઠ તપસ્વિઓથી વિંટાએલી અનેક પર્ણકુટીઓ હતી તે આશ્રમમાં કેટલાએક

પંચાગ્નિ તાપતા હતા કોઇએક સૂકાએલાં પાંદડાં અને ફળનો આહાર કરતા હતા. કોઇ એક ભક્ષણ યોગ્ય પાષાણ વિશેષ અને તૃણનો આહાર કરી તપ કરતા હતા, કોઇ એક શાક, અને રાજગરો તથા શેવાલનું ભક્ષણ કરી તપ કરતા હતા, કોઇ કૃચ્છ્ર ચાંદ્રાયણ આદિ મહાવ્રતમાં તત્પર હતા. કોઇ માસના અપવાસવાળા હતા. પાંચ ઈંદ્રિઓને જીતનારા કોઇ એક ધ્યાનનિષ્ઠ થઇ રહ્યા હતા. એવા તે મુનિઓના આશ્રમોને જોઇ મુનિવર્ય મહાદેવ, અદ્ભુત મહાવિચિત્ર કાપાલિક (ખપરધારી) નું રૂપ લઇ ત્યાં પ્રાપ્ત થયા. શુદ્ધ સ્ફાટિકમણી સરખી કાંતિ જેના અંગમાંથી નીકળી રહી છે, તેવા વાઘંબર ધારી, ચંદ્રશેખર મહાદેવે દૃઢ કાછ ભીડી ત્યાં દર્શન દીધાં. કુંડલ આદિ દિવ્ય અલંકારવાલા ફુલની માળાઓથી શોભાયમાન ડમરૂના શબ્દોથી નુપુરના ઝણકારથી દશેય દિશાને ગજાવતા પ્રભાતને સમયે મુનિની પર્ણકુટીઓ પાસે ફરવા લાગ્યા.

સૂત કહે છે—એ રીતે પ્રભાતે તે દારૂ વનની અંદર સર્વે વિપ્રો પોતાના પરિવાર સહિત ફળ લેવા સારૂ ગયા, ત્યારે ડમરૂનો શબ્દ સાંભળી ભેળી થયેલી ઋષિ પત્નિઓએ વાઘંબર અને મૃગચર્મને ધરનાર જટામુકુટ ધારી શાંત મૌનવ્રતિ યોગનિષ્ઠ દિવ્ય તાપસને જોયા તે ઉત્તમ આશ્ચર્યકારક કાપાલિકરૂપ શિવને જોઇ ઋષિ પત્નિઓ કામથી પીડિત થઇ મોહ પામી. સ્વામિની ભક્તિમાં તત્પર એવી તે તાપસ પત્નિઓમાંથી એક સ્ત્રી મોહ પામી નહિ કારણ જેણે સ્વામિની ભકિત વિના બીજું વ્રત જાણ્યું ન હતું તેવી પતિવ્રતા, તે કામુક સ્ત્રીલંપટ છે એમ જાણી તેમાં મોહિત થઇ નહીં. બીજી સર્વે ચિત્ત હરાઇ જવાથી હસતિઓ અને પ્રેમથી આલિંગન કરતીયો અન્યોન્ય કહેવા લાગી જે સખિ! આ આશ્ચર્ય તો જુવો આ કોઇ તપસ્વીયોગી આવ્યો છે તે જ્યારે ગાય છે ત્યારે આપણાં સ્ત્રીઓનાં ચિત્તને મોહ પમાડે છે એરિતે કૌતુકથી જેમનાં ચિત્ત શિવનેવિષે પરોવાયાં છે એવી મુનિપત્નિઓ પોતાના પતિ પુત્રાદિ પરિવારને છોડી દિગંબરને માનથી સેવવા લાગી. તે માયાવી ઇશ્વરની પાછલ જવા લાગી ત્યારે તે સહિત મહાદેવ, આશ્રમ છોડી ઇશાન દિશામાં ગયા. તેઓના મનોગત ભાવને જોઇ ભગવાન્ મહાદેવે સર્વે લોકના મનને હરનારા તાંડવ નૃત્યનો આરંભ કર્યો, ચોતરફ મુનિપત્નિઓસહિત વિવિધ પ્રકારનું નૃત્ય કરવા માંડ્યું કે તરત મનોવિકાર ઉત્પન્ન થવાથી ધર્મ મર્યાદાના સેતુનો (સદા-

ચાર રૂપમાજનો) ભંગ થયો વિરહના દુઃખથી થએલા મોહનું નિવારણ કરવા લાગી પરંતુ કામવિકારનો મોહ મટયો નહીં તેથી કેટલીક ઋષિપત્નિઓ પેરવાનાં વસ્ત્રોનો ત્યાગ કરવા લાગી કોઇએક કુચમંડળને ઢાંકવાના ઉત્તરીય વસ્ત્રનો અને કોઇએ ભૂષણોનો ત્યાગ કર્યો. જેના કેશપાશ વિખાઇ ગયા છે તેવી કેટલીએક પાકશાળાને બંધ કરી ચાલતી થઇ, કોઇ એક પતિને પીરસતી અન્ન લઈ ચાલી, કોઇ તે યોગિના હસ્તકમલને ઘણા પ્રેમથી પોતાના શિર ઉપર ધરવા લાગી, કોઇ પોતાના બાલકને ધવરાવતી ખોળામાંથી બાળકને હેઠું મૂકી કામથી પીડાતી ઉત્સાહથી ત્યાં ગઇ, કામબાણથી હણાએલી કોઇ એક પોતાના કરથી કુચને દાબી નિસાસો નાખી મોહિત થવાથી ચિત્રમાં આળખેલી પૂતળી સરખી સ્થિર થઇ રહી. એ રીતે સર્વ સ્ત્રીવર્ગ જ્યારે શિવથી ક્ષોભ પામ્યો. તે સમયને અંતરે સર્વે મુનિઓ મધ્યાહ્ન થતાં ફલફુલ અને દર્ભ સમિધ્ લઇ આશ્રમે આવ્યા, ત્યારે ત્રણ મુહૂર્ત્તનો પ્રાતઃકાળ એટલે સંગવ નામનો કાળ ગયો ત્યારે પછી ત્રણ મૂહૂર્ત્તનો એટલે છ ઘડીનો મધ્યાન્હ ત્યાર પછી અપરાહ્ણ અને તેમજ સાયંકાળ પણ વીતી ગયો તો પણ પોતાની સ્ત્રીઓ ઘેર આવી નહીં, ત્યારે આ શું થયું એમ વિચાર કરવા લાગ્યા. સર્વે સ્ત્રીઓ ઘર છોડીને ક્યાં ગઇ એમ પૂછતાં એક પતિવ્રતા ઋષિપત્ની કે જે પોતાના આશ્રમમાં રહી હતી તેણે કહ્યું કે નવીન યૌવનવાળો એક દિગંબર અવધૂત તપસ્વી અહીં આવ્યો હતો, તેથી સર્વે સ્ત્રીઓ મોહિત થઇ તેની સાથે ગઇ હશે, એવાં વચન સાંભળી અન્યોન્ય બધાએ વિચાર્યું કે આપણે શું કરવું ? ક્યાં જોઇશું ? એ તપસ્વી કોણ હશે ! કે જેથી તે મોહિત થઇ. એવું કહી સમાધિજ્ઞાનથી તેનું ચરિત્ર જાણ્યું. કે તે આપણી સ્ત્રીઓના મનને ક્ષોભ પમાડી ઇશાન ખુણામાં ગયો છે. ત્યાર પછી ડમરૂનો શબ્દ સાંભળી ત્યાં આવીને સઘળાએ જોયું તો સર્વે સ્ત્રીઓ તે યોગીથી મોહિત થઇ છે. જેની પૂર્વે પતિમાં ભક્તિ હતી તેની બીજા પ્રત્યે આવી ભક્તિ જોઇ આશ્ચર્ય પામ્યા. અને કોપાયમાન થઈ મહેશ્વરને ન જાણતાં ક્રોધમાં આવેશ પામેલો કોઇ બ્રાહ્મણ હાથમાં દંડ લઈ મારવા દોડયો, બીજો જલ લઇ શાપ આપવા તૈયાર થયો ત્રીજો દર્ભ લઇ બાણનું અભિમંત્રણ કરવા લાગ્યો. એ રીતે સર્વે મળી આપણે આને તજવો નહીં એમ કહેવા લાગ્યા, તેમાં અતિ ક્રોધી કોઇ વિપ્રે કહ્યું કે મેં જે કાંઇ જપ કર્યો છે, હોમ કર્યો છે; તપ કર્યું છે. અને ભક્તિથી ગુરૂઓને પ્રસન્ન

કર્યા હોય તો તે સત્યથી આનું લિંગ પૃથ્વી ઉપર પડજો, કારણ કે આણે અમારી ગૃહપત્નિઓને બગાડી છે.

હે પાપ રૂપ ધૂર્ત્ત! જટિલ કપટી કપટ વેશધારી તે આત્મલિંગને દેખાડી ઋષિપત્નિને મોહીત કરી, તે કુટિલતાથી તારો લિંગપાત થજો, એમ ત્રણ વાર કહી સત્યના પ્રભાવથી શાપ આપ્યો. ત્યારે ઉમાપતિ મહાદેવનું લિંગ પૃથ્વી પર પડી ગયું. તેથી જગતનો પ્રલય થવા લાગ્યો. હે બ્રાહ્મણો! શિવ લિંગનું પતન થતાં મોટા શબ્દથી બ્રહ્માંડ ગાજી રહ્યું અને સર્વે લોકમાં હાહાકાર થવા લાગ્યો, સમુદ્રો ખળભળવા લાગ્યા, નદી, ધ્રો, અને ધુનાઓ ઉછળવા લાગ્યા, સર્વે દેવતાઓ ક્ષોભ પામ્યા ઉલ્કાપાત થવા લાગ્યા દિશાઓ બળવા લાગી, પૃથ્વીકંપ થવા લાગ્યો, પર્વતો કંપવા લાગ્યા અને તેથી અનેક શિખરો પડવા લાગ્યાં. પ્રચંડ પવન ફુંકવા લાગ્યો એ રીતે પૃથ્વીપર પ્રલય જેવાં ચિન્હ જોઇ દેવતાઓ ખેદ પામ્યા, સમય વિના પ્રલય થશે કે શું? એમ માની ઈંદ્રાદિક સર્વે દેવ, સર્વ લોકના પિતામહ બ્રહ્માને શરણે જઇ નમસ્કાર કરી હાથ જોડી વિવિધ પ્રકારની સ્તુતિ કરી કહેવા લાગ્યા.

**દેવતાઓ કહે છે.**—હે પ્રભો! પ્રલયના વખત વિના આ કલ્પાંત શો? હે દેવેશ! તેનું કારણ આપ જાણો છો માટે કહો.

**સૂત કહે છે.**—તે સાંભળી ઘણો વિચાર કરી બ્રહ્માએ દેવતાઓને કહ્યું.

**બ્રહ્મા કહે છે.**—ભૃગુ વંશમાં ઉત્પન્ન થએલા બ્રાહ્મણોએ પોતાની સ્ત્રીઓને શિવે લિંગ દેખાડયું તેથી તેણે શાપ આપી શિવલિંગ પૃથ્વી પર પાડયું છે માટે હે દેવતાઓ! આપણે ત્યાં શિવની પાસે જઇએ નહીં તો તે શાપથી રક્ત નેત્ર થઇ વિશ્વનો પ્રલય કરશે આપણા સર્વેના વચનથી શિવ, લિંગને ધારણ કરશે, કારણ કે આપણી પ્રાર્થનાથી તે શિવ દેવપર કૃપા કરશે.

**સૂત કહે છે.**—ત્યારે બ્રહ્મા અને વિષ્ણુ આદિ સર્વે દેવ તથા વશિષ્ઠ આદિ સર્વે બ્રહ્મર્ષિઓ ત્યાં ગયા. ત્યારે લિંગ રહિત શરમાએલા મહાદેવ નિચું મુખ કરી ઉભા રહ્યા. મહા દુઃખ યુકત સતીવિરહથી પીડાએલા મહાદેવને જોઇ સર્વે દેવ અને મુનિગણોએ તેની સ્તુતિ કરી.

**દેવ કહે છે.**—હે ભગવન્! અમે તમારા સ્વરૂપનો પાર કોઇ દિવસ જાણી શકતા નથી. સત્ય અને વિશુદ્ધરૂપ ચૈતન્યમાત્ર અક્ષરરૂપ આપ

કાર્ય કારણથી પર છો તમારી ગહનમાયાએ કરી રજોગુણ તમોગુણથી રહિત દિવ્ય શરીરવાળા યોગીશ્વરો પણ તમારા સ્વરૂપને જાણી શકતા નથી ભવ ભયના સમૂહને મટાડનાર ભવપીડાને હરનાર આપ સર્વેશ્વર શિવરૂપ છો, તેને અમે નિત્યમસ્તકથી નમન કરીએ છીએ. હે વિભો! ક્લેશથી વિકટ એવા આ ભવાટવીમાં અર્થાત્ અતિ દુઃખદાયક સંસારમાં તમારા અનુગ્રહ વિના જીવ તમારા પદને પામતો નથી. હે નીલકંઠ, વેદત્રૈયસ્વરૂપ તમે સર્વ પ્રાણીને ભસ્મ કરો છો આપ સહસ્રાક્ષને અમે પ્રણામ કરીએ છીએ. ત્રણ નેત્રવાલા જટાધારિ આપને અર્થે પ્રણામ હો. સત્વ, રજ અને તમોગુણરૂપ આપને અમે વંદન કરીએ છીએ, ભક્તને અભયદાયક જગતના આધારરૂપ હે ચંદ્ર શેખર! આપને અમે વંદન કરીએ છીએ. યજ્ઞ અને વષટ્કારરૂપ તમે છો હે પ્રભો! તમે જલરૂપ છો નિર્ગુણ અને ગુણરૂપ એવા આપને બીજા લોકો જાણતા નથી. હે શિવ હે પ્રભો હે મહાનિયામક હે દેવદેવ ઈશ્વર! અમો તમારે શરણે આવ્યા છીએ હે શર્વ પ્રસન્ન થાઓ.

સૂત કહે છે.—એ રીતે દિવ્ય સ્તુતિ કરી, પ્રસન્ન કરેલા મહાદેવને બ્રહ્માએ કહ્યું કે હે મહેશ્વર! આપના કોપનું કારણ મેં જાણ્યું. હે દેવ! બ્રાહ્મણના અપરાધની ક્ષમા કરો હે શંભો જેમ દેવ ગણને ક્ષમા કરો છો તેમ જો કે બ્રાહ્મણોએ શાપ આપ્યો છે તો પણ તેને ક્ષમા કરવી જોઇએ.

હે કૃપાનાથ હે પ્રભુ! આમાં વિપ્રનું દૂષણ નથી કારણ કે મુનિ સ્ત્રીઓ મોહિત થઇ તેથી આપનું લિંગ પડયું. ભાવિયોગથી જે થવાનું હતું તે થયું. આપ કોપ કરશો નહીં અતિ કોપથી મોટા પુરૂષોનેપણ જ્ઞાન નો નાશ થાય છે, માટે પસન્ન થઈ સર્વ લોકને સુખી કરવા આપ લિંગને ધારણ કરો. નહીં તો ત્રૈલોક્ય નાશ પામશે. આપના લિંગ પતનથી હમણાં પ્રલય થવા લાગ્યો છે. હે સ્વામિન્ આપના લિંગપતનથી પ્રલય થશે એવું જાણી અમે આપની પાસે સ્તુતિ કરવા આવ્યા છીએ.

સૂત કહેછે.—એવાં બ્રહ્માનાં વચન સાંભળી સતીના વિરહથી પીડાએલ મહાદેવે ક્રોધનો ત્યાગ કરી કહ્યું કે હે બ્રાહ્મણો! તમે ભલે આવ્યા હે દેવતાઓ! તમારા વચનથી ક્રોધનો તો મેં ત્યાગ કર્યો પરંતુ બીજું મારૂં દુઃખ કહું તે સાંભળો મારી, સતી નામની પ્રિયા સ્ત્રી મરણ પામી છે તેથી હું દુઃખી છું અને મારા આશ્રમને છોડી પૃથ્વીમાં ફર્યા કરૂં છું, વિરહથી દુઃખી છું માટે કોઇનો સંગ કરતો નથી, તો પણ જ્યારે મારામાં કો-

ધનો આવેશ થયો ત્યારે ત્રૈલોક્યનો નાશ થવા લાગ્યો હતો; બ્રાહ્મણોના શાપના મિશથી મેં મારી પોતાનીમેળેજ લિંગનો ત્યાગ કર્યોછે હે દેવતાઓ! સતીના દુઃખ વિગેરે સઘળું તમે કર્યું છે એવાં શિવનાં વચન સાંભળી કંપી ગએલા સર્વે દેવ કહેવા લાગ્યા કે હે પ્રભો! પૂર્વે દક્ષના અપમાનથી તમારાં જે સતી અગ્નિમાં પ્રવેશ કરી મરણ પામ્યાં છે તેથી આપ દુઃખી થયા. તેમાં અમારો દેવનો અને બ્રાહ્મણોનો અપરાધ નથી. હે સર્વજ્ઞ શંકર, તે ક્ષમા કરો.

સૂત કહેછે.--એવાં દેવવચન સાંભળી શિવે કહ્યું કે મારા લિંગને પાડવામાં બીજી સ્ત્રી સમર્થ નથી. એમાં બીજા કોઇનો અપરાધ નથી તે સર્વે મેં પોતેજ કર્યું છે. તેમાં દેવ વિપ્રનો કશો વાંક નથી. કારણ જે ભાવી હોય તે અન્યથા થતું નથી. એવાં શિવનાં વચન સાંભળી દેવતાઓએ કહ્યું કે હે મહેશ્વર! આપે જે લિંગનો પરિત્યાગ કર્યો તેને અમારા વચનથી પાછું ધારણ કરો એવાં તેના વચન સાંભળી વિષ્ણુ, મહાદેવને કહેવા લાગ્યા.

શ્રી વિષ્ણુ કહેછે.—હે શિવ! પતિવ્રતા એવાં તમારા સતી દક્ષ યજ્ઞમાં દગ્ધ થયાં છે તે હમણાં હિમાચળને ઘેર મેનાને ઉદરે અવતરી ગૌરી એવા નામથી વિખ્યાત છે હે પ્રભો! પ્રેમયુકત એવાં સર્વગુણયુક્ત તે પાર્વતી, સતીથી પણ અધિક ગુણવાળાં છે. તે તમનેજ પરણશે. હે દેવેશ! ઘણા પર્વતોએ માગું કર્યા છતાં હિમાચળે તમને આપવા સારૂજ રાખ્યાં છે. અમે સર્વે દેવતાઓ જઇને હિમાચલને સમજાવશું. વળી સતીના કરતાં તમારી વધારે પ્રીતિ તે ઉપર થશે. હે વિભો દુઃખનો ત્યાગ કરો. એ રીતે વિષ્ણુએ કહ્યા પછી બ્રહ્માએ કહ્યું કે હે શિવ! પૃથ્વીપર પડેલું તમારૂં લિંગ તમે પાછું ધારણ કરો જેથી આ ચરાચર ત્રૈલોક્યનો અંત થાય નહિ એવાં બ્રહ્માનાં વાક્ય સાંભળી શિવ બોલ્યા કે આજથી આરંભી દેવતા અને બ્રાહ્મણો મારા લિંગનું પૂજન કરે તો હું તેને ધારણ કરૂં ત્યારે બ્રહ્માએ કહ્યું કે હે શંકર! હું પોતે અને સર્વે દેવતાઓ તમારા લિંગનું પૂજન કરીએ છીએ તથા દેવ, ઋષિ, પિતૃ, ગંધર્વો, નદીઓ અને સમુદ્રોપણ પૂજન કરશે ત્યારે પૃથ્વીમાં મનુષ્ય કરે તેમાં શું આશ્ચર્ય!! પર્વતો અને ક્ષેત્ર સહિત આ સર્વ વિશ્વ કે જે મારાથી ઉત્પન્ન થયું છે તે, આપના લિંગનું પૂજન કરશે. બ્રહ્મા, વિષ્ણુ, ઈંદ્ર, દેવ, રૂદ્ર અને ગ્રેહોના પૂજનથી જે પુણ્ય થાય તેટલું શિવલિંગના દર્શનથી થશે વળી અગ્નિહોત્ર અને અગ્નિષ્ટોમથી જે ફળ ન મળે તે શિવના લિંગપૂજનથી મળશે. એવાં સર્વલોકને

હિતકારી બ્રહ્માનાં વચન સાંભળીને પરમ હર્ષયુક્ત ચંદ્રચૂડ મહાદેવે કહ્યું કે મારા ત્યાગ કરેલા લિંગનું દેવ, દૈત્ય, દાનવ, માનવ, ગંધર્વ. નાગ અને રાક્ષસ આદિ સર્વેએ પૂજન કરવું. હે દેવતાઓ! ઋષિના શાપનું મોચન મારાથી શી રીતે કરાય તોપણ તમારા વચનથી હું તેને પાછું ધારણ કરૂં. આજથી આરંભી જેઓ મારા શિવલિંગનો ત્યાગ કરી મારી મૂર્ત્તિની પૂજા કરશે તેઓનો વંશચ્છેદ થશે. અને લિંગપૂજનવિના તીર્થ, વ્રત, તપ, યજ્ઞ, સ્નાન, દાન અને પૂજનાદિ ક્રિયાઓ પણ ફળશે નહીં. માટે વ્રત અને હોમ ક્રિયાદિ સર્વ કામોમાં લિંગપૂજન મુખ્ય છે. લિંગનો પરિત્યાગ કરી મારી મૂર્ત્તિની પૂજા કરવાથી સર્વ ભસ્મ થાય છે. એવાં શિવનાં વચન સાંભળી સર્વ દેવે શિવ લિંગનું પૂજન કર્યું. શિવલિંગ, ત્રૈલોક્યને જય આપનાર અને વિશ્વમાં પૂજવા યોગ્ય છે. તેના દર્શનથી સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. માટે સિદ્ધનાથ નામનું તે શિવલિંગ, પૃથ્વીમાં વિખ્યાત થયું. તે સિદ્ધનાથની જે પૂજા કરે તેને કોઇ દિવસે દુઃખ દુર્ભાગ્ય થતું નથી. બ્રહ્મઘાતી, મદ્યપાની, ગોઘાતિ, અનેગુરુશય્યાગામી, તેક્ષણે મોટા પાપથી મુકાય છે, જે બ્રાહ્મણ તે સિદ્ધનાથની પાસે સંધ્યામંત્રોનો જપ કરશે તેને સેંકડો અશ્વમેધ યજ્ઞનું ફળ મળશે. ત્યાં જે મુનિઓ આવ્યા હતા તેઓ ત્યાં શિવલિંગની સ્થાપના કરી ઘેર ગયા. એરિતે દેવના દેવ મહાદેવનું પર્વતમય લિંગ પ્રતિષ્ઠિત થયું સર્વ-અંગનો ત્યાગ કરી જે કોઇ શિવલિંગનું પૂજન કરે અને આ લિંગ પાતનું આખ્યાન ભક્તિથી સાંભળે તે સર્વ પાપથી મુક્ત થાય છે.

શૌનક કહેછે.—તે ભાર્ગવ નામના મુનીશ્વરોએ શિવના, ક્રોધથી ભય પામી શું કર્યું.

સૂત કહે છે.—શિવના ક્રોધથી ત્રાસ પામેલા અને નંદિના શાપથી બંધન પામેલા તે મુનિઓ, પોતાના આશ્રમો છોડી ભૃગુ કચ્છ નામના આશ્રમમાં (ભરૂચ ક્ષેત્રમાં) રહ્યા. શિવની નિંદા કરનાના અપરાધથી તેઓ ભ્રષ્ટ ચિત્તવાળા વેદના આચરણથી રહિત, ભારને ઉચકનારા થયા. ત્યારપછી પ્રસન્ન થએલા રુદ્રે લિંગ પોતાને સ્થાને ધારણ કર્યું અને તે મહાત્મા શંકર, પર્વતનાં પુત્રી પાર્વતીને પરણ્યા તેમાં સર્વ શત્રુઓનો નાશ કરનાર કર્ત્તિકસ્વામી ઉત્પન્ન થયા. છ દિવસની અવસ્થાવાળા તે કાર્ત્તિકસ્વામીએ તારકાસુરને હણ્યો; ધર્મ, અર્થ, કામ ને મોક્ષ આદિ ચાર પુરૂષાર્થને આપનારી કીર્તિને વધારનારી વંધ્યાને પુત્રદાયક આ દિવ્ય કથાનું જે શ્રવણ કરશે તેના મનો-

વાંછિત સર્વ કામ સિદ્ધ થશે. વિદ્યાના અર્થિને વિદ્યા, ધનની કામનાવાળાને ધન, સુખના અર્થિને સુખ, ને નિષ્કામને પરમગતિ પ્રાપ્ત થશે.

विद्यार्थी लभते विद्यां धनार्थी लभते धनं ॥
सौख्यार्थी प्राप्नुयात्सौख्यं निष्कामःपरमां गतिं ॥ १४२ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો આઠમો અધ્યાય સંપૂર્ણ.

---

शौनकउवाच ॥ कथं हिमवतो गेहे जाता दक्षात्मजा सती ॥
कथं विवाहमकरोत् रुद्रेण सह पार्वती ॥ १ ॥

શૌનક કહે છે.—દક્ષપુત્રી સતી હિમાચળને ઘેર શીરિતે જનમ્યાં અને તે પાર્વતી શિવની સાથે શી રિતે પરણ્યાં તથા તેમનેવિષે કાર્તિક સ્વામી શીરિતે જનમ્યા, છ દિવસના ઉત્પન્ન થએલા નાની વયવાળા તે બાળકે તારકને કેમ હણ્યો તે આશ્ચર્યકારક કથા અમને કહો.

સૂત કહે છે.—આત્મમૂર્ત્તિની પ્રતિષ્ઠા જાણી મહાદેવે દક્ષને ઘેર આવી શાપ આપ્યો જે બ્રહ્માથી થએલા આ દેહને છોડી તું ક્ષત્રિયના કુળમાં પ્રચેતાનો પુત્ર થા એરીતે શાપ આપી સતીના વિરહથી તાપ પામેલા પોતે, નર્મદાને તટે ઉગ્ર તપશ્ચર્યા કરવા લાગ્યા એ સમયના અંતરમાં હિમાચળે તપ કરી મહાદેવને પ્રસન્ન કર્યા. શિવે કહ્યું કે હે હિમાચળ! તમારી ઇચ્છા હોય તે વરદાન માગો.

હિમાચળ કહે છે.—હે દેવ! રૂપ ગુણથી યુક્ત સર્વ દેવને નમવા યોગ્ય સ્વામિને પ્રાણથી વધારે પ્રિય સતી અખંડસૌભાગ્યવંતી પુત્રી મને આપો.

ઇશ્વર કહેછે.—દક્ષની પુત્રી સતી કે જે મને પ્રિય હતાં તેણે રોષથી દક્ષના યજ્ઞમાં દેહનો ત્યાગ કર્યો છે તે તમારે ત્યાં પુત્રી થશે ને સુકુમાર અંગવાળી તે તમારી પુત્રી પાર્વતીને હું દેવનાં કાર્ય સિદ્ધ કરવાં પરણિશ. એમ કહિ મહાદેવ ત્યાંથી અંતર્ધાન થયા અને વર મેળવી હિમાચળ ઘેર આવ્યા; ત્યારપછી સમય જતાં મેનાને ગર્ભ રહ્યો તેણે આગળ કહેલા ગુણરૂપથી યુક્ત ઇશ્વરને પ્રિય પાર્વતીને જન્મ આપ્યો, ભવાની પુત્રીને જોઇ હિમાચળ અને મેનાએ ગૃહસ્થાશ્રમને ધન્ય માન્યો. ત્રણ નેત્રવાળાં અને ચાર મુખવાળાં અતિરૂપાળાં તે પુત્રીને જોઇ મેનાએ હિમાચળને કહ્યું કે હે નાથ!

તમારા તપથી સર્વ પ્રાણિનું હિત કરવા અવતરેલી આ કમળવદની પુત્રીને જુવો ઉગતા સૂર્ય સરખી તેજસ્વી જટાજૂટથી શોભતી ચાર મુખવાળી અને ત્રણ ત્રણ લોચનથી શોભતી અતિ સુંદર અષ્ટ ભુજાવાળી લલાટમાં ચંદ્રથી ચળકતી મહાદેવી સ્વરૂપ પુત્રીને જોઈ તેના તેજથી અંજાએલા અને ભય પામેલા હિમાચળે હાથ જોડી સ્તુતિ કરી. વિશાળ નેત્રવાળી હે પરમેશ્વરિ ! તમે ક્યાં દેવી છો. મને મોટો સંશય છે, કારણ કોઇ દિવસે આવું બાળરૂપ જોયું સાંભળ્યું નથી માટે કહો.

**શ્રી દેવી** કહે છે.—મહેશ્વરના આશ્રયવાળી અનન્ય અવિનાશી એક પરમ શક્તિરૂપ મને જાણો. મુમુક્ષુ પુરૂષો જેને જુવે છે તેહું પોતે છું, હું તમને દિવ્યચક્ષુ આપું તેથી તમે મારા રૂપને જુવો. આ તેજોમય જે અતિ સુંદર દેખાય છે તે મારૂં સ્વરૂપ છે એમ કહી પોતે હિમાચળને દિવ્યજ્ઞાન આપી જગતને આશ્ચર્ય પમાડનાર કરોડો સૂર્યસરખા પ્રકાશવાળા તેજના બિંબરૂપ નિર્ભય, સેંકડો જ્વાળાના સમૂહથી વ્યાપ્ત, હજારો નેત્રવાળું, પ્રલયકાળના અગ્નિ સરખું દાઢોથી વિકરાળ અસહ્ય, જટાજૂટના મંડળથી શોભાયમાન, શાંત, સૌમ્ય મુખવાળું, અનંત આશ્ચર્યમય અને કિરણોવાળું, કાંતિમય હજારો ઘુઘરીઓથી રમણીય, ચંદ્રરેખાના ચિન્હવાળું, કરોડો ચંદ્રસરખી કાંતિવાળું, પ્રકાશિત મુકુટવાળું, ગદાધારી, નૂપુરોથી શોભાયમાન દિવ્ય માલ્ય અને વસ્ત્રને ધરનાર, દિવ્ય ચંદનથી ચર્ચિત, શંખ ચક્રધારી હસ્તિચર્મ ઉપર વિરાજીત, બ્રહ્માંડની ઉપર રહેલું અને જેના મધ્યમાં બ્રહ્માંડ દેખાય છે એવું બાહ્ય અને આભ્યંતર દેખાતું, સર્વશક્તિમય ઉજ્વળ, સર્વ આભૂષણથી શણગારેલ, બ્રહ્મા, ઇંદ્ર, ઉપેંદ્ર (વામને) અને યોગીંદ્રોએ જેના ચરણ કમળનું વંદન કરાએલું છે એવું ચોતરફ હાથ, પગ, નેત્ર, મસ્તક અને મુખવાળું સર્વમાં વ્યાપી રહેલું તે દિવ્ય માહેશ્વરરૂપ પાર્વતીએ પોતાના પિતાને દેખાડ્યું તે જોઈ ભયભીત થએલા હિમાચળ સ્તુતિ કરવા લાગ્યા.

**હિમાચળ** કહે છે.—હે દેવિ ! વિશ્વને દુર્લભ, દેવ દૈત્યને નમસ્કાર કરવા યોગ્ય આ તમારૂં રૂપ મને તમે દેખાડ્યું તેથી મારાં ધન્ય ભાગ્ય છે. હે ઇશ્વરિ જે રૂપેંકરી તમે સર્વ બ્રહ્માંડની ઉત્પત્તિ, પાલન અને સંહાર કરો છો, બ્રહ્માદિને દુર્લભ એવા તે રૂપનાં મને દર્શન થયાં, ત્રૈલોક્યમાં જે વસ્તુ દેવને દુર્લભ છે તે મને મળી મારા સર્વ પુરૂષાર્થ સિદ્ધ થયા, વિશ્વમોહની

પાર્વતીને એ રિતે કહી હિમાચલ પોતાના આત્માને આત્મરૂપને વિષે ધારણ કરી ઓંકારનું સ્મરણ કરતાં હાથ જોડી પ્રણામપૂર્વક કહેવા લાગ્યા; કે હે પરમેશ્વરિ! આ તમારૂં માહેશ્વર રૂપ જોઇ હું ભયભીત થયો છું માટે બીજું તમારૂં યથાર્થ સ્વરૂપ પ્રદર્શિત કરો. હે બ્રાહ્મણો! એરિતે જ્યારે હિમાચલે કહ્યું ત્યારે દેવીએ પોતાના પૂર્વરૂપને સમાવી નીલ કમળનાં પત્ર સરખું શ્યામ મેઘ સરખું કાંતિમય, બે નેત્ર અને બે ભુજાવાળું સૌમ્ય, શ્યામ કેશથી સોભતું રાતી હથેળી વાળું, રાતી માળા અને ચંદનથી ચર્ચિત, રાતાં ચરણ કમળ તથા રાતાં કરપલ્લવવાળું અક્ષમાળા અને ફુલની માળાથી શોભાય માન ત્રિશૂળને ધરનાર તથા શોભતો વિશાળગોળ ચાંડલો જેના લલાટમાં રહ્યો છે એવું ધરેણાઓથી જેનું સર્વ અંગ શોભી રહ્યું છે સુવર્ણની માળાથી સુંદર દેખાતું પાકેલ ઘોલાં સરખા લાલ હોઠ વાળું મંદ મંદ હાસ્ય કરતું નૂપુરના શબ્દથી રમણીય પ્રસન્ન મુખવાળું, દિવ્ય ભ્રુકુટિવાળું; મહિમાના સ્થાનરૂપ દિવ્ય સ્વરૂપ જોઇ હર્ષયુક્ત ચિત્તવાળા હિમાચળે પરમેશ્વરી પ્રત્યે કહ્યું. હે દેવિ! આજ મારો જન્મ અને સત્કર્મ સફળ થયાં કે અચિંત્ય આદિશક્તિરૂપ તમે મને દૃષ્ટિ ગોચર થયાં હે મહેશ્વરિ! હવે મારે શું કરવું તે કહો હે સુરેશ્વરિ! આ માહેશ્વરરૂપને અંતર્હિત કરો અને બીજું સૌમ્યરૂપ ધારણ કરો.

**પાર્વતી** કહે છે.—હે પર્વતના રાજા! તમારે સદા શિવપૂજા કરવી, તથા તેનું ધ્યાન કરી તેનેજ પ્રસન્ન કરવા. જેવું રૂપ મેં તમને દેખાડ્યું તેવા દેવના દેવ શંકરને મને આપજો, તે એક શિવ, સર્વના આધારરૂપ અને પૃથ્વીને ધરનાર છે. એમાં કોઇ પ્રકારે સંશય કરવો નહીં. હે ગિરીશ્વર! આ મારૂં વચન તમારે યાદ રાખવું એવાં પાર્વતીનાં વચનનો હિમાચળે સ્વીકાર કર્યો; ત્યાર પછી તે પાર્વતીએ ઉગ્ર તપનો આરંભ કર્યો, માતાએ વારી તોપણ તે તપથી નિવૃત્ત થઇ નહી તે પછી કેટલોએક કાળ જતાં બ્રહ્મા, વિષ્ણુ અને ઇંદ્રાદિ દેવતાઓ જ્યાં મહેશ્વરનું લિંગ પડ્યું હતું ત્યાં આવી પ્રણામ કરી સ્તુતિ કરવા લાગ્યા.

**દેવ** કહે છે,—ત્રિપુરનો નાશ કરનાર હે સર્વજ્ઞ મહેશ્વર! અમે આપને પ્રણામ કરી વિજ્ઞપ્તિ કરીએ છીએ જે દક્ષપુત્રી સતી હિમાલયને ત્યાં ઉત્પન્ન થયાં છે, હે મહેશ્વર! અનન્યભાવ અને એક નિષ્ઠાવાળાં તે તમારે સારૂજ તપ કરેછે તમે આજ્ઞાં કરો અમે સર્વે ત્યાં

જઇ હિમાચળને સમજાવીએ, આપ કૈલાસમાં પધારો. તે સાંભળી શિવ બોલ્યા હે દેવતાઓ ! પ્રિયાવિનાના શૂન્ય કૈલાસને જોવા મારી ઇચ્છા થતી નથી, સતીરહિત દુઃખમયમંદિર મને ગમતું નથી; માટે જો તે પાર્વતી, સતીને સોમે અંશેપણ ગુણવાળી હોય તો તેને આંહીલાવો તેને સાથે લઇ હું કૈલાસમાં જાઉં, નહીં તો આજ મારૂં ઘર છે, એવાં શિવનાં વાક્યો સાંભળી સર્વે દેવતા અને ઋષિ મુનિઓ હિમાચળને ઘેર ગયા, તે સર્વેને આવેલા જોઇ હિમાચલે અર્ઘપાદ્ય વિગેરેથી પૂજા કરી વારંવાર પ્રણામ કરી કહ્યું કે તમે આજ મારે ઘેર પધાર્યા તેથી મારાં સર્વ કર્મ સફળ થયાં હે દેવતાઓ ! હું શું કરૂં આપની શી આજ્ઞા છે.

સુત કહે છે.—હિમાચળનાં વચનો સાંભળી પાર્વતીને જોઇ સર્વે દેવતાઓએ કહ્યું અમે તમારી કન્યા સારૂ આવ્યા છિએ. હે પર્વતરાજ ! ગુણ રૂપ અને કુળ આદિ સર્વ પ્રકારે તે શિવને યોગ્ય છે માટે તે શ્રેષ્ઠ વરને આ તમારી કન્યા આપો એ અમારી પ્રાર્થના છે. એવાં દેવનાં વચનો સાંભળી અતિ પ્રસન્ન થએલા હિમાચલે ઘણા હર્ષથી કહ્યું કે આપ મારી પુત્રીને માટે આવ્યા છો તેથી આપની સ્વાગતા હું શું કરૂં તે શિવને અર્થેજ ઉત્પન્ન થઇ છે. અને તેની પ્રાપ્તિ સારૂ ઉગ્ર તપ કરે છે. માટે ચંદ્ર શેખર મહાદેવને ત્યાંથી અહી પધરાવો એટલે બ્રહ્માએ જોએલા મુહૂર્ત્ત પ્રમાણે કન્યાદાન આપું.

દેવતાઓ કહે છે.—ઋષિઓના આશ્રમોએ કરી રમ્ય પવિત્ર તીર્થ રૂપ અર્ણનાશા નદીના તટપર હમણાં મહાદેવ રહ્યા છે અમે ઘણું કહ્યું કે આપ કૈલાસમાં પધારો પણ તેણે ચિત્તમાં ઘણો વિચાર કરી કહ્યું કે હે દેવતાઓ ! હું કોઇ કાળેપણ પ્રિયારહિત કૈલાસમાં જઇશ નહીં માટે હે ગિરિરાજ ! તમારી પુત્રીને લઇ ત્યાં અર્ણનાશા નદીને કિનારે સ્વંયવર કરી શિવને પરણાવો.

સુત કહે છે.—એ રિતે દેવતાઓએ કહ્યું ત્યારે હિમાચળ પ્રસન્ન થઇ તે વાતનો સ્વીકાર કરી પોતાની પુત્રિ અને સ્ત્રીને સાથે લઇ પરિવાર અને સર સામગ્રી સહીત અર્ણનાશાનેતટે શાર્ણકવનમાં આવ્યા.

तथेति कृतवान्सर्वं यदूचुर्देवसत्तमाः ॥
सुतामादाय भार्यांससानुगः सपरिच्छदः ॥
अर्णनाशातटं रम्यमाययौ शार्णकं वनं ॥ ७० ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડનો ગુર્જર ભાષાંતરનો
નવમો અધ્યાય સંપૂર્ણ.

सूतउवाच ॥ एवं कन्यायुतं शैलं सभार्यं सपरिच्छदं ॥
तत्रानीय महेशानं प्रणेमुस्ते दिवौकसः ॥ १ ॥

સૂત કહે છે.—એ રિતે કન્યાને સાથે લઇ મેના આદિ પરિવાર સહિત સર્વ સામગ્રીયુક્ત હિમાચળને લાવી મહાદેવને પ્રણામ કરી દેવતાઓ કહેવા લાગ્યા. હે ભગવન્! અમે આપની આજ્ઞા પ્રમાણે પાર્વતીનો સ્વયંવર કરવા આ હિમાચલને અંહિ લાવ્યા, તે તમારી આજ્ઞા પ્રમાણે કરશે. તે સાંભળી હર્ષ પામેલા મહાદેવે દેવને કહ્યું તે સ્વયંવરમાં તમારે જે કાંઇ કરવાનું હોય તે સુખે કરો.

દેવતાઓ કહે છે.—હે ઇશ્વર! જો આપને મનોહર પ્રિયાની ઇચ્છા હોય તો કામને સજીવન કરો કેમકે કામ વિના સારા ગુણથી કન્યા પ્રસન્ન થતી નથી; હે દેવ! કામવિના કલત્રનો સંગ્રહ (સ્ત્રીસ્ત્રીકાર) શોભતો નથી; હે દેવવર્ય! તમે ક્રોધથી આ કામને દગ્ધ કર્યો, હે વિભુ! તે કામદેવ વિના પૃથ્વીપર સૃષ્ટિ નષ્ટ થવા લાગી છે.

શંભુ કહે છે.—હે દેવતાઓ! કામદેવની સ્ત્રી રતિ કે જે મનસ્વિની છે તે કપટ વેશ કરી મને છળવા આવી હતી માટે મેં ક્રોધથી કામને બાળ્યો એ દંપતિને (સ્ત્રીપુરૂષને) તેના કર્મનું ફળ મળ્યું કામદેવને સજીવન કરવાનું જે તમે કહ્યું તે વ્યર્થ છે તો પણ તે કામ અંગ રહિત છતાં પણ પ્રજાઓમાં પ્રચાર કરશે; શરીર વિના તેનો પ્રભાવ અને વીર્ય સત્ય થશે. વળી એના સ્મરણ માત્રથી સર્વસ્થળે પ્રજાઓમાં પ્રાણિઓની ઉત્પત્તિ થશે એ રિતે કામદેવને સજીવન કરવા મૃતસંજીવની વિદ્યાનો જપ કર્યો તેથી તે કામદેવ અનંગ અંગરહિત છતાં અસહ્ય થયો. એરિતે કામદેવને બળવાન્ કર્યો ત્યારે વિષ્ણુએ બ્રહ્માને કહ્યું કે હે બ્રહ્મન્! તમે વેદમાં કહેલા વિધિ પ્રમાણે વિવાહસંબંધી કર્મ કરો હું બ્રહ્મા થાંઉછું (કર્મને જોનાર) અને ઇંદ્ર યજમાનના આશન ઉપર બેસે છે. હે બ્રહ્મન્! તમે આચાર્યને આસને બેસી કર્મ કરવા યોગ્ય છો. એક હાથ ઊંચી ચાર ખુણાવાળી ચાર હાથ લાંબી જલથી છાટેલી સર્વ શોભાવાળી નાના પ્રકારના કળશથી શોભતી ત્રણ પ્રકારના વેષ્ટનથી સુંદર નાગપાશથી આંકેલી નવ અંગ સહિત સરખી વેદી ત્યાં કરાવો. મંડપમાં કેળ્યો અને સોપારીના સ્તંભો ગોઠવો, તોરણો બાંધો, પાર્વતી સહિત શંકરને સત્વર પધરાવો. ગણપતિસહિત ચતુર્દશ માતૃકાનાં સ્થાપન કરો, વિવાહ કર્મની સિદ્ધિ થવા અભ્યુદયકારીકર્મો કરો.

સૂત કહે છે.—હે દ્વિજો! એવાં વિષ્ણુનાં વચન સાંભળી બ્રહ્માએ તે પ્રમાણે સર્વ સિદ્ધ કરી મંડપમાં મંગલ સ્નાન કરાવેલાં અને સ્ત્રીઓએ જેને ઘરેણાં પેરાવેલાં છે એવાં પાર્વતીને પધરાવ્યાં, ત્યારે બ્રાહ્મણોએ તેને કળશ લઇ વેદમંત્રોથી સ્વસ્તિવાચન કર્યું. હંસના સરખાં ચિન્હવાળાં, મુખ્ય શણગારોથી શોભતાં પાર્વતી વસ્ત્રથી મુખ ઢાંકી મંડપમાં વિરાજ્યાં. જેના કંઠમાં પારિજાતક વિગેરે ફુલોની માલા પેરાવી છે અને દિવ્ય ચંદનનું જેના અંગપર લેપન કરેલું છે. એવાં ગૌરી મંડપમાં શોભવા લાગ્યાં ત્યારે ધોળાં વસ્ત્ર પેરી હાથમાં પવિત્રિ વિગેરે ધારણ કરી મધુપર્ક લઇ માત્રિકાની પાસે ઉભાં રહ્યાં ત્યાં બેઠેલા ત્રણ નેત્રવાળા મહાદેવ ઉત્તર દિશાનું નિરીક્ષણ કરવા લાગ્યા. સ્ત્રીની કામનાવાળા મહાદેવનું હિમાચલે પાદ્ય અર્ધ્ય અને આચમનથી પૂજન કરી વસ્ત્ર આભૂષણો આપી સત્કાર કર્યો એરિતે સ્વસ્તિવાચન આદિ કર્મ સમાપ્ત કરી બ્રહ્માએ આજ્ઞા કરાએલ હિમાચળ ગોત્રઉચ્ચાર કરવા લાગ્યા.

હિમાચલ કહે છે.—હે ભગવન્! મારી પુત્રી આ પાર્વતી કે જે પુલહ મુનિની પૌત્રી છે તથા પિતૃદેવની દૌહિત્રી છે તે હું આપને અર્પણ કરૂં છું તેનો આપ પત્નિપણાનેવિષે સ્વીકાર કરો. સૌભાગ્ય ગુણથી શોભતી શણગારેલી રૂપ અને લાવણ્યતાવાળી આ મારી કન્યા મેં આપને આપી તેનું આપ ગ્રહણ કરો. ત્યાર પછી મેનાએ પણ ત્યાં આવીને કહ્યું કે હે ભગવન્! આ મારી પુત્રિ મે તમને આપી એમ કહી અંતર પટ કરી વરમાળા આરોપી ત્યાર પછી હિમાચલે મહાત્મા શંકરના હાથમાં પાર્વતીનો હાથ આપી હસ્ત મિલાપ મેળવ્યો. ત્યારે તેમના સ્વેદથી નદી ઉત્પન્ન થઇ તેથી માતૃ ગણ જળમાં બુડી ગયા વળી ત્યારે દુર્ગા એક રૂપ વાળાં છતાં નવ મૂર્ત્તિ વાળાં થયાં. હે મુનીશ્વરો! તેના નામ કહું તે સાંભળો ગૌરી, પ્રભા, મરૂ, ક્ષતા, તારા, ભદ્રા, જયા, તામ્રા, અને અશ્વમોહિની એ રીતે ગૌરીનાં નવ ગણ થયા તેને અને શિવ પાર્વતિના હાથથી ઉત્પન્ન થએલી નદીને જોઇ બ્રહ્મા અતિ વિસ્મય પામી વિચાર કરવા લાગ્યા કે આ મોટું આશ્ચર્ય થયું આ ગૌરીનો પ્રથમ હસ્તમેલાપ થયો તેટલામાં તેણે શરમાઇ વસ્ત્રથી મોઢું ઢાંકી લીધું હવે એનું મોઢું મારાથી કેમ જોવાય. એ રીતે મુખ જોવાની ઇચ્છાથી આતુર બ્રહ્મા વિચાર કરવા લાગ્યા કે આનું મનોહર મુખ જોવા મારે શો ઉપાય કરવો જ્યારે આ દંપતિનીપાસે અગ્નિ સિધ્ધ કરવા હું વેદિ

સમી કરીશ ત્યારે ગૌરીનું મુખ જોઇશ. એવો વિચાર કરી અગ્નિ લાવ્યા જ્યારે અગ્નિનો અતિ ધુંવાડો થયો ત્યારે વર કન્યા ગભરાયાં; શિવે જ્યારે ધુંવાડાથી અકળાઇ નેત્ર વિંચ્યાં ત્યારે બ્રહ્માએ નિચું મોઢું કરી ઝીણી વેળુ લેવાના મિશથી પાર્વતિનું મુખ જોયું. હોમ કરતાં ધુંવાડો ઘણો વધી ગયો અને ચારેય દિશામાં ફેલાયો ત્યારે બ્રહ્માએ હાથેકરી વસ્ત્ર ખેંચી પૂર્ણ ચંદ્ર સરખું કમળ સરખાં નેત્રવાળું, ગૌરીનું મુખ જોયું. સૂર્ય સરખું પ્રકાશિત ઉત્તમ કુંડળવાળું ગૌરીનું મુખ જોવામાત્રમાં બ્રહ્માનું રેત સ્ખલિત થયું તેથી વેદિનાં પાત્રો અને કળશો તણાવા લાગ્યા ત્યારે વારંવાર બ્રહ્મા તે રેત ને ઢાંકવા સારૂ ઝીણી વેળુ નાખવા લાગ્યા તે એકનેત્રેકરી શંકરે જોયું ભાવિને જાણનાર મહાદેવે મંત્રોનો નાશ થયો જાણી હસિને કહ્યું કે હે કમલાસન! આ શું છે? એવું મહાદેવનું વચન સાંભળી અતિ શરમાએલા બ્રહ્માએ શિવને કહ્યું કે હે પ્રભો! આ ગૌરીની ઇચ્છા વિના દૈવયોગથી મેં મુખ જોયું તેથી સ્ખલન થયું એ હું સત્ય કહું છું. જે અપરાધ મે હમણાં કર્યો તેની ક્ષમા કરો. એવાં બ્રહ્માનાં યથાર્થ વચન સાંભળી સંતોષ પામેલા શંકર કહેવા લાગ્યા કે હે પિતામહ! તમે મારી પાસે સત્ય કહ્યું તેથી હું તમને પ્રસન્ન થયો છું તમારી ઇચ્છા હોય તે વરદાન માગો હે ચતુરાનન! તમારા રેતથી જેટલા રેતિના કણો ભીંજાયા છે તેટલા મુનિ થશે. તમે સકામ થયા અને ઉમાના મુખચંદ્રના દર્શનથી તમારૂં જે સ્ખલન થયું તે નિષ્ફળ થશે નહીં ગૌરીનાં પાણીગ્રહણને સમયે બ્રહ્માના વીર્યથી જે અયોનિજ (યોનિવિના ઉત્પન્ન થએલા) થયા તે વ્રત અને તપથીયુકત બ્રાહ્મણોમાં શ્રેષ્ટ વાલખિલ્ય એવા નામથી ત્રૈલોકયમાં વિખ્યાત થશે અને સર્વ પ્રાણિઓનું રક્ષણ કરનારા તેઓ શાપથી અનુગ્રહ કરશે."

સૂત કહે છે.—એ રિતે મહાદેવે કહ્યું તેટલામાં બ્રહ્માના વીર્યથી ઉત્પન્ન થએલા અંગુઠાના પર્વ જેવડા તે વાલખિલ્ય બ્રાહ્મણો, અઠયાશીહજાર એકસો અઠયાવિશ ઉત્પન્ન થયા કે જે મહિર્ષિઓ વેદના અર્થ અને શાસ્ત્રને જાણનારા થયા. ત્યાર પછી વેદોકત વિધિએકરી વિવાહ કર્મ પૂર્ણ કર્યું, ત્યારે કર્મ સમાપ્તિને સમયે શંકરે બ્રહ્માને દક્ષિણા આપવા આજ્ઞા કરી.

શિવકહેછે.—હે બ્રહ્મન્ તમારા મનમાં જે ઇચ્છા હોય તે દક્ષિણા માગો તે હું તમને આપું એ મારૂં વાકય સનાતન શ્રુતિ પ્રમાણે સત્ય છે. ત્યારે બ્રહ્માએ કહ્યું હે દેવ! તમારા પાણિગ્રહણ સમયે તમે જે કાંઈ આપવા ઇચ્છા કરો છો અને

સર્વ લોકમાં જે આપી શકાય એવું ન હોય તે આપો. અહિ જે વાલખિલ્ય મહર્ષિઓ ઉત્પન્ન થયા છે તેમને વેદાચરણપૂર્વક બ્રહ્મતેજ પ્રાપ્ત થાય. વેદશાસ્ત્રમાં કુશળ એવા તેઓને યુગ યુગમાં તપ સહિત જ્ઞાન પ્રાપ્ત થાય. અને તેઓ શાપથી અનુગ્રહ કર્તા થાઓ ત્રૈલોક્યમાં માન્ય વેદ શાસ્ત્રમાં વિખ્યાત તેઓ કળિયુગમાં પણ કોઇ દિવસ ધર્મ વિધિથી હીન થાઓ નહિં આ ભવ્યદક્ષિણા આપ મને આપવા યોગ્ય છો.

શિવ કહે છે.—અઠયાશિહજાર એકસોને અઠયાવિશ આ તમારા વીર્યથી ઉત્પન્ન થએલા વાલખિલ્ય મુનીશ્વરો, આ અર્ણનાશા નદીને કિનારે મારા રમ્ય આશ્રમમાં રહો. હે બ્રહ્મન્ તમે જે દક્ષિણા માગી તે મેં તમને આપી અ૯ તમારા પુત્ર વાલખિલ્યને તે પ્રમાણે જ્ઞાન થશે એ રીતે બ્રહ્માને કહી શિવે વાલખિલ્યને ત્યાં આશ્રમમાં રાખ્યા ઈંદ્ર અને બ્રહ્માદિ દેવ પોતાને સ્થાનકે ગયા અને શિવ, પાર્વતીસહિત કૈલાસમાં પ્રાપ્ત થયા. ગૌરીના વિવાહમાં વેદને જાણનાર બ્રહ્માના પુત્ર વાલખિલ્ય મહર્ષિઓમાંના સાઠ હજાર ઋષિઓ સૂર્યની રક્ષા કરવા ગયા, હે બ્રાહ્મણો ! તેમાંના ચારશેંને પંચાણુ બ્રાહ્મણો ગંગા યમુનાના મધ્ય ભાગમાં તપ કરવા લાગ્યા. બીજા નવ હજાર કશ્યપને આદિ દઇ મહર્ષિઓ જંબુવતીને કિનારે જઈ ઉત્તરાભિમુખ થઇ તપ કરવા લાગ્યા. તેઓ જંબૂ વૃક્ષની શાખામાં નિચે મુખે તપ કરતા હતા તેઓ પાંચસોને પાંચ બ્રાહ્મણો આકાશથી પડતા હતા તેની ગરૂડે રક્ષા કરી. તેઓને હરિની દ્વારકા પુરિની રક્ષા કરવા રાખ્યા. ત્યાર પછી અઢાર હજાર એકસોને અઠયાવિશ બ્રાહ્મણો કે જેઓ વેદ અને વેદનાં અંગોમાં કુશળ છે તે સઘળા ત્યાં આશ્રમ કરી રહ્યા અને બ્રહ્મ તત્વનું પરિ ચિંતન કરવા લાગ્યા. હે મુનીશ્વરો ! જે રિતે પાર્વતિ અને શંકરનો વિવાહ થયો તથા શિવનું લિંગ પૂજન કેમ થયું એ સર્વ મેં તમને કહ્યુ. આ શંકરપાર્વતિના વિવાહનું જે શ્રવણ કરે તેને મનોવાંચ્છિત મનોરથ તથા સૌભાગ્ય સંપત્તિ પ્રાપ્ત થશે.

हरगौरीविवाहं च यः शृणोति द्विजोत्तमाः ॥
सलभेद्वांच्छितान्कामान् तथा सौभाग्यसंपदः ॥ ७२ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્ય ખંડનો ગુર્જર ભાષાંતરનો
દશમો અધ્યાય સંપૂર્ણ થયો.

शौनकउवाच ॥ ये त्वया कथिताः सूत ब्रह्मवीर्यसमुद्भवाः ॥
वालुकाभ्यः समुत्पन्नावालखिल्या अयोनिजाः ॥ १ ॥

શૌનક કહે છે.—હે સૂત! બ્રહ્માના વીર્યથી વેળુમાંથી ઉત્પન્ન થએલા અયોનિજ એવા વાલખિલ્ય બ્રાહ્મણો તમે કહ્યા તેમાંના કેટલાએક જે સૂર્યે બ્રહ્માનિ પ્રાર્થના કરી હતી તેથી સવિતાનું રક્ષણ કરવા રહ્યા. તમારા મુખકમળથી ઝરેલું આ કથારૂપિ અમૃતનું પાન કરતા અમો તૃપ્ત થતા નથી.

વળી તે કથાના જ્ઞાનમાં અમારાં ચિત્ત ખેંચાયાં છે તેથી અમારાં મન અને કાન શ્રવણ કરવા આતુર છે.

સૂત કહે છે—પૂર્વે ચાક્ષુષ નામના મન્વંતરમાં મંદેહા નામના રાક્ષસોએ ઘણા વર્ષ સુધિ તપ કરી બ્રહ્માનું આરાધન કર્યું એરિતે ઘણો કાળ જતાં તેના તપથી સંતોષ પામેલા બ્રહ્માએ આવિને કહ્યું કે હે રાક્ષસેંદ્રો! પ્રસન્ન થએલો હું તમોને વરદાન દેવા આવ્યો છું માટે તમારે જે વર જોતું હોય તે માગો.

રાક્ષસો કહે છે—હે બ્રહ્મન્! તમે અમને પ્રસન્ન થયા હો તો અમારી યુદ્ધ કરવાની ઇચ્છા છે માટે ઉદય પામતા સૂર્યની સાથે અમો યુદ્ધ કરિએ; એવાં તેનાં વચન સાંભળી બ્રહ્માએ કહ્યું તમે ઉદય પામતા સૂર્યની સાથે યુદ્ધ કરજો.

સૂત કહે છે.—સંગ્રામમાં શોભનારા, કાળા રૂપવાળા, ભયંકર, મહા પરાક્રમિ, ત્રિશ કરોડ તે મંદેહ નામના રાક્ષસો, બ્રહ્માનું વરદાન મળવાથી ઉદ્ધત થઇ ઉદય પામતા સૂર્યને રોકી તેનું ભક્ષણ કરવા તત્પર થયા. એ રિતે અન્યોન્ય જયની ઇચ્છાવાળા તેઓ સૂર્યના રથની પાસે આવી અર્ધ નિમેષ ત્યાં રહી તે સૂર્યની સાથે મહા દારૂણ યુદ્ધ કરવા લાગ્યા; એમ કરતાં ઘણો કાળ વિતિ ગયો. પાર્વતિ અને શંકરના વિવાહમાં બ્રહ્મવીર્યથી ઉત્પન્ન થએલા વાલખિલ્યોમાંથી સાઠ હજાર મુનિઓ કે જેઓ મરિચીપ એવા નામથી પ્રસિદ્ધ છે તેની બ્રહ્માએ પ્રાર્થના કરિ તેથી તેઓ મંદહેના ભયથી સૂર્યમંડળની રક્ષા કરવા ગયા. સૂર્યની સાથે તેઓ ઉદયાચળમાં આવી તપ કરવા લાગ્યા અને બ્રહ્મની કામના વાળા તે તપસ્વિઓ, સૂર્યનો ભય મટાડવા રથની પાસે રહી સૂર્યનું ઉપસ્થાન કરવા લાગ્યા; બ્રાહ્મ મુહૂર્ત્તનેવિષે સ્નાનાદિ કર્મ કરી આત્મચિંતનપૂર્વક વિધિપ્રમાણે સંધ્યા

કરી રાક્ષસોને હણનારી અંજળિઓ. આપી તેઓ વજ્રરૂપ થઇ મંદેહ દૈત્યોને હણવા લાગી. એ રીતે હિંસાના વેગનું નિવારણ કરતા અને સૂર્યને પ્રદક્ષિણા કરતા આળસ્યરહિત તે બ્રાહ્મણો, શત્રુઓનો નાશ કરનારી શ્રુતિઓ (વેદનીઋચાઓ) થી સૂર્યની સ્તુતિ કરવા લાગ્યા. જેમ દીવાની પાસે આવેલા પતંગો નાશ પામે છે તેમ પોતાના સમય પ્રમાણે સંધ્યાની ઉપાસના કરી વિધિપૂર્વક આપેલી દર્ભ અને જળથી ભરેલી અંજળિઓએ કરી તત્કાળ સૂર્યના શત્રુઓ નાશ પામવા લાગ્યા. મંદેહ દૈત્યોના દેહનો નાશ થવા સૂર્ય નારાયણ, ઉદય અને અસ્તને સમયે મંત્રપૂર્વક બ્રાહ્મણોએ આપેલી અર્ઘની ત્રણ અંજળિઓની ઇચ્છા રાખે છે, જેણે પોતાના કાળ પ્રમાણે ગાયત્રી મંત્રથી સૂર્યને ત્રણ અંજળિ આપી તેને ત્રૈલોક્ય આપવાનું પુણ્ય પ્રાપ્ત થાય છે. તારા દેખાતા હોય ત્યાંથી આરંભિ સૂર્યનો અર્ધ ઉદય થાય ત્યાં સુધિ આસનપર બેઠેલા મુનિવ્રતધારી બ્રાહ્મણે ગાયત્રીજપ કરવો. તે રીતેજ મધ્યાન્હે સૂર્ય સન્મુખ રહી મધ્યાહ્ન સંધ્યા કરવી. કયારેય પણ કાળનો લોપ ન થાય તેમ વર્ત્તવું. કારણ સમય સાંચવવાથી સર્વે કર્મ સફળ થાય છે. ઔષધિઓ પોતાને કાળે ફળે છે વૃક્ષો પણ પોતાને કાળે ફુલે છે અને મેઘ પણ પોતાને સમયે વરસે છે. માટે સુજ્ઞ પુરુષે કાળ ઉલ્લંઘન કરવું નહીં સારી રીતે સમય પ્રમાણે ઉપાસના કરાએલા સૂર્ય શું શું આપતા નથી. આયુષ્ય, આરોગ્ય, ઐશ્વર્ય પશુઓ, મિત્ર, પુત્ર, સ્ત્રીઓ, વિવિધ, પ્રકારનાં ક્ષેત્રો, આઠ પ્રકારના ભોગ, સ્વર્ગ અને મોક્ષ આદિ સર્વે સૂર્યથી સિદ્ધ થાય છે. અઢાર વિદ્યામાં સૌથી મોટી મીમાંસા છે તેથી તર્કશાસ્ત્ર તેથી પુરાણ તેથી ધર્મશાસ્ત્ર અને તે કરતાં શ્રુતિ શ્રેષ્ટ છે અને તે કરતાં ઉપનિષદ્ અને તેથી પણ ગાયત્રી ઉત્તમ છે ઓંકાર સહિત ગાયત્રી, સર્વ મંત્રોમાં દુર્લભ છે તેથી વેદત્રયીમાં પણ ગાયત્રી કરતાં અધિક કાંઇ પણ નથી. ગાયત્રી વેદની માતા છે ને તે બ્રાહ્મણોની પણ જનની છે ગાનાર પુરુષનું રક્ષણ કરે છે માટે તે ગાયત્રી કહેવાય છે. સાવિત્રી અને સવિતા એ બંનેને વાચ્ય વાચક સંબંધ છે સવિતા વાચ્ય (કહેવા યોગ્ય) છે અને પરમ એવાં ગાયત્રી તે સાક્ષાત્ વાચક (કહેનારી) છે સારી રીતે ઉપાસના કરેલી ગાયત્રી, શું શું આપતી નથી ? સર્વ કાંઈ આપે છે. વેદના પાઠથી કે તેમ શાસ્ત્રના પઠનથી બ્રાહ્મણ થઇ શકતો નથી પણ ત્રણેય કાળં ગાયત્રી દેવીના અભ્યાસથીજ માત્ર બ્રાહ્મણ થાય છે, અન્યથા નહી. ગાયત્રી, તેજ પરમ વિષ્ણુ છે અને ગાયત્રીજ

પરમ શિવ રૂપ છે, ગાયત્રીજ માત્ર બ્રહ્મા છે અને ગાયત્રીજ વેદત્રયી છે અને તે ગાયત્રીજ ત્રણેય દેવ અને ભગવાન્ સૂર્ય છે. પ્રણવસહિત ગાયત્રીનો જપ કરી જે ત્રણ અંજળી આપે છે તે વજરૂપ જળે કરી તત્કાળ સૂર્યના શત્રુ મંદેહ નામના રાક્ષસો, વજ્રથી હણાએલા પર્વતની પેઠે નાશ પામે છે. સૂર્યને સહાય થવા જે બ્રાહ્મણે મંદેહનો નાશ કરવા જળની અંજળિ આપી નથી તે પણ મંદેહપણાને પામે છે. પોતાના હિતની ઇચ્છા કરનાર જે ઉપવીત સંસ્કાર પામેલા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે, કાળ લોપ ન કરતાં અર્ઘ ઉદય અસ્તને સમયે અંજળિ રૂપ વજ્રોદક ફેંકવું.

સૂત કહે છે.—હે બ્રાહ્મણો! બ્રહ્મવીર્યથી ઉત્પન્ન થએલા તે વાલખિલ્ય મુનિઓ સંધ્યા કરી સૂર્યનું ઉપસ્થાન કરી જલની અંજલીઓ આપે છે. તેથી તે વજ્ર રૂપ થએલા જળે કરી દૈત્યો દગ્ધ થાય છે. એ કારણ માટે સર્વે ઋષિઓ નિત્ય સંધ્યોપાસન કરે છે જે હમેશાં ઉપસ્થાન કરી સૂર્યને અર્ઘ આપે તેનાં રાત્રિ દિવસનાં સર્વ પાપ નાશ પામે છે માટે હમેશાં વેદ મંત્રથી આદિત્યદેવનું ઉપસ્થાન કરવું. શૌનકે કહ્યું હે સૂત! તમે જે વાલખિલ્યમહા ઋષિઓ કહ્યા તેમાં ગૃહસ્થ કેટલા થયા તે કહો.

સૂત કહેછે—અઢાર હજાર એકસોને અંઠયાવિશ વાલખિલ્ય મુનિઓને શિવ પાર્વતિના વિવાહમાં ઉત્પન્ન કરી તેને આશ્રમે રાખ્યા ત્યારે તેઓએ બ્રહ્માને પ્રણામ કરી ત્યાં સ્થિતિ કરી ત્યારે શંકરે બ્રહ્માને કહ્યું હે બ્રહ્મન્! તમે વિધિપ્રમાણે વિવાહ કર્મ કર્યું તેની પરિપૂર્ણતા થવા તમારી ઈચ્છા હોય તે માગો બ્રહ્મા કહે છે હે હર! મારા વાલખિલ્ય પુત્રોનું તમે ચોતરફ રક્ષણ કરો. અને તેમને સંશય રહિત જ્ઞાન પૂર્વક બ્રહ્મતેજ પ્રાપ્ત થાય.

શંકર કહે છે—હે બ્રહ્મન્! જે આ વાલખિલ્ય મહર્ષિઓને માટે તમે કહ્યું તે સર્વ વેદ અને વેદનાં અંગોનો પાર પામેલા થશે તેમજ પરિશિષ્ટ (પરિશેષ રહેલાં) સૂત્રોના પરીક્ષક થશે અને મારાં વચનથી તેઓ કોઈ દવિસે દુષ્ટાચારમાં પ્રવૃત્ત થશે નહીં અને ચોથીવાર આવેલા યુગના પર્યયમાં કલિયુગમાં પણ તેઓ મર્યાદાથી હીન થશે નહીં તેમ કોઈ દીવસે પણ તેઓ તીર્થોમાં પ્રતિગ્રહ કરશે નહીં; તથા સ્વધર્મના રક્ષણ પૂર્વક નિત્ય ષટ્કર્મમાં પ્રીતિવાળા પારકું હિત કરનાર કોપ રહિત જ્ઞાનવાન્ જીતેંદ્રિય એક પત્ની વ્રતવાળા વૃદ્ધોને સેવનાર અને બહુશ્રુત થશે તથા યુગે યુગે શાપથી અનુગ્રહ કરશે. આ બ્રાહ્મણોમાં જે કોઇ ફૂટ પડાવશે અથવા

સ્વધર્મમાં વર્ત્તનાર આ લોકોની સાથે જેઓ દ્વેષ કરશે તથા આ વાલખિલ્ય મુનિઓ વિના આનું રક્ષણ કરનારા યજમાનો આ લોકોનો ત્યાગ કરી કર્મો કરશે તેનો વંશક્ષય થશે. આ વાલખિલ્યની ઉત્પત્તિના સ્થાનરૂપ આ બ્રહ્મસરોવર તીર્થ પાંચ કોષનું વિસ્તારવાળું છે તે સર્વ યુગમાં વિશ્વવિખ્યાત ગણાશે વળી સઘળાં તીર્થો અહિં આવીને રહ્યાં છે તેથી દેવતાઓ, બ્રહ્મઋષિઓ અને રાજઋષિઓ આ ક્ષેત્રનું સેવન કરશે, આ ક્ષેત્રમાં રહેલા મુનિઓ યુગને અનુસરતા વેદશાસ્ત્રમાં કહેલા ધર્મોનું પાલન કરશે એવું મારૂં વચન છે.

**સૂત કહેછે.**—એ રીતે પહેલાં શંકરે બ્રહ્માને કહેલું છે, ત્યાર પછી પાર્વતીને લઈ મહાદેવ પ્રસન્ન થઇ કૈલાસે ગયા અને ઈંદ્રાદિ દેવતાઓ પણ આનંદ પામી વિમાનમાં બેસી પોતાના લોકમાં ગયા હિમાચળ પોતાના સ્વજન સહિત વિવાહ કરી મેનાને સાથે લઇ પોતાને આશ્રમે ગયા વાલખિલ્યના આશ્રમમાં રહેલા બ્રહ્મા પણ કેટલાંક કાર્યો સિદ્ધ કરી થોડા દિવસ ત્યાં રહ્યા, તથા તેણે હાથ જોડી પ્રણામ કરતા જીતેંદ્રિય જ્ઞાનવાન્ પુત્રોના યથાવિધિ સંસ્કાર કર્યા ત્યારપછી તેઓને દિવ્યજ્ઞાન આપ્યું જે કોઇ મનુષ્ય, શ્રદ્ધાથી પરમ પવિત્ર એવા આ વાલખિલ્ય બ્રાહ્મણોનું આખ્યાન સાંભળે તેઓને સર્વ સુખ પ્રાપ્ત થાયછે તથા તેને કોઇ દિવસ દુઃખ સંતાપ કે અજ્ઞાનથી થયેલું ભય થતું નથી તથા પરમ ભક્તિથી આ આખ્યાનનો પાઠ કરનાર પુરૂષ સર્વ પાપથી મુક્ત થઇ મહોટી કીર્ત્તિને મેળવેછે.

श्रद्धया परया काले यः शृणोति सुखं लभेत् ॥
नतस्य दुःखसंतापोनतस्याज्ञानजं भयं ॥
प्राप्नोतिमहतींकीर्त्तिंसर्वपापक्षयोभवेत् ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો અગ્યારમો અધ્યાય સંપૂર્ણ.

---

ऋषयऊचुः ॥ नामानि वालखिल्यानांसर्वेषांचाद्विजन्मनां ॥
कृतानि ब्रह्मणातेषांतानिनोवदविस्तरात् ॥ १ ॥

**ઋષિઓકહેછે**—સર્વે વાલખિલ્ય બ્રાહ્મણોનાં નામ જે બ્રહ્માએ કર્યાં તે અમને વિસ્તારથી કહો,,

**સૂત કહેછે.**—હે બ્રાહ્મણો તે સઘળાનાં નામ બ્રહ્માએ જે કર્યાં તે સઘળાં મારાથી કહેવાં અશક્ય છે અઢાર હજાર એકસોંને અઠયાવિશ બ્રાહ્મણોનું

પરમ શિવ રૂપ છે, ગાયત્રીજ માત્ર બ્રહ્મા છે અને ગાયત્રીજ વેદત્રયી છે અને તે ગાયત્રીજ ત્રણેય દેવ અને ભગવાન્ સૂર્ય છે. પ્રણવસહિત ગાયત્રીનો જપ કરી જે ત્રણ અંજળી આપે છે તે વજ્રરૂપ જળે કરી તત્કાળ સૂર્યના શત્રુ મંદેહ નામના રાક્ષસો, વજ્રથી હણાએલા પર્વતની પેઠે નાશ પામે છે. સૂર્યને સહાય થવા જે બ્રાહ્મણે મંદેહનો નાશ કરવા જળની અંજળિ આપી નથી તે પણ મંદેહપણાને પામે છે. પોતાના હિતની ઇચ્છા કરનાર જે ઉપવીત સંસ્કાર પામેલા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે, કાળ લોપ ન કરતાં અર્ઘ ઉદય અસ્તને સમયે અંજળિ રૂપ વજ્રોદક ફેંકવું.

સૂત કહે છે.—હે બ્રાહ્મણો ! બ્રહ્મવીર્યથી ઉત્પન્ન થએલા તે વાલખિલ્ય મુનિઓ સંધ્યા કરી સૂર્યનું ઉપસ્થાન કરી જલની અંજલીઓ આપે છે. તેથી તે વજ્ર રૂપ થએલા જળે કરી દૈત્યો દગ્ધ થાય છે. એ કારણ માટે સર્વે ઋષિઓ નિત્ય સંધ્યોપાસન કરે છે જે હમેશાં ઉપસ્થાન કરી સૂર્યને અર્ઘ આપે તેનાં રાત્રિ દિવસનાં સર્વ પાપ નાશ પામે છે માટે હમેશાં વેદ મંત્રથી આદિત્યદેવનું ઉપસ્થાન કરવું શૌનકે કહ્યું હે સૂત ! તમે જે વાલખિલ્યમહા ઋષિઓ કહ્યા તેમાં ગૃહસ્થ કેટલા થયા તે કહો.

સૂત કહેછે—અઢાર હજાર એકસોને અઠ્યાવિશ વાલખિલ્ય મુનિઓને શિવ પાર્વતિના વિવાહમાં ઉત્પન્ન કરી તેને આશ્રમે રાખ્યા ત્યારે તેઓએ બ્રહ્માને પ્રણામ કરી ત્યાં સ્થિતિ કરી ત્યારે શંકરે બ્રહ્માને કહ્યું હે બ્રહ્મન્ ! તમે વિધિપ્રમાણે વિવાહ કર્મ કર્યું તેની પરિપૂર્ણતા થવા તમારી ઈચ્છા હોય તે માગો બ્રહ્મા કહે છે હે હર ! મારા વાલખિલ્ય પુત્રોનું તમે ચોતરફ રક્ષણ કરો. અને તેમને સંશય રહિત જ્ઞાન પૂર્વક બ્રહ્મતેજ પ્રાપ્ત થાય.

શંકર કહે છે—હે બ્રહ્મન્ ! જે આ વાલખિલ્ય મહર્ષિઓને માટે તમે કહ્યું તે સર્વ વેદ અને વેદનાં અંગોનો પાર પામેલા થશે તેમજ પરિશિષ્ટ ( પરિશેષ રહેલાં) સૂત્રોના પરીક્ષક થશે અને મારાં વચનથી તેઓ કોઈ દવિસે દુષ્ટાચારમાં પ્રવૃત્ત થશે નહીં અને ચોથીવાર આવેલા યુગના પર્યયમાં કલિયુગમાં પણ તેઓ મર્યાદાથી હીન થશે નહીં તેમ કોઈ દીવસે પણ તેઓ તીર્થોમાં પ્રતિગ્રહ કરશે નહીં; તથા સ્વધર્મના રક્ષણ પૂર્વક નિત્ય ષટ્કર્મમાં પ્રીતિવાળા પારકું હિત કરનાર કોપ રહિત જ્ઞાનવાન્, જીતેંદ્રિય એક પત્ની વ્રતવાળા વૃદ્ધોને સેવનાર અને બહુશ્રુત થશે તથા યુગે યુગે શાપથી અનુગ્રહ કરશે. આ બ્રાહ્મણોમાં જે કોઇ ફૂટ પડાવશે અથવા

સ્વધર્મમાં વર્તનાર આ લોકોની સાથે જેઓ દ્વેષ કરશે તથા આ વાલખિલ્ય મુનિઓ વિના આનું રક્ષણ કરનારા યજમાનો આ લોકોનો ત્યાગ કરી કર્મો કરશે તેનો વંશક્ષય થશે. આ વાલખિલ્યની ઉત્પત્તિના સ્થાનરૂપ આ બ્રહ્મસરોવર તીર્થ પાંચ કોષનું વિસ્તારવાળું છે તે સર્વ યુગમાં વિશ્વવિખ્યાત ગણાશે વળી સઘળાં તીર્થો અહિં આવીને રહ્યાં છે તેથી દેવતાઓ, બ્રહ્મઋષિઓ અને રાજઋષિઓ આ ક્ષેત્રનું સેવન કરશે, આ ક્ષેત્રમાં રહેલા મુનિઓ યુગને અનુસરતા વેદશાસ્ત્રમાં કહેલા ધર્મોનું પાલન કરશે એવું મારૂં વચન છે.

**સૂત કહેછે.**—એ રીતે પહેલાં શંકરે બ્રહ્માને કહેલું છે, ત્યાર પછી પાર્વતીને લઈ મહાદેવ પ્રસન્ન થઇ કૈલાસે ગયા અને ઈંદ્રાદિ દેવતાઓ પણ આનંદ પામી વિમાનમાં બેસી પોતાના લોકમાં ગયા હિમાચળ પોતાના સ્વજન સહિત વિવાહ કરી મેનાને સાથે લઇ પોતાને આશ્રમે ગયા વાલખિલ્યના આશ્રમમાં રહેલા બ્રહ્મા પણ કેટલાંક કાર્યો સિદ્ધ કરી થોડા દિવસ ત્યાં રહ્યા, તથા તેણે હાથ જોડી પ્રણામ કરતા જીતેંદ્રિય જ્ઞાનવાન્ પુત્રોના યથાવિધિ સંસ્કાર કર્યા ત્યારપછી તેઓને દિવ્યજ્ઞાન આપ્યું જે કોઇ મનુષ્ય, શ્રદ્ધાથી પરમ પવિત્ર એવા આ વાલખિલ્ય બ્રાહ્મણોનું આખ્યાન સાંભળે તેઓને સર્વ સુખ પ્રાપ્ત થાયછે તથા તેને કોઇ દિવસ દુઃખ સંતાપ કે અજ્ઞાનથી થયેલુ ભય થતું નથી તથા પરમ ભક્તિથી આ આખ્યાનનો પાઠ કરનાર પુરૂષ સર્વ પાપથી મુક્ત થઇ મહોટી કીર્ત્તિને મેળવેછે.

श्रद्धया परया काले यः शृणोति सुखं लभेत् ॥
नतस्य दुःखसंतापोनतस्याज्ञानजं भयं ॥
प्राप्नोतिमहतींकीर्त्तिसर्वपापक्षयोभवेत् ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો અગ્યારમો અધ્યાય સંપૂર્ણ.

---

ऋषयऊचुः ॥ नामानि वालखिल्यानांसर्वेषांचाद्विजन्मनां ॥
कृतानि ब्रह्मणातेषांतानिनोवदविस्तरात् ॥ १ ॥

**ઋષિઓકહેછે**—સર્વે વાલખિલ્ય બ્રાહ્મણોનાં નામ જે બ્રહ્માએ કર્યાં તે અમને વિસ્તારથી કહો,

**સૂત કહેછે.**—હે બ્રાહ્મણો તે સઘળાનાં નામ બ્રહ્માએ જે કર્યાં તે સઘળાં મારાથી કહેવાં અશક્ય છે અઢાર હજાર એકસોંને અઠયાવિશ બ્રાહ્મણોનું

એક ગોત્રછે અને બીજાં પણ એકસો પંચાવન ગોત્રો બ્રહ્માએ પ્રત્યેક વેદે ભિન્ન ભિન્ન કહેલાં છે, તેનાં નામ કહું તે સાંભળો જેના શ્રવણથી પુરૂષ નિષ્પાપ થાયછે, હવે ઋગ્વેદીનાં ગોત્રો વિસ્તારથી કહું છું તે લક્ષમાં રાખો કાશ્યાયલ, આગ્રયણ, આગ્રાયણ, ચૈત્રાયણ, બૃહત્સામ ચ્યવન, વરાહ. આરૂણિ, સત્યશ્રવા, ઉચ્ચશ્રવસ, ઉદ્દાલક, બૃહત્તપા, ધૂમ્રાયણ, બૃહત્ ગર્ભ ગોહત્, કાષ્ટાયન, શાકટાયન, મંડૂકાયન, નૈધ્રુવ. મરીચિ શાકલ્ય, કાશ્યપ વાત્સ્ય, શૈશિર, મુદ્‌ગલ, આત્રેય, ગોલક, જાતૂકર્ણ્ય, રથીતર, અગ્નિમાઠર અને બલાક એ રીતે ઋગ્વેદી બ્રાહ્મણોનાં ગોત્રોછે અને તેના વીશ વીશ વંશો કહ્યા છે વેદના પાઠકની તેર શાખાછે તેનાં નામ કહું તે સાંભળો તે ક્રમથી ગણતાં તેરછે પરંતુ વિસ્તારથી ગણતાં અનેક છે ચર્ચક, શ્રાવક, ચર્ચા, શ્રવણી, પાર, ક્રમશઠ, ક્રમજડ, ક્રમદમૃત, શાષ્કલા, બાષ્કલા, ચર્ચા, શ્રાવણ, સાંખ્યાયન, માંડુકાયન એરીતે ઋગ્વેદીઓની શાખાઓ કહી દશ હજાર પાંચસોને એંશી ઋચાઓ યજ્ઞના કામની કહેલી છે. હવે યજુષનાં ગોત્ર કહું તે સાંભળો હે સુંદર વ્રત વાળા મુનીશ્વરો! યજુર્વેદીઓ કે જેઓ અધ્વર્યુ કર્મમાં (યજ્ઞની યોજનામાં) કુશલછે તેઓનાં આ નામ છે. પૌલસ્ત્ય, ઐભ્રવત, સાનુનિ, શ્વપલ, પવગાન, માંડવ્ય, ગૌતમ, ગાર્ગિ, કાત્યાયન, ભારદ્વાજ, પારાશર્ય, અગ્નિગાત્, અનુલૌમ્ય, શાંડિલ્ય, પૌલિશ પુલહ, ચાંદ્રમસ, તૃણ, તામ્રાયણ, કાણ્વાયન, તપૈવાત્ર, વાસ્ત્ય, નારાયણ, જામદગ્નિ, મન્યવ, ધૃત, શધિ, પતંજલી, આલંબી, હારૂણી, તાપવી, પૌક, સાયકાયની, એ છયાંશી ગોત્રો યજુર્વેદમાં કહેલાં છે હવે શાખા કહું તે સાંભળો ચરકા, વરકા, કઠા, પ્રાચ્યકઠા, કાષ્ઠ, લકઠા, શરાયણીયક તથા વૈવાતરંતવ્ય, શ્વેત, શ્વેતકર, ઔપમન્યવ, પાતાંડિનેય, મૈત્રાયણીયક, માનવ, વરાહા, છાગેય, ઋડભ, શ્યામા, શ્યામાયનીયા, હાદ્રવીય, સૂરીયક, ગાર્ગ્યા, શાર્કરાખ્યા, ભાર્ગવ, સૂવિય, જાબાલાં, બૌદ્ધા, કાણ્વા, માધ્યંદિની, સક્ષેય, તાપાયન, કાપાલ, પૌઠ, વત્સક, આવટિક, પરમાવટિક, પારાશર્ય, વૈનતેય, વૈધેય, ઔલેય, તાંત્રિકેય, ખાંડવેય, કાલેય, શાઠાયનીયક, હિરણ્યકેશી, ભારદ્વાજી, આપસ્તંબી, પ્રવચનીય, સત્યા, પાઠચૌ, કાપેયા, ધૂમ્રા, સત્યવત્સ ધર્મમૂલા કર્મમૂલા, ગવરા, માત્સકેયિકા, મશકા, પ્રમેયા સત્યંચરા, સ્વયંવરા, કૌશેયી, સુપવિત્રા, ધર્મવિદ્યા, પ્રિયંવદા, માત્સકાર્યા, પ્રવરા, સત્યા, વૃત્યા, શૌકરી, અશ્વદમની, સિદ્ધા, ઐાદ્દાલિકી, વિદગ્ધા, ગાલ્યા, પર્ણી, ચીરણી, પરાયણા,

તામ્રાયણા, શાપેયી, વાત્સા, જહ્યા, શૌકત્રી, વેદવૃદ્ધા, અટવી, કૌજ ા અને શાગિકા એ રીતે યજુર્વેદની છયાશી શાખાઓ મેં તમને કહી. વાજસંનેયી યજુર્વેદમાં એક હજાર આઠસો ઋચાનો ગણ છે. તેથી ચોગણું બ્રાહ્મણ છે. (બ્રાહ્મણ નામને વેદભાગ) મંત્ર, બ્રાહ્મણ, કલ્પ, ગુગ્ગુલ, અને ઋચાઓ અઢાર હજારછે, તેના સમગ્ર છઠ્ઠા વિભાગને જાણનારો અધ્વર્યુ કહેવાયછે છંદને ગાનારા સામવેદિઓનાં ગોત્રો કહું તે સાંભળો હે મુનીશ્વરો સામવેદનેવિષે જેઓએ સારી રીતે શ્રમ કર્યો છે,એવા બત્રીશ મુનિઓ ગોત્રોમાં મુખ્ય છે કે જેઓ યજ્ઞકર્મની સમૃદ્ધિ અર્થે રહસ્યોને સારીરીતે જાણતા હતા વિશ્વામિત્ર, દેવરાજ, ચિતિદ, ગાલવ, કુશિક કૌશિક, ઉદ્દત્ત, સાંતમ, ઉદચિ, સ્વરાવ, અનેના, જબાલ, યાજ્ઞવલ્ક્ય, આકુલ, સાકુલ, સૌધવાયન, વેદવૃદ્ધ, વૈશાખ્ય, ભાસુકિ, લોમગાયન, લોગાક્ષિ, પુષ્પજીત, કૌંદ્ર, અને નારાયણ, વેદનું ગાયન કરનારા સામ વેદીઓનાં આ બત્રીશ ગોત્રો મેં તમને કહ્યાં હે મુનિઓ! સામવેદની સહસ્ર શાખાઓ છે. તેનું અનધ્યાયમાં જેઓ અધ્યયન કરતા હતા તેઓને ઇંદ્રે હણ્યા બાકી રહેલી તેર શાખાઓ કે જેઓનાં નામ પૂર્વે બ્રહ્માએ કહ્યાં છે તે હું કહું છું કાલેયા, મહાકાલા, કાલાંગા કૌથમા, આયુ, રાયણ, વાના, પ્રાંજલી, વેદભૃત્ અને પ્રાચીનયોગ્યા એ રીતે તેર શાખા વિખ્યાત છે ઐાતથ્ય, ગૌતમ, વાદ, સૌદેવ, વર્ચસ, શાંડિલ્ય કાપી, કૌડિન્ય, માંડવ, ત્રષિ, આરૂણી, કૌનક, નોલક, નુદચાડ, બૃહદ્રથ, સૈકવાયિની, સંવિધ, સોમવતિ, સૂચચ્યક, લાવર્ણિ પિપ્પલાદિ, સીનકૃતુ, શાપપાયિન, જાજલિ, મુંજકેશ, ગાંગિગ, અગ્નિ વર્ચસ, કુમુદાય, શુદ્ધિ, પથ્ય, રોહિણ, રૌહિણાયન એ રીતે વાલખિલ્યનાં એકત્રીશ ગોત્ર છે, તથા બ્રહ્માએ તેની નવ શાખાઓ કહી છે. પિપ્પલા શૌનકી, વામોદા તોતા યમનીયક, જબાલ બ્રહ્મયાલા, કુદપી, દેવ દર્શક અને ચારણ વિદ્યા એ રીતે આથર્વણિની નવ શાખા છે અને અથર્વ નીઋચા પાંચ હજાર છે, અને તેના હજાર ઋષિઓ છે. એ,રીતે બ્રહ્માએ કહ્યું.

ઋષિઓ કહે છે—વ્યાઘ્ર, ઐાપવીર, લૈલવ, કૌદ્રલાયન, લોમાયન, સ્વસ્તિકાર, ચાંદ્રાક્ષિ, ગાવિની, શૈલેય, ચારી, સુગના અને વૈવૃદ્ધિ એરીતે વાલખિલ્યનાં અગિયાર ગોત્ર છે તથા ચારશેંને પંચાણું બ્રાહ્મણો ગંગા અને યમુનાના મધ્ય પ્રદેશમાં જઇ તપ કરતા હતા. હવે જે બ્રાહ્મણો કૃષ્ણપુરીમાં રહ્યા છે તેનાં નોખાં નોખાં ગોત્રો કહું તે શ્રવણ કરો કૌંડિક, કૌનક, વાત્સ

કોષ અને શાંડાયનીયક એ પાંચ ગોત્રો વાલખિલ્ય મુનિઓનાં ભિન્ન ભિન્ન બ્રહ્માએ કહ્યાં છે. હે બ્રાહ્મણો એ રીતે તેનાં આઠસેં ત્રેત્રીશ ગોત્રો મેં તમને કહયાં.

વેદ, કલ્પ, ઉપવેદ, ગોત્ર અને વેદનાં રૂપ તથા અંગોજે પૂર્વે બ્રહ્માએ કહ્યાં છે તે કહું છું. પહેલું નક્ષત્રકલ્પ છે, બીજું વેદવિધાનકલ્પ છે, ત્રીજું સંહિતા કલ્પ ચોથું સામ્યકલ્પ અને પાંચમું શાંતિક કલ્પ છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એ ચારવેદના અનુક્રમે, આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ અને અર્થશાસ્ત્ર એ ચાર ઉપવેદ છે; ઋગ્વેદનું આત્રેય ગોત્ર છે અને તેના દેવતા સોમ છે; યજુર્વેદનું ગોત્ર કાશ્યપ છે તથા તેના દેવતા પવિત્ર રુદ્ર છે, પૂર્ણ વિસ્તારવાળા સામવેદનું ગોત્ર ભરદ્વાજ છે અને તેના દેવતા ઇંદ્ર છે; અને અથરવેદનું ગોત્ર વૈતાલ છે તથા તેના દેવતા બ્રહ્મા છે.

હવે તેનાં રૂપો જે રીતે મેં સાંભળ્યાં છે તે રીતે કહું છું જેને જાણ-વાથી દ્વિજ નિષ્પાપ થાય છે, કમળપત્ર સરખાં નેત્રવાળો સુંદર લાંબા ઉદ-રવાળો અને મનોહર નેત્રવાળો ઋગ્વેદ છે, વિભક્ત ઉદર વાળો પાંચવેંતના પ્રમાણનો વિભૂતિયુક્ત કેશવાળો પૂજવાથી ઘણી સમૃદ્ધિ આપનાર યજુર્વેદ છે વળી પીંગળા નેત્રવાળો પાતળી કડવાળો અને રાતાવર્ણવાળો તથા જાડી-ગ્રીવા વાળો અને કાળા પગવાળો, છઅરત્નિ (મૂઠા હાથનો) પ્રમાણનો તે યજુર્વેદ છે, તે વિત્તલિંગથી પુજયો હોય તો તે સર્વ કામના પૂરેછે; પવિત્ર વસ્ત્રવાળો ત્રિદંડી સુવર્ણ સરખી કાંત્તિવાળો છઅરત્નિ ઉંચો સામવેદ છે તે રક્ત વર્ણવાળા ત્રાંબામાં અને શ્રેષ્ટ રત્નવડે પૂજવાથી ઇચ્છિત ફળને આપેછે. તીક્ષ્ણ દાઢવાળો ઇચ્છા પ્રમાણે રૂપ લેનાર પ્રજ્વલિત શિખાવાળો વ્યાપક ક્રૂર દૃષ્ટિવાળો વિશ્વના આત્મારૂપ અને જગત્‌ને મોહપમાડનાર શ્યામકમળપત્ર સરખાં નેત્રવાળો પરદારામાં આસક્ત અથર્વવેદ છે. તેની કમળપત્રે પૂજા કરવાથી સર્વ કામના સિદ્ધ થાય છે એ રીતે નામ અને ગોત્રનું જેઓ શ્રવણ કરે તેઓ ઉત્તમ ધર્માચરણી થઇ પુણ્યફળના ભોક્તા થાય છે. શાખા, ધર્મનાં સ્થાન, કલ્પ, ઉપપદ અને પવિત્ર ચાર વેદકે જેઓ છ અંગ અને ક્રમ પદ સહિત બ્રહ્માનાં મુખથી થયા છે. તેઓનું શ્રવણ કરવાથી તથા પઠન કરવાથી બ્રહ્મલોક પ્રાપ્ત થાય છે વળી તે વેદથી કરાતા અગ્નિષ્ટોમ, અતિકૃતુ, આપ્તોર્યામ, અતિરાત્ર, વાજપેય, અત્યગ્નિષ્ટોમ, અને ઉક્થ એ

રીતે સોમની સંસ્થાવાળા સાત યજ્ઞો કહ્યા છે અશ્વમેધ, રાજસૂય, ગોમેધ, સર્વમેધ, નરમેધ, દ્વાદશાહ અને ત્રિરાત્રએ રીતે સોળ યજ્ઞો બ્રાહ્મણોને કરવા કહેલા છે.

સૂત કહે છે—કોઇ સમયે કર્મના જ્ઞાનથી બ્રાહ્મણો હીન થશે ત્યારે જ્ઞાનના સાધનવિના તેઓ નિત્ય કર્મ શી રીતે કરી શકશે એવો બ્રહ્માને વિચાર થયો. તેથી ઘણો ખેદ પામ્યા ? ઘણું કરીને આગળ જતાં જ્યારે મનુષ્યો અલ્પ બુદ્ધિ થશે ત્યારે બુદ્ધિ રહિત આ બ્રાહ્મણો શા રીતે કર્મ કરશે ? અજ્ઞાનથી જો બ્રાહ્મણો યજ્ઞ કરશે તો તેથી દેવતાઓ પ્રસન્ન થાશે નહીં તેથી તેઓ વૃષ્ટિ કરશે નહીં એ રીતે જ્યારે વૃષ્ટિનો અભાવ થશે ત્યારે ધાન્યવિના પ્રજા નાશ પામશે એ રીતે વિચાર કરી બ્રહ્માએ કહ્યું.

બ્રહ્મા કહે છે—હે દ્વિજો! સર્વેને સુખ આપનારૂં મારૂં વચન તમે લક્ષમાં રાખો આગળ યુગમાં તમારા વંશના બ્રાહ્મણો મંદબુદ્ધિ આચાર રહિત ધર્મથી હીન થશે તથા તેનું બ્રહ્મતેજ પણ ક્ષીણ થશે એટલા માટે હે વિપ્રવર્યો ! તમે ધર્મશાસ્ત્રો રચો કે જેથી તમારા વંશના મંદબુદ્ધિ બ્રાહ્મણો પોતપોતાની શાખાનાં કર્મ જાણી શકે.

સૂત કહે છે,—એવાં બ્રહ્માનાં વચન સાંભળી તે વાલખિલ્ય મુનિઓએ કહ્યું કે હે પિતામહ! સત્ય છે. એમ કહી તેની આજ્ઞા પ્રમાણે પ્રાતઃકાળથી આરંભી સાયંકાળ સૂધીના કર્મો કરવા વર્ણ અને આશ્રમોના ધર્મોને દર્શાવનારી સેઓએ આચાર પદ્ધતિ કરી તેને વેદના મંત્રોથી સંકલિત કરી પોતપોતાનું સાધન કરવા લાગ્યા એ રીતે અઢાર હજાર એકસો અઠયાવીશ તે વાલખિલ્ય મુનિઓ કે જેઓ ષટ્કર્મમાં પ્રીતિવાળા સુશીલ ગૃહસ્થાશ્રમી કુટુંબવાળા બુદ્ધિમાન્ વ્રત અને યજ્ઞને પ્રવર્તાવનાર સત્યયુગ આદિ સઘળા યુગમાં ઉત્તમ એવાં કર્મનાં કારણરૂપ ધર્મશાસ્ત્રોએ કરી પોતાની, સ્વજાતિમાં વ્યવહાર કરવા લાગ્યા વર્ણ અને આશ્રમની વ્યવસ્થા કરતાં ઋગ્વેદ આદિ વેદ અને કશ્યપ આદિ ગોત્રો અને ચર્ચ આદિ શાખાઓમાં રહી અધ્વર્યુ કર્મ કરવા લાગ્યા અને ચનકાદિ શાખાવાળામાં પૈલસ્તી ગોત્રના બ્રાહ્મણો કે જેણે યજુર્વેદનો સારી રીતે અભ્યાસ કરેલો હતો તેઓ પણ આધ્વર્યવ કર્મ કરવા લાગ્યા વિશ્વામિત્ર ગોત્રના અને પિપ્પલાદિ શાખાવાળા અથર વેદનો અભ્યાસ કરનાર દ્વિજોપણ યજ્ઞની યોજનાના કામમાં વિખ્યાત થયા એ રીતે શાખાના ભેદો ઇતિહાસ ગ્રંથોમાં પ્રસિદ્ધ છે કે જે શાખાઓને

ભિન્ન થવાનાં કારણરૂપ છે તે વેદના સંહિતા રૂપે ચાર ભાગ બ્રહ્માએ ભિન્ન ભિન્ન કર્યા અને પોતાના શિષ્ય વાલખિલ્યોને ઓંકાર સહિત તે વેદનું અતીંદ્રિય (ઇંદ્રિયોથી જાણી શકાય નહીં એવું) ભૂર્લોક ભુવર્લોક અને સ્વર્ગલોકમાં વિખ્યાત ઋગવેદ, યજુર્વેદ, સામવેદ, અને અથરવેદ સંબંધી જ્ઞાન આપ્યું તે બ્રહ્માને પ્રણામ કરૂં છું ગોત્ર વેદ અને શાખાઓના વિસ્તાર વાળી આ કથાનું જે શ્રવણ કરે તે પાપથી મુક્ત થઈ પરમગતિને પ્રાપ્ત થાય છે.

**गोत्राणि वेदाःशाखाश्च कथितानिश्रृणोतियः ॥**
**सर्वपापविनिर्मुक्तः प्राप्नोति परमां गतिं ॥ १७ ॥**

ઈતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્ય ખંડના ગુર્જર ભાષાંતરનો
બારમો અધ્યાય સંપૂર્ણ

---

**ऋषयऊचुः ॥ परिग्रहःकथं भूमन् स्त्रीहीनानां द्विजन्मनां ॥**
**तेषां सुविस्तरं ब्रूहि विवाहं चैवसूतज ॥ १ ॥**

ઋષિઓ કહેછે.—હે સૂત! સ્ત્રી રહિત એવા તે બ્રાહ્મણોને સ્ત્રી આદિ પરિવાર શી રિતે થયો, તેઓના વિવાહની કથા સવિસ્તર કહો. સૂત કહે છે.— હે મુનીશ્વરો તે સ્થળે રહેલા બ્રહ્માએ વિચાર કર્યો કે આમારા પુત્રોને પરણાવી પરિવારસહિત શી રિતે કરવા, એ રિતે વિચારીને ત્યાં એક જગાથી પરિપૂર્ણ કળશની સ્થાપના કરી અગ્નિમાં ઘી, દુધ, દહિં અને મધ આદિથી હોમ કર્યો ત્યારે તે કુંભમાંથી અઢાર હજાર એકસોને અઠયાવિશ અંગુષ્ટના પર્વ જેવડી અયોનિજ સુંદર અંગ વાળી સ્ત્રીઓ ઉત્પન્ન થઇ તેઓની સાથે વાલખિલ્ય મુનિઓના વિવાહ કર્યા; ત્યારે તેમના વિવાહ સારૂ કુળ દેવીઓ અને ગોત્રો ઉત્પન્ન કર્યા ભૃગુ, અત્રિ, કમી, અગ્નિ, વર્ચસ, ચ્યવન, વસુ, કાત્યાયન, આંગિરસ, શાકલ્ય, બહુત્તર, આદિ ગોત્રોની શિવાદિત્યા નામની દશ કુલદેવિઓ છે. ક્રૌંચ, બૈજ ભૃત, આહૈબ્રહ્મ, કાત્યાયન, ઉદ્દાલક, અરૂણિ, પથ્ય, પૌલીશ, અને પુલહ આદશ ગોત્રોની મારૂતિ નામની કુળ દેવી છે. કાક, લોમશ, સંવિશ અને શાંડિલ્ય, શાકટાયન કુશુદાદિ, મંજુકેશ, જાજલી અને શાંશપાયનિ, જાતૂકર્ણ્ય, અને બલ્લાક આદિ અગ્યાર ગોત્રની ભદ્રા નામની કુળદેવી બ્રહ્માએ કહી છે. ઔતથ્ય, ગૌતમ, વાત્સ્ય, આગ્રાયણ બૃહદ્રથી, ભરદ્વાજ, મૌધ, પરાશર ઉદ્દક, વાયણ અને આનુલોમ એ દશ ગોત્રની

કુળદેવી ચામુંડા છે. પુલસ્ત્ય, જામદગ્ન્ય, શક્તિ, પંતજલિ, ગાર્ગ્ય, પરાશર, આંગિરિ, ભારદ્વાજ, રથીતર અને સોગદત્તિ એ દશગોત્રની આશાશા નામની કુળદેવિ છે વિશ્વામિત્ર, દેવરાજ, ઉદ્ધવ, સાંતમ, કુશિક, ખર, ખાનોલા ગાભોલ, કોથુમ, અને દક્ષએ અગ્યાર ગોત્રની વિંધ્યવાસિની દેવી છે. શૈશિક, વેદવૃદ્ધ, પૈષ્યંજિત, અઘમર્ષણ, રાણાયન, લોગાક્ષિ, સત્યશ્રવા, આહુલ અને સાહુલ એ નવગોત્રની કુલદેવિ દ્વારવાસિની છે. કાણ્વાયન, જાબાલિ, ધૂમ્રાયણ, અગ્નિમાઠર લોગાક્ષિ, પૌંડકાયનિ, વૈશાખ્ય, સુશર્મ, સૈરિકું, અને સાયકાયનિ એ દશગોત્રની વાયુદા નામની કુળદેવિ છે. તામ્રયણ, કાશયક ગોલક, શૈશિર ગુરૂ, વત્સર, નૈધરૂવી, મરિચી, અને મંડુકાયન એ નવની કુળદેવી ચાંમુડા છે. સત્યશ્રવા, શ્રવસ, કાશ્યપ, સાનુનિ, ધાવમાન, અશ્વપલ, માંડવ્ય, આરૂણિ, ચાંદ્રમસ અને આરૂણ એ દશ ગોત્રની કુળદેવતા શિવા છે. ઉદધિ, યાજ્ઞવલ્ક્ય, વત્સનરાયણ, શ્વિતદ અને ગાલવ, એ પાંચ ગોલની પાલતા નામની કુળદેવી છે. લાંગલિ. સરલ, ઉદિચ, ભાલુકી અને શાંશપાયનિ એ પાંચ ગોલની આમ્રજ્ઞા કુળદેવી છે. સૌદેવ, વૃદ્ધ, કૌડિન્ય ઔદવાહ, સુકોલક, સૌષ્કાયનિ, કૌશિક તથા ત્રયી આરૂણી એ આઠ ગોત્રની સિંહરી કુળદેવી છે. પારાશર્ય, વાશિષ્ઠ, રોહીણ, રૌહીણાયન અને પિપ્પલાદ એ પાંચ ગોત્રની ભોલવતી નામે દેવિ છે. હાસ્તિન, કૌશિક, સાવર્ણિ, બૃહદ્રથ, અને નોલક એ પાંચ ગોત્રોમાં સારિકા નામની દેવિછે એ રિતે વાલખિલ્ય બ્રાહ્મણોની કુળદેવિ મેં તમને કહી.હવે તેનાં પ્રવર કહું તે સાંભળો પૌલસ્ત્યઅને કાત્યાયન આદિ ગોત્રમાં ભૃગુ, ચ્યવન, આપ્નુ વાન, ઔર્વ અને જામદગ્ન્ય એ પાંચ પ્રવર બ્રહ્માએ કહ્યા છે. ગર્ગ અને ચાંદ્રમસ આદિ ગોત્રમા ગાર્ગ, આંગિરસ અને બાર્હસ્પત્ય એ ત્રણ પ્રવર છે. પારાશર અને તામ્રાયણ આદિ ગોત્રમાં વશિષ્ઠ, શક્તિ અને પરાશર એ ત્રણ પ્રવર છે. વિશ્વામિત્ર અને કુત્રાકસ આદિ ગોત્રોમા વિશ્વામિત્ર, દેવરાજ અને મૌદ્ગલ એ ત્રણ પ્રવર છે, વાલખિલ્ય મુનિઓનાં રાયણ આદિ તથા કૌશિક ગોત્રોમા વિશ્વામિત્ર, મધુચ્છંદ અને અઘમર્ષણ એ ત્રણ પ્રવર છે. માંડવ્ય આદિ ગોત્રમાં અને ભારદ્વાજ ગોત્રમા ભારદ્વાજ, આંગિરસ અને બાર્હસ્પાત્ય એ ત્રણ પ્રવર છે. કાશ્યાયણ આદિ ગોત્રોમા અને કૌશ્યપાદિ ગોત્રોમા કાશ્યપ, વત્સાર અને નૈધ્રુવ તથા ગૌતમ, આંગિરસ અને બાર્હસ્પત્ય એ ત્રણ પ્રવર બ્રહ્માએ કહ્યા છે. પોત પોતાના ગોત્રમાં અને એક કુળ દેવિમાં વિવાહ કરવો નહીં, એ રિતે બ્રહ્માએ કહેલું

છે. ત્યાર પછી બ્રહ્મા તે વાલખિલ્ય બ્રાહ્મણોના, ઉત્પન્ન થએલી કન્યાઓ સાથે વિવાહ કરી પરમ સંતોષ પામ્યા; હે બ્રાહ્મણો ! એ રિતે ગોત્ર કુળદેવિ અને પ્રવરો કરી તેઓને ગૃહસ્થ કર્યા. દુષ્ટસ્વપ્નને મટાડનારી આ પવિત્ર કથાનું જે શ્રવણ કરે તેને કોઇ દિવસે દુષ્ટસ્વપ્ન આવશે નહીં તથા તે મનોવાંચ્છિત ગૃહસ્થાશ્રમનાં સુખને પ્રાપ્ત થશે.

यएनां शृणुयात्पुण्यां कथां दुःस्वप्ननाशिनीं ॥
नच दुर्दर्शनं चैव गार्हस्थ्यसुखमाप्नुयात् ॥ ४७ ॥

ઇતિ શ્રીસ્કંદ પુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જરભાષાંતરનો તેરમો અધ્યાય સંપૂર્ણ.

---

शौनकउवाच ॥ भगवन्वालखिल्यानां स्वस्वाचारप्रवर्त्तिनां ॥
कथमाजीविका तेषां कृतवानिति तद्वद ॥ १ ॥

શૌનક કહે છે—હે ભગવન્ ! પોતપોતાના આચારમાં વર્તતા એવા તે વાલખિલ્ય મુનિઓની આજીવિકા બ્રહ્માએ શી રિતે કરી તે કહો. સૂત કહે છે.—બ્રહ્માએ યજ્ઞના કર્મમા યોજેલા તેઓ ગૃહસ્થાશ્રમમાં રહી સ્વધર્મનું પાલન કરવા લાગ્યા. વિનયવાન્ એવા તે દ્વિજોને જોઇ બ્રહ્માએ વિચાર કર્યો કે પોતાના ધર્માચરણમાં રહેલા આ વાલખિલ્ય મુનિઓનું યુગેયુગ ભરણ પોષણ શી રીતે થશે, આગળ જેમ જેમ કલિયુગ આવતો જશે તેમ તેમ આ બ્રાહ્મણો અને બીજા લોકો પણ સ્વધર્મથી હીન થઈ અજીતેંદ્રિય થશે અને પંચયજ્ઞો કર્યા વિના આ બ્રાહ્મણો પણ નિત્ય ભોજન કરશે તેથી શૂદ્રતુલ્ય થઇ જશે વળી પોતાના કર્મનો ત્યાગ કરવાથી આચારરહિત તેઓ દુષ્ટના પ્રતિગ્રહથી અને યાચનાથી દુષ્ટયોનિ પામશે માટે નિત્ય કર્મમાં નિષ્ઠા રાખી યજન,યાજન,અધ્યયન, અધ્યાપન, દાન લેવું અને દેવું ઈત્યાદિ ૭ કર્મો કરી બ્રાહ્મણોયે સદા યજ્ઞ કરવો, તથા બીજા પણ તીર્થ, વ્રત અને યજ્ઞ આદિ વિવિધ ઉપાયો કરી આમારા પુત્રો, મુનષ્યો, દેવતાઓ અને પિતૃઓનું યજન કરાવશે વળી તે યુગે યુગે પોતાના આચારમા વરતિ પંચ યજ્ઞો કરી અગ્નિહોત્રાદિ કર્મ કરશે. વળી તપ, ધ્યાન અને વ્રતમાં પ્રીતિવાળા આ મારા પુત્રોનું પોષણ આગળ જતાં કલિયુગમાં શિ રીતે થશે એ રિતે બ્રહ્માએ મનમાં ઘણો વિચાર કરી ધ્યાન કર્યું પછી પોતાંનો પગ પગ ઉપર પછાડયો ત્યારે વેણુના કણ ઉડયા તેમાંથી છત્રિશહજાર બસોને છપન વૈશ્યે

ઉત્પન્ન થયા જેઓ જ્ઞાન, વ્રત અને ધર્મમાં પરાયણ છે તેઓ હાથ જોડી મસ્તક નમાવી પ્રાર્થના કરવા લાગ્યા કે ભગવન્! શી આજ્ઞા છે અમે આપની શું સેવા કરીએ તે કૃપા કરી કહો એવાં તે વૈશ્યોનાં વચનો સાંભળી બ્રહ્માએ કહ્યું હે પુત્રો તમે આ બ્રાહ્મણોની સેવા કરો એવાં બ્રહ્માનાં વચન સાંભળી નિત્ય સત્પુરુષોનાં દર્શનમાં પ્રીતિવાળા વિરુદ્ધ આચરણથી રહિત ઉત્તરીય વસ્ત્રોને ધરનાર, સુંદર મનવાળા, વિનયથી નમ્ર મસ્તકવાળા અંતરાવાસિ, સમાન બુદ્ધિવાળા પવિત્ર તે સર્વે વૈશ્યોને ભક્તિ પરાયણ જોઇ પ્રસન્ન થએલા બ્રહ્માએ આ રીતે કહ્યું-

બ્રહ્મા કહે છે.—આ બ્રાહ્મણો મારા પુત્ર છે તમે મારા ચરણથી ઉત્પન્ન થયા છો માટે તમારે આલસ્યરહિત થઇ નિત્ય રાત્રિદિવસ આ વાલખિલ્ય મુનિઓની સેવા કરવી. દેવતાઓને અને પિતૃઓને પ્રિય કરનાર હિતૈષિ સેવાશીલ એવા તમો આજથી આરંભી નિત્ય નૈમિત્તિક (પ્રસંગ પર કરવાનું કર્મ) અને કામ્ય (સકામ કરવું) તથા દેવતાઓનાં પૂજનાદિ જે કાંઇ ધર્મ કર્મ કરો ત્યારે આ વાલખિલ્ય મુનિઓને પાસે રાખી કરવાં. વિપ્ર ભક્તિમાં પરાયણ એવા તમો આ મુનિઓવિષે શ્રદ્ધા રાખી સ્નાન, દાન, વ્રત, તીર્થ, નિત્ય અને નૈમિત્તિક આદિ જે કાંઇ ધર્મ કર્મ કરશો તે સર્વ અક્ષય ફલદાયક થશે અને તે વિના કરેલું સર્વ કર્મ નિષ્ફલ થશે એવું મારૂં વાક્ય સ્મરણમાં રાખજો. વળી મન, વાણી અને શરીરે કરી જેઓ, આ મારા પુત્રોનો દ્વેષ કરશે તેઓનો ત્રિજે કે પાંચમે પુરૂષે (પેઢીએ) વંશક્ષય થશે તેમજ જે કોઈ મોહથી અથવા પ્રમાદથી આ પોતાની જાતિવાળા વાલખિલ્ય બ્રાહ્મણનો ત્યાગ કરી બીજા બ્રાહ્મણને બોલાવી કર્મ કરશે તે નિષ્ફળ થશે વળી તે પંક્તિને દૂષણ લગાડનાર ધર્મઘાતિ જાણવો કારણ પોતાની જાતિનો મૂર્ખપણ સારો છે પરંતુ બીજો વેદનો પાર પામેલો પણ સારો નથી જેમ દહીં ઉચ્છિષ્ટ હોય તો પણ સારૂં પણ ગંગાને કાંઠે થએલો કાસડો તેવો ગણાતો નથી. સોમવલ્લિનું પાન, જાતક આદિ સંસ્કાર, સંબંધ, શ્રાદ્ધ, અને શાંતિકર્મ પોતાની જ્ઞાતિ સાથે કરવું અન્યસાથે કરવાથી નિષ્ફળ થાય છે. તેમજ ગર્ભાધાન આદિ સંસ્કાર અને નિત્ય કર્મ આદિ ક્રિયા જેઓ બીજા સાથે કરશે તેઓ વ્યર્થ થશે વાલખિલ્ય વિના કરેલાં ધર્મ, કર્મ પણ ભસ્મ થાય છે. હે પુત્રો! શ્રદ્ધાથી તમે જો બ્રાહ્મણોની સેવા કરશો તો તેથી તમારાં સર્વ કામ સિદ્ધ થશે વળી સદા એ રિતે વર્તવાથી તમને કાળેકરી

યોગ્ય સંપત્તિ થશે એવું મારૂં વચન છે એમાં સંશય કરશો નહીં. હે પુત્રો તમે મારા ચરણની રજથી થયા છો તેથી સાંબાદિત્ય અને રતીશ્વર એવા બે પ્રકારના તમારા વંશ થશે. કપટ દુર્ગુણથી રહિત સર્વ સ્થળે નિઃસન્દેહ એવા તમો ઉપાસના, કર્મ અને જ્ઞાન એ ત્રણેયમાં કુશળ થશો સર્વ યુગમાં બીજાથી ન જીતાય તેવા શૂર અને રાજસભામાં વિખ્યાત થશો એરિતે બ્રહ્માથી વરદાન પામેલા તે વૈશ્યો અતિ પ્રસન્ન થયા. ભકિત પરાયણ એવા તે વૈશ્યોના વિવાહ કરવા વિચાર કરતા બ્રહ્માએ ત્યાં અગ્નિકુંડમાં દહિં, ઘી અને મધથી હોમ કર્યો ત્યારે તત્કાળ તે કુંડમાંથી કન્યાઓ ઉત્પન્ન થઇ તે તેઓને પરણાવવા વિચાર કર્યો.

આ કન્યાઓનો આ વૈશ્યોસાથે વિવાહ કરવો છે પરંતુ ગોત્ર અને કુળદેવિ વિના કેમ થાય એવું કહી બ્રહ્માએ તે વૈશ્યોને આજ્ઞા કરી કે હે પુત્રો પૂર્વે જે ગોત્રો આ વાલખિલ્યોને આપેલાં છે તેજ તમારાં એવું મારૂં વચન છે. જે વૈશ્ય જે બ્રાહ્મણની સેવા કરશે તેનાં યુગયુગમાં તે ગોત્ર અને કુળદેવિ ગણાશે.

એ રિતે કહી બ્રહ્મા તે સર્વે વૈશ્યોનો વિવાહ કરી પ્રસન્ન થયા ત્યારે પરમ સંતોષ પામેલા મહાદેવે પણ બ્રહ્માનાં વચનથી તે પવિત્ર શાર્ઙ્ગક ક્ષેત્રમાં અર્ણનાશા નદીને કીનારે મધુર વાણીથી તે વૈશ્યોને કહ્યું.

શ્રી મહાદેવ કહે છે.—હે નિષ્પાપ વૈશ્યો ! તમોને હિતકારક વચન કહું તે સાંભળો આ વાલખિલ્ય મુનિઓને ધન, ધાન્ય, અને વસ્ત્ર આદિ દાન આપી પ્રસન્ન કરજો તથા હે સુંદર વ્રત વાળાઓ આ ધર્મનિષ્ઠ બ્રાહ્મણોનું સારી રીતે પાલન કરજો તથા શાંત, સદાચારી અને રાગદ્વેષ રહિત તમો સદા નમ્ર થઇ તેઓને અનુસરજો પોતાની ધર્મપત્નિનેવિષે પ્રીતિવાળા, વ્રત અને દાનમાં પરાયણ, ધર્મશાસ્ત્રમાં કહેલા આચરણને પાળનાર એવા તમો નિત્ય, નૈમિત્તિક, કામ્ય વૃદ્ધિશ્રાદ્ધ, સપિંડન, વ્રત, તીર્થ, વિવાહ, દાન અને પુણ્યકર્મમાં આ વાલખિલ્ય મુનિઓનું સારિરીતે પૂજન કરજો આક્ષેત્રમાં શ્રદ્ધા રાખી જે કોઇ શ્રાદ્ધ કરશે તેને ગયાશ્રાદ્ધથી અધિક પુણ્ય મળશે તથા તે પિતૃઓને અક્ષય તૃપ્તિદાયક થશે એવાં મારાં વચન છે એ રીતે વૈશ્યોને કહી બ્રહ્માએ પ્રેરણા કરાએલ પ્રસન્ન થએલા મહાદેવે દ્વિજોને બોલાવી પંચ કોષ વિસ્તારવાળું તે મોટું સ્થાન તેમને આપ્યું તે વાલખિલ્ય મુનિઓનું અને પછીથી થએલા વૈશ્યોનું મુખ્ય

ઉત્પત્તિ સ્થાન જાલ્યોધર કહેવાયું. સત્યયુગમાં તે શામ્યપુર; એવા નામથી, ત્રેતાયુગમાં તે દુર્વાપુર એવા નામથી તથા દ્વાપરમાં કુશપુર એ નામથી અને કલિયુગમાં જાલ્યોધર નામથી પ્રખ્યાત થયું. ખીજડીઓ, ધ્રો, દર્ભ અને વૃક્ષોના સમૂહથી વિંટાએલું તે જાલ્યોધર ક્ષેત્ર, બ્રહ્માએ રચ્યું છે જેમાં ક્ષેત્રની રક્ષા કરવા પૂર્વ દિશાનેવિષે કામ્પશિવ અને સિદ્ધનાથ રહ્યા છે. દક્ષિણ દિશાએ પુરંધ્રિક રહ્યા છે પશ્ચિમદિશાએ પુષ્કરાક્ષ (કમળ સરખાં નેત્રવાળા વિષ્ણુ) રહ્યા છે અને ઉત્તરદિશામાં ઇંદ્ર છે. મનોહર એવા તે દારૂવનની અંદર આશ્રમમાં રહેલા વાલખિલ્યમુનિઓને શંકરે કહ્યું કે હે બ્રાહ્મણો ! ચંદ્ર, સૂર્ય અને આ બ્રહ્માંડગોળ જ્યાં સુધી રહે ત્યાં સુધી તમે આ સ્થાનમાં રહો એમ તેને વરદાન દઈ તેઓનું હિત કરવા તથા સ્થાનકનું રક્ષણ કરવા સૂર્યને આજ્ઞા કરી કે હે વિશ્વાત્મન્ ! મારી આજ્ઞાથી તમે સદા આમુનિઓનું પાલન કરજો અને રાજસેવક, તસ્કર, દુર્જન, અપવાદ કરનાર અને પાપીનો તત્કાળ આ ક્ષેત્રમા સંહાર કરજો. જે કોઈ શૂદ્ર બ્રાહ્મણોની આજીવિકાનું છેદન કરે તેના વંશનું તમે છેદન કરજો. હે ભાસ્કર મારી આજ્ઞાથી આ વાલખિલ્યના આશ્રમની રક્ષા કરવા રહો અને ધર્મ અધર્મ આદિ કર્મના સાક્ષી થજો.

સૂત કહે છે—એ રીતે મહાદેવે કહ્યું ત્યારથી તે ક્ષેત્ર વાલખિલ્યાશ્રમ એવે નામે ત્રૈલોક્યમાં વિખ્યાત થયું. જેમાં તે વાલખિલ્ય મહર્ષિઓ પોતપોતાનો આશ્રમ કરી રહ્યા તથા બ્રહ્માના ચરણની રજથી ઉત્પન્ન થએલા છત્રિશ હજાર બસોને છપન વૈશ્યો સાંબાદિત્ય અને રતીશ્વર એવા બે પ્રકારના વંશથી વિખ્યાત થઈ ત્યાં જાલ્યોધર ક્ષેત્રમાં નિવાસ કરી રહ્યા. તેમાં આનંદ પામેલા દેવતાઓ નૃત્ય કરવા લાગ્યા અને પરિવાર સહિત ઋષિઓ કે જેઓ વેદ અર્થના તત્વને જાણનાર છે તેઓ શંકરની આજ્ઞાથી પોતાને આશ્રમે અગ્નિષ્ટોમ આદિ યજ્ઞો કરવા લાગ્યા, અને વૈશ્યો પણ પરીવાર સહિત તેઓની આજ્ઞાનું પ્રતિપાલન કરી તેઓને સેવવા લાગ્યા વ્રત અને તીર્થોમાં પરાયણ પરિશિષ્ટ અર્થના કહેનાર તે મુનિઓ પાંચ ગાવ વિસ્તારવાળા પોતાના આશ્રમવનમાં રહી સ્વધર્મનું પાલન કરી અંગ સહિત વેદનું પઠન કરવા લાગ્યા તથા ગૃહ્યસૂત્રના ક્રમને જાણનારા શ્રાદ્ધ, કલ્પ અને આન્હિકનો આશ્રય કરનારા તે મુનિઓ, પોતાની શાખામાં કહેલાં કર્મો કરવા લાગ્યા તેથી સર્વ કામ અને કલ્યાણને આપનારો તે

વાલખિલ્ય આશ્રમ પૃથ્વીમાં વિખ્યાત થયો. મુનિઓ ઋષિઓ બ્રહ્મ ઋષિઓ અને રાજઋષિઓએ ત્યાં કેટલાંએક શિવલિંગો અને દેવમંદિરોની સ્થાપના કરી તથા વિશ્વકર્માએ તે ક્ષેત્રમાં ત્રણસો સરોવર, વાવ્ય, કુવા, અને પરબો તથા સવાલક્ષ શિવલિંગ અને સુંદર મેરૂના શિખર સરખા શિખર બંધ બહોતેર પ્રાસાદો (મંદિરો) રચાવ્યાં હતાં એ રીતે નાના પ્રકારનાં સ્થ.નો દેવે પોતાના નામથી સ્થાપેલાં છે એ રીતે વાલખિલ્ય મુનિઓ અને તે બલ્યોધરવાસી વૈશ્યોના કલ્યાણ સારૂ તે મ્હોટું સ્થાન પૂર્વે શંકરે સ્થાપેલું છે, આ વૈશ્ય અને બ્રાહ્મણોની ઉત્પત્તિની કથા જે ઉત્તમ પૂરૂષ સાંભળશે તેને સર્વ કામના અને સંતતિનું અધિક સુખ પ્રાપ્ત થશે.

हिताय वालखिल्यानां सच्छूद्राणां तथैवच ॥
सच्छूद्राणां समुत्पत्तिं यः शृणोति नरोत्तमः ॥
सर्वान्कामानवाप्नोतिसंततेश्चाधिकत्वतां ॥ ९४ ॥

ઈતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો ચાૈદમો અધ્યાય સંપૂર્ણ.

---

ऋषय ऊचुः ॥ भगवन्कथिताः पूर्वं वालखिल्यामहर्षयः ॥
तन्नामगोत्र प्रवराः श्रुताहि किल कृत्स्नशः ॥ १ ॥

ઋષિઓ કહે છે—હે ભગવન્ આપે પહેલાં જે વાલખિલ્ય ઋષિઓ કહ્યાં તેનાં ગોત્ર તથા પ્રવરો સઘળા સવિસ્તર સાંભળ્યા તથા તે બ્રહ્માના પગથી ઉત્પન્ન થયેલા સચ્છૂદ્રો અર્થાત્ (ઝારોળા વૈશ્યો) કે જેઓ બ્રાહ્મણોનું હિતકર્તા હતા તેમના બે પ્રકારના વંશો થયા તેનું કારણ શું એ અમારો સંશય દૂર કરો.

સૂત કહે છે—બ્રહ્માના ચરણથી થયેલા વિપ્રોની સેવા કરનાર તે સચ્છૂદ્રોના બે પ્રકારના વંશો થવાનું કારણ કહું તે સાંભળો હે મુનીશ્વરો પૂર્વે દુકાળ પડવાથી દુઃખી થયેલા તે વૈશ્યો દેશાંતરમાં ગયા પોતાના સ્થાન આશ્રમથી (વતનથી) જુદા પડેલા ચ્યુત આશ્રમને અનુસરતા તેઓને બીજા દેશના લોકો સાથે રહેતાં સાતસો વર્ષ થયાં એક બીજાને ઓળખતા નહીં એવા તેઓ પોતાના કુળાચારમાં વર્તતાં ચિન્તા અને દુઃખમાં નિમગ્ન થતાં ઘણો વખત ગયો ત્યારે તેઓ મનમાં વિચાર કરવા લાગ્યા કે આપણે એક જ્ઞાતિ અને ગોત્રવાળાઓને પોત પોતાના કુલની રૂઢીઓના આચર-

ણુમાં ફેરફાર થવાનું કારણ તથા આપણા મૂળ આશ્રમની ઉત્પત્તિ અને કુળદેવીવિષે ખુલાસો કરીયે એવું ધારી તેઓ વાલખીલ્ય મુનીઓને આ-શ્રમે જઇ વિનયથી નમ્ર, ઘણા દિવસ થયા પ્રવાસમાં રેહેનારા તેઓ સચ્છૂદ્રો તેમને પ્રણામ કરી પોતાનો કુલાચાર પુછવા લાગ્યા. કાર્યે પ્રસંગે જાણ-વાની જરૂર પડવાથી આદર પૂર્વક આ પ્રમાણે કહેવા લાગ્યા આપ વાલ-ખીલ્ય મુનીઓની સેવા કરનાર અમો કે જેઓ બ્રહ્માના ચરણથી ઉત્પન્ન થયેલા એક વંશમાંના છિયે આપના ચરણોનું સેવન કરનાર અમો વાલખીલ્ય નામના સચ્છૂદ્રો છિયે માટે હે મુનીશ્વરો અમને અમારો કુળાચાર કહો.

વિપ્રો કહે છે—ઘણા દિવસ થયા તમે દૂરદેશાન્તરમાં રહો છો માટે તમારાં આચરણો અમે જાણતા નથી હે સુંદર વ્રતવાળાઓ ઘણા દિવસ અહિં રેહેવાથી તમારો કુળાચાર કહિયે ત્યાંસુધી આ આશ્રમથી બહાર રહો.

સૂત કહે છે—એ રીતે વિપ્રોની આજ્ઞાથી તેઓ સર્વે નગર બહાર સાંબાદિત્ય પાસે રહ્યા ત્યારે તે વિપ્રો તેની કુલાચાર રૂઢી જાણી કુલાચા-રનો ઉપદેશ આપવા આ પ્રમાણે કેહેવા લાગ્યા.

વિપ્રો કહે છે—તમારા કુળાચારનો કંઇ થોડોક ફેરફાર છે તમારા આ-ચારમાં અને રતિ સ્વામ્યાના આચારમાં કંઇ અધિક વિધિ નથી હેસચ્છૂદ્રો તમારા વિવાહમાં અગ્નિની ચાર પરિક્રમા થયા ઉપરાંત બીજા ચાર ફેરા ફરાય છે. તથા એક હાથમાં ઝારી કરવો તથા દિવો રાખી પોતાના સ્થાન ગોત્રોનું વર્ણન કરો છો પ્રથમ કરતાં એ ત્રણ ચાલ તમારામાં અધિક છે.

સૂત કહે છે—વિપ્રોએ તે સચ્છૂદ્રોને કહ્યું કે તમારા વિધિનો ફેર-ફાર થવાનું કારણ શું કેના ઉપદેશથી આ તમે શિખ્યા છો તે કહો.

શૂદ્રો કહે છે—હે વિપ્રો જે રીતે અમે સાંભળેલું છે તે રીતે અમે કહિયે છિયે અમારા બાપદાદાઓ પૂર્વે દેશાંતરમાં ગયા હતા સર્વે લોકોને ભયંકર દુકાલનો ઉપદ્રવ થવાથી પોતાનું મૂલ વતન છોડી બહાર દેશાં-તરમાં ફરવાથી પોતાના કુલ ધર્મના આચરણો ભુલી ગયા હતા હે વિપ્રો ! દ્વિજની સેવા કરનાર તે અમારા પૂર્વજોને ભૂખ અને રોગથી પીડાતાં ઘણો કાલ વિતી ગયો અરૂણા અને વરૂણા નામની નદી મધ્યે દિશા વાલ ના-મના સચ્છૂદ્રો ઘણા સુખી હતા ત્યાં અમારા પૂર્વજો રેહેતા હતા. પ્રથમ કેહેલા દિશાવાળ લોકોને કંન્યાઓ ઘણી હતી તેમનું માગું કરતાં તેઓએ કહ્યું કે અમારા કુળાચાર પ્રમાણે વર્ત્તે તેઓને અમારી કન્યા આપિયે

અમારા કુળાચારની રૂઢી પાળે તેનેજ અમારી કન્યા પરણાવીએ એમાં સંશય નહિં એ રીતે તે સઘળાયે કન્યાઓ માટે તેમના કુળાચારનો ચાલ સ્વીકારી દિવો જળધારા તથા અષ્ટ મંગલ ફેરા વિગેરે તથા પોતાનું સ્થાન ગોત્ર આદિ સઘળું પોતાના કુળાચારથી જુદાજ પ્રકારનું થયું અમારા પૂર્વ જોયે જે પ્રથમ સ્વીકારેલ છે તે રીતે અમે આજ દિવસ સુધી વર્તિયે છિયે,

સૂત કહે છે—તેમનાં સત્ય વચન સાંભળી બ્રહ્માના વાક્યથી પ્રેરણા પામેલા તે બ્રાહ્મણોયે કહ્યું કે હે સચ્છૂદ્રો તમે બીજાના વંશની કન્યા લાવો છો માટે વાલખીલ્ય આશ્રમથી બાહાર રહો એવાં તેનાં વચન સાંભળી વિપ્રસેવકતે સચ્છૂદ્રો સાંબાદિત્ય પાસે રહ્યા તેઓ અઢાર હજાર (સામોરા) નામે વિખ્યાત થયા જે સચ્છૂદ્રો પોતાના કુળાચારમાં વર્તિ સાંબાદિત્ય એ રીતે યુગેયુગ પ્રસિદ્ધ થયા રતિસ્વામી અર્થાત્ રતીશ્વરા અને બીજા સાંબાદિત્ય (એટલે સામોરા) એવા એક વંશમાં થયેલા સચ્છૂદ્રો બે પ્રકારના વંશોવાળા થયા હે વિપ્રો એ રીતે ભિન્ન વંશો થવાનું કારણ જે રીતે મેં ગુરૂપાસેથી સાંભળ્યું છે તથા પુરાણોમાં જોયું છે તે મે સઘળું તમોને કહ્યું જે મનુષ્ય ભક્તિવડે બ્રહ્માથી થયેલા સચ્છૂદ્રોના બે પ્રકારના વંશની ઉત્પત્તિની કથા સાંભળે તેની સર્વે કામના સિદ્ધ થાય છે.

यइदंश्रृणुयाद्भक्तया विधेः सच्छूद्रसंभवं ॥
द्विधावंशोद्भवं चैव सर्वान्कामानवाप्नुयात् ॥ ३६ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્ય ખંડમાં द्विधासच्छूद्रवंशोत्पत्ति નામે પંદરમો અધ્યાય સંપૂર્ણ.

---

कामः पुरा यथा दग्धो देवेन त्रिपुरारिणा ॥
लोमात्तथोपहासाचलज्जयाविष्टचेतसा ॥ १ ॥

ઋષિઓ કહે છે.—પૂર્વે ત્રિપુર દૈત્યના રિપુ એવા મહાદેવે લોભ ઉપહાસ્યથી અને લજ્જાના આવેશ પામેલા ચિત્તેકરી કામને દગ્ધ કર્યો હતો ત્યારે તે કામને સજીવન કરવા વિષ્ણુએ પ્રાર્થના કરિ હતી તે, તથા શંકર પાર્વતિના વિવાહનો કથા વિસ્તારથી કહો. અને ક્રોધ પામેલા શંકરે કામદેવની સ્ત્રી રતિને શાપથી કુષ્ટ રોગવાળી કરી હતી તે પતિવ્રતાને પાછો પોતાનો પતિ કામદેવ શિરિતે પ્રાપ્ત થયો એ અમારો સંશય મટાડવા યોગ્ય છો. સૂત કહે છે—હે બ્રાહ્મણો! મહાદેવે ક્રોધથી કામદેવને દગ્ધ કરી રતિને શાપ

આપી કહ્યું કે હે દુષ્ટ! તેં રૂપ બદલાવી મને છળ્યો માટે તું ઘણા દીવસ સુધિ કુષ્ટ રોગથી પીડાઇશ એવા કોપ પામેલા શિવને અને તેના ક્રોધથી રૂપલાવણ્યતાવાળા કામદેવને ભસ્મ થએલો જોઇ અતિ કરૂણા આવે એ રિતે વિલાપ કરતી રતિ, પવિત્ર એવાં વનો, તીર્થો અને મંદિરો પ્રત્યે ફરવા લાગી. પતિ ભક્તિમાં પરાયણ અને શોક દુઃખથી પીડાઇ આક્રંદન કરવા લાગી જે મારા પ્રાણરૂપ હા નાથ, હા સ્વામિન્! આ ઉજડ વનમાં મને એકલી મુકી આપ ક્યાં ગયા, સાથે ફરનારી અને વારંવાર વિલાપ કરતી તમારી ભક્ત અને તમનેજ પ્રાણરૂપ માનનારી નિરપરાધિ મને બાળાને છોડી આપ ક્યાં ગયા. શરણે આવેલી નહાની વયવાળી મને સુંદરીને એકલી વનમાં તજી ભાગી જવું એ શૂરવીર પુરૂષોનો ધર્મ નથી હે કાંત! રૂદન કરતી પ્રિયાનો ત્યાગ કરવા તમે યોગ્ય નથી એ રીતે તીવ્ર કુષ્ટરોગથી પીડાએલી તે કામની સ્ત્રી રતિ, વૈધવ્યના દુઃખથી પીડાઇ શોક સાગરમાં ડુબી વિલાપ કરવા લાગી અને વારંવાર પતિનું ચિંતન કરતી પૃથ્વીનેવિષે ફરવા લાગી ત્યારપછી બ્રાહ્મણોના ઉપદેશથી પોતાના રોગની શાંતિ થવા સ્ફાટિક મ-ણીમય સૂર્યની મૂર્ત્તિ કરી તેનું આરાધન કરવા લાગી એ રિતે ભક્તિમાં ત-ત્પર થએલી રતિ, સૂર્યની મૂર્ત્તિ સાથે લઇ તીર્થે તીર્થે અને આશ્રમે આશ્રમે ફરતી સૂર્યનું આરાધન કરવા લાગી; રાતાં ફુલ અને ચંદનથી ભક્તિપૂર્વક સૂર્યની સેવા કરતી વિવિધ પ્રકારના આશ્રમો જોતી નિસાસા નાખતિ તે ર-તિને કોય સ્થળે સુખ થયું નહીં ત્યારે તેણે સાંભળ્યું કે દારૂવનમાં અર્ણ-નાશા નદીને તીરે વિષ્ણુની પ્રાર્થનાથી શંકરે કામને સજીવન કર્યો છે અને વિષ્ણુએ પણ તે રતિને કહ્યું હતું કે તું દારૂવનમાં જઇ રોગથી મુક્ત થઇ, દિવ્યદેહવાળી થાઇશ એવું જાણી રોગની શાંતિ કરવા તે વાલખિલ્યઋષિના આશ્રમમાં આવી. સૂર્યની મૂર્તિને સાથે લઇ અર્ણનાશા નદીમાં ન્હાઈ વિધિ-પૂર્વક સૂર્યની પૂજા કરી સિદ્ધનાથનાં દર્શન કરવા ગઈ ત્યાં જ્ઞાનવાપી અને બ્રહ્મસરોવર વિગેરે તીર્થોમાં તેણે સ્નાન કર્યું તથા નાના પ્રકારનાં સ્તોત્રથી સિદ્ધેશ્વરની સ્તુતિ કરી ત્યારપછી પૂજાના ઉપચાર સહિત પો-તાના આશ્રમમાં આવેલી તે રતિને બ્રાહ્મણોએ રોકી અને કહ્યું કે કુષ્ટરો-ગથી પીડાએલા અંગવાળી ઘોઘરા સ્વરવાળી તું અહી કોણ પડી છે. અતિ દુર્ગંધી એવી તું અમારા આશ્રમમાં કોઇ દીવસ જોવામાં આવી ન હતી. ર-તિએ કહ્યું કે તમે આશ્રમવાસિઓ મને શા માટે રોકો છો મારા કર્મથી આ દારૂણ

વ્યાધિ મને થયો છે તેની શાંતિ કરવા આ આશ્રમમાં રહેવા મારી ઇચ્છાછે કેમકે પૂર્વે શિવના ક્રોધથી દગ્ધ થએલો કામદેવ પણ અહીં સજીવન થયો છે એવું જાણી હું પણ રોગથી નિવૃત્ત થવા સૂર્યદેવનું આરાધન કરીશ. વિપ્રો કહે છે.—પાપિ, દુર્ભાગ્ય, ક્રૂર, મલિન, રોગી, પારકો અપવાદ કરનાર, નિંઘ, નગ્ન અને નગરો તથા ચાંડાલ, ધર્મથીપતિત અને ભ્રષ્ટ તથા લાંબા દિવસ થયા વ્યાધિથી પીડાએલો એટલાં માણસોનું પ્રાતઃકાળમાં ઉઠી મહોડું જોનાર પુરુષને પણ મહોટું પાપ લાગે છે માટે હે ભદ્રે! તું આશ્રમથી બહાર જા સુખ અને કલ્યાણની ઇચ્છા રાખનાર વિપ્રો, ઉપર કહેલા પુરૂષોનું મોહું જોતા નથી. તમારે સૂર્યનું આરાધન કરવું હોય તો બ્રહ્મતીર્થે અથવા જ્ઞાનવાપીની પાસે રહી રોગને મટાડવા વૈદ્યનાથની સ્થાપના કરી સેવા કરો એવાં બ્રાહ્મણનાં વચન સાંભળી સૂર્યના આરાધનમાં તત્પર સુંદર મનવાળી તે રતિએ આરોગ્ય આપનાર વૈદ્યનાથની પ્રતિષ્ઠા કરી જ્ઞાનવાપી અને બ્રહ્મતીર્થ આદિ સ્થળમાં રહી રાતાં ચંદન અને ફુલથી વૈદ્યનાથની પાસે સૂર્ય મુર્ત્તિને ભકિતથી સારી રિતે પૂજવા લાગી. એ રિતે નિરંતર ભકિત નિષ્ઠ થઇ છ માસ સુધિ તેણે અખંડ સૂર્યનું આરાધન કર્યું ત્યારે વેદત્રયીના મંડળમાં વિરાજેલા કમળની માળાવાળા કર્મના સાક્ષિ સૂર્યે માઘ માસના શુક્લપક્ષની સાતમને રવિવારે પ્રત્યક્ષ દર્શન આપી વિસ્મય પામેલી રતિને આ પ્રમાણે કહ્યું. સૂર્ય કહે છે.—હે કલ્યાણિ! તપ અને આરાધનથી તેં મને પ્રસન્ન કર્યો માટે તારી ઇચ્છા હોય તે વરદાન માગ્ય. રતિ કહે છે.—હે પ્રભુ! તમે જો મને પ્રસન્ન થયા હો તો આ મારા દુષ્ટ વ્યાધિને મટાડો અને નિરોગી એવી હું મારા પતિને પ્રાપ્ત થાઉં હે સ્વામિન્ તમારી આ મૂર્ત્તિની મે પ્રતિષ્ઠા કરિ છે. તેથી તે મારા નામથી વિખ્યાત થાય. હે દેવેશ પ્રસન્ન થએલા આપની પાસે હું આ બીજું વરદાન માગું છું કે આજ પછી મને વૈધવ્ય દુઃખ પ્રાપ્ત થાય નહીં.

સૂર્ય કહે છે.—હે સુંદર મુખવાળી મારે [1]દીવસે તમે આહીં પ્રાતઃકાળમાં સ્નાન કરી, મારી પૂજા કરી એકસો આઠ ફળથી મને અર્ઘ આપો તેથી તમારાં ત્રણ વરદાન તમને પ્રાપ્ત થશે હે કલ્યાણિ! આ મારી મૂર્તિ જગતમાં તારા નામથી વિખ્યાત થશે વૈધવ્યપણાથી અને સર્વ વ્યાધિથી મુકત થએલી તું ધર્મ અર્થ ને કામ એ [2]ત્રિવર્ગને પામીશ વળી બીજા જે

૧ રવિવારે. ૨ ત્રણ પુરૂષાર્થ

પુરુષો આ તારી સ્થાપેલી મારી મૂર્તિનું યુગ યુગમાં માઘ માસની અજવાળી સાતમને રવિવારે પૂજન કરશે તેઓ સર્વપ્રકારના રોગથી મુક્ત થશે અને આ મારી મૂર્તિનું જેઓ સદા પૂજન કરશે તેને કોઇ દિવસ નઠારૂં સ્વપનું તથા અપશકુન દુઃખ, દારિદ્રય અને શત્રુઓનો ભય રાજભય અને વહાલા મનુષ્યોનો વિયોગ થશે નહીં. હે કલ્યાણિ! બ્રહ્મા, શિવ અને વિષ્ણુ આ ક્ષેત્રને કોઇ દિવસ છોડતા નથી આ પવિત્ર વાલખિલ્ય મુનિના સ્થાનની બ્રાહ્મણોની અને મારી જેઓ સદા પૂજા કરે છે તેમને અખંડ સુખ મળે છે વળી જે વૈશ્યો, બ્રહ્માના ચરણની રજથી ઉત્પન્ન થએલા છે તેઓ આંહી નિવાસ કરવાથી રતિસ્વામ્ય એવા નામથી યુગે યુગ વિખ્યાત થશે. માઘ માસના શુકલપક્ષની પાંચમે અને સાતમે મારી મૂર્તિની જેઓ પૂજા કરશે તેઓ કોઈ પ્રકારનાં દુઃખ પામશે નહીં. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર કાર્ત્તિક સ્વામિના જન્મ દિવસરૂપ વસંત પંચમીને દિવસે પત્ર, પુષ્પ, ફળ, જળ અને અન્ન પરમ ભકિતથી બ્રાહ્મણને આપશે એ સર્વ અક્ષય થશે રોગને મટાડનાર પ્રકાશકોમાં શ્રેષ્ટ સૂર્ય એ રિતે રતિને ત્રણ વરદાન આપી હસ્તસ્પર્શ કરી કહેવા લાગ્યા; હે રતિ! હવે તારો કુષ્ટ મટી ગયો. દિવ્ય દેહવાળી તું તારા પતિને પ્રાપ્ત થઇ મનોહર ભોગ ભોગવ્ય એવું કહી સૂર્યદેવ દેવલોકમાં ગયા.

સૂત કહે છે.—ત્યાર પછી દિવ્યદેહવાળી રતિ પોતાના પતિને પ્રાપ્ત થઇ અને તેણે વાલખિલ્ય આશ્રમમાં પોતાના નામથી સૂર્યની સ્થાપના કરી તે દિવસથી આરંભી વાલખિલ્ય મુનિઓ અને તે વૈશ્યો રતીશ્વર અને સાંબાદિત્ય એવે નામે ત્રિલોકમાં ખ્યાતિ પામ્યા અઢારહજાર એકસો અઠયાવિશ તે દ્વિજો અને તેથી બમણા વૈશ્યો કે જેઓ સુંદર વ્રતવાળા છે તે રતિસ્વામ્ય અને સાંબાદિત્ય એ રિતે જગતમાં પ્રસિદ્ધ થયા સર્વ પાપને નાશ કરનાર આ આખ્યાનનું જે પુરુષ ભકિતથી શ્રવણ કરે તે રતીશ્વરના પ્રસાદથી આરોગ્યતાવાળો રહે છે.

यइदं शृणुयाद्भक्त्या सर्वपापप्रणाशनं ॥
रतीश्वरप्रसादेन नीरोगी जायते नरः ॥ ५४ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો
સોળમો અધ્યાય સંપૂર્ણ.

ऋषय ऊचुः ॥ वालखिल्याश्रमे यानि शिवलिंगानि सुव्रताः ॥
तत्कालसिद्धिदान्येव तानि नोवद विस्तरात् ॥ १ ॥

**ઋષિઓ કહેછે.**—સુંદર વ્રતવાળા હે સૂત તે વાલખિલ્ય આશ્રમમાં તત્કાળ સિદ્ધિને આપનારાં જે લિંગો છે તે અમને વિસ્તારથી કહો.

**સૂત કહે છે.**—પૂર્વે તે આશ્રમમાં મૃકંડના પુત્ર માર્કંડેયે મરીચી બ્રહ્માની સ્થાપના કરી હતી ત્યારે માર્કંડેયેશ્વરના પ્રતાપથી તે મુનિ જરા મરણ રહિત થયા હતા હે બ્રાહ્મણો! વાલખિલ્ય આશ્રમમાં રહી તપ કરતા એવા તે માર્કંડેય ઋષિ, પૂર્વ કલ્પનું સ્મરણ કરનાર થયા હતા જેની પાસે તપોનિષ્ઠ એવા સર્વે બ્રાહ્મણો ધર્મ સંબંધી સંવાદો અને ધર્મશાસ્ત્રના નિર્ણય કરતા હતા હે વિપ્રો તે ક્ષેત્રમાં કાર્તિક માસની કૃત્તિકા નક્ષત્રવાળી પુનમે જે કોઇ, વેદનાં સૂક્તનો પાઠ કરે તેને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળે છે તથા સિદ્ધનાથની પાસે જે એકસો આઠ ગાયત્રીનો જપ કરે તે વર્ષમાં કરેલા મહાપાપથી મુક્ત થાય.

**ઋષિઓ કહે છે.**—હે સૂત એ ક્ષેત્રમાં માર્કંડેય મુનિએ જેની સ્થાપના કરી હતી તે મરીચી મુનિ કયા અને તે માર્કંડેય મુનિ કેના પુત્ર હતા તથા તેણે અહીં આશ્રમ કેમ કર્યો હતો એ અમારા સર્વ સંશયને મટાડવા આપ યોગ્ય છો.

**સૂતકહેછે**—પૂર્વે કલ્પના આરંભમાં લોકના પિતામહ બ્રહ્માના મરીચી, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, દક્ષ, ભૃગુ અને વસિષ્ઠ એવા નવ માનસિ પુત્રો થયા હતા તે નવેય પણ બ્રહ્મા એરીતે પુરાણમાં વખાણેલા છે. પૂર્વે આદિ કલ્પમાં બ્રહ્માના નવપુત્રમાં સર્વથી મહોટા મરીચિ હતા તેની માર્કંડેયે સ્થાપના કરી હતી મૃકંડના પુત્ર માર્કંડ કે જે સર્વ પ્રકારનાં લક્ષણથી સંપન્ન હતા તે જ્યારે પાંચ વર્ષના થયા ત્યારે તે યોગમાં દૃઢ મન રાખી વાલખિલ્યના આશ્રમમાં તપ કરી જરા મરણથી રહિત થયા.—ઋષિઓ કહે છે.—હે સૂત! સર્વ તીર્થવાળા તે પવિત્ર વાલખિલ્ય આશ્રમમાં માર્કંડેયે મરિચી બ્રહ્માની સ્થાપના પૂર્વે શિરિતે કરી હતી? વળી અલ્પ આયુષવાળા તે માર્કંડેય મુનિ, ચિરાયુષી શી રિતે થયા હતા એ મુનિનું માહાત્મ્ય અમને સારી રિતે વિસ્તારથી કહો તથા કલ્પની વ્યવસ્થા પણ કહો.

**સૂતકહેછે**—સત્યયુગ, ત્રેતા, દ્વાપર અને કલિયુગથી એટલે તેવા યુગસહસ્રથી બ્રહ્માનો એક દિવસ થાય છે વળી તેવી હજારયુગ સુધિની તે બ્રહ્માની રાત્રિ.

છે તેને જગતમાં કલ્પ એ રિતે કહે છે તે ત્રિશ કલ્પથી બ્રહ્માનો એક માસ થાય છે અને તેવા બારમાસથી બ્રહ્માનું એક વર્ષ થાય છે એવી બ્રહ્માના સો વર્ષની ગણતી છે એ રિતે કલ્પની વ્યવસ્થા કહી હવે માર્કંડેયનું આખ્યાન કહું તે સાંભળો જેના શ્રવણથી મનુષ્યોનું અલ્પ મૃત્યુ (થોડાવખતમાં મરવું) મટેછે. પૂર્વે વાલખિલ્ય આશ્રમમાં વેદ અને વેદાંગનો પાર પામેલા તપના ભંડાર રૂપ મૃકંડ એવે નામે વિખ્યાત મુનિ હતા તે મહાત્માને ઘણો કાલ જતાં વૃદ્ધ અવસ્થામાં અતિ રૂપવાન મન અને નેત્રને આનંદ આપનાર માર્કંડેય એવે નામે પુત્ર થયો. જ્ઞાનનેવિષે નિષ્ઠાવાળા મૃકંડે તેનું જાત કર્મ કર્યું શુકલ પક્ષનો ચંદ્ર જે રિતે આકાશમાં પ્રતિદિવસ વૃદ્ધિ પામે તે રીતે તેમનો બાલક પ્રતિદિવસ મોટો થવા લાગ્યો તેત્રિશ પ્રકારનાં લક્ષણોથી યુકત સ્વર, સત્વ અને નાભી એ ત્રણ અંગ જેનાં ગંભીર છે; તથા ગ્રીવા, ઉપસ્થ, પૃષ્ટિ પાંસળાં અને પિંડી જેનાં નાજુક છે તથા હાથ પગનાં તળાં નેત્રના ખુણા નખ, તાળવું, જીભ અને હોઠ જેના આરકત છે તેમજ કાખ, પેટ, હૃદય, નાક, ખંભા અને લલાટ એ છ અંગ જેનાં બ્રહ્માએ ઉંચા કરેલાં છે તથા સાથળ, મસ્તક અને હૃદય જેની વિશાળ અને સુશોભિ છે તેમજ જેના નેત્રના ખુણા ભુજા અને ગોઠણ તથા નાસિકા અને સ્તનનો મધ્ય ભાગ એ પાંચ અંગ જેનાં વિશાળ સુશોભિત છે જેની આંગળિયોના વેઢા, દાંત, કેશ, નખ અને ત્વચા પાતળી નાજુક છે એવો સર્વ લક્ષણ સંપન્ન તે મૃકંડનો પુત્ર માત પિતાને અતિ હર્ષ આપવા લાગ્યો. એટલાં લક્ષણથી યુકત કોઈ પણ પુરૂષ પથ્વીમાં જન્મતો નથી.

વળી રૂપ, લાવણ્ય, ગુણ, લક્ષણ, અવસ્થા અને સુંદરપણું જેવું એ પુત્રમાં છે તેવું બીજે કોઇ સ્થળે જોવામાં આવ્યું નથી એ રીતે કેટલોક સમય, જતાં તે મુનિને ત્યાં સામુદ્રિક શાસ્ત્રમાં કુશળ કોઇ મુનિ પ્રાપ્ત થયા તેને વિધિથી પૂજા કરી આસને બેસાડયા ત્યારે શ્વેત વસ્ત્રને ધારણ કરતાર મૃકંડ ઋષિ, પોતાના પુત્રનું અંગ તે સામુદ્રિકમુનિને દેખાડવા લાગ્યા તે જોઇ વિસ્મય પામેલા સામુદ્રિકે માથું ધુણાવી કહ્યું કે હે મુનિ તમારો પુત્ર બહુ ભાગ્યશાળિ થશે એટલું કહી મૌન રહ્યા. એ રિતે મુંગા રહેલા સામુદ્રિકને જોઈ ચિંતામાં પડેલા મૃકંડે તેને કહ્યું હે બ્રહ્મન્, મારા પુત્રનું શરીર જોઇ તમે માથું કેમ હલાવ્યું જો કાંઇ શુભ અશુભ જાણતા હો તો મને કહો.

સામુદ્રિક કહે છે,—હે વિપ્ર બીજું કાંઇ કારણ નથી તારા પુત્રનાં રૂપ, ગુણ, અને લક્ષણ જોઈ હું વિસ્મિત થયો છું.

મૃકંડ કહે છે.—હે મુનિશ્રેષ્ઠ 'મારા ખોળામાં બેઠેલા પુત્રને જોઇ હસિને મુંગા રહ્યા તેથી મને સંદેહ થાય છે કેમકે વૃદ્ધ અવસ્થામાં મોટા કષ્ટથી આ એકજ પુત્ર મને પ્રાપ્ત થયો છે.

સૂત કહે છે—એ રિતે મૃકંડે ઘણા પ્રકારથી પુછાએલ અને ભકિતથી પ્રસન્ન કરાએલ તે સામુદ્રિક મુનિ, તે પુત્રનાં શુભાશુભલક્ષણ જાણી ભવિષ્ય કહેવા લાગ્યો.

સામુદ્રિક કહે છે.—હે મૃકંડ આ તારો પુત્ર સઘળાં લક્ષણથી સંપન્ન સામ્રાજ્યના ગુણવાળો જરા મરણથી રહિત થશે થોડા નમેલા, રોગવીળા આ બાળકતા ખંભા કાંઇ વિલક્ષણ છે હે જ્ઞાનયુકત મિત્ર! તારા પુત્રનું વૃત્તાંત કહું તે સાંભળ આ તારા પુત્રનો કંઠ લાંબો વિશાળ અને શોભિત છે તે જોતાં લાંબી આયુષવાળો અને ચક્રવર્તિ જેવો થવો જોઈએ વળી કેટલીક રેષાઓ જોઇ આનું પાંચમે વર્ષે મરણ થાય અથવા તે દરિદ્ર થાય એવો મારા મનમાં તર્ક થયો હે મુનિવર્ય સામ્રાજય, ચિરકાળ આયુષ્ય, દરિદ્ર અને અલ્પકાળમાં નાશ એવાં લક્ષણો જોઇ મને સંશય થયો તેથી બોલ્યો નહીં પરંતુ હવે સઘળાં શુભલક્ષણોથી આના શરીરના અવયવ જાણી સત્ય કહું છું કે આ તારો પુત્ર પાંચમા વર્ષ પછી ચિરાયુષી (ઘણી લાંબી આયુષ્યવાળો) થશે.

સૂત કહે છે.—એવું કહી જવાને તૈયાર થએલા તે સામુદ્રિકને મૃકંડે પાછો રોકયો ત્યારે તે કહેવા લાગ્યો.

સામુદ્રિક કહે છે.—હે મુનિ આ તારા આશ્રમમાં હું રહિશ નહીં અમારે યતિઓને ભ્રમણ કરવું એજ વ્રત છે તેથી અમારે એક સ્થળે રહેવાય નહીં. સુજ્ઞ અને ગુણવાન આ તારા પુત્રનું પાંચમા વર્ષથી દીર્ઘ આયુષ થશે માટે ત્યાં સુધી તારે સાવધાન રહી સાંચવવો એમ કહી તે મુનિ તપ કરવા ગયા. મૃકંડમુનિ તેનાં વચનને યાદ કરી શોક સમુદ્રમાં બુડી અતિ દુઃખી થઈ રાત દીવસ રૂદન કરવા લાગ્યા, શાસ્ત્રને જાણનારા વાલખિલ્ય અને બીજા મુનિઓએ વાર્યા તોપણ તેને કાંઇ રિતે શાંતિ થઈ નહીં એ રિતે વિલાપ કરતા તે મહાત્મા મૃકંડને અતિ કષ્ટથી ચાર વર્ષ વિત્યા ત્યારે પુત્રને પાંચમું વર્ષ બેસતાં પ્રાતઃસ્નાન કરી, ઉદાસ થયેલા મૃકંડે પોતાની સ્ત્રીને કહયું કે હે સુંદરિ! પુત્રનું આ પાંચમું વર્ષ આપણને અતિ દુઃખ દાયક છે હું નથી જાણતો કે શું થશે આપણું મૃત્યુ થવું તે સારૂં છે પણ પુત્ર મરણનો શોક

દુઃસહ છે. હે રૂડા વ્રતવાળી તે જ્ઞાની મુનિનું વાક્ય અન્યથા થશે નહીં મૃત્યુ એકવાર હણે છે પણ શોક વારંવાર મારે છે માટે હું મારા પ્રાણનો ત્યાગ કરૂં કે જેથી મારે પુત્ર શોક જોવો પડે નહીં.

ઋષિપત્ની કહે છે.—હે મુનિવર્ય હે નાથ ! હું પ્રાણત્યાગ કરીશ નહીં જનોઈ આપેલા પુત્રને ભિક્ષા આપે તેઓવા મારી ઘણી ઇચ્છા છે વેદમાં કહયા પ્રમાણે સંધ્યોપાસનમાં તત્પર, હોમ અને ભિક્ષા આદિમાં કુશળ એવા પુત્રને જોવા ઘણી આતુરતા છે વળી બાંધેલી શિખાવાળો દંડને ધારણું કરનાર મેખલા અને મૃગચર્મથી શોભતો યજ્ઞોપવીતવાળો વૃદ્ધોના ચરણમાં હાથ જોડી પ્રણામ કરતો પુત્ર જોવા મને ઘણી હોંશ છે એવાં સ્ત્રીના વચન સાંભળી પ્રસન્ન થએલા મૃકંડ, પુત્રને જનોઇ આપી શિખામણ આપવા લાગ્યા કે હે પુત્ર આજથી આરંભી શૌચ આદિ કર્મોનેવિષે પણ તું સાવચેત રહે જે, બ્રહ્મચર્ય, અપોશાન તું નિત્ય કરજે, દિવસે સુઇશમા, વાણિને નિયમમાં રાખજે મિત, હિત અને સત્ય બોલજે કહેલે સમયે સમિધનો હોમ કરજે પ્રતિદિવસ ગાયત્રીનો જપ કરજે પૃથ્વીપર શયન કરજે ક્ષાર અને લવણ વિના હવિષ્ય અન્નનું ભોજન કરજે તથા અગ્નિની સેવા કરજે દંડ ગ્રહણ કરી સંભાળજે ભિક્ષા માગી લાવેલા અન્નનું ભોજન કરજે મધુ, માંસ અને મનુષ્યોના ઉચ્છિષ્ટનો દૂરથી ત્યાગ કરજે તૈલનો અભ્યંગ અદત્ત (ચોરી અથવા આપ્યા વગરનું) અસત્ય ભાષણ, હિંસા અને સ્ત્રીસ્પર્શનો સર્વ પ્રકારે ત્યાગ કરજે.

રાત્રિ દિવસને સંધિ સમયે ઉગતા આથમતા સૂર્ય જોવા નહીં તથા ગીત નૃત્ય અને વાજીત્રનો હમણા બ્રહ્મચર્ય દશામાં ત્યાગ કરજે રાત્રિએ ફરવું નહીં તથા પરગામ જવું નહીં દોડવું નહીં ઉભાં જલ પીવું નહીં તથા વગર ગાળેલું જલ પીવું નહીં કાચાં ફળ પાડવાં નહીં સંધ્યાસમયે દોડવું નહીં નગ્ન સ્નાન કરવું નહીં વિકટ સ્થળનું ઉલ્લંઘન કરવું નહીં પોતાના આત્માને વખોડવો નહીં ગાયને વાછરૂ ધાવતું હોય તો કહેવું નહી, ઉભાં રહી મળ મૂત્ર કરવું નહી, સર્વને પોતાના મિત્રભાવથી જોવા, પ્રભાતમાં તીર્થ મૃત્તિકા ચરણામૃત ગાય પવિત્ર સુશીલ સુવાસણી અને વનસ્પતિનાં દર્શન કરવાં તથા બ્રાહ્મણોને નમસ્કાર અને પ્રદક્ષિણા કરવી.

સૂત કહે છે—એ રિતે પિતાએ શિખવેલો તે પુત્ર સર્વને અભિવાદન કરવા લાગ્યો.સ્નાન કરી ઉપવીત મેખલા, દંડ પાત્ર અને તિલકને ધારણ

કરનાર તે ઋષિપુત્ર પ્રતિદિવસ શિવ પૂજન કરવા લાગ્યો, એ રીતે વર્તતાં તેને પાંચ વરસમાં પાંચ દિવસ અવશેષ રહ્યા; ત્યારે મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ઠ આદિ સાત ઋષિ, તીર્થયાત્રાને પ્રસંગે તે સિધ્ધનાથનાં દર્શન કરવા આવ્યા હતા તેની સાથે વસિષ્ઠના પત્ની પતિવ્રતા અરૂંધતીપણ આવ્યાં હતાં. તેને જોઇ બ્રહ્મચારિ એવા મારકંડેયે હાથ જોડી કહ્યું કે હેમહર્ષિઓ હું મારકંડ આપને પ્રણામ કરૂંછું એ રીતે સર્વેને નોખા નોખા પ્રણામ કર્યા ત્યારે તેઓએ પૂછયા વિના તું દીર્ઘાયુ થા એમ કહી સિધ્ધનાથનાં દર્શન કરી જયારે જવા લાગ્યા ત્યારે અરૂંધતી કહેવા લાગ્યાં સર્વનું હિત કરનારા હે સિધ્ધ ઋષિઓ! તમારૂં સત્ય વચન અન્યથા થવું જોઇએ નહીં, હે મુનીશ્વરો તમે આ બાલકને દીર્ઘાયુ થા એ રીતે કહ્યું પણ તે આજથી પાંચમે દિવસે મૃત્યુદેવના લોકમાં જશે માટે તમ જેવા સત્યવાદીઓનું વચન એવું વ્યર્થ થવા યોગ્ય નથી તેથી જેમ આનું આયુષ્ય લાંબું થાય તેમ તમારે કર્મ કરવું જોઈએ, એવાં અરૂંધતીનાં વચન સાંભળી ધ્યાન કરી મુનિઓએ જાણ્યું કે આ બાલકનું અલ્પ જીવિત છે એવું કહી ચિંતાથી વ્યાકુલ થઇ વિસ્મય પામી એ બાળક સંબંધી વૃત્તાંત વિસ્તારથી પૂછવા લાગ્યા.

**ઋષિઓ કહે છે.**—હે દેવિ! તમે આ બાલકનું અલ્પ જીવિત શી રીતે જાણ્યું હે સુંદર મુખવાળાં અમારૂં વચન લોકમાં હવે સત્ય શીરીતે થઈ શકે? હે રૂડા વ્રત વાળી ધ્યાનવિના આ બાલકનું અલ્પ જીવિત તમે શી રીતે જાણી શકયાં? એવાં મુનિનાં વચન સાંભળી પતિવ્રતા અરૂંધતીએ કહ્યું હે મુનીશ્વરો આ મહાત્મા મારા સ્વામી વસિષ્ઠની કૃપાથી મારામાં એક પતિવ્રત અને સતિપણું છે તેથી જાણ્યું તમારે વિશેષ જાણવું હોય તો બ્રહ્માના માનસી પુત્ર તપોનિધિઆ વસિષ્ટને પૂછો.

**વસિષ્ઠ કહે છે.**—એવાં અરૂંધતીનાં વચન સાંભળી સર્વ મુનિઓએ બ્રહ્મપુત્ર વસિષ્ઠને પૂછ્યું ત્યારે તેણે જ્ઞાન ચક્ષુથી જાણી આ પ્રમાણે વૃત્તાંત કહ્યું.

**સૂત કહે છે.**—હે તપસ્વિઓ આ વિષયમાં હું સત્ય વચન કહું તે સાંભળો આજથી પાંચમે દિવસે આ પુત્રનાં પ્રાણ જશે તે ખરૂં છે. માટે સત્ય વ્રતમાં તત્પર એવા તમે મુનિઓ જગતમાં અસત્યવાદી સર્વ ન કહેવાઓ, તેવું મહોટું કામ હમણાં કરવું જોઇએ આપણે સઘળા આ બાલકને સાથે લઇ

બ્રહ્માને નમસ્કાર કરવા બ્રહ્મલોકમાં જાઇએ તો આ બાલક દીર્ઘાયુ થાય; એવાં વસિષ્ઠનાં વચન સાંભળી તે સપ્ત ઋષિઓ તેમ કરવા નિશ્ચય કરી મૃકંડ પુત્રને લેઈ બ્રહ્મ લોકમાં જઇ બ્રહ્માના દર્શન કરી સ્વસ્થ થયા.

मृकंडतनयं बालं तत्रैव मुनिसत्तमाः ॥
सर्वेनीत्वागता विप्रा ददृशुस्तं पितामहं ॥ १०१ ॥

ઇતિ શ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો
સત્તરમો અધ્યાય સંપૂર્ણ

---

शौनकउवाच ॥ तत्र गत्वाऽथ किंचक्रुर्मुनयो देवदर्शनाः ॥
पितामहमनुप्राप्ता ब्रूहिनो लोमहर्षणे ॥ १ ॥

શૌનક કહે છે—હે લોમહર્ષણના પુત્ર સૂત! દિવ્ય દર્શનવાળા તે મુનિઓએ બ્રહ્માની પાસે આવી શું કર્યું તે કહો.

સૂત કહે છે.—દેવતાઓના આશ્રયસ્થાનરૂપ બ્રહ્મલોકમાં ધ્યાનસ્થ એવા અને દેવર્ષિઓએ વેદનામંત્રોવડે સ્તુતિ કરાએલા તથા યક્ષ કિંનર ગંધર્વ સિદ્ધ અને ચારણોએ સ્તુતિ કરાએલ ચાર મુખે કરી વેદ અને ઉપવેદનું પઠન કરતા આત્મધ્યાનમાં પરાયણ સ્તુતિ કરવા યોગ્ય બ્રહ્માને પ્રણામ કરી તે મુનિઓ આસને બેઠા, ત્યારે તે મુનિની પાછળ તે બાલકે પણ બ્રહ્માને પ્રણામ કર્યા. ત્યારે હે સુવ્રત! તું દીર્ઘાયુ થા એમ બ્રહ્માએ કહ્યું તે સાંભળી મુનિઓ હર્ષ પામ્યા અને એક બીજા હસી કહેવા લાગ્યા જે આજ આપણે આ બાલકને અર્થે કૃતાર્થ છીએ એવા ઋષિઓને પ્રસન્ન થયેલા જોઇ વિસ્મય પામેલા બ્રહ્માએ કહ્યું હે મુનીશ્વરો તમને સર્વને આજ ઘણા દિવસે જોયા તમે હમણાં અહિ ક્યાંથી આવ્યા તે, આવવાનો હેતુ શું છે? તમે સઘળા અકસ્માત્ કેમ હસ્યા? એવું શું આશ્ચર્ય જોયું? કે જેથી તમે વિસ્મય પામ્યા કે કાંઇ અતિ ચિંતાને લીધે તમારો અહિં સમાગમ થયો. મેખલા, દંડ, કમંડળ, દર્ભ, મૃગચર્મ, તિલક અને આભૂષણથી શોભતો તમારી સાથે આવેલો ઉપવીત શિખાવાળો બ્રહ્મચર્યમાં રહેલ આ સુંદર બાલક કેનો છે? આપને શું કામ કરવાનું છે તે કહો.

ઋષિઓ કહે છે.—હે બ્રહ્મન્ અમે વાલખિલ્યના આશ્રમથી આવ્યા છીએ વાલખિલ્ય વંશમાં થયેલા મૃકંડ ઋષિનો આ પુત્ર અલ્પાયુ છે તેથી આના પિતાએ પાંચમે વરસે જનોઈ આપી મૌંજી બાંધી છે જનોઇ અને

દંડને ધારણ કરનાર આ બાલકને તેના પિતાએ બોધ આપ્યો છે કે પૃથ્વી ઉપર ફરતા જે કોઇ મુનિ તને દૃષ્ટિગોચર થાય તેને નિત્ય તું પ્રણામ કરતો રહેજે એવી પિતાની આજ્ઞાથી આ નિત્ય તેમ વર્તે છે. હે બ્રહ્મન્ હવે હસવાનું વૃત્તાંત કહીએ તે સાંભળો; અમે જ્યારે વાલખિલ્ય આશ્રમે સિદ્ધનાથનાં દર્શન કરવા ગયા ત્યારે આ ઋષિપુત્રે આવી અમને પ્રણામ કર્યો તેથી અમે કહ્યું કે પુત્ર તું દીર્ઘાયુ થઇશ એ વૃત્તાંત તમને કહ્યું હવે અમારા હસવાનું કારણ કહીએ તે સાંભલો; તમે પણ દીર્ઘાયુ કહ્યું તેથી અમે હસ્યા પ્રથમ અમે આ બાલકને દીર્ઘાયુ થા એમ કહ્યું હતું. ત્યારે અરૂંધતીએ કહ્યું કે આ બાલકનું આજથી પાંચમે દિવસે મૃત્યુ થવાનું છે તેથી તમારે સત્યવાદીઓએ તમારી આશીષ સત્ય કરવી જોઇએ કારણ સત્યવ્રતમાં પ્રીતિવાળા સત્યવાદી તમે સર્વે સત્ય ધર્મમાં પરાયણ છો માટે આ અલ્પાયુ બાલક જેમ દીર્ઘાયુ થાય તેમ કરવા યોગ્ય છો એવાં અરૂંધતીનાં વચન સાંભળી અમે બધા માંહોમાહે વિચાર કરી બાલકને લઈ તમને નમસ્કાર કરવા તમારી પાસે આવ્યા છીએ અમે પ્રણામ કરી રહ્યા પછી પ્રણામ કરતા આ પુત્રને તમે તેમજ આશિષ આપી તેથી અમે કૃતાર્થ થયા હે પિતામહ! આનું આયુષ્ય પાંચ રાત્રિ શેષ રહ્યું છે માટે તમારૂં વાક્ય સત્ય થાય તો લોકમાં નિંદા થાય નહીં.

**સૂત કહે છે.**—એવાં મુનિનાં વચન સાંભળી હસી તે બાલકને પાસે લઇ બ્રહ્માએ કહ્યું કે મારા પ્રસાદથી આ બાલક જરામરણરહિત થશે એમાં સંદેહ નથી વેદવિદ્યામાં કુશળ હે મુનીશ્વરો આ પુત્રને ન જોવાથી અતિ વિહ્વળ આના વૃદ્ધ પિતા માતા જ્યાં સુધી મરણ પામે નહીં ત્યાં સુધીમાં તમે પૃથ્વી ઉપર જઈ પહોંચો એવાં બ્રહ્માના વચન સાંભળી તપરૂપી ધનવાળા તે ઋષિઓ બાલકને લઇ વાલખિલ્યના આશ્રમ તરફ જવા લાગ્યા.

પુત્રને ન જોવાથી આતુર થયેલા મૃકંડમુનિ, પોતાની સ્ત્રીને કહેવા લાગ્યા હે સુંદરિ! જલાશય, નદી, કુવા, ઝરણાં, તીર્થો, અને અનેક સ્થાન મેં જોયાં પણ ઘણો સમય થયાં બહાર ગયેલા પુત્રને મેં ક્યાંય જોયો નહીં એમ કહી શોકથી ગદ્ગદ કંઠેકરી વિલાપ કરવા લાગ્યા, અમૃત સરખા મધુર વચનવાળા વહાલા ગુણવાન્ આજ્ઞાકારી પુત્ર હાય ક્યાં ગયો પ્રિયદર્શનવાળો, વેદના તત્વને જાણનાર, પુત્રધર્મને પાલનાર સંતોષી, મુનિઓ ઉપર પ્રીતિ રાખનાર હે પુત્ર! વિલાપ કરતાં એવાં અમોને તારૂં મુખ દેખાડય અમને વૃદ્ધ

માત પિતાને તું કેમ ધીરજ આપતો નથી. તે સામુદ્રિકના વચનથી અનુમાન થાય છે કે હૃદયને આનંદ આપનાર તું સુલક્ષણ પુત્ર મરણ પામ્યો કે શું ! હે પુત્ર, ક્યાં રહ્યો છે ? એ રીતે વિલાપ કરી પોતાની પત્નિને કહેવા લાગ્યો કે હે સ્ત્રી ઉઠ વૃથા વિલાપ કર નહીં. કાષ્ટ લાવ ચિતા કરી પ્રવેશ કરીએ, પુત્રના તીવ્ર શોકથી આપણે જીવી શકશું નહીં પુત્ર મરણના શોકથી પીડાઇ જીવ્યા કરતાં મરણ સારૂં. મને તે જ્ઞાનિ મુનિએ કહ્યું છે માટે જયાં સુધી પુત્ર શોકાગ્નિથી મારૂં શરીર દગ્ધ થયું નથી ત્યાં સુધી અગ્નિને સિદ્ધ કરીએ એવાં સ્વામીનાં વચન સાંભળી કાષ્ટ લાવી ચિતા કરી પછી સ્નાન કરી અગ્નિમાં પ્રવેશ કરવા તૈયાર થયાં તેટલામાં શિષ્ય અને બાંધવો સહિત વાલખિલ્ય મુનિઓ આવી કહેવા લાગ્યા, હે મૃકંડ ! પુત્રને માટે સાહસ કરો નહી, તમારા પુત્રના રૂપ ગુણ જોતાં તે જરા મરણથી રહિત દીર્ઘાયુ થશે, વાઘ, વરૂ, વીછી અને સર્પ આદિ કોઇ પણ પશુ પક્ષિએ તારા પુત્રને પીડા કરી હશે નહિ હે મુનિશ્રેષ્ઠ ! તારો પુત્ર કોઇ વનમાં પીડાયો કે મરણ પામ્યો હોય એવું જોવામાં કે સાંભળવામાં આવ્યું નથી તારા પુત્રને મરણની ઘાત આડા હજી પાંચ દિવસ છે તું શા માટે પ્રાણત્યાગ કરે છે પાંચ વરસ પુરાં થાય ત્યાં સુધી વાટ તો જો પછી તારો ગુણવાન્ પુત્ર જો આવે નહીં તો સાહસ કરજે એવાં તેનાં વચન સાંભળી દુઃખ પામેલી મૃકંડની પત્ની કહેવા લાગી હે સ્વામિન્ સવારનો પુત્ર શિવપૂજન કરવા ગયોછે તે હજુ આવ્યો નહી હમેશાં જે પુત્ર સ્નાન શિવપૂજન કરી સૂર્યોદય સમયે કે હોમની સમાપ્તિને વખતે આવી માતા પિતા ગુરૂને પ્રણામ કરી ભિક્ષા કરવા જાય છે. તેને આપણે ઘણે સ્થળે જોયો, હજુ આવ્યો નહી આપણે શું કરવું ! બાકી રહેલા સ્વલ્પ દિવસમાં પુત્રે આપણા આશ્રમનો ત્યાગ કરયો ખચિત તેને વાઘ, વરૂ કે શિકારી જાનવરે ફાડી ખાધો હશે કે મોટા ખાડામાં જલના ધુનાઓમાં કે કૂવામાં બુડી ગયો હશે ! કે તેને સર્પદંશ થયો હશે. સાંજ પડી હજુ પુત્ર ઘેર આવ્યો નહીં એ રીતે વિલાપ કરતી સ્ત્રીને જોઇ મૃકંડ મુનિ પણ વિલાપ કરવા લાગ્યા અહો મારો વહાલો પુત્ર મને ક્યાં મળે ? હું તેને ક્યાં જોઉં ! હે પુત્ર દુઃખમાં બૂડેલાં માતા પિતાને મૂકી તું લાંબે માર્ગે ક્યાં ગયો હે બ્રાહ્મણી પાપ યુક્ત બુદ્ધિવાળો હું કે જેણે યમને ઘેર ગયેલા બાલકનું મોઢું જોયું નહીં, હે કલ્યાણી તું સત્વર ઉઠ અને ચિતા તૈયાર કર જ્યાં સુધિ મારા ગુણવાન પુત્રને યમે શિક્ષા કરી નથી અને તેને પુણ્ય

પાપ વિષે પુછ્યું નથી.ત્યાં સૂધીમાં અગ્નિમાં બળી આપણે તેને જોઇએ એ રીતે વિલાપ કરતાં માતા પિતાને પુત્રના શોક રૂપી સાગરમાં બૂડતાં ચાર દિવસ વીત્યા; પુત્ર શોકથી વિહ્વલ તે બ્રાહ્મણને અગ્નિમાં પ્રવેશ કરતો ઘણા લોકોએ વાર્યો તોપણ મોહ પામેલો તે મૃકંડ પોતાના શરીરને હોમવા હાથમાં ફૂળ લઇ અંજળી કરી સ્ત્રીસહિત ત્રણ પ્રદક્ષિણા કરી કહેવા લાગ્યો હે અગ્નિ તમે સર્વ પ્રાણીનેવિષે રહ્યા છો માટે મને પુત્રનું દર્શન કરાવો, વિલંબ કરશો નહીં; એ રીતે વૃદ્ધ અવસ્થામાં જપવા યોગ્ય સર્વ દેવને વંદનીય ઇંદ્રિયોના સ્વામિ શરણે રાખનાર દુઃખને હરનાર ઇશ્વર અંતર્યામી નારાયણનું સ્મરણ કરવા લાગ્યો તેટલામાં પુત્રને લઇ સપ્તઋષિઓ ત્યાં આવ્યા, ત્યારે હે તાત હેમાત એવી સુંદર વાણી પુત્રે કહી તે સાંભળી વિસ્મયથી પ્રફુલ્લિત નેત્રવાળાં માતાપિતા જાણે મરણ પામીને સજીવન થયાં હોય નહીં, તેમ અંજળી જોડી હાથ લાંબા કરી હે પુત્ર એમ કહેવા લાગ્યાં અને આનંદના આંસુથી પુત્રને ભીંજવી કહેવા લાગ્યાં કે હે પુત્ર તુ ક્યાં ગયો હતો આટલા દિવસ ક્યાં રહ્યો કોઇ તને લઇ ગયું હતું કે શું ? તારા શોકથી પીડાઇ અમે પ્રાણ ત્યાગ કરતાં હતાં. હે તાત તને જોયો તે બહુ સારૂં થયું હે પુત્ર તું ઘણું જીવ, દુઃખથી તપ્ત થયેલાં એવાં અમોને તું પ્રાપ્ત થયો તે ઈશ્વરનો મોહોટો અનુગ્રહ માનિયે છિયે.

સૂત કહે છે —એવાં તે માતાપિતાનાં વચન સાંભળી જે રીતે સિદ્ધેશ્વર પાસે સાત ઋષિને જોયા તે, અને પોતે તેને પ્રણામ કર્યો ત્યારે તેણે જે આશિષ આપી હતી તથા તેઓ પોતાને બ્રહ્માપાસે લઇ ગયા હતાં તે સઘળું પોતાનું વૃત્તાંત કહ્યું. તે સાંભળી માબાપ રાજી થયાં. અને તે વાક્ય વારંવાર પૂછવા લાગ્યાં, હે પુત્ર તત્વદર્શી મુનિઓએ તને લાંબુ આયુષ્ય આપ્યું તે વૃત્તાંત અમને ફરીથી કહે ત્યારે મારકંડેયે ફરીથી કહ્યું. તે સાંભળી બંને હર્ષ પામ્યાં ત્યારપછી ધીરજથી મૃકંડ કહેવા લાગ્યા કે આજ મારો જન્મ સફળ થયો અને મારૂં જીવિત સુધર્યું કે મારા તું જેવા સુપુત્રે બ્રહ્માનાં દર્શન કર્યાં હજાર અશ્વમેધયજ્ઞે કરી અને સેંકડો રાજસૂયયજ્ઞથી પણ વિદ્વાનો જેમને જોઇ શકતા નથી તેને તેં લીલામાત્રથી જોયા તારા વિયોગથી મને પ્રથમ નિદ્રા પણ આવતી ન હોતી તે દુઃખ મટ્યું હે તાત જેણે તારૂં દીર્ઘાયુ કર્યું તે મહર્ષિઓ ક્યાં ગયા તેણે મારો મોટો ઉપકાર કર્યો છે માટે હું જ્યારે તેનો પ્રતિઉપકાર કરૂં ત્યારે હું તેનો ગુણ ઓશિંગણ થાઉં, એવાં પિતાનાં

વચન સાંભળી માર્કંડે કહ્યું હે તાત હમણાં તે સિદ્ધેશ્વરનાં દર્શન કરવા ગયા મે તેની ઘણી પ્રાર્થના કરી પણ તે નિઃસ્પૃહ તપસ્વિઓ આવ્યા નહીં પુત્રનાં વચન સાંભળી સ્ત્રીસહિત મૃકંડમુનિ તેમનો પ્રતિ ઉપકાર કરવા તે દેવને માર્ગેકરી મુનિના આશ્રમમાં ગયા ત્યાં સરોવરમાં સ્નાન કરી સિદ્ધનાથના દર્શન કર્યા તથા ત્યાં રહેલા તપસ્વિઓનાં દર્શન કરી પ્રણામ કરી હાથ જોડી કહેવા લાગ્યા કે હે મુનિઓ તમારી કૃપાથી આ પુત્ર મને મળ્યો જેથી મારૂં કુળ વૃદ્ધિ પામ્યું. હે મુનીશ્વરો આ સ્વલ્પ આયુષ્યવાળા મારા પુત્રની તમે ઘણી લાંબી આયુષ્ય કરી તે આપ આર્ય સત્પુરૂષોનો ધર્મ છે; સારાપુરૂષનો આશ્રય કરી પુરૂષ પૃથ્વીમાં વિખ્યાતિ મેળવે છે વળી જેણે ઉપકાર કર્યો હોય તેનો સામો ઉપકાર કરે નહીં તે પુરૂષ જ્યાંસુધી આ જગતનો પ્રલય થાય ત્યાંસુધિ ઘોર નરકમાં રહે છે. બ્રહ્મઘાતિ, મદ્યપાની ચોર, વ્રતથી ભ્રષ્ટ અને કૃતઘ્ન ( કરેલા ઉપકારને હણનાર ) એવાઓને વિષે કરેલો ઉપકાર પણ ઉપકાર કહેવાતો નથી એમ સત્પુરૂષો કહે છે. માટે હે મુનીશ્વરો જેરિતે મને કૃતઘ્નપણાનો દોષ લાગે નહીં તે રિતે આપ સઘળાયે કરવું જોઇએ. તમે સર્વે આજ મારે ઘેર અતિથિરૂપે પ્રાપ્ત થયા છો તેથી મારે આપનું શું આતિથ્ય ( મેમાનગત ) કરવું તે આજ્ઞા કરો.

**ઋષિઓ કહે છે.**—હે મુનિ અલ્પ આયુષ્યવાળો આ તમારો બાલક જે મૃત્યુરહિત થયો એ અમારી કરોડ ગણી મેમાની છે, ઉપકાર કર્યા પછી સામા બદલાની ઇચ્છા રાખવી એ નીચનો સ્વભાવ છે પણ ઇચ્છા રહિત મુનિઓનુ એવું કર્મ નથી હે વિપ્રવર્ય ! પુત્ર પરિવાર સહિત તમે તમારે આશ્રમે જાઓ. હે મોટી મતિવાળા મૃકંડ તમારા પુત્રનો અમને આ બીજીવાર સમાગમ થયો માટે તેને અમારૂં દર્શન નિષ્ફલ થવું જોઇએ નહીં હે વિપ્ર ! સાધુ પુરૂષનું દરશન અતિ હિતકારી છે તેથી જે તમારા મનને ગમતું હોય તે માગો. એવાં તેનાં વચન સાંભળી ધર્મને જાણનાર મૃકંડ કહે છે હે મુનીશ્વરો મૃત્યુયે દબાવેલા આ મારા પુત્રનું તમે રક્ષણ કર્યું તેથી તમે મારા સર્વ કુલનો ઉદ્ધાર કર્યો છે એ આપે પૂર્ણ વરદાન આપ્યું છે તથા બીજું વરદાન દેવા આજ્ઞા કરી, તે સાંભળી મારી એજ પ્રાર્થના છે કે સત્ય લોકમાં રહેનારા બ્રહ્માના પુત્રો પરમ દયાલુ તમે સઘળા મને વરદાન આપોછો તો મારી એજ માગણી છે કે વિશેષે કરી પર્વને દીવસે, અથવા પુનમે જેઓ સાવધાન થઇ આ મારાં પુત્રનું આખ્યાન સાંભળે તેમના સર્વે મનોરથ ત-

મારી કૃપાથી સિદ્ધ થજો તથા આ પવિત્ર આશ્રમમાં મારૂં સ્થાપેલું લિંગ તમારા પ્રતાપથી મારા નામે કરી વિખ્યાત થજો. જે કોઇ તેનું દરશન કે પૂજન કરશે તેનું અકાલમૃત્યુ મટશે.

ઋષિઓ કહે છે.—હે મુનિશ્રેષ્ઠ મનુષ્યોના પાપને મટાડનાર આ શિવલિંગ તમારા નામથી વિખ્યાત થશે અતિ પાપી પણ આ શિવલિંગના પૂજનથી પાપમુક્ત થશે. જેઓ આ તીર્થમાં સ્નાન કરી શ્રદ્ધાભક્તિથી સતકર્મ કરશે તેઓ સઘળા પાપથી મુકાઈ પરમ ગતિ પામશે પુનમને દિવસે જે પુરૂષ, પાપને મટાડનાર આ તમારા પુત્રનું આખ્યાન સાંભળશે તેનું આયુષ્ય લાંબું થશે. સૂત કહે છે.—ઉત્તમ વ્રતવાળા સપ્ત ઋષિ મૃકંડને એ રિતે વરદાન આપી પોતાને આશ્રમે ગયા મૃકંડ પણ વરદાન લંઇ પત્નિ, શિષ્યો અને પુત્ર સહિત પોતાને આશ્રમે આવ્યા આ ઉત્તમ માર્કંડનું આખ્યાન મેં તમને કહ્યું જે નિત્ય ભક્તિથી આ આખ્યાનનું શ્રવણ કરે તે અકાળમૃત્યુથી મુક્ત થાય છે.

एतद्वः सर्वमाख्यातं मृकंडाख्यानमुत्तमं ॥
यः शृणोति नरोनित्य मल्पमृत्योः समुच्यते ॥ ११० ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્ય ખંડના ગુર્જર ભાષાંતરનો અઢારમો અધ્યાય સંપૂર્ણ.

---

पितामहाद्वरं प्राप्तो मार्कंडेयोमहामुनिः ॥
किं चकार ततः पश्चात् संप्राप्ते चायुषि स्थिरे ॥ १ ॥

ઋષિઓ કહે છે—હે સૂત બ્રહ્માની પાસેથી વરદાન મેળવી અખંડ આયુષ્ય થયા પછી તે મહામુનિ માર્કંડેયે અને તેના પિતા મૃકંડે શું કર્યું તે સવિસ્તર કહો. સૂત કહેછે—એવિ રિતે વરદાન મળ્યા પછી જરા અને મરણ રહિત થએલા માર્કંડનો વિવાહ કરવા તેના પિતાએ વિચાર કર્યો; પોતાના પિતાનો વિચાર જાણી મહામુનિ માર્કંડેય કે જેની તપ કરવા ઈચ્છા છે તેથી તે પિતાને કહેવા લાગ્યા.

માર્કંડેય કહે છે—હે તાત ગૃહસ્થાશ્રમ કરવા મારી ઇચ્છા નથી હું બ્રહ્મચર્ય વ્રતનો ત્યાગ કરીશ નહીં કારણ મારે બ્રહ્માનું ધ્યાન કરી તપ કરવું છે એવાં તેનાં વચન સાંભળી મૃકંડે કહ્યું હે તાત મારાં વચનનું ઉલ્લંઘન કરવું તને યોગ્ય નથી હે પુત્ર ઘણું કરી બ્રાહ્મણોને ગૃહસ્થાશ્રમમાં

ધર્મ સાધન થઇ શકે છે માટે મારા વચનથી તું સ્ત્રીપરિગ્રહનો સ્વીકાર કર કે જેથી આલોક અને પરલોક સારી રિતે જીતાય.

માર્કંડેય કહે છે—જેઓને જન્મ, ગઢપણ અને મરણ છે તેઓ સ્ત્રીપરિગ્રહ કરે છે પરંતુ આ જગતમાં જેઓ સ્ત્રીરહિત (અખંડ બ્રહ્મચર્યવાળા) છે તેઓના આયુષ્યનો સ્વર્ગમાં પણ ક્ષય થતો નથી માટે હે ભગવન્! હું કે જે પ્રણામ કરૂં છું તેને કમળથી ઉત્પન્ન થએલા બ્રહ્માનું ધ્યાન કરવા આજ્ઞા આપો એવો તેનો નિશ્ચય જાણી ઉદાર મનવાળા મૃકંડે તપ કરવા દૃઢ મનવાળા પુત્રને ત્યારે આજ્ઞા આપી તેથી તે મહામુનિ સિદ્ધેશ્વરની પાસે બ્રહ્માની મૂર્ત્તિની પોતે સ્થાપના કરી નાના પ્રકારના મંત્રો અને સ્તોત્રથી સ્તુતિ કરતો બ્રહ્માના ધ્યાનમાં નિષ્ઠાવાન્ થઇ વાયુ, વરસાદ અને તડકાને સહન કરી નિરાહાર રહિ નિરંતર તપ કરવા લાગ્યો એ રિતે તપ કરતાં તીવ્રયોગે કરી સર્વ વિષયને જીંતી સમાધિમાં રહ્યો. એરિતે ઉગ્ર તપશ્ચર્યામાં તેને ઘણાં વર્ષો વિત્યાં ત્યારે પ્રસન્ન થએલા બ્રહ્મા, ઋષિ સહિત ત્યાં આવી તેને કહેવા લાગ્યા કે હે સુંદર-વ્રતવાળા માર્કંડેય! આ તારી તપશ્ચર્યાથી હું પ્રસન્ન થયો છું તેથી વરદાન દેવા આવ્યો છું તારી ઇચ્છા હોય તે વર માગ્ય.

માર્કંડેય કહે છે—હે બ્રહ્મન્ તત્વને જાણનાર મુનિઓની કૃપાથી આપે મને કૃતાર્થ કર્યો છે તેથી હું બીજું શું માગું.

બ્રહ્મા કહે છે—હે મુનિવર્ય તને મારાથી અમરપણું મળ્યું છે તો પણ મારૂં દર્શન વૃથા ન થાય માટે વર માગ્ય તારી તપશ્ચર્યાથી મને ઘણો સંતોષ છે.

માર્કંડેય કહે છે—હે બ્રહ્મન્ આપની જે પ્રતિમાઓ અહિં મેં સ્થાપી છે તેમો આપ ત્યાગ કરશો નહીં એજ વરદાન હું માગું છું. અહિં સ્થાપેલાં શિવલિંગો પણ યુગે યુગ રહે તથા જે ભક્તિપરાયણ લોકો એનું પૂજન કરે તેઓ પણ તમારી કૃપાથી સર્વ મનોરથને પ્રાપ્ત થાય એરિતે સ્તુતિ કરતા નમ્ર માર્કંડેયને બ્રહ્મા કહેવા લાગ્યા હે દ્વિજ વર્ય! મારા નામવાળું જે શિવલિંગ તમે સ્થાપ્યું તેનું પૂજન કરનાર સર્વની કામનાને પ્રાપ્ત થશે આજથી આરંભી આહિં. સંધ્યા સમયે સિદ્ધનાથની પાસે સપ્ત ઋષિ સહિત નિત્ય, સ્થિતિ કરીશ, અરૂંધતિસહિત આ મુનિઓના દા

મારી કૃપાથી સિદ્ધ થશે તથા આ પવિત્ર આશ્રમમાં મારૂં સ્થાપેલું લિંગ તમારા પ્રતાપથી મારા નામે કરી વિખ્યાત થશે. જે કોઇ તેનું દરશન કે પૂજન કરશે તેનું અકાલમૃત્યુ મટશે.

ઋષિઓ કહે છે.—હે મુનિશ્રેષ્ઠ મનુષ્યોના પાપને મટાડનાર આ શિવલિંગ તમારા નામથી વિખ્યાત થશે અતિ પાપી પણ આ શિવલિંગના પૂજનથી પાપમુક્ત થશે. જેઓ આ તીર્થમાં સ્નાન કરી શ્રદ્ધાભક્તિથી સત્કર્મ કરશે તેઓ સઘળા પાપથી મુકાઈ પરમ ગતિ પામશે પુનમને દિવસે જે પુરૂષ, પાપને મટાડનાર આ તમારા પુત્રનું આખ્યાન સાંભળશે તેનું આયુષ્ય લાંબું થશે. સૂત કહે છે.—ઉત્તમ વ્રતવાળા સપ્ત ઋષિ મૃકંડને એ રિતે વરદાન આપી પોતાને આશ્રમે ગયા મૃકંડ પણ વરદાન લંઇ પત્નિ, શિષ્યો અને પુત્ર સહિત પોતાને આશ્રમે આવ્યા આ ઉત્તમ માર્કંડનું આખ્યાન મેં તમને કહ્યું જે નિત્ય ભક્તિથી આ આખ્યાનનું શ્રવણ કરે તે અકાળમૃત્યુથી મુક્ત થાય છે.

एतद्वः सर्वमाख्यातं मृकंडाख्यानमुत्तमं ॥
यः शृणोति नरोनित्य मल्पमृत्योः समुच्यते ॥ ११० ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્ય ખંડના ગુર્જર ભાષાંતરનો
અઢારમો અધ્યાય સંપૂર્ણ.

---

पितामहाद्वरं प्राप्तो मार्कंडेयोमहामुनिः ॥
किं चकार ततः पश्चात् संप्राप्ते चायुषि स्थिरे ॥ १ ॥

ઋષિઓ કહે છે—હે સૂત બ્રહ્માની પાસેથી વરદાન મેળવી અખંડ આયુષ્ય થયા પછી તે મહામુનિ માર્કંડેયે અને તેના પિતા મૃકંડે શું કર્યું તે સવિસ્તર કહો. સૂત કહેછે—એવિ રિતે વરદાન મળ્યા પછી જરા અને મરણ રહિત થએલા માર્કંડનો વિવાહ કરવા તેના પિતાએ વિચાર કર્યો; પોતાના પિતાનો વિચાર જાણી મહામુનિ માર્કંડેય કે જેની તપ કરવા ઈચ્છા છે તેથી તે પિતાને કહેવા લાગ્યા.

માર્કંડેય કહે છે—હે તાત ગૃહસ્થાશ્રમ કરવા મારી ઇચ્છા નથી હું બ્રહ્મચર્ય વ્રતનો ત્યાગ કરીશ નહીં કારણ મારે બ્રહ્માનું ધ્યાન કરી તપ કરવું છે એવાં તેનાં વચન સાંભળી મૃકંડે કહ્યું હે તાત મારાં વચનનું ઉલ્લંઘન કરવું તને યોગ્ય નથી હે પુત્ર ઘણું કરી બ્રાહ્મણોને ગૃહસ્થાશ્રમમાં

ધર્મ સાધન થઇ શકે છે માટે મારા વચનથી તું સ્ત્રીપરિગ્રહનો સ્વીકાર કર કે જેથી આલોક અને પરલોક સારી રિતે જીતાય.

માર્કંડેય કહે છે—જેઓને જન્મ, ગઢપણ અને મરણ છે તેઓ સ્ત્રીપરિગ્રહ કરે છે પરંતુ આ જગતમાં જેઓ સ્ત્રીરહિત (અખંડ બ્રહ્મચર્યવાળા) છે તેઓના આયુષ્યનો સ્વર્ગમાં પણ ક્ષય થતો નથી માટે હે ભગવન્! હું કે જે પ્રણામ કરૂં છું તેને કમળથી ઉત્પન્ન થએલા બ્રહ્માનું ધ્યાન કરવા. આજ્ઞા આપો એવો તેનો નિશ્ચય જાણી ઉદાર મનવાળા મૃકંડે તપ કરવા દૃઢ મનવાળા પુત્રને ત્યારે આજ્ઞા આપી તેથી તે મહામુનિ સિદ્ધેશ્વરની પાસે બ્રહ્માની મૂર્ત્તિની પોતે સ્થાપના કરી નાના પ્રકારના મંત્રો અને સ્તોત્રથી સ્તુતિ કરતો બ્રહ્માના ધ્યાનમાં નિષ્ઠાવાન્ થઇ વાયુ, વરસાદ અને તડકાને સહન કરી નિરાહાર રહિ નિરંતર તપ કરવા લાગ્યો એ રિતે તપ કરતાં તીવ્રયોગે કરી સર્વ વિષયને જીંતી સમાધિમાં રહ્યો. એરિતે ઉગ્ર તપશ્ચર્યામાં તેને ઘણાં વર્ષો વિત્યાં ત્યારે પ્રસન્ન થએલા બ્રહ્મા, ઋષિ સહિત ત્યાં આવી તેને કહેવા લાગ્યા કે હે સુંદર વ્રતવાળા માર્કંડેય! આ તારી તપશ્ચર્યાથી હું પ્રસન્ન થયો છું તેથી વરદાન દેવા આવ્યો છું તારી ઇચ્છા હોય તે વર માગ્ય.

માર્કંડેય કહે છે—હે બ્રહ્મન્ તત્વને જાણનાર મુનિઓની કૃપાથી આપે મને કૃતાર્થ કર્યો છે તેથી હું બીજું શું માગું.

બ્રહ્મા કહે છે—હે મુનિવર્ય તને મારાથી અમરપણું મળ્યું છે તો પણ મારૂં દર્શન વૃથા ન થાય માટે વર માગ્ય તારી તપશ્ચર્યાથી મને ઘણો સંતોષ છે.

માર્કંડેય કહે છે—હે બ્રહ્મન્ આપની જે પ્રતિમાઓ અહિં મેં સ્થાપી છે તેનો આપ ત્યાગ કરશો નહીં એજ વરદાન હું માગું છું. અહિં સ્થાપેલાં શિવલિંગો પણ યુગે યુગ રહે તથા જે ભક્તિપરાયણ લોકો એનું પૂજન કરે તેઓ પણ તમારી કૃપાથી સર્વ મનોરથને પ્રાપ્ત થાય એરિતે સ્તુતિ કરતા નમ્ર માર્કંયડેયને બ્રહ્મા કહેવા લાગ્યા હે દ્વિજ વર્ય! મારા નામવાળું જે શિવલિંગ તમે સ્થાપ્યું તેનું પૂજન કરનાર સર્વ કામનાને પ્રાપ્ત થશે આજથી આરંભી આહિં સંધ્યા સમયે સિદ્ધનાથની પાસે સપ્ત ઋષિ સહિત નિત્ય સ્થિતિ કરીશ, અરૂંધતિસહિત આ મુનિઓના આશ્રમો જુદા

જુદા અહિં મારા વચનથી થશે તેની પણ સંધ્યાસમયે જે પુરૂષ પૂજા કરશે તેને ભીષ્મપંચક વ્રતથી થએલું ફળ મળશે તેમજ આ ક્ષેત્રમાં રહેલા લિંગોનું ભકિતથી પૂજન કરનાર પશુ પુત્રના સુખને પામી બુદ્ધિમાન થઇ પૃથ્વીમાં આનંદ પામશે. મારા વીર્યથી ઉત્પન્ન થએલા પ્રદીપ્ત તેજવાળા અઠયાશિ હજાર મુનિઓ નિત્ય આ સ્થળે સંધ્યાવંદન કરશે આ મુનિઓ મારા રૂપજ છે તે મનુષ્ય નથી અહિં સિદ્ધેશ્વરપાસે જે પુરૂષ શિવલિંગનું સ્થાપન કરશે તે પોતાના સેંકડો કુળનો ઉદ્ધાર કરી સ્વર્ગમાં દેવની પેઠે હર્ષ પામશે સર્વે લોકો શિવમય છે સઘળું શિવમાં રહ્યું છે માટે વિદ્વાને સદા શિવપૂજન કરવું જેને પોતાના કલ્યાણની ઇચ્છા હોય તે શિવપૂજા વિના રહેતો નથી મારા વિગેરે સર્વે દેવતાઓ મોટી સમૃદ્ધિવાળા રાજાઓ, મનુષ્યો અને મુનિઓ સર્વે શિવનું પૂજન કરે છે આ ક્ષેત્રમાં શિવાલય કરનારને ઉત્તમ ફળ મળે છે શિવના સ્થાપનથી બ્રહ્મહત્યા અને બાલહત્યાદિ મહાપાપો અને બીજાં પાપો પણ શિવના તેજકરી મટે છે કાર્તિક માસની પુનમે મારેવિષે મન રાખનાર જે પુરૂષ, મારી મૂર્તિનું ધ્યાન કરી બ્રહ્મકૂર્ચ વ્રત કરે અને સપ્ત ઋષિનું પૂજન કરે તથા એકસો આઠ પ્રદક્ષિણા કરે તે સર્વ પાપથી મુકત થઇ મારી કૃપાવડે શિવલોકને પ્રાપ્ત થાય છે મારી ભક્તિવાળો જે પુરૂષ સંધ્યા સમયે બ્રહ્મસૂત્રનું દાન કરે તે સૂત્રનાં પદની સંખ્યા પ્રમાણે મારા લોકમાં વસે છે તેમજ જે પુરૂષ મારી પાસે સોનાનું જનોઇ વિપ્રને આપે તેને અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે કઠિન ગ્રહનીદશામાં કે વિરૂદ્ધ ગ્રહોનો ચાર થતિ વખતે (ઉગ્ર રાશિમાં ગ્રહોની હાલચાલ) કે ઉત્પાત વખતે જેઓ મારી પૂજા કરે તેઓને સારૂં ફળ મળે છે તેમજ સર્વે લક્ષણવાળી, નીરોગી, સુરૂપ કન્યાનું જેઓ મારી પાસે ગુણવાન્ વિપ્રને પાણિગ્રહણ કરાવી દાન આપે તે ઘણા પુત્રવાળા, સારા ભાગ્યશાળી અને સુખી થાય છે અને કલ્પ સુધી મારા લોકમાં વસે છે તેથી સઘળાં દાનમાં કન્યાદાન અધિક છે હે સુંદર વ્રતવાળા મુનિઓ એ રિતે માર્કંડેયને વર આપી બ્રહ્મા, સપ્તર્ષિસહિત અંતર્હિત થયા ત્યારથી સિદ્ધેશ્વરની પાસે સર્વે બ્રાહ્મણો બ્રહ્માની મૂર્ત્તિનું પૂજન કરે છે વળી ત્યાં જે વિપ્ર સંધ્યાવંદન કરે તે કાયિક, વાચિક અને માનસિક ત્રણ પ્રકારનાં પાપથી મુકાય છે વળી જે મનુષ્ય અનાથ (નિરાધાર) સુશીલ વિપ્રને સુશીલ ગુણવતી પોતાની કે પારકી કન્યાનું શ્રદ્ધાથી દાન કરે તેને અક્ષય ફળ મળે છે,

સૂત કહે છે—આ કન્યાદાનના વિષયમાં એક પુરાતન ઇતિહાસ કહું છું જેના સ્મરણ માત્રથી મનુષ્યનાં સઘળાં પાપ મટે છે.

પૂર્વે અર્ણનાશા નદીને તીરે ગુફામાં ફળ તથા કંદમૂળ ખાનાર એક શિયાળ રહેતો હતો તેણે એક દિવસ અર્ધરાત્રએ પાણી પીવા જતાં નદીના પ્રવાહમાં તણાતી પેટીમાં મૂકેલી રૂપ લાવણ્યથી શોભતી ગુણ લક્ષણવાળી એક રત્ન સરખી કન્યા દીઠી તેને જોઈ મનમાં વિચાર્યું કે આ કોઈયે મૂકી દીધેલી તે ભૂખ અને તરસથી પીડાએલી છે એવું કહી પોતે તેને બહાર કાઢી પણ તેનું ભક્ષણ કર્યું નહીં પછી દૈવયોગથી મનુષ્ય વાણિથી બોલ્યો કે હે કલ્યાણી, પુત્રી તું દૈવયોગથી મને મળી માટે મારી ગુફામાં ચાલ તારૂં ઘણા દિવસ હું રક્ષણ કરીશ હે નિષ્પાપ બાલિકે! તારી દુઃખણિની હું નાના પ્રકારના ફળોથી રક્ષા કરીશ એવાં વચનો કહી તેને સંતોષ આપી પાળવા લાગ્યો, એમ કરતાં ફળ કંદમૂળ અને પાનનું ભક્ષણ કરનારી રૂપ લાવણ્યવાળી તે કન્યા કાળે કરી મોટી થઇ યૌવન પામી તેને જોઇ શિયાળે મનમાં વિચાર કર્યો કે આ ગુણવાળી કન્યા હું કોને આપું એમ કરતા કોઇ એક વખતે તે વનમાં પાલખીમાં બેઠેલો અને કેટલાક પાળાથી વિંટાયલો રાજા સેનાસહિત આવ્યો તે બપોરને વખતે લોકો થાકી જવાથી વિશ્રાંતિ કરવા સિદ્ધનાથના મંદિર પાસે ઉતરી પરમ હર્ષથી બ્રહ્માને પ્રણામ કરી તે રાત્રિ ત્યાં રહયો; ત્યારે સવારમાં તે શિઆલ રત્નરૂપ કન્યાને લઇ આવી રાજાની પાસે જઈ મનુષ્ય વાણિથી કહેવા લાગ્યો કે હે શ્રેષ્ઠ રાજન્! સુંદર વર્ણવાળી આ કન્યાને તમે સ્ત્રીપણા માટે ગ્રહણ કરો તે સાંભળી વિસ્મયથી પ્રફુલ્લિત નેત્રવાળા રાજાએ બહુ સારૂં એમ કહી વિધિથી પાણિગ્રહણ કર્યું ત્યારે શિઆળે રાજાને કન્યાદાન આપી કહ્યું કે હે રાજન્ આ સુંદર કન્યા મને દૈવયોગથી મળી છે નદીના પ્રવાહમાં તણાતી પેટીમાંથી લઇ પાળિ પોષી મેં મોટી કરી તે આ બ્રહ્મા સપ્તઋષિ અને સિદ્ધનાથની સમક્ષ તે સિદ્ધેશ્વરની પ્રીતિઅર્થે મેં તમને આપી એવું કહી તે શિયાળ પોતાની ગુફામાં ગયો રાજા પણ તે સ્ત્રીને લઈ પોતાને ઘેર આવ્યો તે પછી કેટલોએક કાળ જતાં તે શિયાળ મરણ પામીને કન્યાદાનના પુણ્યથી મોટા યશવાળો પ્રજાને પાળવામાં તત્પર સૂર્યવંશમાં ઉત્પન્ન થએલો ચક્રવર્તી સગર રાજા થયો તે અવતારમાં પણ તેને પૂર્વ જન્મનું સ્મરણ રહ્યું તેથી તે પવિત્ર ક્ષેત્રમાં ઋષિને આશ્રમે આવી સિદ્ધનાથ આદિ શિવલિંગનું અને ઋષિતથા દેવતાઓનું

પૂજન કરતો હતો—સૂત કહેછે—હે વિપ્રો એ રિતે સર્વ પાપને મટાડનાર અને મનોવાંચ્છિત પૂર્ણ કરનાર કન્યાદાનનું ઉત્તમ માહાત્મ્ય મેં તમને કહ્યું.

ઋષિઓ કહે છે—હે સૂત સપ્ત ઋષિનાં જુદાં જુદાં નામ મને ક્રમથી કહો કારણ કે તે આખ્યાનો સાંભળી મને ઘણો આનંદ થાય છે. સૂત કહે છે—મરીચી, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ કૃતુ અને સાતમા વસિષ્ઠ એ સપ્ત ઋષિઓ કે જે સેવા અને સ્મરણથી પાપને મટાડનાર છે તેઓનું પતિવ્રતા અરૂંધતિ સહિત માર્કંડેયે સ્થાપન કરેલું છે.

ઋષિઓ કહે છે—હે સૂત જે દિવસે માર્કંડેયને બ્રહ્માએ લાંબું આયુષ્ય આપ્યું તે કેટલું તેની વ્યવસ્થા અમને કહો.

સૂત કહે છે—બે કરોડ પાંચલાખ સતોતર હજાર પાંચસે અડસઠ વર્ષો તેટલાજ માસ દિવસ ઘડી અને પળ તથા વિપળનું આયુષ્ય આપ્યું. ચૈત્ર સુદી એકમને શુક્રવારે બ્રહ્માએ પોતાના આયુષ્યના પ્રમાણ સરખું આયુષ્ય માર્કન્ડેયને આપ્યું "આઠહજાર યુગનો બ્રહ્માનો એક દીવસ છે. અને બે હજાર યુગનો એક યામ (પહોર) થાય છે. જેની અર્થાત્ પહોરની સીતેર કરોડ ઘડીઓ કહેલી છે. હે વિપ્રો એ રીતે બ્રહ્માના કાળનું પ્રમાણ કહેલું છે" (માર્કંડેયની આયુષ વિષે અમુક સંખ્યા બ્રહ્માએ આપી તે વિષે અનેક મત છે સપ્રમાણ આધાર સહીત ખુલાસો નહી મળતાં ઘણાં લોકો એમ કહે છે કે બ્રહ્માએ પોતાના પાંચ વર્ષનું આયુષ્ય આપ્યું હતું. તે વાત સાથે ઇંદ્રદ્યુમ્નની કથાના પ્રસંગમાં સાત કલ્પનું સ્મરણ કહેવાથી વિરોધ આવે છે તથા કેટલાએક જુના વિચારના વૃદ્ધો કહે છે કે સાત ઋષિએ એકેક સાત સાત કલ્પનું આયુષ્ય આપ્યું હતું. અર્થાત્ ઓગણપચાસ કલ્પનું આયુષ્ય આપ્યું હતું તથા તેટલુંજ અરૂંધતીએ ઓગણપચાસ કલ્પનું આયુષ માર્કંડને આપ્યું હતું. આ વાક્ય પતિવ્રતાના મહિમાને દર્શાવનાર છે. પણ સપ્તકલ્પના સ્મરણથી ઇંદ્રદ્યુમ્નની કથામાં તે વિષયનો સશય રહે છે. આયુષ્યના સશાસ્ત્ર નિશ્ચય માટે સંપૂર્ણ શોધ મળ્યો નથી-પરંતુ ચીરજીવી અનેક કલ્પની આયુષવાળા માર્કંડ હતા એ સિદ્ધ થાય છે.)

બ્રહ્માના એક દિવસમાં ચૌદમનુ બદલાય છે તેમાં હમણાં સાત ગયા અને સાત બાકી રહ્યા મહામુનિ માર્કંડેય જ્યારે તપ કરતા હતા ત્યારે બ્રહ્માની કૃપાથી તેજોમય થયા હતા તે મહામુનિએ ત્યાં સાતલિંગો સ્થાપ્યાં છે, શંકર પાર્વતીના વિવાહમાં બ્રહ્મવીર્યથી થએલા વાલખિલ્યો અને

બ્રહ્માના ચરણની રજથી થએલા વૈશ્યો તે ક્ષેત્રમાં રહેછે એ ઉત્તમ, આખ્યાન સઘળું મેં તમને કહ્યું હવે બીજું શું કહું જે પુરૂષ આ માર્કંડનું ઉત્તમ આખ્યાન સાંભળે તથા કન્યાદાનના ફળનું શ્રવણ કરે તે બ્રહ્મલોકમાં જાય છે અલ્પ આયુષ્યવાળો જે કોઇ પુરૂષ આ આખ્યાનનું શ્રવણ પઠન કરે તેને લાંબું આયુષ્ય, ઐશ્વર્ય અને સંતતિ મળે છે તથા તે મ્હોટા પાપથી મૂકાય છે.

अल्पायुर्लभते दीर्घमायुरैश्वर्यसंततिं ॥
श्रवणात्पठनाद्विप्रा महापापाद्विमुच्यते ॥ ९३ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જરભાષાંતરનો
ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ.

शौनक उवाच ॥ वालखिल्याश्रमे पुण्ये मार्कंडेयोमहामुनिः ॥
निजाश्रमपदं कृत्वा ततः किमकरोत्तदा ॥ १ ॥

શૌનક કહેછે.—તે પવિત્ર વાલખિલ્ય આશ્રમમાં મહામુનિ માર્કંડેયે પોતાનો આશ્રમ કર્યા પછી શું કર્યું તે કહો.

સૂત કહેછે.—ઘણા હર્ષથી આ માર્કંડનું ઉત્તમ આખ્યાન કહું તે સાંભળો. લાંબું આયુષ્ય મળ્યા પછી તેણે બ્રહ્મચર્યવ્રતમાં રહી ઘણાં વર્ષો સુધી તપ કર્યું ઉનાળામાં પંચાગ્નિ તાપવા લાગ્યા અને વર્ષા ઋતુમાં સ્થંડિલ ઉપર બેસી તપ કરતા હતા અને શિઆળામાં જલાશયમાં કંઠ સુધિ બુડી રહી તપ કરતા હતા તેમ કૃચ્છ્ર, અતિ કૃચ્છ્ર પર્ણ કૃચ્છ્ર, ફલભક્ષણ, ચાંદ્રાયણ, પારાક, તપ્તકૃચ્છ્ર અને બ્રહ્મકૂર્ચ આદિ વ્રતકરી આત્મયોગને જાણનાર પોતાના આત્મસ્વરૂપને બ્રહ્મરૂપમાં લીન કરનાર માર્કંડેયે, મન અને દેહની શુદ્ધિ કરી હતી. વેદ, વિદ્યા, તપ, યોગ અને સમાધિ આદિ ધ્યાનમાં તત્પર ધર્મને જાણનાર જૈમુનિએ દેહશુદ્ધિવિશે ધર્મશાસ્ત્રમાં અતિ વિસ્તારથી કહ્યું છે. ઋષિઓ કહેછે.—લોમ હર્ષણના પુત્ર હે સૂત તમે જે બ્રહ્મકૂર્ચવ્રત કહ્યું તે અમો સવિસ્તર સાંભળવા ઇચ્છિએ છીએ. સૂત કહેછે.—સૂતકિનું, શૂદ્રનું, અન્ન જો કદિ પ્રમાદથી ખવાયું હોય તો બ્રહ્મકૂર્ચવ્રત કરવાથી ત્રણેયની શુદ્ધિ થાયછે. અગમ્ય ગમન કરવાનું, અભક્ષ ભક્ષણ કરવાનું અને અપેયનું પાન કરવાથી થએલું પાપ પણ બ્રહ્મકૂર્ચ વ્રતથી મટેછે અજવાળી અથવા અંધારી ચૌદશે અહોરાત્ર ઉપવાસ કરી બ્રહ્મકૂર્ચ વ્ર-

કરાયછે, ત્વચા અને હાડથી થએલું પાપ જે હમેશાં શરીરમાં રહેછે તે પણ બ્રહ્મકૂર્ચના ઉપવાસથી તત્કાળ મટેછે.

પોતે કરેલું અને માતાપિતાએ કરેલું તથા સ્ત્રીપુત્રે કરેલું પાપ પણ બ્રહ્મકૂર્ચથી મટેછે. પુનમને દિવસે ક્રમેકરી મંત્રથી પવિત્ર કરેલા પંચ ગવ્યનું વિધિપૂર્વક ભક્ષણ કરવું એ રિતે બ્રહ્મકૂર્ચમાં વિધિ કહ્યોછે હે વિપ્રો ! દુર્ભાગ્યને મટાડવા પક્ષને અંતે અથવા માસને અંતે વિધિપૂર્વક બ્રહ્મ કૂર્ચ કરવું જે સાવધાન પુરૂષ તે બ્રહ્મકૂર્ચ કરે તે સર્વ પાપથી મુક્ત થઇ બ્રહ્મલોકમાં જાયછે. મહીને તે વ્રતને કરનાર મનુષ્ય પણ સર્વ પાપથી મુકાય છે હે શ્રેષ્ઠ બ્રાહ્મણો ! તેનો વિધિ કહું તે સાંભળો જે વ્રત એકવાર કરવાથી પણ મનુષ્ય નિષ્પાપ થાય છે સ્નાન કરી પવિત્ર થઇ એકાગ્ર ચિત્તથી વિષ્ણુનું પૂજન કરી ચૌદશના અહોરાત્રનો ઉપવાસ કરવો સવારે પોતાનું નિત્ય કર્મ કરી પુનમને દિવસે ગૌમૂત્ર, દહીં, દુધ, ઘી અને છાણ એ પંચગવ્ય પાવત્ર અને કાયાને શુદ્ધ કરનાર છે તેમાં દર્ભે કરી હલાવેલું જલ નાખવું ત્રાંબા વર્ણિ (માકડી) ગાયનું મૂત્ર લેવું, ધોળિ ગાયનું છાણ લેવું, પીળી સોના વર્ણિગાયનું દુધ લેવું તથા કાળી ગાયનું દહીં અને રાતી ગાયનું ઘી લેવું એટલા વર્ણવાળી ગાયોનું પંચગવ્ય મળે નહીં તો કપિલા ગાયનાં પંચ-ગવ્ય લેવાં આઠ માસા ગૌમૂત્ર, સોળમાસા છાણ બારમાષ દુધ એકપલ દહિ આઠપલ ગૌમુત્ર આઠપલ ઘી તેનું અર્ધું દર્ભયુકત જળ એક પળ ગૌમૂત્ર લઇ અંગુઠાના અગ્રભાગ જેટલું છાણ ત્રણપલ દુધ પાંચપલ દહીં અને ઘી પણ દુધ પ્રમાણે પાંચપળ લેવું તેમાં થોડું કહેવા માત્ર દર્ભવાળું જળ લેવું તે ઉત્તરોત્તર ચડતે ભાગે અથવા ઉતરતે ભાગે અથવા સરવે સરખા ભાગ લેવા ગાયત્રીમંત્રે કરી ગૌમૂત્ર માનસ્તોકે એ મંત્રથી છાણ લેવું, આપ્યા યસ્વ એ મંત્રથી દુધ, દધિક્રાવ્ણો એ મંત્રથી દહીં, તેજોસિ શુક્રમાંસિએ મંત્રથી ઘી અને દેવસ્યત્વા એ મંત્રથી દર્ભ જલ લેવું તેને ત્રાંબાના પાત્રમાં, એકઠાં કરી દર્ભથી હલાવી તે તેમંત્રેકરી સમિધનો અગ્નિમાં હોમ કરવો કલ્યાણની ઇચ્છાવાળા દ્વિજે સાત પાનવાળા અને અણિશુદ્ધ અર્થાત્ જેના અગ્રભાગ કપાયા નથી તેવા પોપટવર્ણા દર્ભે કરી હોમ કરવો માનસ્તોક એ મંત્રે કરી ત્રણ ત્રણ વ્યાહૃતિ કહી વિધિથી પુનમને દીવસે હોમ કરવો. ઓંકારેકરી તે પંચગવ્ય હલાવવું અને ઓંકારથી અભિમંત્રણ કરી પ્રણવનું સ્મરણ કરતાં નિત્ય પ્રણવનો જપ કરવો હોમવામાં, દોધામાં

પૂજામાં પાકમાં, પીરસવામાં અને પિતૃતર્પણમાં ત્રાંબામાં[1] પડેલું ગોરસ દૂષિત થતું નથી તે પાત્રમાંથી પ્રણત્ર ભણી બહાર કાઢી પ્રણત્રનો ઉચ્ચાર કરી તે પંચગવ્ય પીવું ખાખરાના વચલા પાનનો ભોજનમાં કે પીવામાં ઉપયોગ કરવો નહીં અથવા કમળના પાનથી પણ પંચગવ્ય પીવાયછે હે બ્રાહ્મણો કાર્તિકમાસની કૃષ્ણ પક્ષની ચૌદશે અથવા પુનમને દીવસે સત્રા-રમાં સ્નાન કરી દેવપૂજન કર્યા પછી સોનાના પાત્રમાં, કે ત્રાંબાના પાત્રમાં કે બ્રહ્મતીર્થમાં પંચગવ્યનું પાન કરવું ત્યાર પછી તેની સમાપ્તિમાં બ્રાહ્મણોને જમાડી વ્રતવાળા મનુષ્યે વાણીને નિયમમાં રાખી ભોજન કરવું, આવિ-ધિથી બ્રહ્મકૂર્ચ વ્રત કરનાર માણસનાં સર્વ પાપનો નાશ થાય છે. બાલ્યાવસ્થા કુમારાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થામાં કરેલાં સર્વ પાપ, આ બ્રહ્મકૂર્ચના અપવાસ કરવાથી મટેછે મનમાં ભક્તિ રાખનાર પુરૂષ આ વ્રત કરવાથી બ્રહ્મલોકને પામેછે.

**ઋષિઓ કહે છે**—હે સૂત ઉપકાર કરનારની ઉપર જે પ્રતિઉપકાર કરે નહી તે જગતના પ્રલય સુધી નરકમાં રહેછે એરિતે સપ્તઋષિઓએ માર્કંડને દીર્ઘાયુ કરી કહ્યું હતું માર્કંડેયે તે મુનિનો પાછો શું ઉપકાર કર્યો તે કહો.

**સૂત કહે છે**—સાધુઓ, યતિઓ અને પરોપકારી પુરૂષો ઉપકાર કરી પાછા તેના પ્રતિ ઉપકારની ઇચ્છા કરતા નથી કારણ તે નિઃસ્પૃહ સત્ પુરૂષો પરોપકાર કરવા માટેજ જનમ્યાછે તેને પ્રતિઉપકારની ઈચ્છા કોઇ કાળે થતી નથી ઘણું કરી જે સાધુપુરૂષો છે તેઓ પરોપકારમાં કુશળ છે જોકે સૂર્ય પોતાની કિરણોથી સર્વ જગતને પ્રકાશિત કરેછે તો પણ ઊંચા પર્વ-તોની શિખરપર પરોપકારી મેઘ અને વૃક્ષોજ છાયા કરેછે, માટે તેજ મ્હોટા કે જે પરોપકાર કરેછે તેમ મુનિવર્ય મૃકંડ ઉપર સપ્તઋષિઓએ ઉપકાર કર્યો પણ ફરી તેના પ્રત્યુપકારની મુનિઓને ઈચ્છા નહોતી તથાપિ તપ અને અધ્યયનથી મૃકંડે તેને ઉપકાર કર્યો તે દિવસથી આરંભી શ્રાવણની પુનમે પ્રતિવર્ષે બ્રાહ્મણોયે તે મૃકંડની આજ્ઞાથી ભક્તિપૂર્વક સપ્ત ઋષિનું પૂજન કરે છે, તરપણને આદિલઇ ઋષિનાં સૂક્તો, અને વેદમંત્રોએકરી બ્રહ્મતેજ વધે છે કાળ વિના સંધ્યા વંદનથી કુત્સિત અન્નના ભક્ષણથી પ્રદોષ આદિ અનધ્યાયમાં ભણવાથી ગ્રહગ્રહ (આપક્તિ) થીઋતુ વિના સ્ત્રી સેવ-નથી અને ગુરૂ નિંદાથી જે પાપ થાય છે તે સઘળાં ઋષિતર્પણથી મટેછે

1 આ ચાલ દ્રાવિડ તૈલંગમાં છે. શ્રી વલ્લભ સંપ્રદાયમાં તેમ થતું નથી.

અને સપ્ત ઋષિના પૂજનથી બ્રહ્મતેજની વૃદ્ધિ થાય છે તેનાં નિર્માલ્ય લઇ માથે ચડાવવાથી વર્ષ પર્યંત રોગથી રહિત રહે છે તેમજ ભાદરવા માસની પાંચમથી આરંભી ત્રણ દિવસ સુધી નૃત્ય ગીત અને વાજીંત્ર પૂર્વક ચંદન, ફુલ, ધૂપ, દીપ, નૈવેદ્ય અને આરતી વિગેરેથી દેવતાનું પૂજન કરે છે ઉજ્વળ કંસારથી અને સ્રીઓ પાસે વર્દ્ધાપન આદિ વર્ષે વર્ષે કરાવવું, પુત્ર મિત્ર અને ધનની ઇચ્છા રાખનારાં જેઓ આ ઉત્તમ મારકંડાખ્યાનનું ભકિત્તથી શ્રવણ કરે તે સર્વ પાપથી મુકત થઇ લાંબા આયુષ્યને પ્રાપ્ત થાય છે.

यः श्रृणोति नरो भक्तया मार्कंडाख्यानमुत्तमं ॥
सर्वपापविनिर्मुक्तो दीर्घायुष्टमवाप्नुयात् ॥ ५३ ॥

ઈતિ શ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્ય ખંડના ગુર્જર ભાષાંતરનો
मार्कंडेयोपाख्यान નામે વિશમો અધ્યાય સંપૂર્ણ.

---

ऋषयऊचुः ॥ वालखिल्याश्रमे पुण्ये यानि तीर्थानि सुव्रत ॥
यानि लिंगान्यनेकानि पुण्यदानि महामते ॥ १ ॥

ઋષિઓ કહેછે—હે મહામતિસૂત તે પવિત્ર વાલખિલ્ય આશ્રમમાં પુણ્યદાયક જે અપાર શિવલિંગો તત્કાલ સિદ્ધિ આપનારાંછે તે અમને કહો.

સૂત કહેછે—હે વિપ્રો તે આશ્રમમાં સ્થાપેલાં સર્વ શિવલિંગ મનોવાંછિતને પૂર્ણ કરનારાંછે તે સઘળામાં સિદ્ધનાથનું લિંગ મનુષ્યોને કળિયુગમાં સમૃદ્ધિ પુષ્ટિ અને કલ્યાણ આપનારૂં છે. તેથી પશ્ચિમે મારકંડના સ્થાપેલા મારીચ નામના બ્રહ્માછે ગણેશના વામ દ્વારમાં અરૂંધતી નામે પતિવ્રતા છે, તે દક્ષિણ દિશાએ સ્થાપેલાંછે, પૂર્વમાં મરીચિનું સ્થાપિત લિંગછે. પશ્ચિમમાં વસિષ્ટ છે. મરીચિથી દક્ષિણ દિશાએ અંગિરા અને અત્રિછે મારકંડેય અને મૃકંડ પૂર્વ પશ્ચિમમાંછે, હે દ્વિજો કાત્યાયનિ પાર્વતી પૂર્વ મુખે છે, અને પૂર્વ દિશામાં બ્રહ્માએ સ્થાપેલી વિષ્ણુની મૂર્તિછે, મારીચિથી અગ્નિખૂણામાં પુલસ્ત્ય અને પુલહછે ભૃગુથી પશ્ચિમ દિશાએ બ્રહ્મા અને સાવિત્રીછે મારકંડેયથી ઉત્તરે ગણપતિ સહિત માત્રિકાઓ છે. તેની પાસે પાપને મટાડનાર દુર્વાસા મુનિ છે, સાત ઋષિની સન્મુખ સર્વ દેવગણથી વીંટાએલા પાર્વતીપતિ મહાદેવ ત્યાં પશ્ચિમાભિમુખ રહ્યા છે. ગયાની વાવથી અધિક પવિત્ર એવી ધર્મશિલા તેની પાસેછે જે કોઇ મનુષ્ય, સાયંકાળે એ સિદ્ધનાથનું ધ્યાન કે દર્શન કરેછે તેને આ લોક પરલોકમાં સર્વ સિદ્ધિ મળેછે જે સિદ્ધનાથના આરાધનથી હજારો દેવતાઓ, યક્ષો, પિશાચો, ગંધર્વ, નાગ, રાક્ષસો, મુનિઓ,

બ્રાહ્મણો, વૈશ્યો અને શૂદ્રો, તથા બીજા કેટલાએક લોકો તત્કાળ પરમસિદ્ધને પામ્યાછે બીજે સ્થલે એક વર્ષ સુધિ પૂજન કરવાથી જેટલું ફળ મળે તેટલું આ સિદ્ધનાથના એક વાર પૂજનથી મળે છે.

ચૈત્ર માસની અજવાળી ચૌદશને સોમવારે ચૌદમા નક્ષત્ર અને યોગમાં અને ચૌદમાં મુહૂર્તમાં જે પુરૂષ સિદ્ધનાથને દોલમાં બેસાડી શિલોંચ્છ સહિત હિંચકાવે તે કદી બ્રહ્મઘાતી, મદ્યપાની, સ્ત્રીને હણનાર અને ગુરૂશય્યામાં ગમન કરનારા જેવો મહાપાપી હોય તોપણ સિદ્ધનાથને દોલન કરવાથી સ્વર્ગલોકમાં જાય છે.

સૂત કહેછે—આ સ્થળે પુરાતન ઇતિહાસ કહું તે સાંભળો, દોલમાં હિંચકાવવાથી પૂર્વે એક વાનરાને મહોટું પુણ્ય થયું હતું, દોલામાં બેઠેલા સિદ્ધનાથનું દોલન કરવાથી તે પરમસિદ્ધિને પામ્યો હતો. હે મુનીશ્વરો દોલાસનમાં વિરાજેલા સિદ્ધનાથનું દોલન કરવા દેવતાઓએ પૂર્વે એક હિંડોળો કરી રાખ્યો હતો, ચૈત્ર માસના શુક્લ પક્ષમાં ચૌદશને સોમવારે ત્વષ્ટાના નક્ષત્રમાં હર્ષણ નામના યોગમાં ચૌદમે મુહૂર્તે સારો યોગ થતાં જે કોઇ પુરૂષ શિવને હિંચકાવતા હતા તે શાખા ઉપર બેઠેલા વાનરે જોયું પોતાના જાતિચંચલપણાથી તે વાનરો નિત્ય શિવને હિંચકાવવા લાગ્યો ત્યાર પછી ઘણે દિવસે મરણ પામી સુંદર એવા ચંદ્રવંશમાં પૂર્વ જન્મનું સ્મરણ કરનાર શિવભક્તિમાં પરાયણ અરિમર્દન નામે વિખ્યાત રાજા થયો નિષ્કંટક એવા બાપદાદાના રાજ્યોને પામી તે રાજા પ્રતિવર્ષે વાલખિલ્ય આશ્રમમાં ચૈત્રની અજવાળી ચૌદશે કદી નક્ષત્ર યોગ વિગેરે હોય નહીં તોપણ નિત્ય પ્રભાતે તે શિવલિંગને હિંચકાવવા લાગ્યો એ વિના બીજું કાંઈ પણ કરતો નહોતો. માત્ર પ્રભાતે આવી શિવની દોલન સેવા કરતો હતો એક દિવસે વાલખિલ્ય મુનિઓ સિદ્ધનાથનું પૂજન કરવા આવ્યા, તેઓને જોઇ ભક્તિ અને શ્રદ્ધા સહિત હાથ જોડી પ્રણામ કરી બે ઘડી પોતે ઉભો રહ્યો, તે પછી તે મુનિઓનું પૂજન કરી ઘણા પ્રકારના ધર્મો, વિવિધ પ્રકારની કથાઓ અને મોક્ષ ધર્મ સહિત રાજધર્મો પૂછ્યા ત્યારે તે મુનિઓ કહેવા લાગ્યા.

વાલખિલ્યો કહેછે—હે રાજન્ તું ઘણે દૂરથી આ આશ્રમે આવી પ્રતિવર્ષ શિવને કેમ હિંચકાવે છે ! તીર્થમાં સ્નાન કરતો નથી કે શિવલિંગનું પૂજન, શ્રાદ્ધ અને દાન આદિ કાંઇ પણ સતકર્મ ન કરતાં મનુષ્યોને પણ બોલાવતો નથી, આટલે દૂર આવી શિવનું આંદોલન કરવાથી શું ફળ મળેછે તે તારા જાણવામાં હોય તો ગુપ્ત ન રાખતાં કહે.

સૂત કહેછે—એવાં તેનાં વચન સાંભળી ઘણો વિચાર કરી અરિમર્દન રાજા કહેવા લાગ્યો હે શ્રેષ્ઠ મુનિઓ આ કોઇને કહેવા યોગ્ય નથી અને ગુમ છે તોપણ આપની પાસે મારે સારી રીતે કહેવું યોગ્યછે આ શાળુકે વન કે જે મુનિઓના નિવાસસ્થાન રૂપ છે તેમાં પૂર્વે હું વાનર જાતિમાં જન્મ્યો હતો. જાતિના ચંચલપણાથી આ અર્ણનાશા નદીના તીર પર રહેલા જળાશયવાળા વનમાં ફળ મૂળોનું ભક્ષણ કરનાર હું નાના પ્રકારના વૃક્ષોમાં રહેતો હતો ત્યારે એક દિવસે ચૈત્ર માસની અજવાળી ચૌદશને સોમવારે સઘળા સારા યોગમાં હું સિધ્ધનાથની પાસે આવ્યો ત્યારે દેવતાઓ હીંડોળામાં બેસાડી મહાદેવને હિંચકાવતા હતા તેઓ ગયા પછી મેં પણ મારા જાતિસ્વભાવને લીધે તે દોરી તાણી વારંવાર હિંચકા નાખ્યા, તે પુણ્યના મહિમાથી સુકૃતિના કુળમાં જન્મી આવા શત્રુ વિનાના રાજ્યને હું પામ્યો છું; ધન, હાથી અને ઘોડા આદિસમૃદ્ધિ તે સેવાથી મળીછે ચંદ્ર વંશમાં જન્મી હું અરિમર્દનનામે વિખ્યાત રાજા થયો. હે વિપ્રો એ રીતે અજાણ્યા પણ દોલન કરવાથી મને મહોટી સિદ્ધિ મળી તેથી સર્વ કામનાને આપનાર આ સિદ્ધનાથની મને પ્રત્યક્ષ પ્રતીતિ મળી છે, પૂર્વ વાસનાના યોગેકરી મને જાતિસ્મરણ રહ્યુંછે તેથી આ દેવના દેવ મહેશ્વર સિદ્ધનાથનું આંદોલન કરૂંછું, રાગ દ્વેષથી રહિત હે મુનિશ્વરો આ આંદોલનનું માહાત્મ્ય અને મારા પૂર્વજન્મનું વૃત્તાંત જે તમે મને પૂછ્યું તે કહી સંભળાવ્યું. એમ કહી રાજા પોતાને આશ્રમે ગયો; દોલનું માહાત્મ્ય સાંભળી હર્ષ પામેલા સર્વ બ્રાહ્મણો સર્વ કામનાને સિદ્ધ કરનાર સિદ્ધનાથનું પૂજન કરવા લાગ્યા માટે વાલખિલ્ય આશ્રમમાં સિદ્ધનાથ મહાદેવ, મનુષ્યોને ભક્તિ મુક્તિ અને સર્વ સિદ્ધિ આપનાર છે જેનું ધ્યાન, પૂજન અને દર્શન કરવાથી તત્કાળ સિદ્ધિ મળેછે એમાં સંશય નથી. અતિ તેજસ્વી અઢાર હજાર ઋષિઓ તેનીજ કૃપાથી ગૃહસ્થાશ્રમને પામી પરમ સિદ્ધ થયા, એટલામાટે હે વિપ્રો તે સિદ્ધેશ્વર ત્રૈલોક્યમાં વિખ્યાત છે માટે તેના પૂજનથી સઘળા બ્રહ્માંડના દાન જેટલું પુણ્ય મળેછે.

अतःसिद्धेश्वरं लिंगंविख्यातं भुवनत्रये ॥
ब्रह्मांडं सकलं दत्वा यत्पुण्यमिहजायते ॥
तत्पुण्यं लभते नूनं सिद्धनाथस्य पूजनात् ॥ ७ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્ય ખંડના ગુર્જર ભાષાંતરનો
સિદ્ધનાથના ઉપાખ્યાન નામેં એકવીશમો અધ્યાય સંપૂર્ણ.

—◇—

सूतउवाच ॥ सिद्धेशादग्निकोणेतु बलीशः परिकीर्त्तितः ॥
वलिना स्थापितं लिंगंपातालंगच्छतापुरा ॥ १ ॥

સૂત કહેછે—સિદ્ધનાથથી અગ્નિ ખૂણે બલીશ છે, જેનું પાતાળમાં જતી વખતે પૂર્વે બલી રાજાએ સ્થાપન કરેલું છે તે બલીશ સર્વ પાપનો નાશ કરનાર છે જેના દર્શનથી તત્કાળ સર્વ કષ્ટ મટે છે.

શૌનક કહેછે—મહા બળવાન બળી કેનો વંશમાં થયા હતા અને તે કોના પુત્ર કે જેણે વાલખિલ્ય આશ્રમમાં શિવલિંગ સ્થાપિત કર્યું લોકને જીતનારા વિષ્ણુએ તેને શા માટે બાંધ્યો હતો. તથા તેણે શોઅપરાધ કર્યો હતો, લોમહર્ષણના પુત્ર હે સૂત તે બળીના સ્થાપેલા ઉત્તમ લિંગનું મહોટું, આશ્ચર્યકારક આખ્યાન વિસ્તારથી કહો.

સૂત કહેછે—હે મુનીશ્વરો પૂર્વે જે રીતે મેં વેદ વ્યાસના મુખથી સાંભળ્યું છે તે રીતે બલી અને બલીશનું આખ્યાન કહુંછું. મહા બળવાન નરસિંહ, હિરણ્ય કશિપુને હણી ઇંદ્રને ત્રૈલોક્ય આપી સ્વધામે ગયા, તે હિરણ્ય કશિપુના પુત્ર પ્રલ્હાદ હતા તેના પુત્ર વિરોચનનો પુત્ર બળીરાજા, અતિ બળવાન હતો તેણે પૃથ્વીને એક છત્રપણે સ્વાધીન કરી ભોગવવા માંડી ત્યારે પૃથ્વીમાં ખેડયાવિના પાક થતા વરસાદ ઘણો વરસતો હતો તેથી પૃથ્વી ઘણા જળવાળી ધાન્યોથી શોભતી હતી ફુલ ઘણાં સુગંધી થતાં હતાં, ફળો રસવાળાં થતાં હતાં અને વૃક્ષો ડાળ સુધી ફળતાં હતાં અને પાંદડે પાંદડે મધ ટપકતાં હતાં બ્રાહ્મણો ચાર વેદને જાણનાર હતા, સઘળા ક્ષત્રિયો યુદ્ધમાં કુશળ હતા, વૈશ્યો ગાયનું પાલન કરી સેવા કરતા હતા, અને શૂદ્રો સર્વ વર્ણની સેવામાં પ્રીતિથી વર્તતા હતા, હૃષ્ટપુષ્ટ લોકોવાળા સદા આનંદમય મહેનતુ અને ઉદ્યોગી સદાચારમાં પરાયણ સઘળા દેશો સાત પ્રકારની ઇતિ જેમકે અતિ વૃષ્ટિ, અનાવૃષ્ટિ, ઉંદરો, તીડ, પક્ષીઓ પોતાના દેશમાં ઉત્પાતઅને પર ચક્ર (બીજા રાજાઓના હુમલા)એ સાત પ્રકારની ઇતિઓ અને વ્યાધિથી રહિત હતા તથા કંકુ કેશર અને અગર ચંદનથી લીંપાએલા અંગવાળા સારા વેશથી શોભતા સારી રીતે શણગારેલા દારિદ્રય દુઃખ અને મરણાદિ પીડાથી રહિત લાંબા આયુષ્યવાળા લોકો હતા જેના ઘરમાં ભીંતોપર રત્નો જડયાં હતાં તેથી દિવસની પેઠે રાત્રિએ પણ ઘણો પ્રકાશ થતો હતો જેમ દેવતા સ્વર્ગમાં વિચરે તેમ સ્વર્ગ સરખી પૃથ્વીપર સર્વ મનુષ્યો સુખથી વિચરતા હતા; રાજા બળીના રાજ્ય સમયમાં નિત્ય વિવાહનાં વા-

જિત્રોથી નગરો ગાજી રહ્યાં હતાં અને યજ્ઞના યૂપોથી પૃથ્વી ચોતરફ શોભી રહી હતી; ઇંદ્ર જે રીતે સ્વર્ગમાં રાજ્ય કરેછે તે રીતે બળી રાજા પૃથ્વીપર રાજ્ય કરતો હતો જેણે યજ્ઞોએકરી દેવતાઓને સંતુષ્ટ કરયા તેથી દેવદાનવને માંહોમાંહી યુદ્ધ થતું નહીં પોતે એક ચક્રવર્ત્તિ રાજા રાજ્ય કરતો તેથી બીજા રાજાઓ સાથે ક્લેશ કે યુદ્ધનો પ્રસંગ આવતો નહોતો. સ્વાભાવિક વેર જેવાં કે સિંહ અને હાથી સર્પ અને નોળ, બીલાડાં અને ઉંદર આદિ પશુ પક્ષીઓ પણ વૈરરહિત થઇ વર્તતાં હતાં તેથી સર્વ જગત મૈત્રી ભાવને પામ્યું હતું.

એક દિવસે ત્રૈલોક્યમાં ફરતા વીણા વગાડતા નારદમુનિ નંદન વનમાં આવ્યા પણ કોઇ સ્થળે યુદ્ધ તેના જોવામાં આવ્યું નહીં, ત્યારે વિષ્ણુની માયાથી મોહ પામેલા પ્રભુના મનરૂપ નારદના મનમાં મ્હોટી ચિંતા થઇ, તેથી વિચાર કરવા લાગ્યા કે સ્નાન અને તરપણથી મારે શું પ્રયોજન, જપ અને હોમથી મારે શું કામ! મારો વિચાર કાંઇક બીજોજ છે જે દંતોશળ અથડાય ભાંગી પડે એ રીતે હાથીઓ યુદ્ધ કરે ત્યાંજ સ્નાન કરવું, હણાએલાં ધડોથી ઢંકાએલી પૃથ્વી શોભે ત્યાંજ સંધ્યા, ભાલાઓના ઘાથી ભેદાયેલા હાથીના કુંભસ્થળમાંથી નીકળેલા લોહીની નદીઓમાં રાક્ષસો તૃપ્ત થાય તે તરપણ મને પ્રિય છે. અને રણમાં હણાયેલા ક્ષત્રિયો જ્યાં ગણાય તેજ જપ, જ્યાં રણરૂપિ અગ્નિમાં હાથી ઘોડા અને શૂરવીરો હોમાય તેજ હોમ, ત્રૈલોક્યમાં વખાણવા લાયક મને ગમે. જેનાં માથાં, પગ અને હાથ કપાઇ ગયેલા છે તેવાં લટકતાં અંગોથી જે સ્થળે ભૂમિતળ પૂજાય તેજ મારૂં દેવપૂજન, સ્વર્ગમાં રહેલા દેવતાઓની સાથે મારે શું કામ છે, તથા પૃથ્વીપર રહેલા મનુષ્યો અને પાતાળમાં રહેલા નાગથી મારે શું જરૂર છે. જો તે પરસ્પર યુદ્ધ કરતા ન હોય તો મને શું? માટે ઇંદ્ર ઉપેંદ્રથી એવું કરાવું કે બળી રાજા ભૂતળથી રસાતળમાં જાય. આ મારૂં સત્ય વચન છે, જ્યારે જીવિતથી અને સત્યથી આ બળી રજા વિષ્ણુને પ્રસન્ન કરશે ત્યારે તે ઇંદ્ર થશે, અને ઈંદ્ર પણ વૃત્રાસૂરને હણ્યા પછી રાજ્યથી ભ્રષ્ટ થશે, તે સુપથ ક્ષેત્રમાં જઇ શિવના પૂજને કરી બ્રહ્મ હત્યાથી મુક્ત થશે. આ મંત્ર જપે કરી મારા ઉદરની વેદના શાંત થશે એવો વિચાર કરી નારદ તત્કાળ નંદનવનમાં ગયા. જ્યાં સિંહાસન ઉપર બેઠેલા ઇંદ્રને દેવતાઓ ચોતરફ વિંટાએલા છે દેવ સુંદરી રંભાના નૃત્યને જોતા ઇંદ્રે નારદને આવતા જોયા

અને મનમાં વિસ્મય પામી વિચાર કરવા લાગ્યો કે અહો આજ નારદ મહારાપર કંઈક સંકોપ થયા દેખાય છે, કારણ કે નૃત્ય જોઇ નૃત્ય કરતા નથી. અને ગાયન સાંભળી કાંઇ પણ ગાતા નથી તેમજ તાલના માનથી કાંઈ વજાડતા પણ નથી એ રીતે ઇંદ્ર ચિંતા કરવા લાગ્યો તેટલામાં નારદે આવી જળનું પ્રોક્ષણ કર્યું તે જોઈ સિંહાસન મૂકી સામો ઉભો થઈ આવો પધારો એમ કહી પ્રણામ કરી નારદને કહેવા લાગ્યો. મહારાજ મારે અર્થે ભલે પધાર્યા મહોટી કૃપા કરી આપ કયાંથી, આપનાં સ્નાન, સંધ્યા, પૂજન અને હોમમાં કુશળતા છે ! એવાં ઇંદ્રનાં વચન સાંભળી નારદ હસીને બોલ્યા જો એ મારાં થતાં હોય તો મારે બીજાથી શું પ્રયોજન છે. હે સ્વર્ગના અધિપતિ ! આ તારૂં જોવા યોગ્ય સ્થાન જોવાને મારી ઇચ્છા થતી નથી કારણ જ્યાં સુધી બળીનું રાજ્ય છે, ત્યાં સુધી તારી સાથે કાંઇ પ્રયોજન નથી સુર્ય આદિ સર્વ ગ્રહો કાળના માનથી જોડાએલા છે, આહુતિથી તૃપ્ત કરેલા મેઘ હર્ષથીપૃથ્વીપર વરસે છે કોઇનું રોગથી મરણ થતું નથી ઘણો ધર્મ વધવાથી યમરાજને પણ પીડાછે એ રીતે બળી રાજા ત્રૈલોક્યનું રાજ્ય ભોગવે છે હે ત્રૈલોક્યના નાથ હે મહોટા રાજા હે સંગ્રામ વિદ્યામાં કુશળ ! બળી રાજા. આપ સિંહાસને પધારો ત્રૈલોક્યની રાજલક્ષ્મીના કુચનેવિષે કામનાવાળા હે બ્રહ્મા, હે કૃષ્ણ, હે મહાદેવ, હે ઇંદ્ર, હે સૂર્ય, અને હેકુબેર, હે દેવાધિનાથ, હે સુરના અધિપતિ એવા શબ્દોથી ચારણો બળીની સ્તુતિ કરે છે. તથા મદોન્મત્ત એવા દૈત્યો તે બળીનાં વખાણ કરે છે અને યુદ્ધ વિના હસેછે, હાથીઓ પણ સંગ્રામવિના ચિત્કાર કરેછે. હે સુરેંદ્ર ! પુરૂષો રથમાં બેસી ફરે છે, સેનાપતિઓ ઘરમાં સ્ત્રીઓ સાથે રમણ કરેછે, યજ્ઞ અગ્નિના ધૂમથી આકાશ છવાઈ રહ્યું છે, અને પૃથ્વી સોનાના ફુલથી વ્યાપ્ત થઇ રહેલી છે, એ રીતે બળી રાજાનું સ્થાન દૈત્યના સમૂહથી શોભી રહ્યું છે, તે બળી પણ તને સુરના અધિપતિને જાણતો નથી સર્વે દેવતાઓ બળીના યજ્ઞમાં ભોજન કરે છે આ તારૂં સ્થાન મને શૂન્ય ભાસેછે માટે હે દેવના અધિપતિ ! મેં તને આ સાચું કહ્યું માટે તેવિષે તારે પોતાને વિચાર કરવો હોય તે કર ! રંગ મંડપમાં રંભા શોભતી નથી, મેનકા તને માનતી નથી, હે સુરેશ્વર ! તિલોત્તમા તને તિલ માત્ર પણ ગણતી નથી, બાકી રહેલી ઉર્વશી પણ સુકેશી સાથે બોલ્યા કરેછે, અને મંજુઘોષા તને વાંકું મુખ કરી જુએછે બળી રાજા વિના પુલોમા નામનો દૈત્ય રોમાંચિત થતો નથી આ ઇંદ્રાણી પણ ભયભીત

થઇ બલીની પાસે જઈ સ્તુતિ કરે છે; હું, પર્વતમુનિ, હાહા હુહુ નામના ગંધર્વ ગણ અને તુંબરૂ પણ બળીના રાજ્યને વખાણીએ છીએ એ રીતે મેં શિવની પાસે સાંભળ્યું, ઘીની આહુતિથી સંતુષ્ટ થયેલા ઋષિઓ પણ બ્રહ્મલોકમાં બ્રહ્માપાસે તે બલીની પ્રશંસા કરે છે, તે મેં તને કહ્યું, બૃહસ્પતિ જે કહે છે તે હું તને કહેતો નથી, પરંતુ ઇંદ્રાણી પણ બળીરાજાને બળીઓ જાણી તેને ચિત્રમાં જોયા કરેછે એવાં વાક્ય સાંભળી તત્કાળ કોપથી પ્રજ્વલિત થયેલો ઇંદ્ર, ત્યારે ઐરાવત ક્યાં છે ? વજ્ર ક્યાં ગયું ! સારથી ! કવચ, ખડ્ગ સજ્જ કરી રથને સત્વર જોડય, સૂર્ય રથમાં બેસી જાઓ, વાયુદેવ હાથી પર બેસો, રુદ્ર વૃષભઉપર બેસો, અને સૂર્યપુત્ર શનૈશ્વર તથા યમરાજા પાડા ઉપર બેસો; મેઘગણ સંગ્રામમાં વાજીંત્ર વગાડો, ચંડિકા અને ગણેશ પણ ઉતાવળથી યુદ્ધમાં જવા તૈયાર થાઓ એ રિતે યશવાળી દેવસેના કે જેનું ચંદ્ર, ઈંદ્ર, વિષ્ણુ વરૂણ અને સૂર્ય પાલન કરી રહ્યા છે તથા નાના પ્રકારનાં અસ્ત્ર, શસ્ત્રોથી હજારો હાથ જેમાં ઉઘાડા હથીઆરોથી ચમકી રહયા છે એવી દેવસેના સજ્જ થઈ શત્રની સેના સામી ચાલવા લાગી એ રિતે ક્રોધ પામેલા ઇંદ્રને જોઈ ઋષિની મધ્યે બેઠેલા ઉદારબુદ્ધિ બૃહસ્પતિ કે જેરાજનીતિમાં કુશળ છે તે સમયને ઉચિત કહેવા લાગ્યા.

બૃહસ્પતિ કહે છે.—પૂર્વે મનુરાજાએ સામ, દામ, વિધિ અને દંડ આદિ ચાર પ્રકારની નીત કહી છે માટે સામ ઉપાયે કરી સાધવા લાયક કામમાં વિદ્વાનો દંડનો ઉપયોગ કરતા નથી હે દેવતાઓ! આ સર્વત્રૈલોકય જેને સ્વાધીન છે એવા ઉપેંદ્રનો મત લઇ સલાહ કરો સઘળાં કાર્યો બગડયા પછી પણ જેને જઇને આપણે સારૂં નરતું પુછીએ છીએ તે ઉપેંદ્રને પ્રથમ સ્વાર્થની સિદ્ધિ થવા આપણે પુછવું જોઈએ એવાં ગુરૂનાં વચનનો સ્વીકાર કરીને દેવતાઓએ ઇંદ્રને વિજ્ઞપ્તિ કરી ત્યારે ઇંદ્રે પણ તે સ્વીકાર્યું ત્યારપછી નારદે ઇંદ્રને કહ્યું કે હમણાં વિષ્ણુ, સત્ય લોકથી મંદરાચલ પર્વતને વિષે ગયા છે માટે વિષ્ણુને પધરાવવા સઘળા ઋષિઓ જાઓ એવું કહી દેવઋષિ સ્વર્ગ માંથી મંદરાચલ પ્રત્યે ગયા ગૌતમ, અત્રિ, ભરદ્વાજ વિશ્વામિત્ર, કશ્યપ, જમદગ્નિ અને વશિષ્ટ વિગેરે ત્યાં મંદરાચળમાં આવી ગંગામાં સ્નાન કરી નારદ સહિત સંધ્યાવંદન કરવા લાગ્યા, તેટલાંમાં વાલખિલ્ય મુનિઓને જોઇ નારદે વિનયથી અભિવાદન કરી કહ્યું હે મુનિઓ ! વિષ્ણુને સ્વર્ગમાં.

લઈ જવા સારૂ સર્વે ઋષિગણો આવ્યા છે માટે તેનાં આપને દર્શન કરવાં હોય તો પધારો તે સાંભળી પ્રસન્ન થએલા વાલખિલ્ય મુનિઓ નારદની સાથે વિષ્ણુપાસે ગયા ત્યારે ગંગામાં નહાએલા અંગુઠાના પર્વ જેવડા વામન એવા તે વાલખિલ્ય મુનિઓને જોઇ વિષ્ણુ, ભાવિયોગના બળથી હસવા લાગ્યા તે જોઇ ઉત્તમ વ્રતવાળા બ્રહ્માના પુત્ર વાલખિલ્ય મુનિઓ શરમાયા તેથી ક્રોધેકરી કહેવા લાગ્યા કે અમને વામનને જોઇ વિષ્ણુ હસ્યા માટે તે પણ દેવતાનું કાર્ય કરવા વામનરૂપ થશે એવો શાપ સાંભળી ઋષિ અને વિષ્ણુએ તે સર્વ વાલખિલ્ય મુનિઓને સમજાવી પ્રસન્ન કર્યા અને શાપથી મુકત થવા પુછ્યું ત્યારે તત્વને જાણનારા મુનિઓની પ્રાર્થનાથી વિષ્ણુનો અનુગ્રહ કરવા વાલખિલ્યોએ કહ્યું હે વિષ્ણો ! તમે વામનરૂપ થઇને જ્યારે બલિનો નિગ્રહ કરશો ત્યારે ધ્રુવમંડળ સુધી ઉંચી તમારી વૃદ્ધિ થશે તથા ન સાધિ શકાય તેવાં કામને સાધનારી તમારી શકિત ત્યારથી સ્થિર થશે એ રિતે વિષ્ણુને કહી તે મુનિઓ પોતાને આશ્રમે ગયા.

असाध्यसाधनी शक्तिर्भविष्यति स्थिरा तव ॥
इत्युक्त्वा मुनयस्तत्रविष्णुं तु द्विजसत्तमाः ॥
मुने स्थलं विजानंतः प्रत्याजग्मुः स्वमाश्रमं ॥ ७३ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો
વિષ્ણુશાપપ્રદાન નામે બાવિશમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ ततःप्रतस्थे भगवान्विष्णुःसप्तर्षिभिःसह ॥
तत्क्षणादेव संप्राप्तो यत्र देवः पुरंदरः ॥ १ ॥

સૂત કહેછે.—ત્યાર પછી ભગવાન્ વિષ્ણુ સાત ઋષિ સહિત તત્કાલ જ્યાં ઇંદ્ર છે ત્યાં આવી સુંદર આસનપર બેઠેલા ઇંદ્રને મળી અન્યોન્ય સ્નેહથી કુશળ પુછવા લાગ્યા.

ઉપેંદ્ર કહે છે.—હે દેવરાજ તારૂં શું કાર્ય છે તે કહે, હું અવશ્ય કરીશ;

ઇંદ્ર કહે છે.—હે ભગવન્ કેશવ ! હિરણ્યકશિપુનાં વંશમાં થયેલો મહા બળવાન્ બળિ નામનો દૈત્યરાજ છે, તેણે યજ્ઞેકરી સર્વ દેવને સ્વાધીન કરયા છે અને સઘળું જગત્ વશ કર્યું છે તેથી સર્વદેવ પૃથ્વીપર ગયાછે માટે આગલા વૈરને યાદ કરનાર તે દૈત્ય છળાઇ રાજ્યથી ભ્રષ્ટ થઇ પાતાળમાં

જાય નહી ત્યાં સુધી આપ સૂર્ય કે ચંદ્રના વંશમાં પૃથ્વીઉપર રાજા રૂપે અંતતરે એવાં તેનાં વચન સાંભળી બળિનો નિગ્રહ કરવા અને પોતાને શાપથી મુક્ત થવા વિચાર કરી કહેવા લાગ્યા.

વિષ્ણુ કહે છે.—હે સુરેશ આ સમયને ઉચિત હિતરૂપ મારૂં વચન સાંભળ હે ઇંદ્ર સમય જોઇ તારા કહયા પ્રમાણે હું કરીશ પરંતુ મહા બળવાન્ તે દાનવ બળિ, હમણાં જીતી શકાય તેમ નથી માટે વામનરૂપ લઇ તેને હું બાંધું ત્યાં સુધી ધીરજ રાખી તારા રાજયનું રક્ષણ કર, રણ સંગ્રામમાં બળીને જીત્યા પછી મારા મનનો તાપ મટશે

સૂત કહે છે.—પ્રાણીનું રક્ષણ કરનાર ભગવાન્ વિષ્ણુ એરીતે ઇંદ્રને અભય આપી સર્વદેવ ગણસહિત પોતાને સ્થાને આવ્યા.

શૌનક કહે છે.—તમારી કૃપાથી આવિચિત્ર આખ્યાન મેં સાંભળ્યું ઇંદ્ર અને નારાયણને જોઇ નારદે મંદરાચલમાં રહી શું કર્યું તે સવિસ્તર કહો, સંસારમાં જન્મ મરણથી થયેલાં પાપેકરી પીડાયેલો હું કે જે તરસ્યો છું તેને કથારૂપી અમૃત જળથી તૃપ્ત કરો.

સૂત કહે છે.—એ રીતે વાલખિલ્ય મુનિઓએ વિષ્ણુને શાપ આપ્યો તે ભાવી થશે પરંતુ તે કાળે થયેલું વર્તમાનકાલનું વૃત્તાંત કહું તે સાંભળો ત્યારે નારદ વિચાર કરવા લાગ્યા જે પ્રથમ વામનરૂપ થયેલા વિષ્ણુ બળી રાજાને નગરે જઇ તેનો નિગ્રહ કરશે તે વાત મને પ્રિય છે પરંતુ ભંયકર યુદ્ધ વિના મારાથી કેમ રહિ શકાય મારા ભાગ્યયોગથી મને સહાય કરનાર કોઇ પણ નથી. દેવ, દાનવ, ગંધર્વ, દૈત્ય રાક્ષસો અને પશુ પક્ષિઓનાં યુદ્ધ સર્વ બંધ થયાં છે. ઇંદ્ર પણ યુદ્ધ કરવા તૈયાર થયો હતો. તેને બહસ્પતિએ વારયો વળી તે ગુરૂ માન્ય છે મારે શું કરવું તે ગુરૂને મારે નસાડવા પડશે, યુદ્ધને માટે યત્ન કર્યો પણ સિદ્ધ થયો નહીં શો ઉપાય; એવા કોય દૈવ યોગથી પુરૂષાર્થ પણ પાર પડતો નથી તો પણ સુજ્ઞપુરૂષે પુરૂષાર્થ કરતાં રહેવું કારણ પુરૂષાર્થેકરી દૈવ પણ નિવૃત્ત કરી શકાય છે જે મે કહ્યું છે તે મારે કરવુંજ જોઈએ જેથી સર્વ કાર્ય સિદ્ધ થશે, હું બળીને જઈને કહીશ તેથી તે યુદ્ધ કરશે કદી જો શુક્રાચાર્ય તેને વારશે તો તેને પણ હું શાપ આપીશ એવો વિચાર કરી તરત વેગથી નારદ, બલિને ઘેર ગયા સાત ભૂમિવાળા અતિ ઉજ્વળ મહોટા પર્વત સરખા ઊંચા મહેલમાં આકાશમાર્ગેકરી શિષ્યસહિત નિમેષમાત્રમાં પ્રાપ્ત થયા જે

મહેલની અંદર વિશ્વકર્માએ રચેલી દિવ્ય સભામાં અલૌકિક સિંહાસન ઉપર દેવથી વિંટાયેલા ઇંદ્રની પેઠે હજારો દૈત્યો અને શાંત ઋષિ બ્રાહ્મણો શુક્રાચાર્ય, પુત્રો, મિત્રો, અને સ્ત્રિઓથી વીંટાયેલ રાજા બલિ બેઠો છે. જેના હાથમાં દિવ્ય ચામરની દાંડીઓ શોભી રહી છે એવી દેવાંગનાઓ જેને પવન ઢોળી રહી છે તથા દૈત્ય અને ચારણો જેનાં વખાણ કરી રહ્યા છે અને મદોન્મત્ત દાનવો જેની પાસે સલાહ કરી રહ્યા છે, દૈત્ય અને દાનવો બધા યુદ્ધ કરવાને આતુર છે તેથી ઉભા થઇને વારંવાર દેવતાઓની સાથે બડાઈનો બોલ કહી રહ્યા છે, જે આ સર્વ ત્રૈલોકય અમારૂં છે હમણાં ગયું છે તે માત્ર યુદ્ધ વિના, શુક્રાચાર્યની ઇચ્છા વિના સંગ્રામ કેમ થાય, અને તે વિના મહોદય શાનો થાય; દૈત્યનો રાજા બલિ જો ઇંદ્રની સાથે સ્નેહ કરે તોજ મદોન્મત્ત ઐરાવતને લઇ શકે? નહીં તો નહીં લઇ શકેજ! સૂર્ય પણ પોતાના ચતુર તુરગને શા માટે આપે નહીં, જ્યાં સુધી રણાંગણમાં લોભી કુબેરને દબાવ્યો નથી ત્યાં સુધી દેવતાઓએ આપત્તિમાં સંગ્રહ કરેલું ધન તે આપતો નથી. મંદરાચલને નાખી જ્યાં સુધી આપણે સમુદ્રમથન કર્યું નહોતું ત્યાંસુધી સમુદ્ર આપણને રસાતલમાંથી રત્નોના સમૂહોને દેખાડતો નહોતો, જે રીતે નિત્ય ક્રમ પ્રમાણે ચંદ્રમાની અમૃતમય કલાઓનો દેવતાઓ ઉપભોગ કરે છે તે રીતે ચંદ્ર, બળિનો ભાગ શા માટે આપતો નથી, જે રીતે કમલિનીના વનોથી શીતલ કમલ કેશરોથી સુવાસિત પવન, જેવો ધીમેધીમે સ્વર્ગમાં વાય છે તેવો બલીરાજાને મંદિરે કેમ વાતો નથી; ઇંદ્ર ધનુષથી ઉજ્વળ મેઘ, પૃથ્વી પર જળ વરસાવે છે, બલીના ખડ્ગધારી યોદ્ધાઓ ભૂતળથી પાછા સ્વર્ગે જાય છે, આપણા લોકોને યમરાજ પૃથ્વીપર રહી જેમ મારે છે, તેમ સ્વર્ગ અને પાતાળમાં નથી. અહો! જુઓ કેટલું વિલક્ષણપણું, આયુષ્ય, દ્રવ્ય, પુત્ર અને સુખ માટે ચિત્રગુપ્ત પોતે જે રીતે આપણા લલાટમાં લખેછે તેમ દેવને લખતો નથી જેમ હમણાં પૃથ્વીમાં વરસાદ, ટાઢ અને તાપ આદિ ઋતુકાળના નિયમ વર્તેછે તેમ સ્વર્ગ અને પાતાળમાં નથી એક પિતાના વીર્યથી થયેલા સગા ભાઇઓ અને સગી બેનના દિકરાઓ, દેવ અને દાનવો તમે સમભાગી છો છતાં આપણે પૃથ્વીપર નિચે રહ્યા અને દેવતાઓ ઉપર કેમ રહ્યા? તે સ્વર્ગમાં ફરેછે અને આપણે ભય પામી ભૂમિપર ભમીએછીએ વળી સમુદ્રને વલોવતી વખતે દૈત્યેંદ્રને દેવતાઓએ છેતરયો એક બાજુ સર્વ દેવ અને બીજી બાજુ એકલો બળિ રહ્યો હતો, જ્યારે રત્નો નિકળ્યા

ત્યારે વિભાગ પાડયો તે જુઓ કેવો વિલક્ષણ ! દેવતાઓ અમૃત લેઇ ગયા અને આપણને મદ્યપાનમાં લગાડયા દેવતાઓ, ઐરાવત હાથી, ઉચ્ચૈશ્રવા નામનો અશ્વ, કલ્પવૃક્ષ, ચંદ્ર અને કામધેનુ આદિ સારા પદાર્થો અમારા છે એમ કહેવા લાગ્યા અને મદિરાથી છકી ગયેલા અતિ ગર્વવાળા આપણને તે વાત જાણવામાં આવી નહી, પીઈ રહ્યા પછી બાકી રહેલું અમૃત સત્ય લોકમાં સાંચવી રાખ્યું એક કલશ પણ આપણને આપ્યો નહીં અને મદિરાને અમૃત છે એવું કહી આપણને અમુત પાવામાં તેઓ ઠગ્યા જેણે કોઇ દિવસ ઘી દીઠું નથી તેને તલનું તેલ પણ મીઠું લાગે છે તેવું આપણું મત્ત દૈત્યોનું થયું, કૈટભને મારનાર વિષ્ણુના ચરિત્રની સંખ્યા આપણાથી કરી શકાય તેમ નથી તો પણ આપણે તેનાથી છેતરાયા છીએ જુઓ તેણે આપણી સાથે કેવું ચરિત્ર કરયું હતું. ગૌર અંગવાળી, સુંદર ભૃકુટીવાળી, પુષ્ટ, ઉન્નત કુચવાળી, સુકેશી, ચંદ્રમુખી કાન સુધી લાંબાં નેત્રવાળી, ઉદર પર પડતી ત્રિવલીથી શોભતી પાતળા મધ્યભાગવાળી રાતાં સ્થલકમલ સરખા ચરણવાલી હાથથી શોભતી મનોહર સોનાની વેલ સરખી સર્વ આભૂષણ યુકત સુલક્ષણી ત્રૈલોકયને મોહ પમાડે એવી મોહની ઉત્પન્ન થઇ; તેણે સર્વ દેવ, દૈત્ય, દાનવ અને રાક્ષસોને મોહિત કરયા તેથી તેઓ સઘળા સમુદ્ર મથનને છોડી તેને લેવા દોડયા એક તરફ એકલી સ્ત્રી અને બીજી બાજુ દેવ, દાનવ દૈત્ય અને રાક્ષસો ઘણા, તેઓને તે સ્ત્રી માટે મહોટો વિવાદ થયો જ્યારે વિષ્ણુએ સર્વને હાથે ગ્રહણ કરી વારયા; અહો આને માટે આટલો વિવાદ શો ! અમૃત સારૂ કરેલો સમારંભ એક સ્ત્રી સારૂ વ્યર્થ થશે એ રીતે દિવ્યરૂપને ધરનાર વનમાલાથી શોભાયમાન કૌસ્તુભ મણીથી જેનું શ્રીઅંગ ચલકી રહયું છે એવા શંખ ચક્ર અને ગદાને ધરનાર વિષ્ણુએ પ્રથમ સંકેત કરી પછી આપણને ઠગ્યા તે મોહનીના હાથમાં એક માલા આપી પોતે પાસે ઉભા રહ્યા અને ઉંચો હાથ કરી કહેવા લાગ્યા કે હે દેવ દાંનવો, તમે સઘળા મંડલ વળી પોતાને આસને બેસો આ લક્ષ્મી સૌને જોઇ પ્રસન્ન કરી વરમાળા પેરાવશે. આ સ્વયંવરમાં અતિ લંપટ અને પરસ્ત્રીલોભી જે કોઇ વિઘ્ન કરશે તેનો સઘળા મળી વધ કરશું સ્વયંવરનાં નિયમ ચાલતાં અડચણ કરનાર, પરદારગમનનો અને સ્ત્રીવધનો પાપભાગી થશે. ત્યારે તે મોહનીએ પણ તે વાતનો સ્વીકાર કર્યો તથા વિષ્ણુને સર્વ સાધારણ મધ્યસ્થ જાણી સર્વેએ વાત સ્વીકારી. દેવ, દાનવ, દૈત્ય, ગંધર્વ, નાગ અને

રાક્ષસોની મધ્યે જે સ્વામી પ્રસન્ન પડશે તેને વરમાળાનું આરોપણ કરશે તે સત્યછે એ રીતે તે મોહનીએ પ્રથમ કટાક્ષદાનથી રાજી કરેલા મોહ પામ્યા અને મનમાં માનવા લાગ્યા કે સ્ત્રીનું પ્રસન્ન દૃષ્ટિથી નિરીક્ષણ તે પ્રહેલું વરવુંછે અને હું એમજ કરીશ એમ કહી કાન ઉપર હાથ દઇને કહેછે, ત્યારે કામબાણથી પીડાયેલી નારી પોતાનું હૃદય આપેછે એમ જાણવું. એ રીતે જ્યારે સર્વને ફળ મળવા લાગ્યું અને જ્યારે સર્વે તેનું ગ્રહણ કરવા તૈયાર થયા ત્યારે તેણે હરિનો ત્યાગ કર્યો નહીં. તથા કહેવા લાગી કે તમેજ મારા સ્વામિછો મને મૂકી હમણાં દૂર જાઓ ત્યારે વિષ્ણુ તેનો ત્યાગ કરી દેવમંડળમાં બેઠા અને સર્વે તેને છોડી જ્યારે પોતાને સ્થાને બેઠા ત્યારે સર્વ દેવને જેમ પહેલા કહેતી હતી તેમ અનુક્રમે તેને જોતી, છોડતી ચાલવા લાગી, શિવ ઉદાસીનછે અને એની ગૌરી સ્ત્રીછે તથા તે ત્રણ લોચનવાળાછે નિત્ય ધ્યાનમાં આસક્ત મહાદેવ બીજીને જોતા નથી. મૌનવાળા આ પિતામહછે એમ કહી તેને નમસ્કાર કરી દૂર ગયાં, સૂર્ય પથિક[1]છે તેને છોડી, અગ્નિ બાળનાર છે, વાયુ દૂર વાય છે. વરૂણ મારો પિતાછે અને આ દેવેંદ્ર ઇંદ્રાણીના મુખપર આસક્તછે તેથી મને રૂચતો નથી, વધ, બંધન, છેદવું ભેદવું, ખેંચવું અને શિક્ષા કરવી એવાં ઉગ્ર કર્મને કરનાર આ વૈવસ્વત યમનું, સૌમ્ય રૂપ નથી એ રીતે દેવ, દાનવ, ગંધર્વ, દૈત્ય, નાગ, અને રાક્ષસોને જોયા પણ તે પ્રસન્ન પડયા નહીં તેથી આગળ ગયાં તેટલામાં કાન ઉપર લટકતા શ્યામ કુંતલ કેશ પાસે જેને કુંડળ ચળકી રહ્યાં છે, સૌભાગ્યની અતિશયતાથી ભરપૂર રમણીય, કામથી અતિ સુંદર, મનોહર, રોમાંચથી જલેકણ[2] જેના અંગપર શોભી રહ્યાછે એવા પુરૂષોત્તમ વિષ્ણુને વાંકીદૃષ્ટિએકરી જોયા ત્યારે દેવ દાનવ અને દૈત્યના રાજા બલિ ઉપર ક્રોધયુક્ત દૃષ્ટિ કરી જોયું. ત્યાર પછી વિષ્ણુને વરમાળા પેરાવી તે વખતે ક્રોધ પામેલા દૈત્યો કહેવા લાગ્યા કે જુઓ તો ખરા, દેવતાઓ કહેવી ભાગ વેંચેછે. પોતે સઘળા સ્વર્ગમાં ગયા, મનુષ્યોને પૃથ્વીપર રાખ્યાં અને તમને પાતાળમાં મોકલે છે. દેવ ત્રણેય લોકમાં જાયછે અને આપણે સ્વર્ગમાં જઈ શકીએ નહીં. માનવ ક્ષત્રિયો પૃથ્વીપર રાજ્ય કરે છે. અહો વધારે શું કહેવું ત્રૈલોક્યમાં રાજા તો બળિજ છે, સારી રીતે રત્નોના વિભાગ પાડી રાજ્ય પણ સરખુંજ કરવું જોઇએ. એ રીતે દૈત્યો દેવતાઓ સાથે જ્યાં વાદ કરે છે, તેટલામાં બીજા સૂર્ય સરખા આકાશમાંથી આવતા, બ્રહ્મદંડ જેના હાથમાં

---

૧ પ્રવાસી કરનાર ૨ સ્વેદબિંદુ.

રહ્યાછે એવા, યુદ્ધના પુસ્તકને ધરનાર કૃષ્ણ મૃગચર્મવાળા શાંત, છત્ર, વીણા, કમંડળ અને મૌંજી તથા શ્રેષ્ઠમેખલાથી શોભાયમાન બ્રહ્માના રૂપને ધરનાર દિવ્ય અક્ષમાળાથી અને ગયેલા કલ્પમાં ગુંથેલી સૂત્ર માળાથી શોભાયમાન વિષ્ણુના ધ્યાનમાં તત્પર નિરહંકારી અને ક્રોધથી થયેલા ક્ષોભેકરી ચિંતા યુક્ત મનવાળા નારદને જોઇ વિસ્મય પામી ઉભા થઇ કહેવા લાગ્યા. હે પ્રભો કૃપા કરી, ભલે પધાર્યા, મારૂં ઘર પાવન થયુ, હું ધન્યછું અને પુણ્યવાન્ છું કે આપ મહાત્માએ અનુગ્રહથી દર્શન આપ્યું. એ રીતે બળિ રાજાએ પ્રાર્થના કરી આસન, પાદ્ય અને અર્ઘ્ય આપી પૂજા કરી આસને બેસાડયા, ત્યારે શુક્રાચાર્ય સહિત બળિ રાજા પ્રાર્થના કરવા લાગ્યો કે હે બ્રહ્મન્! આ રાજ્ય સ્ત્રીઓ, પુત્રો અને હું આ બળિ આપને શરણે છીએ, જે કાંઇ આપનું કાર્ય હોય તે કહો, દાન કરવું એ પ્રથમ મહારૂં વ્રત છે.

નારદ કહેછે—જે વિપ્રો ભક્તિથી પ્રસન્ન થાયછે તે વિપ્રો પૃથ્વીના દેવ છે, શક્તિ પ્રમાણે સત્કાર કર્યા છતાં પણ જેઓ પ્રસન્ન થતા નથી તેઓ મધ્યમછે, જેઓ વારંવાર યાચના કરે અને અસંતોષી રહેછે તેઓ અધમછે તેં મારી પૂજા કરી તેથી હું પ્રસન્નછું મારે દ્રવ્ય નું કાંઇ પ્રયોજન નથી તારા રાજ્યથી જેવો હુ રાજીછું તેવો યજ્ઞ, દાન કે વ્રતથી પણ પ્રસન્ન નથી; હે બળી દેવતાઓએ તારૂં કાંઇ વિપરીત કરવું ધાર્યુંછે એમ હું જાણુંછું. ઇંદ્રની તું સારી રીતે પૂજા કરેછે, તોપણ તે સંતોષ પામતો નથી સઘલા દેવ, પૃથ્વી ઉપર તારૂં રાજ્યછે તેને દેખી શકતા નથી, તારે સંબંધે સ્વર્ગમાં મારે દેવતાઓસાથે વિવાદ કરવો પડયો હતો, જે ક્ષત્રિયસેના સહિત સજ્જ થઇ પ્રથમ શત્રુની ભૂમિ ઉપર ચડાઇ કરે તે વિજય પામેછે અને તેનું રાજ્ય પણ વધેછે તારા રાજ્યનો ઉચ્છેદ થશે એવું મેં સાંભળ્યુંછે માટે જેમ બને તેમ તત્કાળ તારે યોગ્ય પુરૂષાર્થ કરવો જોઇએ.

બલિ કહેછે—હે પ્રભો જે ગુણેકરી રાજા અખંડ રાજ્ય કરે તે ગુણો મને કહો. તથા કેવા પાત્રને દાન આપવું અને કેવાને ન આપવું તે પાત્રાપાત્રવિષે વિવેચન કરો.

નારદ કહે છે. છત્રીશ પ્રકારના ગુણથી યુકત થયેલો રાજા રાજ્યને ઘણા કાલ સુધી ભોગવે છે અને તેને જ રાજ્યનું ફળ મળે છે, તે ગુણો કહું તે સાંભળ્ય, સરલ થઈ ધર્માચરણ કરવું, નાસ્તિક સાથે સ્નેહથી વર્તવું નહીં, ઉગ્ર ન થતાં અને ઉદ્ધતપણે ન વર્તતાં અર્થ અને કામનું સંપાદન કરવું, કૃપણ-

તાવિના પ્રિયવાદી થઇ રહેવું અતિ બાકવાદ કરયા વિના શૂરવીર પણે વર્ત્તવું, અપાત્રમાં અતિશયે ન વરસતાં અર્થાત્ અયોગ્યને વધારે ન આપતાં વખાણવા યોગ્ય સ્રલ દાતા થવું જેથી બંધુઓની સાથે વિગ્રહ થાય તેવા સ્વાર્થૌ સાધવા નહીં અપ્રમાણિક દ્વારા ગુપ્ત ચારને મોકલવા નહીં, કોઇને પીડા કરયા વિના રાજયનીતિનાં કાર્ય કરવાં, અસત્ પુરૂષોને વિષે સત્ય અર્થનો પ્રકાશ કરવો નહીં, પોતાના ગુણ વખાણવા નહીં સત્પુરૂષો પાસેથી કરવેરા વિગેરે લેવું નહીં દુષ્ટ પુરૂષો સાથે સંગ કે સહવાસ કરવો નહીં પુરી રીતે તપાસ કરયા વિના અપરાધીઓનો દંડ કરવો નહીં પોતે જોયા વિના શિક્ષ કરવી નહીં ગુપ્ત સલાહને પ્રસિદ્ધ કરવી નહી, લોભી અધિકારીઓને છુટ આપવી નહીં, અપકાર કરનારાઓનો વિશ્વાસ કરવો નહીં, શત્રુઓનેવિષે ગુપ્ત ચાર થઇ વૃત્તાંત જાણવું, સારા મિત્રનો વિશ્વાસ કરવો સ્રીઓનું અતિ સેવન કરવું નહીં સદા ઉજવલ હિત પથ્ય જમવું, અહિત અપથ્યનું ભોજન કરવું નહીં, નિંદા કર્યા વિના માન્ય લોકોનો સત્કાર કરવો, ગુરૂનું નિઃશંકપણે સેવન કરવું, દંભથી દેવ પૂજન કરવું નહીં, અનિંદિત લક્ષ્મીની ઇચ્છા કરવી, અવિનયનો ત્યાગ કરવો વૃધ્ધોનું સેવન કરવું દેશ કાળ જાણી નિપુણપણે વર્ત્તવું, વ્યર્થ આશા આપવિ નહીં, કોઇનો આક્ષેપ કર્યાવિના અનુગ્રહ કરવો અપરાધ પ્રમાણે શિક્ષા કરવી શ ઓને હણતાં બાકિ રાખવો નહીં, કારણ વિના ક્રોધ કરવો નહીં, અપકાર કરનારાઓનેવિષે સરલ થવું નહીં હે નૃપ શ્રેષ્ઠ પોતાના રાજય વિષે રહી જો કલ્યાણની ઇચ્છા કરતોહો તો એ પ્રમાણે વર્તવું, હવે સંક્ષેપથી દાન આપવા યોગ્ય પાત્ર કહું એ સાંભળ; દાનશીળમુનિઓને આપેલું અક્ષય થાય છે માટે દાનની સિદ્ધિ થવા પાત્રને આપવું, આ લોક પરલોકમાં સુખની ઇચ્છાવાળાએ વેદના જાણનારને આપવું કર્મથી ઉજ્વલ, થોડી જીવિકાવાળો, દયાળુ, જીતેંદ્રય, યોનિ દોષથી* રહિત બ્રાહ્મણ પાત્ર કહેવાય છે. તેમજ જેમના કાન વેદના ધ્વનિથી ભરપુર છે તથા સંધ્યા, યજ્ઞ અને અધ્યયનમાં પ્રીતિવાળા, શાંત (મનો વૃત્તિને વશ રાખનાર) દાંત (બહારની ઇંદ્રિયોને રોકનાર) જીતેંદ્રિય બ્રાહ્મણો કેજેઓ તારવા સમર્થ છે તથા પિતૃઓના કામમાં યોજયા હોય તો પિતૃરૂપ થાય છે અને દેવ, સંબંધિ ક્રિયાઓમાં જોડયા હોય તો દેવ રૂપ થાય છે એ રિતે ઉપકાર કરવાથી તેજ દેહે કરી તેઓ દેવરૂપ છે. ષટ્કર્મનાં તત્વોમાં પ્રીતિવાળા; વેદના

૧ ખોટા ડોલથી. ૨ અવિવેકનો. * શુદ્ધ ઉજ્વળ કુળને.

અર્થમાં આનંદવાળા બ્રાહ્મણોનેવિષે ભયંકર એવો મોટો ભય અને પ્રેતનો ભય કોઈ દિવસ પ્રવેશ કરતો નથી સ્તુતિ કરવા યોગ્ય બ્રાહ્મણો જે વચનથી કહે છે તે દેવતાઓ શરીરે કરી કરે છે માટે પ્રત્યક્ષ દેવરૂપ તે બ્રાહ્મણો પ્રસન્ન થવાથી પરોક્ષરહેલા દેવતાઓ પણ સદા પ્રસન્ન થાય છે જે રિતે અગ્યાર રૂદ્ર સર્વે દેવ, વાયુ, અશ્વિનિકુમાર, બ્રહ્મા, વિષ્ણુ, ચંદ્ર, અને સૂર્ય તે રિતે બ્રાહ્મણો છે. ક્ષમા, અસ્પૃહા, દયા, સત્ય અને દાન શીલતા આદિવ્રતને ધારણ કરનારા જે બ્રાહ્મણો નિત્ય ષટ્ કર્મમાં પ્રીતિવાળા છે તેઓ અતિ પવિત્ર કહેલા છે. ક્રોધથી રહિત, શાન્ત, ગુરુ અને દેવના પૂજનમાં જેઓ પ્રીતિવાળા છે તેઓને જે દાન અપાય છે તે અનંત ફળ આપે છે. પુત્રહીન, ઐશ્વર્યવાળા, અહંકારી, વ્રતહીન, જડ, વેદનો વિક્રય કરનાર, ભ્રષ્ટ, સ્ત્રીલંપટ અને ગામને યજન કરાવનાર, દુષ્ટ, અન્યાયથી દ્રવ્ય સંગ્રહ કરનાર, ચાડી કરનાર અને બ્રહ્મઘાતિ વિગેરે દ્વિજોને આપેલા સોળ પ્રકારનાં દાન વૃથા થાય છે. કૃતઘ્ન, ગુણચોર, ચોરી કરનાર, પતિત, દુર્ગુણી, નીચની સેવા કરનાર, પોતાના આચારથી રહિત, બીજાનો અપવાદ કરનાર, વેશ્યાપતિ અયોગ્યની યાચના કરનાર અને વેદધર્મથીરહિત એવા દ્વિજને આપેલાં દાન નિષ્ફળ થાય છે. જેમ ગળે પાશાણબાંધી ઉંડા જળમાં પડવાથી બુડી જાય તેમ સંધ્યા રહિત વિપ્રને આપવાથી આલોક પરલોકમાંથી પડે છે. પૂર્વે બ્રાહ્મણનું રક્ષણ કરવાથી સત્યસંધ નામે રાજા પ્રાણનો ત્યાગ કરી તે પુણ્યના મહિમાએ કરી પોતાના નાનાભાઈઓ સહિત સ્વર્ગમાં ગયો હતો, જેમ ઉશીનરના પુત્ર શિબિરાજાના ઔરસ દશલક્ષ પુત્રો બ્રાહ્મણોનો ઉપકાર કરી સ્વર્ગમાં ગયા, કાશિના પતિ પ્રતર્દન રાજાએ પોતાનાં બે નેત્ર બ્રાહ્મણને આપી આ લોકમાં અતુલ્ય કીર્ત્તિ મેળવી પરલોકમાં અખંડ સુખ ભોગવ્યું વિદેહ એવા નિમિરાજાએ પોતાનો દેશ બ્રાહ્મણોને આપ્યો હતો, જમદગ્નિના પુત્ર પરશુરામે વિપ્રોને સઘળી પૃથ્વી આપી હતી, અને ગયરાજાએ નગર સહિત પૃથ્વી વિપ્રોને આપી હતી, પંચાળ દેશના રાજા બુદ્ધિમાન્ બ્રહ્મદત્ત, પોતાના ભંડારો બ્રાહ્મણોને આપી સ્વર્ગ પામ્યા-અને દેવાપી છત્રના દાનથી સૂર્ય લોકમાં રહ્યા છે; મોટા યશવાળા સહસ્રજીત નામના રાજર્ષિ બ્રાહ્મણને અર્થે પોતાના પ્રિય પ્રાણનો ત્યાગ કરી પૃથ્વીમાં વિવિધ પ્રકારનાં શિવલિંગો સ્થાપી ઉત્તમ લોકને પામ્યા. શતદ્યુમ્ન રાજા વિપ્રની ભક્તિ કરી એ પુણ્યના મહિમાથી દિવ્ય લોકમાં ગયા અને શાલ્વ રાજા ઋચીક ઋષિને સુવર્ણવન આપી પુણ્યના પ્ર-

---

૧ લાલચ નહિ તે. ૨ માગવા યોગ્ય નહિ તેવાની.

ભાવથી સ્વર્ગે પામ્યા હે;સુંદર વ્રતવાળા બળીરાજા ! મદિરાક્ષ રાજા, કન્યાદાને કરી સ્વર્ગમાં ઉત્તમ દેવતાના સ્થાનને પ્રાપ્ત થયો એ રિતે પૂર્વે ઘણા રાજાઓ દાન અને તપથી જન્મ મરણ રહિત ઉત્તમ સ્થાનને પ્રાપ્ત થયા દાનથી સર્વે પ્રાણિ વશ થાય છે, દાનથી વૈર મટેછે, દાનથી શત્રુ પણ મિત્ર થાયછે માટે દાન સર્વ દુઃખોને મટાડેછે હે વિરોચનના પુત્ર તું પણ બ્રાહ્મણોને દાન આપ્ય જેથી આ લોક અને પરલોકમાં ઉત્તમ ઐશ્વર્ય અને કીર્તિ પ્રાપ્ત થશે.

હે દૈત્યવર્ય ! તપ, સ્વાધ્યાય (વેદાધ્યયન) દાન, તીર્થયાત્રા અને આશ્રમો (બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ) આત્મ પ્રબોધ (પોતાના સ્વરૂપના જ્ઞાન) યોગની સોળમી કળાને પણ લગતાં નથી. તારે પણ આ સંસારને અનિત્ય જાણી ભક્તિ રૂપ ફળને આપનાર બ્રાહ્મણોનું નિત્ય દાનથી પૂજન કરવું. સંસારમાં વૈરાગ્ય રાખી નિત્ય શિવપૂજન કરવું, નાનાપ્રકારનાં વ્રત, દાન અને તીર્થો તથા વિવિધ પ્રકારના યજ્ઞો કરી નારાયણનું પૂજન, ધ્યાન પૂર્વક કરવું. હે રાજન્ ! પ્રસંગોપાત્ત દાનનાં પાત્ર અને રાજનીતિનું વિવેચન મેં તને વિસ્તારથી કહ્યું.

यष्टव्यं विविधैर्यज्ञै ध्येयोनारायणो हरिः ॥
प्रसंगेन समागत्य मया सर्वं प्रकाशितं ॥
दानपात्रं नृपश्रेष्ठ कथितं विस्तरात्तव ॥ १३७ ॥

ઇતિ શ્રીસ્કંદ પુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો
ત્રેવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ इत्युक्त्वानारदोदैत्यं ययौ रैवतकं गिरिम् ॥
दैत्येंद्रोमंत्रयामास किं कर्त्तव्यं मयाऽधुना ॥ १ ॥

સૂત કહેછે—એવું કહી નારદ રેવતાચલ પ્રત્યે ગયા ત્યાર પછી બલિએ સલાહ કરી કે હવે આપણે શું કરવું. હે દૈત્યો દેવ સાથે યુદ્ધ કરવું મને ગમતું નથી.

મંત્રિઓ કહેછે—ઘરમાં રહેલા ક્ષમાવાન ક્ષત્રિઓનું તેજ રહેતું નથી તેમ શત્રુઓ તેને અશક્ત માની ચડિ આવેછે: માટે આપણે સર્વેમળી ઇંદ્રની સામા જઇએ એવું કહી દેવની સાથે વિગ્રહ કરવા સેના લઇ સર્વે દૈત્યો મેરૂ પર્વત ઉપર ગયા જે મેરૂના પૂર્વ દિશાના ભાગમાં ઇંદ્રની અમરા-

વતી નામે નગરી રહીછે; આવેલી દૈત્યસેનાને જોઇ દેવતાની સેનાને પણ સુમેરૂથી પૂર્વદિશાએ દૈત્યસેના સાથે યુદ્ધનો આરંભ થયો ત્યારે મહા પ્રલય સરખા તે યુદ્ધમાં દૈત્યસેનાયે દેવસેનાને ઘેરી લીધી તે જોઈ ઐરાવત હાથી ઉપર બેસી દેવતાનો રાજા ઇંદ્ર આવ્યો અને બીજા દૈત્યો પણ રથમાં બેશી યુદ્ધ કરવા આવ્યા. સરખી શિલાવાળા, વૃક્ષ અને પક્ષિગણથી રહિત સુંદર ઉદયાચળની તલાટીમાં દેવ દૈત્યને મોટો સંગ્રામ થવા લાગ્યો રથની રજથી આકાશ છવાઇ રહ્યું તેથી સંધ્યાના રંગ સરખાં વાદળાંઓ પિળાં અનેક રંગના દિસવા લાગ્યાં. તે મહા દારૂણ યુદ્ધથી ઉડેલી રજેકરી સૂર્યમંડળ ઢંકાઇ ગયું, સેનામાં પણ બીજું કાંઇ દેખાતું નહોતું ચોતરફ કાપો, ફાડો મારો એવા શબ્દો સંભળાવા લાગ્યા દેવ દૈત્યના યોધાઓ કપાવાથી મહા ભયંકર સંગ્રામમાં રૂધિરના પ્રવાહો ચાલવા લાગ્યા તેથી ઉડતી રજ દબાવા લાગી. હે બ્રાહ્મણો અમૃત રસના સ્વાદવિના સઘળા દેવને દૈત્યો જીતવા લાગ્યા દેવતાઓ યજ્ઞના ભોક્તાછે તેથી તે યુદ્ધની ઈચ્છા કેમ કરી શકે સંગ્રામમાં બલિના બાણથી ભંગાણ પડતાં ઐરાવત પણ દિગ્ગજ સહિત પાછું મુખ કરી નાસવા લાગ્યો, જે હાથે કરી યજ્ઞમાં સંકલ્પ કરેલો છે તે દક્ષિણ હસ્તે કરી સર્વ દેવને બળિ વારવા લાગ્યો હે દેવના રાજા ઇંદ્ર ! તારા સર્વ દેવતાઓ યુદ્ધથી ભાગી જાય છે. તું શું વિચાર કરેછે તારા હાથથી છોડેલું વજ્ર પણ ચાલતું નથી કે શું તારૂં આયુધ શું કર્મ કરે છે એ રિતે દેવગણને જીતાએલા જોઈ કોપ પામેલો ઇંદ્ર, બાણના સમૂહથી ચોતરફ દૈત્યોને હણવા લાગ્યો તીક્ષ્ણ બાણોથી પીડાએલા દૈત્યો કાળનેમી દૈત્યને શરણે ગયા તેણે તેઓને અભય આપ્યું ઇંદ્રને અજેય (નજીતી શકાય તેવો) જાણી બલિ રાજાએ પોતાનું શરીર વધાર્યું ઉપેક્ષા[1] કરેલો વ્યાધિ[2] જેમ વધતો જાય તેમ વૃદ્ધિ પામેલો બળિ, ક્રોધથી દેવ, યક્ષ અને કિંનરને પોતાના મુખમાં ગળવા લાગ્યો વેગથી મુકેલા અને ગાજતાં તીક્ષ્ણ બાણો અને અગ્નિ સરખાં તીક્ષણ ચક્રોએ કરી પૃથ્વી અને આકાશમંડળ આદિ સર્વે જગત્ વ્યાપ્ત થવા લાગ્યું. ઇંદ્ર, ચંદ્ર અને સૂર્ય આદિ સઘળુ દેવતાઓનું સૈન્ય બલિનું રૂપ જોઈ ભયભીત થવા લાગ્યું એ રિતે વધેલા શત્રુ બલિને જોઇ ભયથી ચંચળને ચકિત નેત્રવાળા દેવ, ગંધર્વ, સિદ્ધ અને સાધ્ય ગણ નામના દેવતાઓ દશેયદિશાએ ભાગવા લાગ્યા, દૈત્યો યુદ્ધમાં

૧ નગણ્કારે    ૨ રોગ.

દોડવા લાગ્યા. દેવગણોએ પૂજએલા સુંદર મુકુટવાળા ઇંદ્રને શસ્ત્રઅ-સ્ત્રના પ્રહારથી અતિ ગર્વવાળા દૈત્યો કીર્તિહીન કરવા લાગ્યા. એ રિતે પોં-તાના સૈન્યનું દલન કરતા એવા મય, બલિ અને કાલનેમિ વિગેરે દૈત્યોને જોઇ હૃદયને ભેદનારા વજ્રસરખાં કઠોર તીક્ષણ અગ્ર ભાગવાળા બાણોએ કરી ઇંદ્ર તેઓને હણવા લાગ્યો ક્રોધથી રક્ત નેત્રવાળા ઇંદ્રે પોતાની ક્રોધ યુક્ત દૃષ્ટિએકરી જેનાં વીર્ય નષ્ટ થયાં છે, તેવા રથ, ઘોડા અને હાથીસહિત દૈત્યોને જેમ મેઘ,પર્વતને ઢાંકે તેમ આચ્છાદન કરવા લાગ્યો. શસ્ત્ર અસ્ત્ર આદિ હથિઆરોથી યુદ્ધ કરતી દેવસેનાને આવેલી જોઇ બાણાસુરનું સૈન્ય ભાગવા લાગ્યું. તે જોઈ બાણાસુર પોતાના હજાર હાથમાં હથિઆરો લઇ લડવા લાગ્યો તે જોઇ યુદ્ધની ઇચ્છાવાળા દાનવો ગદા અને અસ્ત્રો લઇ દેવની સેનાસામા દોડયા અને હજારો દેવને હણવા લાગ્યા એ રિતે દૈત્યોએ હણેલા અને ભાંગી ગએલ ગાત્રોવાળા ઇંદ્રાદિ દેવતાઓને જોઇ, બલિઅને બાણાસુર વિગેરે દૈત્યો ત્રૈલોકય જીતવાની ઇચ્છાથી તેની પાછળ દોડયા દૈત્યોથી પીડાએલા, ભયથી આતુર ઇંદ્રાદિ દેવ, સ્વર્ગ છોડી બ્રહ્મલોકમાં ગયા. ઇંદ્રાદિ દેવગણ બ્રહ્મલોકમાંગયા પછી દેવ દૈત્યનું યુદ્ધ, બંધ રહ્યું મહા બલવાન્ દૈત્યોસાથે દેવતાઓ યુદ્ધ કરી શકયા નહીં ત્યારે બૃહસ્પતિનાં વચ-નથી તે અનુકૂળ સમયની વાટ જોઇ રહ્યા વિષ્ણુના પાંચમા વામન અવ-તારને જાણી શુક્રાચાર્યે દેવ દૈત્યને યુદ્ધ કરવા વાર્યા ત્યારે યુદ્ધથી નિવૃત્ત થ-એલો ઇંદ્ર પ્રસન્ન થઇ અમરાવતિમાં રાજ્ય કરવા લાગ્યો તેમજ દૈત્યનો રાજા બલિ પણ પોતાને ઘેર જઇ દેવતાઓનું યજન કરવા લાગ્યો, સર્વ દૈત્યો પાતાળમાંથી નિકળી પૃથ્વીનું રાજ્ય કરવા લાગ્યા ત્યારે દેવગણ અન્યોન્ય સલાહ કરવા લાગ્યા કે બલિ રાજા પાતાલ ને ભૂમિલોક એ. બેઉનું રાજ્ય કરેછે અને ઇંદ્ર એકલા સ્વર્ગને ભોગવેછે, માટે જ્યાં સુધિ વિષ્ણુરૂપ વામન, રૈવતાચળ પ્રત્યે આવ્યા નથી ત્યાંસુધિ દૈત્યોએ જીતેલા આપણે દેવગણે, મૌન રહેવું એવો વિચાર કરી ઇંદ્રાદિ સર્વે દેવ ભયભીત થઇ બ્રહ્મલોકમાં બ્રહ્માપાસે આવ્યા. સૂત કહે છે–હે વિપ્રો અસુરમાં ઉત્તમ એવા બલિરાજાએ પાતાળ, ભૂતળ અને દેવલોક આ-દિ સર્વ જગત જીતી પોતે.રાજ્ય કરવા લાગ્યો જેમ ઇંદ્ર સ્વર્ગમાં શોભતો હતો તેમ સ્વર્ગને ભોગવનાર બલિ, પુત્ર, મિત્ર અને બાંધવો સહિત ઇંદ્રાસ-નપર શોભવા લાગ્યો બળવાન્ બલિ પોતે ઈંદ્ર થયો, બાણાસુર યમ થયો.

મય દાનવ વરૂણનો અધિકાર ભોગવવા લાગ્યો, અને મહાન અસુરરાહુ ચંદ્ર થયો, સ્વર્ભાનુ સૂર્ય થયો અને શુક્રાચાર્યે બૃહસ્પતિની પદવી લીધી બાકી રહેલા દૈત્યોએ બીજા દેવના અધિકારો સંભાળ્યા. દૈત્યનો રાજા બલિ, જ્યારે કવચ ટોપ અને મુકુટને ધારણ કરી યુદ્ધ કરવા સજ્જ થવા લાગ્યો ત્યારે દૈત્યોને ભયંકર સ્વપ્નો અને દુષ્ટ અપશુકનો થવા લાગ્યાં એવાં નિમિત્તો[૩] જોઇ ગયેલો માણસ પાછો આવે નહીં ગોમ ધારી સેનાસહિત ઘેર રહી રાજ્ય કરવા લાગ્યો તોપણ જ્યારે પોતાને અને બીજાં સર્વે લોકોને શરીરમાં સુખ રહેવા ન લાગ્યું ગાત્રો ત્રુટવા લાગ્યાં, માથું દુઃખવા લાગ્યું, જ્વર આવવા લાગ્યા. સુખે નિદ્રા આવે નહીં, ભોજન ભાવે નહી જલપિવું ગમે નહી, ખાધું પચે નહીં એવી પીડાથી સર્વે લોકો વ્યાકુળ થવા લાગ્યાં એ રીતે જગતને દુઃખી જોઇ વિહ્વળ થયેલો બલિ, પોતાના ગુરૂ શુક્રાચાર્યને બોલાવી સભામાં બ્રાહ્મણો સહિત વિચારકરી પરમ ભક્તિથી કુશળતા પુછવા લાગ્યો.

शुक्रं गुरुं समानीय सभायां संन्निवेश्यच ॥
पप्रच्छ कुशलं दैत्यो भक्त्या परमया युतः ॥ ४७ ॥

ઇતિ શ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર
ભાષાંતરનો ચોવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ तस्मिन्काले तु विप्रेंद्राः शुक्राचार्यो गुरुः कविः ॥
पृष्टः सर्वं हि बलिना समाचष्ट भृगूद्वहः ॥ १ ॥

સૂત કહે છે—તે સમયે બળિ રાજાએ પ્રશ્ન કરવાથી ભૃગુ કુળમાં શિરોમણિ પરમ કવિ ગુરૂ શુક્રાચાર્યે સભાસદો, રાજર્ષિઓ અને અનેક રાજાઓના પ્રાચીન ઇતિહાસો આન્વીક્ષિકી, વેદત્રયી, રાજનીતિ અને દંડનીતિઆદિ અનેક નીતિ વિષય વ્યાખ્યાનો કર્યાં.

શુક્રાચાર્ય કહે છે—હે બળી શત્રુને હણતાં શેષ રાખવો નહીં; જેમ શિક્ષા કરતાં-છોડી દીધેલો સર્પ અને માથું કાપ્યાં છતાં છોડી મૂકેલો રાહુ પીડા કરે છે તેમ હણતાં બાકી રહેલો શત્રુ પાછો પરાભવ કરે છે, માટે સઘળા દેવગણથી વીંટાયેલો દેવતાનો રાજા ઈંદ્ર કે જેને તેં જીત્યો છે તોપણ તે પાછો સમય આવ્યે પરાભવ કરશે માટે શિવ વિષ્ણુ અને બ્રહ્માનું આરાધન કર, સર્વ શત્રુઓનો પરાજય કર મહોટું તપ કર; પહેલાં અપમાન

૩ અપશકુન.

કરાએલો વૈર રાખનાર દુર્બળ શત્રુ પણ ઉપેક્ષા કરવા યોગ્ય નથી; કદિ ક્રોપ પામેલા ન હોય તોપણ હણવાથી બચી ગયેલા ઉદય પામેલા શત્રુઓનો વિશ્વાસ કરવો નહીં, હે દૈત્ય તે દુઃખ હમણાં તું સહન કર. રાજનીતિ વિના હમણાં તું શું કામ કરીશ, સાંભળ હે દાનવોમાં ઉત્તમ તે દેવતાઓ હમણાં તારા ભયથી બ્રહ્મલોકમાં ગયા છે. તે ઇંદ્રથી શું થવાનું છે તારા ઐશ્વર્યથી તું ત્રૈલોકયના રાજયનો ઉપભોગ કર.

બલિ કહે છે—હે દ્વિજ શ્રેષ્ઠ તે ઇંદ્ર દેવ સહિત ત્યાં શી રીતે પહોંચ્યો! કયા કર્મથી હું પણ ત્યાં જઇ શકું ? જેથી બ્રહ્મ સભામાં જઇ શકાય તે કર્મ કહો, એવાં બલિનાં વચન સાંભળી યુદ્ધને વિષે પ્રીતિવાળા દૈત્યના આચાર્ય શુક્રાચાર્ય કહેવા લાગ્યા.

શુક્રાચાર્ય કહે છે—હે શ્રીમન્ વૃત્રાસુરના શત્રુ ઇંદ્રનું ચરિત્ર કહું તે સાંભળ, પૂર્વે તે ઇંદ્રે સો અશ્વમેધ યજ્ઞ કરયા હતા તેથી બ્રહ્મલોકમાં ગયો છે. હે અસુરોત્તમ તું પણ સો અશ્વમેધ યજ્ઞ કર જેથી તેજ પિતાના માર્ગે કરી બ્રહ્માની સભામાં જઇશ એવાં શુક્રાચાર્યનાં વચન સાંભળી પરાક્રમિ બળિ રાજાએ સો અશ્વમેધ યજ્ઞ કરવા વિચાર કરી કહ્યું કે હે બ્રહ્મન્, હે ગુરૂ, મા હરે પણ સો યજ્ઞ કરવા છે. જેથી બ્રહ્મ લોકમાં જઇ શકાય. પિતામહ બ્રહ્માની પાસે જઇ રણમાં ઇંદ્રને હણી પ્રલ્હાદને રાજય ઉપર બેસાડું હેદ્વિજ વર્ય એ રીતે થયા પછીજ મને સુખ થશે જેથી નિઃશંક સર્વ ઠેકાણે મારો વિજય થશે.

શુક્રાચાર્ય કહે છે—હે રાજન્ જેની અંદર સર્વસ્વ દક્ષિણા અપાય છે એવા અશ્વમેધ યજ્ઞો તારે ઉત્પાતની શાંતિ થવા કરવા જોઇએ. હે દાનવોમાં શ્રેષ્ઠ. બ્રાહ્મણો અને ક્ષત્રિયો સહિત, બાર વર્ષમાં પૂર્ણ થાય તેવા એ સો અશ્વમેધ યજ્ઞ કરવાથી તને સઘળું ત્રૈલોકય મળશે આ મહાયજ્ઞમાં દૂર રહેલા ઋષિઓ, બ્રાહ્મણો, મુનિઓ અને બ્રહ્મચારીઓને બોલાવો, નગરથી પૂર્વ દિશાએ યજ્ઞ મંડપ કરવા આજ્ઞા કરો. હે રાજન્ જેની જે ઇચ્છા હોય તેવાં તારે દાનો આપવાં.

સૂત કહે છે—એવા શુક્રાચાર્યનાં વચન સાંભળી મહારાજ! પ્રમાણ છે હું તે રીતે યજ્ઞ કરવા તત્પર છું એવું કહી પોતાના અનુચર અને પ્રજા સહિત રાજા બલિયે નગર બહાર આવી સેનાનો બલાકાવ્યૂહ (બગલાના આકાર સરખી, વ્યૂહ રચના)થી પડાવ નાખ્યો અને સહજ લીલામાત્રમાં

યજ્ઞની સામગ્રીઓ તૈયાર કરવા લાગ્યો દાન કરવા સારૂ સોના રૂપાથી મ- હોટા કુવાઓ ભરચા પોતાના ગુરૂ શુક્રાચાર્યને, ઉત્તમ દાનવોને, અને યજ્ઞ- ના કામમાં કુશલ સઘળા બ્રાહ્મણો,સદસ્યો અને ઋત્વિજો (વરૂણીના બ્રાહ્મણો) ભૃગુ કુળમા થયેલા શુક્રના પંડિત શિષ્યો અને શુક્રના પુત્ર શંડામર્ક વિ- ગેરેને બોલાવી ઘણી દક્ષિણાવાળા અશ્વમેધ યજ્ઞનો આરંભ કરયો. સર્વ દેવ- ગણ અને મુનીશ્વરો ત્યાં આવ્યા યજ્ઞની દીક્ષા લઇ હું ઘણી દક્ષિણા આપીશ તથા કોઇ પણ બ્રાહ્મણ આવીને જે માગશે તે આપીશ શરીર પુત્ર, મિત્ર, અને સ્ત્રીઓ આદિ સર્વસ્વ યાચના કરનાર બ્રાહ્મણોને આપીશ. નિરંતર મારે યજ્ઞમાં બ્રાહ્મણોને દાન દેવું છે મને કોઇ વારશે તોપણ દાનના નિશ્ચય- થી હું અટકીશ નહીં, યાચના કરયા પછી જો હું દાન ન આપું તો મારો યજ્ઞ વ્યર્થ થાય, એવું કહી યજ્ઞના આરંભમાં બલિ રાજાએ યથેચ્છિત દાનની પ્રતિજ્ઞા કરી ઘણા યોજન સુધી વિસ્તારવાળો દિવ્ય મંડપ કરી યજ્ઞને સમયે દિક્ષા લઈ બેઠો. યજ્ઞમાં કુશળ શુક્રાચાર્યે વિધિથી કર્મો કરવા આરંભ કરયો ભોજન આચ્છાદન વિગેરે અનેક પ્રકારનાં દાનો રાજા બલિ આપવા લાગ્યો; સપ્તર્ષિઓ આકાશથી પૃથ્વીપર આવ્યા અને બીજા સર્વે બ્રાહ્મણો સઘળી દિશાથી ત્યાં આવ્યા, યજ્ઞ કર્મનો આરંભ થતાં દેશદેશથી આવેલા અનેક રાજાઓ વિવિધ પ્રકારની ભેટ બલિને આપવા લાગ્યા; નટો નાચનારાઓ અને યાચકો ઘણા દૂરથી આવ્યા તેઓને રાજા બલિ અતિહર્ષથી અનેક દાનો આપવા લાગ્યો વેદધ્વનિની સાથે મળેલો ગીત વાજિત્રોનો અને આપો આપો એ રીતે યાચકોના શબ્દથી ત્રૈલોક્ય બહેરૂં થઇ ગયું. સોનું, ધન, રૂપું અને વસ્ત્રો અનુક્રમે આપો, અને ધાન્ય ઈચ્છા પ્રમાણે જમો, સુખેથી જે જોઇએ તે લીઓ, યથારૂચિ સ્વાદ કરો, સુવર્ણના પાત્રોમાં બ્રાહ્મણો અને અતિથિઓને રાજા બલિ પોતે નાના પ્રકારનાં ભોજન આપવા લાગ્યો. "આ પશોમાં"અથવા"નથી કે થોડું આપજો" એવી વાણી કોઈ ઠેકાણે સાંભળવામાં આવતી નહોતી જેઓ જે જે વસ્તુ માગે તે તે વસ્તુ તેઓને આપતા હતા. બ્રાહ્મણ આદિ બીજા યાચકોને તે ઘણું ધન આપવા લાગ્યો પરંતુ અન્ન વસ્ત્રવિના બ્રાહ્મણોએ બીજું કશું, ગ્રહણ કરયું નહીં. સુવર્ણ, રત્નો અને રૂ- પિઆ, ઘોડા, રથ, અને હાથીઓ તથા ઘર, ગાયો, પૃથ્વી અને વાહનો બ્રાહ્મણોએ ગ્રહણ કર્યાં નહીં, બલિના યજ્ઞમાં અન્નવસ્ત્રથી તૃપ્ત થયેલા બ્રા-

૧ શાલ વિગેરે ઓઢવાનાં વસ્ત્રો.

બ્રાહ્મણોએ સેંકડો અને સહસ્ત્રાવધિ દક્ષિણા પણ ગ્રહણ કરી નહીં તેમજ સુવર્ણ, રત્ન, રૂપું, ઘર, અને ધાન્ય આદિથી રાજી થયેલા વિપ્રોએ દેશ અને ગામને પણ ગ્રહણ કર્યાં નહીં તેમજ બલિના રાજ્યથી સંતોષ પામેલા કેટલાક વિપ્રોએ ધનને પણ ગ્રહણ કર્યું નહીં એ રીતે જેની અંદર સર્વસ્વ દક્ષિણા અપાય છે એવો મહાયજ્ઞ ચાલવા લાગ્યો, જેમાં ઘણાં દાનો અપાય છે તથા આહુતિ અને મંત્રોએ કરી પ્રસન્ન થયેલા બ્રહ્મા, ઇંદ્ર, રૂદ્ર, ગ્રહ, ચંદ્ર, અને સૂર્ય વિગેરે દેવતાઓ કોઈ નાચવા લાગ્યા કોઈ ગાવા લાગ્યા. કોઈ પાઠ કરવા લાગ્યા અને કોઇ તે યજ્ઞનાં અને બલિનાં વખાણ કરવા લાગ્યા કોઇ બલિને કોઇ શુક્રાચાર્ય ગુરૂને કોઇ હોતાને અને કોઈ પરિચારકને વખાણવા લાગ્યા કે યજ્ઞ પૂર્ણ થયા પછી દેવતાના અધિપતિ ઇંદ્રના અથવા બ્રહ્માના ઉત્તમ લોકમાં આ બળિરાજા પ્રાપ્ત થશે સઘળું રાજ્ય[1] બ્રાહ્મણોને આપી પુત્ર મિત્ર અને સ્ત્રીસહિત આ બલિરાજા રસાતલમાં જશે એવી બ્રાહ્મણોની વાણી સાંભળી દૈત્યો આશ્ચર્ય પામ્યા કે આ શું કહે છે. કેટલાએક ભેળા થઇ રાજા બળિની પાસે કહે છે તેથી રાજી થયેલો બલિ અનેક પ્રકારનાં દાનો આપે છે. વળી સંતોષ પામેલા બીજા કેટલાક બ્રાહ્મણો કહેવા લાગ્યા કે પોતાનું રાજ્ય આપી આરતસાળમાં જશે કે શું ? એ રીતે યજ્ઞ કરતાં રાજા બલિના પચાસ અશ્વમેધ યજ્ઞ પરિપૂર્ણ થયા એ સમયે વિષ્ણુ ભગવાન્ વામનનો અવતાર લઇ ચાર વેદની વિદ્યાથી સંપન્ન થઇ મધ્યદેશમાં તીર્થયાત્રાએ નિકળ્યા, જેણે શિખા બાંધી છે તથા શ્વેત વસ્ત્ર પહેર્યા છે એવા છત્ર ચાંખડી અને કમંડળ સહિત અનેક તીર્થો જોતા પૃથ્વી ઉપર ફરવા લાગ્યા તે વિષ્ણુએ ભિક્ષુરૂપે કરી યજ્ઞમાં મહાદાની રાજા બલિને છળ્યો.

श्वेतवस्त्रोबद्धशिखी छत्रोपानत्कमंडलुः ॥
द्रष्टुं तीर्थान्यनेकानि परिबभ्राम मेदिनी ॥ ५२ ॥
भिक्षुरूपेण तेनाथ क्रतौ सर्वचितोसुरः ॥

ઇતિશ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો પચીશમો અધ્યાય સંપૂર્ણ.

---

ऋषयऊचुः ॥ ब्रह्मलोकं गतास्ते तु देवाः सर्वे सवासवाः ॥
पराजिताः सुरादैत्यैः किमकुर्वत सूतज ॥ १ ॥

ઋષિઓ કહે છે—હે સૂત પુરાણી બ્રહ્મલોકમાં ગયેલા અને દૈત્યોએ જીતેલા ઇંદ્રાદિ સર્વે દેવ શું કરતા હતા હે રૂડા વ્રતવાળા સૂત પુત્ર દેવ

1 બ્રાહ્મણોને આપી પુત્ર મિત્ર અને સ્ત્રી સહિત આ બળિરાજા રસાતાલમાં જશે એવી.

તાઓને પાછું સ્વર્ગ શી રિતે મળ્યું. કશ્યપથી ઉત્પન્ન થએલા વામનરૂપ વિષ્ણુએ પોતે સમર્થ અને પૂર્ણકામ છતાં બલિરાજા પાસેથી ત્રણ પગલાં પૃથ્વી શા માટે માગી હતી. તેમજ ઇશ્વર છતાં બલિને શા માટે બાંધ્યો પરિપૂર્ણ એવા યજ્ઞના ઇશ્વર વિષ્ણુએ નિરપરાધિ બલિનો નિગ્રહ કર્યો એ મોટું આશ્ચર્ય છે માટે તે કથા અમને સવિસ્તર કહો.

સૂત કહે છે—બલિરાજાએ જયારે દિક્ષા લઇ પચાસ અશ્વમેધ યજ્ઞ પુરા કર્યા ત્યારે તે ઈંદ્ર સરખો થયો જેના યજ્ઞમાં થએલા અગ્નીના ધૂમે કરી પર્વત સહિત સઘળી પૃથ્વી દિશાઓ અને આકાશ છવાઇ રહ્યું. તથા સુગંધી પવનેકરી બ્રહ્મલોક સુગંધમય થઇ ગયો તેથી ખેદ પામેલા દેવતાઓ એ બ્રહ્માને કહ્યું હે બ્રહ્મન્ આ બ્રહ્મલોક અને આકાશ ચોતરફ ધૂમથી ઢં-કાઇ ગયું તેનું કારણ શું તે સાંભળી જ્ઞાન દ્રષ્ટીએ કરી સર્વ વૃત્તાંત જાણી બ્રહ્મા દેવતાઓને આવાં વાકય કહેવા લાગ્યા.

**બ્રહ્મા કહે છે.**—દેવતાના શત્રુ વિરોચન પુત્ર બલિએ ઉત્તમ બ્રાહ્મ ણોની સહાયતાથી સોઅશ્વમેધ યજ્ઞનો આરંભ કર્યો છે. તે દાનવે પચાસ યજ્ઞ કરી ત્રણ લોકને જીતી લિધા હવે તે બાકી રહેલા યજ્ઞો કરે છે. હે દેવ-તાઓ તે અશ્વમેધ યજ્ઞેકરી મારા લોકમાં આવવાને તેની ઈચ્છાછે એવું બ્રહ્માએ કહ્યું ત્યારે ખેદયુક્ત મનવાળા સદસ્ય (સભાજનો) અને દેવતાઓ હાથ જોડી શરણે આવેલાનું રક્ષણ કરનાર પિતામહ બ્રહ્માને કહેવા લાગ્યા.

**દેવતાઓ કહેછે**—હે બ્રહ્મન્ પહેલાં બલિ રાજાએ સઘળું ત્રૈલોક્ય જીત્યુંછે હવે સોં અશ્વમેધ કરી જયારે તમારી પાસે આવશે ત્યારે અમારે કયે સ્થાને જવું. હે જગત્પતે અમારે શું કરવું. કાંઈ ઉપાય કહો કે જેથી નિર્ભય થઇએ એવાં દેવનાં વચન સાંભળી સર્વ લોકોના પિતામાહ બ્રહ્મા ક્ષ-ણમાત્ર ધ્યાન કરી મધુર વાણીવડે આવાં વાકય બોલ્યા.

**બ્રહ્મા કહેછે**—હે દેવતાઓ સમયને ઉચિત, હિતકારક મારૂં વાકય સાંભળો. એ બલિ મહાન્ દૈત્ય મારાથી પણ હણિ શકાય તેમ નથી, સર્વ દેવને શરણે રાખનાર કેવળ દૈત્યસમૂહનેજ નહિં પણ સર્વ વિશ્વને જીતનાર સર્વ દેવમાં શ્રેષ્ઠ વિષ્ણું તેને જીતશે કે જે સર્વ લોકને ધારણ કરનાર વિશ્વની ઉત્પત્તિરૂપ સનાતનછે તે મહાન્ દૈત્ય બલિને શુક્રાચાર્યે હિરણ્યગર્ભના યોં-ગનું નિદર્શન કહેલુંછે તેથી તે સમર્થ મહાત્માએ દૈત્યોમાં શ્રેષ્ટ બલિ રાજાનો આત્મા (દેહ) સઘળા વિશ્વથી ન જીતી શકાય તેવો કર્યોછે તેમજ સર્વ જગત-

ના અને અમારા ઉત્પત્તિના સ્થાનરૂપ સર્વેથી પહેલાં થએલા અ-ચિંત્ય વિશ્વના આત્મારૂપ પરમ તપસ્વી આત્મયોગેકરી યુક્તછે જે મહાત્માને આ ઇશ્વરછે એ રિતે કોઇપણ જાણી શકતા નથી જે પુરૂષોત્તમ પોતાના આત્માને અને જગતને જાણેછે તે શ્રેષ્ઠ દેવ તમારૂં મનોવાંચ્છિત કાર્ય કરશે એમાં સંશય નથી. હે દેવતાઓ દૈત્યવર્ય બલિને જીતનાર તે વિષ્ણુ ઉત્તમ થશે. ક્ષીર સમુદ્રથી ઉત્તર દિશાએ અમૃત નામનું શ્રેષ્ઠ સ્થાનછે ત્યાં જઇ તપે કરી તે ઇશ્વરને પ્રસન્ન કરો એવાં બ્રહ્માનાં વચન સાંભળી રાજ્ય,લક્ષ્મીથી હીન થએલા ઇંદ્રાદિ સર્વ દેવો, શર્ણાગત વત્સલ જગતના પરમરક્ષક મનુષ્યનાં દુઃખને ટાળનાર વિષ્ણુને શરણે ગયા.

**સૂત કહેછે**—બલિની ઉન્નતિરૂપ બાણવડે ભાંગી ગયેલા તથા તે બલિની કીર્ત્તિરૂપ તલવારેં કરી બે કટકા થઇ ગયેલા અને તેની આજ્ઞારૂપ સાંગેકરી જેમનાં અંગો ભેદાઇ ગયાંછે એવા દેવતાઓને ક્યાંઇ પણ સુખ થયું નહિ. ત્યારે તે બલિના યશરૂપ અગ્નિએ કરી દગ્ધ અંગવાળા વિહવળ થએલા દેવતાઓ બ્રહ્માને આગળ કરી વિષ્ણુને શરણે જઇ હાથ જોડી સ્તુતિ કરવા લાગ્યા.

**બ્રહ્મા કહેછે**—શંખ, ચક્ર અને ગદાને ધારણ કરનાર હે જગદિશ્વર અમારે માટે આપ નિત્ય આયુધને ધારણ કરોછો આપ નાથ છતાં અમોને આવું દુઃખછે હે જગન્નાથ અમે પીડાયા છીએ તમારી સ્તુતિ કરનારી અમારી વાણી દૈત્યનું વખાણ કેમ કરી શકે, મન, વચન અને કાયાએ કરી તમારે શરણે રહેલા તથા આપનું ચરણજ જેને એક શરણરૂપ છે (રક્ષણ કરનાર) એવા અમો દૈત્યને કેમ નમસ્કાર કરીએ હે સુરેશ્વર તમારા ઐશ્વર્યે કરી પુષ્ટ અંગવાળા અમો કે જેઓ પરાક્રમથી ત્રૈલોક્ય જીતી સ્થિર થયા છીએ.તેઓ અમે દૈત્યને કેમ નમન કરીએ યજ્ઞોથી આપનું યોજન કરનારા વાણીથી આપનાં વખાણ કરનારા આપને એકનેજ શરણે રહેલા આપના પરાક્રમને આશ્રિત થએલા અમે ઇંદ્રાદિ દેવ કે જેને આપે ઉત્તમ પદ આપ્યુંછે તેઓ તે દૈત્યની પાસે દીન કેમ થઇએ. જગતના કર્ત્તા અને ગુરૂરૂપ આપ આદિઅંત રહિત છો તે અનાદિ અનંતને છોડી અંતવાળા આ શત્રુને શરણે કેમ જઇએ બ્રહ્મારૂપ કરી જગતને સરજનાર આપ વિષ્ણુરૂપ થઇ જગતનું રક્ષણ કરોછો અને રૂદ્ર શક્તિએ કરી વિશ્વનો સંહાર કરોછો આ લોકમાં ઐશ્વર્યજ મોટું કારણછે ઐશ્વર્યવિના કાંઇપણ રસ નથી હે દેવના

"નિયંતા જેમને આપે ઐશ્વર્ય આપેલું છે એવા અમો આ અનીશ્વરને કેમ અનુસરિયે, એવી દેવતાઓની સ્તુતિ સાંભળી પ્રસન્ન થએલા ભક્તવત્સલ ભગવાને જે વચન કહ્યાં તે વૃત્તાંત હું તમને સવિસ્તર કહું તે શ્રવણ કરો.

વરદાનને આપનાર પદ્મનાભ વિષ્ણુને પ્રણામ કરી સર્વે દેવગણ ગદ ગદ વાણિયે કરી કહેવા લાગ્યા. દેવનાદેવ હે ભગવંન્ સ્થાવર જંગમના આપ પરમ રક્ષા કરનારછો પીડાને મટાડનાર હે વિષ્ણુ અમારી દેવની વિજ્ઞપ્તિ સાંભળો. અતિ બલવાન્ સૈન્યથી વિંટાએલા અસુરપતિ બલિએ સર્વે દેવને જીતી ત્રૈલોક્ય હરી લીધું છે. જેમ ઉપેક્ષા કરેલો વ્યાધિ વધી જાય તેમ આ દૈત્ય વધિ ગયો છે આપ વિના બીજો કોઇપણ દેવનું રક્ષણ કરે તેવો નથી. હમણા તે શુક્રાચાર્યનો મત લઇ અશ્વમેધ યજ્ઞ કરેછે તેથી બ્રહ્મલોકનું સ્થાન પામવા અને અમને જીતવા તૈયાર થયોછે સો અશ્વમેધ યજ્ઞ પુરા કરી તે મહાન્ દૈત્ય બ્રહ્મલોકમાં આવી દેવતાને જીતવા ચાહેછે માટે હે દેવેશ, હે જગત્‌ગુરૂ બલિને છળો તેના યજ્ઞનો વિધ્વંસ[3] કરવા આપ ઉપાય રચો કે જેથી અમે નિવૃત્તિ પામિએ એવાં દેવનાં વચન સાંભળી ભગવાન્ મધુસૂદન કે જે સુંદર ભુજાવાળાછે તે સર્વ દેવને અભયદાન આપી તેનાં કાર્ય સિદ્ધ કરવા કહેવા લાગ્યા.

શ્રી વાસુદેવ કહેછે.—હે ભગવાન તારા શત્રુની ઉન્નતિનું[3] કારણ જાણુંછું બ્રહ્મવાદિ ભૃગુએ પોતાના શિષ્યનું તેજ પધાર્યું છે તેથી મારા વિના એક ક્ષણ પણ તું કે તારા જેવો બીજો કોઇપણ તેની સનમુખ રહેવા સમર્થ નથી મારો ભક્ત આ દૈત્ય બલિ, દેવ દૈત્યથી પણ હણાય તેવો નથી જેમ તમે મારા પોષ્ય[4] છો તેમ એ બલિ પણ મારે યોગ્ય છે. હે દેવતાઓ સંગ્રામ કર્યા વિના તેનું રાજ્ય લઇ તમને સ્વર્ગમા આપીશ અને મંત્રથી હું તેને બાંધિ તમને આપીશ માટે જ્યાં સુધિ તે શત્રુનો પ્રતિકૂળ સમય આવ્યો નથી ત્યાં સુધી તમે સ્વર્ગનો ત્યાગ કરી ધીરજ રાખો. હમણાં પરાક્રમની વૃદ્ધિ કરનાર વિપ્ર બળથી થયેલો બલિનો ઉદયકાળછે તે ભૃગુના અપમાનથીજ પરિવાર સહિત નાશ પામશે એ રિતે પરમ સમર્થ વિષ્ણુએ સમજાવેલા સર્વે દેવ સ્વર્ગનો ત્યાગ કરી યથેચ્છ રૂપથી ફરવા લાગ્યા. સર્વે દેવ સંતાયા પછી વિરોચન પુત્ર બલિ, અમરાવતી પુરી કે જે દેવની રાજધાની છે તેને દબાવી ત્રૈલોક્યને વશ કરવા લાગ્યો. જગતને જીતનાર શિષ્ય બલિને

૧ ન ગણકારેલો. ૨ ભંગ, ૩ ચડતીનું. ૪ પોષણ કરવા યોગ્ય.

જોઇ તે ઉપર પ્યાર રાખનાર ભૃગુ ગોત્રિ દ્વિજો અનુસરતા તે દૈત્યને અશ્વ-મેધ યજ્ઞ કરાવવા લાગ્યા તેના મહિમાએ કરિ બલિની કીર્ત્તિ ત્રૈલોક્યમાં ફે-લાવા લાગી તેથી દશે દિશાઓ વ્યાપ્ત થઇ ગઇ બ્રાહ્મણોના પ્રસાદથી પ્રાપ્ત થએલી પ્રતિ દિવસ વૃદ્ધિ પામતી સમૃદ્ધિવાળી રાજ્ય લક્ષ્મિને ભો-ગવતો મોટા ઉદારમનવાળો બલિ, પોતાના આત્માને કૃતકૃત્ય (કૃતાર્થ) મા-નવા લાગ્યો, વિષ્ણુનાં વાક્યથી સંતોષ પામેલા સર્વે દેવ સઘળું છોડી તે દૈત્યને અજય જાણી બ્રહ્મલોકમાં ગયા. ધર્મધ્વજ બલિને છળવા વિષ્ણું વામનરૂપ કરી તેને મંદિર ગયા અને બલિનો નિગ્રહ કરી વિષ્ણુએ સ્વર્ગ ઇંદ્રને આપ્યું.

वंचनाय मतिं चक्रे वलेर्धर्मध्वजस्य वै ॥
सविभुर्वामनं रूपं कृत्वागाद् वलिमंदिरे ॥ ५१ ॥
वलेस्तु निग्रहं कृत्वा देवेंद्राय दिवं ददौ ॥

ઇતિ શ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્ય ખંડના ગુર્જર
ભાષાંતરનો છવિશમો અધ્યાય સંપૂર્ણ.

---

शौनक उवाच ॥ कथं हि देवदेवेशो विष्णुर्वामनतां गतः ॥
अदित्या तु धृतोगर्भे कश्यपस्य प्रजापतेः ॥ १ ॥

શૌનક કહેછે—દેવના દેવ ઈશ્વર વિષ્ણુ, વામનપણાને કેમ પ્રાપ્ત થયા પ્રજાપતિ કશ્યપનાં સ્ત્રી અદિતિએ તેને ગર્ભમાં શી રીતે ધારણ કર્યા દેવનાદેવ ચક્રધારી વિષ્ણુએ અસુરના રાજા બલિ પાસે ત્રણ પગલાં પૃથ્વી માગી દેવતાનાં કાર્યોઃ કર્યાં લોમહર્ષણના પુત્ર હે સુત આશ્ચર્ય કારક એ આ ખ્યાન અમને કહો.

સૂત કહેછે—પોતાના પુત્રો ખોવાઇ ગયા પછી દેવમાતા અદિતિ નિસાસા નાખી ઉદાસ થવા લાગ્યાં દૈત્યોએ જ્યારે સ્વર્ગનું રાજ્ય લીધું અને દેવતા નાસીને ક્યાં ગયા તે સમાચાર ન મળતાં અદિતિ અતિ શોક કરતાં હતાં એક દિવસે કશ્યપમુનિ તેને આશ્રમે આવ્યા ઉત્સવરહિત અને હર્ષ રહિત આશ્રમને જોઈ આસનપર બેઠેલા કશ્યપ મુનિની બીજી સ્ત્રીના પુત્ર દૈત્યના દુઃખે કરી જેનું મુખકમલ કરમાયેલુંછે એવાં અદિતીએ પૂજા કરી સત્કાર કરેલા મુનિ તેને ઉદાસી જોઇ વિસ્મય પામી કહેવા લાગ્યા.

કશ્યપ કહેછે—હે કલ્યાણિ! હે ભદ્રે તારા આશ્રમમાં જગતથી બ્રાહ્મ-ણો? અને ધર્મનું કુશળછે, સ્વજનમાં આસક્ત થએલી તું ઘેર આવેલા અ-

તિથીઓનું પૂજન નથી કરી શકી કે શું ? તારે ઘેરથી સત્પુરૂષો પૂજન અને આગતસ્વાગતવિના ગયા છે કે શું હે સુંદરી જે ઘરમા સારાં વચન વિગેરેથી સત્કાર ન પામતાં અતિથિઓ પાછા ચાલ્યા જાયછે તે ઘર સ્મશાન જેવુંછે હે કલ્યાણિ ! તે હોમની વેળાએ અગ્નિનો હોમ કર્યો નથી કે શું ? અથવા સર્વરૂપ વિષ્ણુ અને બ્રહ્માનું ચંદનથી પૂજન નથી થયું કે શું ? જેની પૂજાથી ગૃહસ્થો સમૃદ્ધિવાળા લોકોને પામેછે.

હે વરાનને ! તારા સર્વે પુત્ર કુશળ છે હે પ્રિયે આ ઉદાસીનાં ચિન્હોથી તારા આત્માને હું અસ્વસ્થ માનુછું.

અદિતિ કહેછે—હે સ્વામિન્ ! ધર્મ, બ્રાહ્મણો અને ગાયોનું, સર્વ જગતથી કુશળ છે. હે ગૃહનાથ ! આમારૂં ઘર કેજે ધર્મ, અર્થ અને કામ સંબંધી કર્મનું પરમસ્થાનરૂપ સઘળું કુશળ છે. અગ્નિ અતિથિઓ અને ભિક્ષુઓ તથા બ્રાહ્મણો આપના પ્રતાપથી સારી રિતે સત્કાર પામી પોતાના ભાગ લઇ સંતોષ પામી નિત્ય આનંદમાં છે. હે પ્રજાપતિ જેને આપ સરખા ધર્મને કહેનાર સ્વામિછે તથા આપની કૃપાથી મારા જેવીની કઇ મનકામના અપૂર્ણ રહે ? આપના શરીર અને મનથી થએલી પ્રજા રાજ્યની પ્રાપ્તિ સારૂ સ્પર્ધાએ કરી[2] એક બીજા દ્રોહ અને વિરોધ કરેછે એજ માત્ર શોકછે. સુંદર મુખવાળા હે સ્વામિન્ આપની સ્તુતિ કરતી હું કે જેના પુત્રોને શત્રુએ રાજ્યથી ભ્રષ્ટ કર્યાછે તે લક્ષ્મીહીન પુત્રોનું રક્ષણ કરો. હે પ્રભુ શત્રુથી પીડાએલી, દુઃખ સાગરમાં બુડેલી હું, શત્રુઓએ યશ, સ્થાન અને ઐશ્વર્ય હરી લીધુંછે તેથી દુઃખીછું. સુંદર ફલને આપનાર હે ઋષિવર્ય મારા પુત્રોને ફરીથી સ્વર્ગ અને ઐશ્વર્ય પ્રાપ્ત થાય તેવો મુને ઉપદેશ કરો.

સૂત કહે છે.—એ રિતે અદિતિની પ્રાર્થનાથી વિસ્મય પામેલા કશ્યપ મુનિ કહેવા લાગ્યા કે આહો વિષ્ણુની માયાનું બળ કેવું છે આ સર્વ જગત્ સ્નેહથી બંધાએલું છે માયાથી પર આત્મા ક્યાં, અને પંચમહાભૂતથી થએલું આ શરીર ક્યાં, પુત્રો કોણ, પતિ કોનો, આ સઘળાનું કારણ માત્ર મોહ છે. દેવના ઈશ્વર સર્વાત્મા ભયની પીડાને મટાડનાર વ્યાપક, વાસુદેવ નારાયણનું આલસ છોડી સારી રિતે આરાધન કરો તે પરમાત્મા તમારા મનોવાંછિત કામને પૂર્ણ કરશે ભગવાનની ભક્તિ સફળ છે બીજાની આસક્તિ વ્યર્થ છે એમ વિદ્વાનો કહે છે.

---

૧ અભ્યાગતો. ૨ બરોબરી કરવા હરીફાઈથી.

અદિતિ કહે છે.—હે મુનિરાજ! ક્યા વિધિથી હું વિષ્ણુનું આરાધન કરૂં કે જેણે કરી પ્રસન્ન થએલા વિષ્ણુ મારો મનકામના પૂર્ણ કરે, હે બ્રહ્મન્! લક્ષ્મીપતિને સંતોષ પમાડવાનો વિધિ મને કહો. પુત્રસહિત દુઃખી થએલી હું કે જે પીડાઉં છું તે પીડાને તત્કાળ વિષ્ણુ મટાડે એવો ઉપદેશ કરો.

કશ્યપ કહે છે.—પૂર્વે પ્રજાની કામનાથી મેં બ્રહ્માને પુછ્યું હતું ત્યારે તેણે વિષ્ણુનું વ્રત મને કહ્યું હતું તે હું તને કહું છું હે દેવિ! ફાગણ માસના શુકલ પક્ષમાં ભક્તિયુક્ત થઈ બાર દિવસ વિષ્ણુનું પૂજન કરી પયોવ્રત કરો માઘ માસની અમાસે સવારમાં જે જગોએ સૂવર બેઠા હોય તે માટી લાવી પવિત્ર થવા આ મંત્ર કહેવો. હે દેવી આદિ વરાહે રસાતળમાંથી તમને બાહાર કાઢી છે તું મારા પાપનો નાશ કર હું તને નમન કરૂં છું હે પ્રીયે વિષ્ણુની ભક્તિમાં લીન થએલી તું કામ ક્રોધ આદિ છ શત્રુઓનો ત્યાગ કરી અગ્નિ, ગુરૂ, જલ, સૂર્ય અને સ્થંડિલને વિષે વિષ્ણુનું પૂજન કરો ક્રોધ અસત્ય, પિશુનતા (ચાડી) ઇચ્છા, દ્વેષ, ક્રૂરતા લોભ, મોહ અને મત્સરનો ત્યાગ કરવો. હે પ્રિય! જેથી વિષ્ણુ પ્રસન્ન થાય તે કહું છું. સાંભળો, ભક્તિની ઇચ્છા કરનારે પવિત્ર થઈ આમંત્રથી ધ્યાન કરવું.

કશ્યપ કહે છે—સર્વેના આશ્રયરૂપ ભવના બંધનને મટાડનાર સર્વના આત્મારૂપ યદુકુળમાં ઉત્પન્ન થયેલા સર્વથી મહોટા વ્યક્તરૂપ સૂક્ષ્મસ્વરૂપ દેવને વંદન કરવા યોગ્ય વ્યાપક આપ પૂર્ણ પુરૂષરૂપ ભગવાનને પ્રણામ હો. સૂક્ષ્મસ્વરૂપ સર્વ જગતનું પાલન કરનાર તથા વિશ્વનો સંહાર કરનાર પ્રકૃતિ પુરૂષરૂપ રજ, સત્વ અને તમો ગુણરૂપ યજ્ઞ સ્વરૂપ અને યજ્ઞમૂર્તિ ત્રણ પગ અને બે મસ્તકવાળા તથા સાત શીખાવાળા ચાર વેદરૂપી શૃંગને ધારણ કરનાર આપને પ્રણામ હો. હિરણ્ય ગર્ભરૂપ શિવરૂપ જગતના સાક્ષી શક્તિને ધારણ કરનાર અમિત યોગના કારણરૂપ અનંતરૂપવાળા ચૈતન્ય મૂર્તિ યોગેશ્વરને નમસ્કાર હો. સર્વ જગતનાં આત્મારૂપ પ્રાણરૂપ અપ્રમેય પરાક્રમવાળા શુદ્ધ સત્વરૂપ તેજોમય દુઃખના હરનાર શ્રેષ્ઠ નર નારાયણ અને હંસરૂપ આપને વંદન કરૂં છું. પોતાની શક્તિએ કરી વિશ્વને વિષે વ્યાપનાર સર્વ શોભામય ઘનશ્યામ મૂર્તિ સર્વના સ્થાનરૂપ અત્રિદિત પરાક્રમવાળા શાંત ત્રૈલોક્યને ધારણ કરનાર પરમપૂજ્ય પૂણ્યરૂપ અમાપ યશવાળા આપને નમન કરૂં છું. શ્રેષ્ઠ વરદાનને આપનાર પુરૂષોને ધર્મ

અર્થ કામ અને મોક્ષઆદિ પુરૂષાર્થને આપનાર પરમદાતા આપછો એટલા માટે સર્વ દુઃખને હરનાર હે હરી ક્લેશરહિત સર્વ મુનિઓ નિત્ય આપના ચરણકમલને સેવે છે. આપના ચરણકમળના રસને જાણનાર પવિત્ર ભાવવાળા અને એકાગ્રચિત્તવાળા મુનીશ્વરો જેનું ધ્યાન કરે છે અને પરમભક્તિ યોગે કરી એક નિષ્ઠાથી લક્ષ્મિ નિરંતર જેની સેવા કરે છે, તે આપનું ચરણારવિંદ કૃપાથી સદા અમારૂ રક્ષણ કરો એ રીતે આવાહન આદિમંત્રથી અને ચરણસ્પર્શથી ભક્તિપૂર્વક વિષ્ણુનું પૂજન કરવું દૂધથી સ્નાન કરાવી ચંદન અને પુષ્પથી પુજા કરી જનોઇ આભૂષણ અને રેશમી વસ્ત્રો ધરાવવાં ૐનમોભગવતે વાસુદેવાય" એ દ્વાદશાક્ષર મંત્રે કરી ચંદન પુષ્પ ચડાવવાં તથા ભક્તિ પૂર્વક વિવિધ પ્રકારનું નૈવેદ્ય ધરવું વિષ્ણુને નિવેદન કરેલા અન્નથી વિપ્રોને જમાડવા તે પછી તેનું પુજન કરી પાનસોપારી આપવાં પોતે નમ્ર રહી વાણીને નિયમમાં રાખી એકસો આઠ નામથી વિષ્ણુની સ્તુતિ કરવી ત્રણ પ્રદક્ષણા કરી દંડવૃત્ત પ્રણામ કરવા તે પછી બીજા બ્રાહ્મણોને પણ પાયસાનથી (દૂધપાકથી) તૃપ્ત કરવા પોતાના બંધુઓ સહિત વિપ્રોની આજ્ઞા લઇ ભોજન કરવું, બ્રહ્મચર્યાદિ નિયમમાં તત્પર રહી રાત્રિયે પૃથ્વીપર શયન કરવું સવારમાં વહેલું ઉઠી સ્નાન કરી પવિત્ર થઇ યથાર્થ વિધિ પ્રમાણે દૂધથી વિષ્ણુને નવરાવવા એ રીતે એકમથી આરંભી તે તેરશસુધિ વિષ્ણુને પ્રિય એવા આ પયોવ્રતનું આચરણ કરવું પ્રતિ દિવસ અગ્નિમાં પાયસાનનો હોમ કરવો તથા પ્રતિદિવસ બ્રાહ્મણોને જમાડવા એ રીતે બાર દિવસ સુધી પયોવૃત કરવું. વિષ્ણુની સ્તુતિ હોમ અને વિપ્ર પૂજન નિયમેથી નિત્ય પવિત્ર થઇ કરવું. સવાર બપોર અને સાંજે સ્નાન કરવું નહાના મહોટા સર્વ ભોગ વૈભવનો ત્યાગ કરવો કઠોરવાણી કહેવી નહીં. ક્રોધ, અભિમાન, ચાડી, દંભ અને દ્વેષનો ત્યાગ કરવો, વિષ્ણુ ભક્તિમાં લિન થયેલા મનુષ્યે બાર દિવસસુધી મન, વચન અને કાયાથી કોઇ પણ પ્રાણીનું અહિત કે હિંસા આદિ કાંઇ પણ કર્મ કરવું નહીં; તેરશને દિવસે વિષ્ણુને બ્રાહ્મણોએ દર્શાવેલા વિધિ પ્રમાણે સ્નાન કરાવવું; તે પછી સર્વ લોકને જીતનાર વિષ્ણુને પાયસચરૂ ધરવો શ્રદ્ધાથી યુક્ત થઇ વેદમાં કહેલા પુરૂષ સુક્તવડે નાનાપ્રકારના અન્નરસ સહિત પાયસ આદિ સર્વ નૈવેદ્ય ધરવું, વસ્ત્ર, આભૂષણ અને દ્રવ્યથી આચાર્યનો સારી રીતે સત્કાર કરવો તથા પુષ્કળ દ્રવ્યથી વરૂણીના બ્રાહ્મણોને પણ પ્રસન્ન કરવા બીજા આવેલા બ્રાહ્મણોને

પણ ભક્તિપૂર્વક દક્ષણા આપી સંતુષ્ટ કરવા પોતાના સર્વે સગાંઓને ઘૃત સહિત પાયસાન્ન જમાડવું તથા વિષ્ણુને પ્રસન્ન કરવા. અનાથ, આંધળાં, પાંગળાં આદિ ગરીબને પણ જમાડવાં બંધુ ઓની સાથે પોતાને ભોજન કરવું, સ્તુતિ, ગીત, નૃત્ય, વાજિંત્ર માંગલિક શબ્દો ભગવત કથા અને સ્વસ્તિવાચન વિગેરેથી વિષ્ણુને પ્રસન્ન કરવા હે કલ્યાણી આ વિષ્ણુનું આરાધન કરવાનું પયોવૃત મને બ્રહ્માએ કહ્યું હતું, હે સુભગે મનને નિયમમાં રાખી અવિનાશી કેશવનું તું શુદ્ધ ભાવથી આરાધન કર, આ પયઃ સાર નામનું વ્રત સર્વ વ્રત કરતાં અને યજ્ઞ કરતાં ઉત્તમછે જેથી વિષ્ણુ પ્રસન્ન થાયછે, તેજ, તપ, દાન, યજ્ઞ, વ્રત અને નિયમ સર્વથી શ્રેષ્ઠછે. માટે હે પ્રિયે શ્રદ્ધાથી આ વ્રતનું તું આચરણ કર. પ્રસન્ન થયેલા વિષ્ણુ તારી સર્વ કામના પુર્ણ કરશે.

સૂત કહેછે.—પોતાના પતિ કશ્યપ મુનિના કહેવા પ્રમાણે એકાગ્ર ચિત્તવાળી અદિતિએ જનાર્દન દેવનું ધ્યાન કરી મન અને બુદ્ધિએ કરી સર્વ ઇંદ્રિઓને વશ કરી બાર દિવસ સુધી આપયોવ્રતનું આચરણ કરવું, એકાગ્ર બુદ્ધિવડે મનને વિષ્ણુને વિષે લિન આરાધન કરતાં દિન દયાલુ વિષ્ણુ બારમે દિવસે પ્રત્યક્ષ દર્શન દેવા પધાર્યા તે પરમાત્મા નારાયણને જોઇ હર્ષથી નમ્ર થયેલાં અદિતિયે હાથ જોડી દંડવત કરી પ્રેમ પૂર્વક રોમાંચિત્ત થઇ નેત્રોવડે જાણે યજ્ઞના પતિ પરમ પુરૂષ વિષ્ણુના રૂપનું પાન કરતાં હોય નહીં શું ? તેમ પ્રસન્ન થયેલાં દેવમાતા અદિતિ સ્તુતિ કરવા લાગ્યાં.

અદિતિ કહેછે—તીર્થરૂપ ચરણાર વિંદવાળા અખિલ તીર્થના આશ્રયરૂપ સર્વના આદિરૂપ સર્વ લોકના સ્વામી પરમ પુરુષ હે પ્રભો હે પાપ નાશક આમારા આપ સ્વામીછો માટે કલ્યાણ કરો. હે દિનબંધુ સર્વે પીડાને ર કરો પોતાના પૂર્ણ બોધ સ્વરૂપે કરી તમોગુણને દૂર કરનાર અજ્ઞાનને હરનાર ગુણના સાગર ઇંદ્રાદિરૂપે કરી વિશ્વમાં વ્યાપનાર પ્રકૃતિ પુરૂષના ગુણને ધારણ કરનાર વ્યાપક શ્રેષ્ઠ; ચક્ર, શંખ, ગદા, પદ્મ અને ખડ્ગ આદિને ધરનાર આપને પ્રણામ કરૂંછું. હે વિભો નિરંતર આપના ચરણ કમળમાં પ્રણામ કરનાર પુરૂષોને મનોવાંચ્છિત શરીર, આયુષ્ય, યશ, જ્ય અને ચતુર્વિધ પુરૂષાર્થ પણું પ્રાપ્ત થાયછે. તો આ શત્રુ સમુદાય શીર્જ ગણુતીમાં, હે હરી, હે કૃપાલુ, પોતાની લીલાએ કરી સર્વ વિશ્વને

તમે ઉત્પન્ન કરોછો તથા પાલન પણ તમેજ કરોછો તેમ લીલામાત્રમાં તેનો સંહાર કરોછો હે ઈશ તમારા ચરણ કમળને હું પ્રણામ કરૂંછું.

સૂત કહેછે—એ રીતે કમળનેત્ર વિષ્ણુની અદિતિયેં સ્તુતિ કરી ત્યારે સર્વ પ્રાણીના અંતરાત્મા વિષ્ણુ આવાં વચન કહેવા લાગ્યા.

શ્રી ભગવાન કહેછે—હે દેવમાત ઘણા દિવસ થયાં મનને વિષે ઇચ્છા કહેલું તમારૂં વરદાન મેં આજે જાણ્યું. તમારા પૂત્રોને શત્રુઓએ જીત્યાછે તેથી તેઓ સ્વર્ગનો ત્યાગ કરી ભાગી ગયાછે તથા તેમની સઘળી રાજ્યલક્ષ્મિ લુંટાઇ ગઇછે. આ સર્વ દૈત્યવર્ગોને સંગ્રામમાં જીતી નહીં શકાય એવું ધારી તમારા પૂત્રોને પાછી રાજ્યલક્ષ્મિ નહીં મળે એવો સંશય તમે કરશો નહીં તમારા પુત્રોને સ્વર્ગનું રાજ્ય આપી તમારૂં વરદાન પૂર્ણ કરીશ તથા સંગ્રામને વિષે તમારા પુત્રોએ હણેલા દૈત્યોની સ્ત્રીઓને રૂદન કરતી તમે જોશો તથા રાજ્ય કીર્તિ અને લક્ષ્મિવાળા તમારા પુત્રોને સ્વર્ગ તેમાં ક્રીડા કરતા તમે જોશો. માટે તમે મારૂં પૂજન કરયું છે આ વ્રતથી હું તમને પ્રસન્ન થયોછું માટે એ ઉપાય મેં રચી રાખેલછે પુત્રની પ્રાપ્તિ થવા સારૂ તમે પયોવ્રતથી મારૂં આરાધન કર્યું માટે મારી અંશ કળાથી તમારે વિશે અવતરી તમારા પુત્રોનું રક્ષણ કરોશ હે દેવિ કશ્યપ મુનિને વિષે મારા રૂપનું ધ્યાન કરી તમે તેનું સેવન કરો પૂછે તો પણ અધિકારી વિના કોઈને આ વ્રત કહેવું નહીં, દેવતાઓને ગુપ્ત એવા આ વ્રતથી તમને સર્વ પ્રાપ્ત થશે એવું કહી ભગવાન અંતર્ધાન થયા આદિતિ પણ પોતાને વિષે દુર્લભ એવા હરીનો જન્મ થશે. એવું જાણી પરમ ભક્તિથી કૃતાર્થ થઇ પતિનું સેવન કરવા લાગી. તે વાત કશ્યપ મુનિએ સમાધિયોગથી જાણી કે સત્ય સંકલ્પ વિષ્ણું મારે વિષે અંશથી પધાર્યાછે એવું જાણી તપે કરી ઘણા દિવસ થયાં ધારણ કરેલું વીર્ય એકાગ્રચિત્ત થઇ જેમ વાયુ અગ્નિને કાષ્ટને વિષે ધારણ કરે તેમ અદિતિને વિષે ધારણ કરી કહેવા લાગ્યા.

કશ્યપ કહેછે.—હે વરાનને તારે ગર્ભનું રક્ષણ કરવા યત્ન રાખવો હે સુંદર વર્ણવાળી સગર્ભા સ્ત્રીએ સંધ્યાકાળે જમવું નહીં કે બાર જવું નહીં તેમ વૃક્ષનાં મુળમાં જઇ બેસવું નહીં સાંબેલું અને ખાંડણીઆ વિગેરે સર સામાનથી રોકાયેલા ઘરમાં રહેવું નહીં જળમાં અને તડકામાં જવું નહીં તેમજ અંધારાવાળા સુના ઘરનો ત્યાગ કરવો રાફડાપર બેસવું નહીં. જેવી

વાળી જમીનપર બેસવું નહીં મનમાં ઉદ્વેગ રાખવો નહીં કોયલા રાખ અને નખથી ભોંયપર ચિતરવું નહીં બહુ નિદ્રાલુ થવું નહીં ઉચ્ચ વિષમ આસને બેસવું નહીં મંદછાયાનો ત્યાગ કરવો ભયાનક જમીન કોયલા રાખ હાડકાં અને ખોપરીવાળી જગ્યાપર જવું નહીં કોઇની સાથે કલહ કરવો નહીં અંગ મરડવું નહી છૂટા કેશ રાખી ફરવું નહીં તથા કોઇ દિવસ અપવિત્ર રહેવું નહીં ઉત્તર દિશામાં ઓશીકું કરવું નહીં ઊંધું સૂવું નહીં તથા નીચુ મસ્તક રાખી ચરણ ઊંચા રહે તેમ શયન કરવું નહીં. વસ્ત્રવિના રહેવું નહીં ઉદાસી ન રાખવી ભીના વસ્ત્ર પેરવાં નહીં અમંગળવાણી બોલવી નહીં અતિં હસવું નહીં નિત્ય માંગલિક કાર્યમાં તત્પર થઇ સાસૂ સસરા આદિ ગુરૂજનનું ( મોટે રાઓનું ) સેવન કરવું સદા પ્રસન્ન મૂખે રહેવું સ્વામિના પ્રિય અને હિતમાં પ્રીતિ રાખવી જે સ્ત્રીના બાળક જીવતા નથી તો જવું નહીં ત્રીજને દિવસે દાનશીલ થવું તથા પાંચમને દિવસે પ્રદોશ કરવો એ રીતે સર્વ સ્ત્રીઓએ અને વિશેષે કરી સગર્ભા સ્ત્રીએ વર્તવું જેથી ભક્તિમાન લાંબી આયુષ વાળો સારો પુત્ર થાયછે એથી ઉલટી રીતે વર્તતાં ગર્ભપાત થાય માટે આવી રીતે વર્તી ગર્ભનું રક્ષણ કરવા યત્ન રાખજે તારૂં કલ્યાણ થાઓ એમ કહી મહામુનિ કશ્યપ સર્વે મનુષ્ય દેખતાં ત્યાંથી અંતર્હિત થયા.

સૂત કહેછે—જે દિવસે વિષ્ણું અદિતિના ઉદરમાં પધાર્યા તે દિવસથી દૈત્યોને અપશુકનો થવા લાગ્યાં, શ્વ.-ળ રાતે ગામમાં આવી નઠારા સ્વરથી રોવા લાગો તથા રાત્રી દિવસ કાગડા નગર ઉપર ભમી કાં, કાં એવા શબ્દો કરવા લાગ્યા ભયંકર કાળા ઝેરી સર્પો ઘેર ઘેર નીકળવા લાગ્યા કંક, ગીધ અને બગલા વિગેરે પક્ષીઓ નગર ઉપર ઉડવા લાગ્યાં સ્ત્રીઓ, ગાયો અને મૃગ આદિ પશુઓને આડા આવળા ગર્ભો થવા લાગ્યા દૂધમાંથી ઘી અને તળમાંથી તેલ પણ થોડાં નીકળવાં લાગ્યાં દેશમાં લોકો એક બીજાં લડવા લાગ્યાં વીકરાળ મૂખવાળી અને લાંબા કેશવાળી નેત્ર વગરની કાળી (એક જાતનું પક્ષી) ઘેર ઘેર રોવા લાગી કોઇપણ તપસ્વી અને યોગી કોઇ સ્થળે જોવામાં આવતા નહીં અને પાખંડી, દંભી, નગ્ન ધૂર્ત જટાધારીઓ ડાકડમરૂના શબ્દો કરી હુંકારા કરતા ઘેર ઘેર દેખાવા લાગ્યા. ચોમાસાની રૂતી વિના વરસાદ વરસવા લાગ્યો અતિશય કરા પડવા લાગ્યા અને પર્વતોનાં ભયંકર શબ્દ કરી ગાજવાં લાગ્યા ધરતીકંપ થવા લાગ્યા, દિશાઓ બળવા લાગી, અને કુતરાં ઊંચાં મોઢાં કરી રડવા લાગ્યાં, નગરમાં

તમે ઉત્પન્ન કરોછો તથા પાલન પણ તમેજ કરોછો તેમ લીલામાત્રમાં તેનો સંહાર કરોછો હે ઈશ તમારા ચરણ કમળને હું પ્રણામ કરૂં છું.

સૂત કહેછે—એ રીતે કમળનેત્ર વિષ્ણુંની અદિતિયે સ્તુતિ કરી ત્યારે સર્વ પ્રાણીના અંતરાત્મા વિષ્ણુ આવાં વચન કહેવા લાગ્યા.

શ્રી ભગવાન કહેછે—હે દેવમાત ઘણા દિવસ થયાં મનને વિષે ઇચ્છા કહેલું તમારૂં વરદાન મેં આજે જાણ્યું. તમારા પૂત્રોને શત્રુઓએ જીત્યાછે તેથી તેઓ સ્વર્ગનો ત્યાગ કરી ભાગી ગયાછે તથા તેમની સઘળી રાજ્યલક્ષ્મિ લુંટાઇ ગઇછે. આ સર્વ દૈત્યવર્ગોને સંગ્રામમાં જીતી નહીં શકાય એવું ધારી તમારા પ્રુત્રોને પાછી રાજ્યલક્ષ્મિ નહીં મળે એવો સંશય તમે કરશો નહીં તમારા પુત્રોને સ્વર્ગનું રાજ્ય આપી તમારૂં વરદાન પૂર્ણ કરીશ તથા સંગ્રામને વિષે તમારા પુત્રોએ હણેલા દૈત્યોની સ્ત્રીઓને રૂદન કરતી તમે જોશો તથા રાજ્ય કીર્તિ અને લક્ષ્મિવાળા તમારા પુત્રોને સ્વર્ગ તેમાં ક્રીડા કરતા તમે જોશો. માટે તમે મારૂં પૂજન કરયું છે આ વ્રતથી હું તમને પ્રસન્ન થયોછું માટે એ ઉપાય મેં રચી રાખેલછે પુત્રની પ્રાપ્તિ થવા સારૂ તમે પયોવ્રતથી મારૂં આરાધન કર્યું માટે મારી અંશ કળાથી તમારે વિશે અવતરી તમારા પુત્રોનું રક્ષણ કરોશ હે દેવિ કશ્યમ મુનિને વિષે મારા રૂપનું ધ્યાન કરી તમે તેનું સેવન કરો પૂછે તો પણ અધિકારી વિના કોઈને આ વ્રત કહેવું નહીં, દેવતાઓને ગુપ્ત એવા આ વ્રતથી તમને સર્વ પ્રાપ્ત થશે એવું કહી ભગવાન અંતર્ધાન થયા અદિતિ પણ પોતાને વિષે દુર્લભ એવા હરીનો જન્મ થશે. એવું જાણી પરમ ભક્તિથી કૃતાર્થ થઇ પતિનું સેવન કરવા લાગી. તે વાત કશ્યપ મુનિએ સમાધિયોગથી જાણી કે સત્ય સંકલ્પ વિષ્ણું મારે વિષે અંશથી પધાર્યાછે એવું જાણી તપે કરી ઘણા દિવસ થયાં ધારણ કરેલું વીર્ય એકાગ્રચિત્ત થઇ જેમ વાયુ અગ્નિને કાષ્ટને વિષે ધારણ કરે તેમ અદિતિને વિષે ધારણ કરી કહેવા લાગ્યા.

કશ્યપ કહેછે.—હે વરાનને તારે ગર્ભનું રક્ષણ કરવા યત્ન રાખવો હે સુંદર વર્ણવાળી સગર્ભા સ્ત્રીએ સંધ્યાકાળે જમવું નહીં હે બાર જવું નહીં તેમ વૃક્ષનાં મુળમાં જઇ બેસવું નહીં સાંબેલું અને ખાંડણીઆ વિગેરે સર સામાનથી રોકાયેલા ઘરમાં રહેવું નહીં જલમાં અને તડકામાં જવું નહીં તેમજ અંધારાવાળા સુના ઘરનો ત્યાગ કરવો રાફડાપર બેસવું નહીં. જેનો

વાળી જમીનપર બેસવું નહીં મનમાં ઉદ્વેગ રાખવો નહીં કોયલા રાખ અને નખથી ભોંયપર ચિતરવું નહીં બહુ નિદ્રાલુ થવું નહીં ઉચક વિષમ આસને બેસવું નહીં મંદછાયાનો ત્યાગ કરવો ભયાનક જમીન કોયલા રાખ હાડકાં અને ખોપરીવાળી જગ્યાપર જવું નહીં કોઇની સાથે કલહ કરવો નહીં અંગ મરડવું નહી છૂટા કેશ રાખી ફરવું નહીં તથા કોઇ દિવસ અપવિત્ર રહેવું નહીં ઉત્તર દિશામાં ઓશીકું કરવું નહીં ઊંધું સુવું નહીં તથા નીચુ મસ્તક રાખી ચરણ ઊંચા રહે તેમ શયન કરવું નહીં. વસ્ત્રવિના રહેવું નહીં ઉદાસી ન રાખવી ભીના વસ્ત્ર પેરવાં નહીં અમંગળવાણી બોલવી નહીં અતિ હસવું નહીં નિત્ય માંગલિક કાર્યમાં તત્પર થઇ સાસુ સસરા આદિ ગુરૂજનનું (મોટા રાઓનું) સેવન કરવું સદા પ્રસન્ન મૂખે રહેવું સ્વામિના પ્રિય અને હિતમાં પ્રીતિ રાખવી જે સ્ત્રીના બાળક જીવતા નથી તો જવું નહીં ત્રીજને દિવસે દાનશીલ થવું તથા પાંચમને દિવસે પ્રદોશ કરવો એ રીતે સર્વ સ્ત્રીઓએ અને વિશેષે કરી સગર્ભા સ્ત્રીએ વર્તવું જેથી ભક્તિમાન લાંબી આયુષ વાળો સારો પુત્ર થાયછે એથી ઉલટી રીતે વર્તતાં ગર્ભપાત થાય માટે આવી રીતે વર્તી ગર્ભનું રક્ષણ કરવા યત્ન રાખજે તારૂં કલ્યાણ થાઓ એમ કહી મહામુનિ કશ્યપ સર્વે મનુષ્ય દેખતાં ત્યાંથી અંતર્હિત થયા.

સુત કહેછે—જે દિવસે વિષ્ણું અદિતિના ઉદરમાં પધાર્યા તે દિવસથી દૈત્યોને અપશુકનો થવા લાગ્યાં, શ્યાળો રાતે ગામમાં આવી નઠારા સ્વરથી રોવા લાગી તથા રાત્રો દિવસ કાગડા નગર ઉપર ભમી કાં, કાં એવા શબ્દો કરવા લાગ્યા ભયંકર કાળા ઝેરી સર્પો ઘેર ઘેર નીકળવા લાગ્યા કંક, ગીધ અને બગલા વિગેરે પક્ષીઓ નગર ઉપર ઉડવા લાગ્યાં સ્ત્રીઓ, ગાયો અને મૃગ આદિ પશુઓને આડા અવળા ગર્ભો થવા લાગ્યા દૂધમાંથી ઘી અને તળમાંથી તેલ પણ થોડાં નીકળવાં લાગ્યાં દેશમાં લોકો એક બીજાં લડવા લાગ્યાં વીકરાળ મૂખવાળી અને લાંબા કેશવાળી નેત્ર વગરની કાળી (એક જાતનું પક્ષી) ઘેર ઘેર રોવા લાગી કોઇપણ તપસ્વી અને યોગી કોઇ સ્થળે જોવામાં આવતા નહીં અને પાખંડી, દંભી, નગ્ન ધૂર્ત જટાધારીઓ ડાકડમરૂના શબ્દો કરી હુંકારા કરતા ઘેર ઘેર દેખાવા લાગ્યા. ચોમાસાની રૂતી વિના વરસાદ વરસવા લાગ્યો અતિશય કરા પડવા લાગ્યા, અને પર્વતો ભયંકર શબ્દ કરી ગાજવા લાગ્યા ધરતીકંપ થવા લાગ્યા, દિશાઓ બળવા લાગી, અને કુતરાં ઊંચાં મોઢાં કરી રડવા લાગ્યાં, નગરમાં

છેરધૂડ બોલવા લાગ્યાં, સૂર્ય મંડળમાં કીલકથી વેધ દેખાવા લાગ્યો આકાશમાં માથા વગરના ધડો ઉડતા હોય તેવું દેખાવા લાગ્યું, ચંદ્ર પ્રકાશહિન દેખાવા લાગ્યો અને જે રીતે યુગ બદલાતાં વખતે રોહિણીનો વેધ થાય તે રીતે રોહિણીનો વેધ થવા લાગ્યો દિવસે નક્ષત્રો દેખાવા લાગ્યાં તેથી ગુણવાન પુરૂષો પણ કાંઇ જુદા પ્રકારની ગણના કરવા લાગ્યા પૃથ્વી, સ્ત્રી ગાય અને મૃગાદિ પ્રાણીઓમાં સૃષ્ટીક્રમથી જુદી રીતે ગર્ભ યોજનો ફેરફાર થવા લાગ્યો ઘોડા હણહણવા લાગ્યા અને હથીઓ પણ ચિત્કાર કરી લાદ કરવા લાગ્યા, મંત્રિઓ નિશ્ચય કરેલી સલાહોના સંકેત ફૂટવા લાગ્યા અને ઘીની આહુતીઓથી સારી રીતે હોમ્યા છતાં અગ્નિ પણ જ્વાલા રહિત થવા લાગ્યા વિટોળીયાથી ઝાડને ઉખેડનાર પ્રચંડ પવન વાવા લાગ્યો મંદિરની ધ્વજાઓ બળવા લાગી અને આકાશ ભૂખરૂં જણાવા લાગ્યું અદિતિના ઉદરમાં વામનજી પધારતાં અને નારદનું આગમન થતાં એવા બીજા અનેક ઉત્પાતો બલિને મંદિરે થવા લાગ્યા.

एते चान्येव बहवो ह्युत्पाता बलिमंदिरे ॥
संजाता वामने जाते नारदागमहेतुना ॥ ११२ ॥

ઇતિ શ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો સત્તાવીશમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ समाविष्टे हृषीकेशे देवमातुरथोदरे ॥
उत्पाता जज्ञिरे घोरा बलेर्वैरोचनेः पुरे ॥ १ ॥

સૂત કહેછે—દેવ માતા અદિતિના ઉદરમાં વામનજી પધારતાં વિરોચનનો પુત્ર બલિરાજાના નગરમાં ભયંકર ઉત્પાતો થવા લાગ્યા. તે જોઇ દૈત્યરાજ બલિ, અસુરોમાં વૃદ્ધ પિતામહ પ્રલ્હાદને પ્રણામ કરી પૂછવા લાગ્યો. બલિ કહેછે—હે મહા પ્રાજ્ઞ પિતામહ ! આ નગરની અંદર ઉત્પાતો થાય છે તેનું કારણ શું ? હવે આપણે શું કરવું, એવાં બલિનાં વાક્ય સાંભળી ઘણીવાર ધ્યાન કરી ઈશ્વરને નમસ્કાર કરી આવાં વચન કહેવા લાગ્યા. હે બલિ સાંભળો જેથી તમને ભય ઉત્પન્ન થયુંછે તેનું કારણ કહુંછું ઇંદ્ર, રૂદ્ર, સૂર્ય, અને નાગ વિગેરે દેવને તમે જીત્યાછે તેઓ ત્રૈલોક્યના ઈશ્વર વિષ્ણુને શરણે ગયાછે તે જગતગુરૂએ દેવને અભય આપી અદિતિના ઉદરમાં પ્રવેશ કર્યોછે જેનું તમે યજ્ઞયા યજન કરોછો તથા આ સર્વ જગત જેનુંછે તેપર-

આત્માને અસુરોનો નાશ કરવા દેવ માતા અદિતિએ ઉદરમાં ધારણ કર્યા છે, આ સઘળું જગત જેથી અભિન્નછે તથા સર્વ જગતથી જે પોતે જુદાછે તે વાસુદેવ દેવમાતાના ગર્ભમાં પધાર્યાછે જેના સ્વરૂપને દેવતાઓ યથાર્થ જાણી શકતા નથી સર્વ પ્રાણી જેથી ઉત્પન્ન થાઇછે જેને વિષે રહ્યાં છે અને જેમાં સમાયછે તે મહાયોગી પુરાણપુરૂષ હરી હમણા અદિતિના ગર્ભને વિષે પ્રાપ્ત થયાછે જેને વિશે નામરૂપ અને જાતી વિગેરેની કલ્પના કરાતી નથી, સત્તામાત્ર આત્મસ્વરૂપ એ વિષ્ણું, ઉત્પન્ન થશે હે બલિ તેણે તમારૂં સર્વ તેજ હરી લીધુંછે એવું મારી બુદ્ધિમાં ભાસેછે સૂર્યનો ઉદય થતાં અંધારૂ ટકી શકતું નથી; હે બલિ તારે વિવાદ કરવો યોગ્ય નથી કારણ કાળેકરી પ્રાપ્ત થયેલા સૂખદુઃખમાં તત્વને જાણનાર વિદ્વાન ક્લેશ પામતો નથી માટે શરણે આવેલાનું રક્ષણ કરનાર તે પુરૂષોતમ વિષ્ણુંને શરણે તું જા. એ વિના બીજો કોઇપણ દૈત્ય તારૂ રક્ષણ કરશે નહી, આદિઅંત અને મધ્ય રહિત દુઃખને હરનાર ઈશ્વરનો જેઓ આશ્રય કરેછે તથા ચરાચરના ગુરૂ જગતનિયંતા પરમાત્માને શરણે રહેલા સર્વ ભયથી મૂક્ત થાયછે તેમજ સંસારરૂપી ખાડામાં પડેલાને હાથથી અવલંબન આપનાર વિષ્ણુંને શરણે જેઓ જાયછે તેઓ જગતમાં પરિતાપ પામતા નથી હે દૈત્યવર્ય તેને વિષે મન રાખનાર તું તે વિષ્ણુંનોજ ભક્ત થા; એ જનાર્દન તારૂં પરમ કલ્યાણ કરશે માટે તું એનેજ શરણે જા, જેથી પરમનિર્વૃતી થશે.

સૂત કહેછે—એવાં પ્રલ્હાદનાં વચન સાંભળી ભાવી કર્મથી પ્રેરણા કરાયેલ રાજા બલિયે ક્રોધથી હોઠ કરડી આ પ્રમાણે કહ્યું.

બલિ કહેછે—હે તાત આપણને જેનો ભય પ્રાપ્ત થયો તે હરી કોણછે વાસુદેવ કરતાં વધારે બળીયા મારે અપાર દૈત્યોછે કે જેણે ઇંદ્ર, રૂદ્ર, અગ્નિ અને વાયુ વિગેરેને રણસંગ્રામમાં માન ભંગ કરી જીતી સ્વર્ગથી કહાડી મુકયા છે.

સૂત કહેછે—પૌત્રનાં વચન સાંભળી ક્રોધથી મુર્છાગત થયેલા પ્રલ્હાદે કહ્યું કે હે પાપી, દુરાચારી દુષ્ટબુદ્ધિ અજ્ઞાની તને ધિક્કાર છે, ત્રૈલોકયના ગુરૂ વિષ્ણુંનો તું નિંદા કરેછે. તારો પિતા વિરોચન તને પૂજ્ય ગુરૂરૂપ છે તેને પણ પૂજવાયોગ્ય હું ગુરૂ રૂપછું અને મારે પણ સર્વ લોકના ગુરૂ ભગવાન હરી પરમપૂજ્ય ગુરૂરૂપ છે. ગુરૂનાગુરૂ તેના ગુરૂ અને તેના ગુરૂને પણ પરમપૂજ્ય વિષ્ણુંને તું મુઢ નિંદેછે માટે તું નીચે રસાતલમાં કેમ

પડયો નહીં કે પરમ વંદનીય પૂજનીય હરીની તેં અવગણના કરી માટે હે પાપી તારા રાજ્યનો નાશ થશે, કેશવના કરતાં મને જગતમાં બીજું કાંઇ પ્રિય નથી મન, વચન અને કર્મથી તે વિષ્ણુને પરમપ્રિય ગાની શરણે રહ્યોછું; આ ચૌદ લોકમાં કોઇપણ સ્થળ તે વિના ખાલી નથી, સર્વ પ્રાણીઓના પરમસ્થાનરૂપ તેજ છે. તે દેવાધિદેવની નિંદાથી તું થોડા વખતમાં રાજ્ય ભ્રષ્ટ થઈશ એવાં પિતામહનાં વચન સાંભળી અસુરવર્ય બલિ હસી વિધિથી અશ્વમેધ યજ્ઞ કરવા લાગ્યો; એ રીતે જ્યારે નવાણું યજ્ઞ થયા ત્યારે પ્રભુને અદિતિના ગર્ભમાં એક વરસ થયું પ્રગટ થવાનો સમય આવતાં દેવતાઓને હર્ષ આપનાર મહાવિષ્ણુ વામન કશ્યપનાં પત્નિ દેવમાતા અદિતિને વિષે પ્રગટ થયા ચાર ભૂજા અને વિશાળ નેત્રવાળા શ્રીવત્સના ચિન્હથી શોભાયમાન શ્યામ મેઘસરખા પ્રકાશિત પરમકાંતિમય વામનને જોઇ બ્રહ્મા અને ઈંદ્રાદિ સર્વ દેવ સિદ્ધ, સાધ્ય ચારણ અને ઋષિગણ સહિત સ્તુતિ કરવા લાગ્યા સર્વ દેવગણ જોતાં દિવ્યગતિવાળા નટની પેઠે જે શરીર આભૂષણ અને આયુધથી દિવ્ય દેખાતું હતું તેને બટુ વામનરૂપ થઇ પ્રત્યક્ષ દેખાડવા લાગ્યા, ભાદ્રપદની શુકલ પક્ષ શ્રવણયુક્ત દ્વાદશીને દિવસે અભિજીત મુહુર્તમાં સર્વ નક્ષત્ર અને તારાઓની અનુકુળતા સમયે ઉત્તમ યોગમાં શ્રી વામન પ્રગટ થયા, સૂર્ય મધ્યાનમાં શોભતો હતો તે સમયે શ્રી વામને જન્મ ધર્યો તેથી વિજયદાયક દ્વાદશીને વિદ્વાનો વામનજયંતી કહે છે. મોટું ઉદર અને ટુંકી ભૂજાવાળા તથા ટુંકા ચરણવાળા, મહોટા મસ્તકવાળા અને જેની દાઢી મહોટીછે અને જંઘા સ્થુળછે તથા પહોલા હૃદયવાળા વામનજી પ્રગટયા ત્યારે શંખ, દુંદભી, મૃદંગ, ઢોલ, નગારાં વિચિત્રપ્રકારનાં વાજિત્રો અને તુરીનાં ગંભીર શબ્દો થવા લાગ્યા તે વામન બટુને જોઇ હર્ષ પામેલા મહર્ષિઓ કશ્યપ પ્રજાપતિને આગલ કરી કર્મ કરવા લાગ્યા, ઉપવિત સમયે સવિતા દેવે (સૂર્યે) સાવિત્રી મંત્રનો (ગાયત્રી મંત્રનો) ઉપદેશ કર્યો બૃહસ્પતિએ બ્રહ્મસુત્ર (જનોઇ) આપ્યું કશ્યપે મેખલા આપી પૃથ્વીદેવીએ કૃષ્ણ મૃગચર્મ આપ્યું ચંદ્રમાએ દંડ આપ્યો માતા અદિતિએ કૌપીન[1] અને ઓઢવાનું વસ્ત્ર આપ્યું સ્વર્ગાભિમાની દેવતાએ જગતના પતિ વામનને છત્ર આપ્યું વેદગર્ભ બ્રહ્માએ કમંડળ આપ્યું સપ્તર્ષિઓએ દર્ભ આપ્યા અવિનાશી વામનને સરસ્વતીયે અક્ષમાળા આપી યક્ષનાં રાજા કૂબેરે ભિક્ષાનું પાત્ર આપ્યું; અને સાક્ષાત ભગવતિ અંબીકાયે ભીક્ષા પીરસી એ રીતે તે બ્રહ્મતેજથી બટુક વામન

૧ લંગોટી.

બ્રહ્મર્ષિના સમૂહથી ગાજી રહેલી સભાને માન આપતા શોભાવવા લાગ્યા. અગ્નિને સિદ્ધ કરી તેનું પરિસમૂહન અને પરિસ્તરણ તથા પૂજન કરી સમિધ હોમી ગુરૂની પાસે હાથ જોડી ઉભા રહ્યાં તેટલામાં આકાશ માર્ગથી આવતા નારદને જોઇ કહેવા લાગ્યા.

**શ્રી વામન કહેછે**—હે મહર્ષિ તમે ક્યાંથી આવોછો, કુશળતો ખરા હે ઋષિવર્ય તમે ત્રૈલોક્યમાં બ્રહ્મરૂપ છે. માટે પ્રણામ કરૂં છું.

**નારદ કહેછે**—હે ભગવન હું સ્વર્ગ લોકમાંથી આવું છું કોનું કુશળ કહું હમણા કેનું કુશળછે સૂર્યના ઉદયાસ્તે કરી બ્રહ્માનો દિવસ પૂર્ણ થાયછે તે બ્રહ્માના દિવસની અંતે રાત્રી થતાં સર્વે દેવતાઓ નાશ પામેછે મૃત્યુ લોકની.તો વાત શીજ કહેવી કે જે પ્રતિ દિવસ મરણ પામેછે આકાશ ધુમાડાથી ભુખરૂ થઈ ગયું છે. દેવતાઓ અને સપ્તર્ષિઓ તથા બ્રાહ્મણો અને બ્રહ્મચાર્યો બલિને ઘેર ગયાછે હા હા હૂ હૂ નામના ગંધર્વગણ અને હું પણ તુંબરૂ અને પર્વતમુનિની સાથે ત્યાં હતો અપ્સરાઓ અને ગંધર્વો બલિને ઘેરછે હમણા તેણે ઉત્પાત શાંતિક નામનો યજ્ઞ આરંભ્યોછે તે જોવાને હું પણ ત્યાં જાઉં છું. નવાણું અશ્વમેધ યજ્ઞ કર્યા હવે એક યજ્ઞ પૂરો થયા પછી સર્વે ભૂવન દૈત્યોને સ્વાધિન થશે. યજ્ઞના કર્મમાં તેણે એવો અસાધારણ નિયમ લીધો છે કે બ્રાહ્મણો જે માગે તે મારે આપવું મારા મંત્રિ કે ગુરૂ મને વારે તો પણ મારે આપ્યા વગર રહેવું નહીં એ મારૂં વચન સત્યછે. સ્ત્રી, રાજ્ય, પુત્ર અને મારા આત્મા એ પણ હું આપીશ યાચના કરનારથી હું કોઇને ના કહીશ નહીં જો આપું નહીં તો મારો યજ્ઞ વ્યર્થ થાય, આવી બલિની સત્ય વચનની પ્રતિજ્ઞાથી મારા માથામાં વેદના થઇછે, કે તેની સત્ય પ્રતિજ્ઞાથી યજ્ઞ પૂરો થવા દેવો નહીં તેને ભંગ કરવાના ઉપાયનો શોધ કરવા હું ત્રૈલોકયમાં ભ્રમું છું. યજ્ઞનો વિધ્વંસ કરનાર આપ જન્મ્યાછો એવું જાણી હું આપની પાસે આવ્યો છું માટે હવે જેમ તેનો યજ્ઞ પૂરો ન થાય તેમ કરવું જોઈએ.

**શ્રી વામન કહેછે**—હે બ્રહ્મર્ષિ મારૂ વાકય સાંભળો એવી મારી શું શક્તિછે હું કોણ માત્ર, ક્યાંથી જઈ શકું. બલિ રાજાના યજ્ઞમાં સર્વે દેવ ઋષિઓ, અને બ્રાહ્મણો આવ્યા હશે તે યજ્ઞ મારાથી વ્યર્થ શીરીતે થાય બ્રહ્મવેત્તામાં શ્રેષ્ઠ હે બ્રહ્મર્ષિ એક મારૂ બીજું વાકય પણ સાંભળો તમારે સ્ત્રી પૂત્રાદિક કાંઇ નથી તો પણ તમારી આવી પ્રકૃતિ કયાંથી થઇ કે યુદ્ધકે કલહ

પોતે બલિછે. એટલા માટે દેવતાઓએ તેની સાથે મૈત્રી કરેલી છે, અને દ્વેષનો ત્યાગ કર્યોછે. બલિના રાજ્યમાં દેવદૈત્યો એકતા પામ્યાછે. હે નારદ બ્રહ્માનાં વચન સાંભળી દેવેંદ્ર મારે મંદિરે આવ્યો હતો ત્યારે વાલખિલ્યો એ મને શાપ આપી વામનરૂપ કરેલોછે મેં તેમને પ્રસન્ન કરીને કહ્યું, કે હે મુનીશ્વરો મારી શાપ મૂક્તિ ક્યારે થશે તે સાંભળી તેઓએ કહ્યુ કે બલને નિગ્રહ કર્યા પછી વામનરૂપ મટી વિશ્વરૂપ થશો તમને પણ યુદ્ધ જોવા ઉત્સાહછે હમણાં બલિ યજ્ઞ કરેછે સર્વે દેવ યજ્ઞમાં ગયેલાછે માટે દેવને પણ નિગ્રહ કરવાનો હાલ સમય નથી કારણ તે યજ્ઞથી મારૂં યજન કરેછે, માટે હું તેનો વધ કેમ કરૂં ? હુંપણ વામન થયોછું તમને જોવાનું કૌતુકછે આ સઘળું બનવું કઠણછે મારા ચિત્તમાં કાંઇ બીજોજ વિચારછે તોપણ ક્રમે કરી હું સર્વ સારૂં કરીશ.

નારદ કહેછે—હે દેવેશ કૃપા કરો યુદ્ધ જોવા મને ઘણો ઉત્સાહછે તમે બ્રાહ્મણ થયાછો તે યુદ્ધ ક્યારે કરશો એવાં નારદનાં વચન સાંભળી વામનજીએ હસીને કહ્યું કે તમારૂ વચન સત્ય થશે, હું જમદગ્નિનો પુત્ર પરશુરામ થઇ મહાદેવને ગુરૂ કરી ઘણા ક્ષત્રીઓથી વિંટાયેલા સહસ્રાર્જુનનો વધ કરી સ્યમંતપંચક ક્ષેત્રમાં રૂધીરના પાંચ ^૧^હદ કરીશ તેમાં પુત્ર અને પિતામહો-ને તૃપ્ત કરીશ તે પુણ્યક્ષેત્રમાં તમે આવશો, જ્યારે દુષ્ટ ક્ષત્રિઓ બ્રાહ્મ-ણો પાસેથી રાજ્ય લઇ લેશે ત્યારે પરશુરામ રૂપે તે સર્વ ક્ષત્રિઓને હણીને પાછી પૃથ્વી વિપ્રોને આપીશ એ રીતે એકવીશવાર ક્ષત્રિઓને જીતીને વિ-પ્રોને પૃથ્વી આપીશ તે યુદ્ધ જોઇ તમે પ્રસંન થશો હમણા બલિને દેવતાઓ સાથે યુદ્ધ નહીં થાય કારણકે તે દૈત્યેંદ્ર મારૂં યજન કરેછે માટે તે મારે હ-ણવા યોગ્ય નથી. મહાયજ્ઞમાં તેણે સર્વસ્વ દાનનો નિયમ કર્યો છે. માટે દેવતાનું કાર્ય કરવા હું ત્યાં જઇશ હે દ્વિજવર્ય તે શ્રેષ્ઠ રાજાને હું છળીશ પ-રંતુ તેનો વધ કરીશ નહીં એવું વામનનું કહેવું સાંભળી વિણાને વગાડતા નારદમુનિ બલિના યજ્ઞ મહોત્સવમાં ગયા.

સૂત કહેછે—દંડ, છત્ર, વસ્ત્ર, ચાખડી અને કમંડળને ધારણ કરના^૨^ર વામન શીખા બાંધી કશ્યપ મુનિ અને અદિતિને પ્રણામ કરી મેખલા ઉપવીત અને મૃગચર્મને ગ્રહણ કરી બલિરાજાના અશ્વમેઘ યજ્ઞને માર્ગે ચાલ્યા પગલે પગલે ભારે કરી પૃથ્વીને નમાવતા જતા વેદ સંહિતાનો પાઠ

---

૧ ધરા. ૨ હાર.

કરતા તે વામન બટુને માર્ગમાં જતાં જોઇ યજ્ઞ મંડપની સભામાં રહેલા સર્વ સભાસદ મોહિત થયા.

जगाम गां सन्नमयन् भारेणैव पदे पदे ॥ तं वटुं वामनं दृष्ट्वा पठंतं वेदसंहितां ॥ मार्गे यांतं जनाः सर्वे मोहिताः सदसि स्थिताः ॥११९॥

ઇતિશ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો અઠાવિશમો અધ્યાય સંપૂર્ણ

---

सूतउवाच ॥ ततो जगाम विप्रेंद्रो वामनो यज्ञमंडपे ॥ दैत्यास्तथाऽन्येपि जना विलोक्य वटुवामनं ॥ १ ॥

સૂત કહેછે—ત્યાર પછી વિપ્રેંદ્ર વામન યજ્ઞ મંડપમાં પ્રાપ્ત થયા તે વામન બટુને જોઇ દૈત્યો અને બીજા લોકો મોહ પામી પરસ્પર કહેવા લાગ્યા કે આ કોઇ સુર્ય આવેછે કે શું ? કોઈ કહેછે, અગ્નિ આવેછે, કોઇ કહે સનતકુમારછે અને કોઇ બીજા એ નિશ્ચય કરી કહ્યું આ વામન બટુ યજ્ઞ મંડપના દ્વારમાં પ્રાપ્ત થયાછે બ્રાહ્મણો શ્રવણ કરે તે રીતે વામનજી વેદનો ઉચ્ચાર કરવા લાગ્યા તેણે કરી યજ્ઞ મંડપમાં વેદધ્વનીની મ્હોટી ગર્જના થઇ રહી વેદધ્વનીની અલૌકિક માધુરી સાંભળી દૈત્યનો રાજા બલિ પોતાના ગુરૂ શુક્રાચાર્ય પ્રતે કહેવા લાગ્યો.

બલિ કહેછે—હે ગુરૂ કોઈ બ્રાહ્મણનો બાલક વામન બટુક યજ્ઞમંડપના દ્વારપર ચાર વેદનો ધ્વની સુકંઠથી કરેછે આપ ગુરૂએ જે સ્મૃતિ વર્ણવી મને કહેલાં છે તે સ્મરણ કરતાં ભાસેછે કે કોઇ વેદમય પાત્ર અને કોઇ તપોમય પાત્ર એવું અલૌકિક આવશે કે જે દાતાને તારશે, હે વિપ્રેંદ્ર તેવા સુપાત્ર વિપ્રનું પુજન કરી તેને મનોવાંચ્છિત દાંન આપીશ, યજ્ઞ ચાલતાં મારે બ્રાહ્મણોને દક્ષણા આપવી; એવું હર્ષથી બલિ કહેવા લાગ્યો કે દ્વારે રહેલા એ વિપ્રનું આપણે દર્શન કરીએ તે સાંભળી શુક્રાચાર્ય ગુરૂ તેને વારી કહેવા લાગ્યા.

શુક્રાચાર્ય કહેછે—કુબડા, ઠીંગણા, લૂલા અને નપુંશકો કદી શ્રોત્રિય[1] હોય તો પણ તે યજ્ઞમાં પૂજવા યોગ્ય નથી, ઉન્મત અને અંધનો યજ્ઞમાં દ્રવ્ય ભાગ દેવામાં આવતો નથી. દુર્બળ, અંધ અને અનાથ વિગેરે દ્વિજોનું યજ્ઞના દ્વારમાંજ પુજન થાયછે. બેરા, વામન ( ઠીંગણ રૂપ ) કુબડા, રોગી

---

૧ વેદ જાણનાર

અને નિષ્ઠુર વિપ્રોને પ્રિય વચન કહી અન્નવસ્ત્ર આપી ગૃહમાં રાખવા એટલું માત્ર તેને આપવું પરંતુ યજ્ઞમાં તેઓને દ્રવ્યભાગ આપવો યોગ્ય નથી માટે હે નૃપવર્ય તે વિપ્ર કદી વેદ વિશારદ હોય તો તે વામનને સોનું રૂપું અને વસ્ત્ર વિગેરેથી તેનું દ્વારમાં પૂજન કરવું પરંતુ કુબ્જ, વામન, પંગુ અને નપુંશક એ ચારનું યજ્ઞમંડપમાં પૂજન કરવું વૃથાછે જેઓ ધર્મથી બહાર કરેલાછે તથા જેઓ પર પાકનું ભોજન કરેછે તથા જે પરસ્ત્રી લંપટ છે અને જે અપુત્રછે તેમનો જન્મ વૃથાછે અન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કરનારને પણ કલ્યાણને ઇચ્છનાર પુરૂષે દાન આપવું નહીં તેમજ અબ્રાહ્મણને આરૂઢને પતિતને, સંધ્યાહિનને નાસી ગયેલાને, ચોરને, ગુરૂની અપ્રીતિ વાળાને માતા પિતાથી વિમુખને, બ્રહ્મ બંધુને, વેશ્યા પતિને, વેદ વિક્રય કરનારને કૃતઘ્નને ગામને યજન કરાવનારને, સ્ત્રી જાતને, સર્પ ઝાલનારને અને ચાકરને આપેલું દાન વ્યર્થછે એ સોળ પુરૂષો દાન કર્મમાં યોગ્ય નથી એવાં ગુરૂનાં વાકય સાંભળી દૈત્યવર્ય બલિ કહેવા લાગ્યો.

બલિ કહેછે—હે ગુરૂ એવું કહોમાં જે કોઇ વિપ્ર વેદનું અધ્યયન કરેછે તે દ્વાર પર આવેલો અતિથિ મારે વિષ્ણુ રૂપછે ઘેર આવેલા શ્રોત્રિયને અભ્યુત્થાન, પ્રિયવચન, ચરણ પ્રક્ષાલન આદિ પૂજનમાં વિલંબ ન કરવો ગૃહસ્થાશ્રમી ઓએ યથાશક્તિ આવેલા અતિથિને ભોજન આપવું યજ્ઞમંડપમાંથી તે વામન પૂજા વિના જાય તો સર્વસ્વ દક્ષણાવાળો આમારો યજ્ઞ વ્યર્થ થાય આ અશ્વમેધ યત્નનો પ્રારંભ કરતાં મેં પ્રતિજ્ઞા કરીછે કે જે કોઇ વિપ્ર જે માગે તે મારે આપવું. શરીર, પુત્ર, મિત્ર, અને દારા તેમ મારા આત્માને પણ યાચકને અર્થે અર્પણ કરવો કોઇ વારે તો પણ મારે આપ્યા વિના રહેવું નથી એવો મારો નિશ્ચયછે માગ્યા પછી ન આપું તો યજ્ઞ વ્યર્થ થાય વિદ્વાન અતિથિ બ્રાહ્મણ સર્વસ્વ આપતાં અવશ્ય પૂજવા યોગ્યછે અને તે દાનથી યજ્ઞ પૂર્ણ થાયછે. તેને વામન જાણી પૂજવો નહીં એમ કહેવું નહીં આમારૂં વચન સત્યછે વિપ્રને આપવાનું કહી જે પુરૂષ પાછું તેને આપતો નથી તે પાપી મિત્ર પુત્ર સહિત નર્કમાં જાયછે. જેને ઘેરથી અતિથિ આશા ભંગ થઈ પાછો ફરેછે તે અતિથિ પોતાનાં પાપ તેને આપનારને આપી તથા તેનાં સઘળાં પુણ્ય ખેંચી જાયછે. તેમજ દાન આપતાં જે વારે તે ણપ પાપીછે હે ભગવાન મને આજ્ઞા આપો કે હું દાન કરૂં.

સૂત કહેછે— વિષ્ણુને દાન આપવા તૈયાર થયેલા અસુરેશ્વર બલિને તત્વવેત્તા ઓમાં શ્રેષ્ઠ શુક્રાચાર્ય વિષ્ણુનું કર્તવ્ય જાણી કહેવા લાગ્યો.

શુક્રાચાર્ય કહેછે—હે વિરોચનના પુત્ર. આ અવિનાશી ભગવાન સાક્ષાત વિષ્ણુ છે. દેવનું કાર્ય સાધવા કશ્યપ અને અદિતિથી ઉત્પન્ન થયાછે અનર્થને ન જાણનાર તું અને આપવા જે પ્રતિજ્ઞા કરેછે તે હું સારી માનતો નથી આથી દૈત્યોને મહાન અનર્થ થશે આ વામન તારૂં સ્થાન, ઐશ્વર્ય, લક્ષ્મિ તેજ અને યશ એંચી ઇંદ્રને આપશે. માયાથી નટરૂપ આ હરીછે; ત્રણ પગલાંથી આ વિશ્વકાર્યે સગળાં લોકોને દબાવી લેશે, હે મુઢ વિષ્ણુંને સર્વસ્વ આપી તું શી રીતે નિર્વાહ કરીશ. એક પગલે કરી પૃથ્વીને અને બીજા પગલાથી સ્વર્ગને તથા મહોટી કાયાએ કરી આકાશને ગૃહણ કરશે તેને ત્રીજું પગલું આપવા તારી કેવી દશા થશે: જેથી આજિવિકા ત્રુટતી હોય તે દાનને વિદ્વાનો વખાણતા નથી. કારણકે લોકનાં આજીવિકા વાળાને દાન, યજ્ઞ, તપ અને કર્મ સઘળું સિદ્ધ થઇ શકેછે;

સૂત કહેછે—કુલના આચાર્ય શુક્રાચાર્યે એ રીતે ગૃહપતિ બલિને સમજાવ્યો ત્યારે ક્ષણવાર મૌન રહી, એકાગ્રચિત્ત થઇ ગુરૂ પ્રત્યે કહેવા લાગ્યો

બલિ કહેછે—આપે આ ગૃહસ્થાશ્રમનો ધર્મ સત્ય કહ્યો કે જે રીતે વર્તતાં, અર્થ, કામ યશ અને આજિવિકાને બાધ આવતો નથી, તે હું પ્રલ્હાદ પૌત્ર બલિ પ્રતિજ્ઞા કરીને દ્રવ્યના લોભથી વિપ્રને આપીશ એવું કહીં કિતવની[1] પેઠે ના કેમ કહું ? કદી જો તે દેવેશ વિષ્ણું આવ્યા હશે તો આજ મારૂં અતિ ભાગ્ય. હે દ્વિજસત્તમ આજ મને યજ્ઞનું સંપૂર્ણ ફળ મળ્યું કે યાચનાના મિશેકરી દેવના ઈશ્વર વિષ્ણું પોતે મારે ઘેર પધાર્યા હે સ્વામિન્ જે વસ્તુ તે માગશે તે સર્વ હું આપીશ.?

સૂત કહેછે—શુક્રાચાર્યે બલિને કહ્યું કે સર્વસ્વ હરી જનાર આ વામનછે તે કોઇપણ દૈવયોગે કરી તને જોવા આવેલ છે, તે તારૂં પ્રિય અપ્રિય શું કરશે તે કાંઇ હું જાણતો નથી પરંતુ એ સનાતન વિષ્ણુંછે માટે એને તું આપ નહીં, વામનરૂપ લઇ ઇંદ્રનું પ્રિય કરવા બટુરૂપ ધારી તે વિષ્ણુ તને છળવા આવ્યાછે હે દૈત્યેંદ્ર આ રૂપથી હું તને વિપ્ર બાલક માનતો નથી એવો વિપ્ર હોય નહીં એ હું તને સત્ય કહુંછું ફરીથી આવેલા આ નરસિંહછે એમ હું માનુંછું, એવા શુક્રના વાક્ય સાંભળી તેને તર છોડી બલિ આ પ્રમાણે કહેવા લાગ્યો.

બલિ કહેછે—હે ગુરૂ. પરસ્પર વિરોધ કરવો એ બ્રાહ્મણોનો સ્વભાવછે. ધર્મ ઉપરથી શ્રદ્ધા મટાડવા આપ મને શા માટે વારોછો ?

---

૧ કપટી.

સૂત કહેછે—એ રીતે આજ્ઞાને ન માનનાર ગુરૂ વાક્યપર અશ્રદ્ધાવાળા સત્યવાદી, મનસ્વી શિષ્ય બલિને દૈવ યોગથી પ્રેરણા કરાયેલા શુક્રાચાર્યે શાપ આપ્યો. હે અજ્ઞ તું ખરેખર પોતાને પંડિત માની સ્તબ્ધ મારી ઉપેક્ષાથી તથા મારી આજ્ઞાનું ઉલંઘન કરવાથી થોડા વખતમાં રાજ્ય લક્ષ્મિથી ભ્રષ્ટ થઇશ એ રીતે ગુરૂએ શાપ આપ્યો તોપણ સત્ય ટેકથી ચલિત ન થતાં હર્ષ પામી બલિએ કહ્યું કે હે બ્રહ્મન આથી વધારે શ્રેષ્ઠ પાત્ર કોણ મળે. બ્રાહ્મણો પણ દાન સમયે યજમાનને કહેછે હું ઇંદ્રછું વિષ્ણું દ્વિજછે અને દ્રવ્ય આદિત્ય દેવતાછે માટે વિષ્ણુંને પ્રસંન કરવા મારે શું કામ દાન આપવું નહી. એમ કહેછે તેટલામાં વામનજીને બલિ પાસે તેડી લાવ્યા વામનરૂપી વિષ્ણું ને આવેલા જોયા તથા પોતાના શરીરથી દેદિપ્યમાન પિંગલા સૂર્ય સરખા વિષ્ણું સામો ઉઠી નમસ્કાર કરી પાસે ઊભો રહી કહેવા લાગ્યો. આપ વિષ્ણું સરખા વિપ્ર યજ્ઞમાં પધાર્યા તેથી મારાં ધન્ય ભાગ્યછે ભલે પધાર્યા એમ કહી બલિરાજાએ નિઃસંગ મનોહર વિષ્ણુનું પુજન કરી કહ્યું કે હે ભગવન આપનું પધારવું ભલે થયું હું આપનું શું કામ કરૂં આપ બ્રહ્મર્ષિઓના સાક્ષાત મૂર્તિમાન તપછો એમ હું માનુંછું. આજ મારા પિતૃઓ તૃપ્ત થયા મારા કુળને આપે આજ પાવન કર્યું આપ મારે ઘેર પધાર્યા તેથી આ મારો યજ્ઞ પણ સફળથયો એમ કહી વિધિથી ચણરનું પ્રક્ષાલન કરવા લાગ્યો ત્યારે તેની સ્ત્રી વંધ્યાવલિએ પણ વિધિ પૂર્વક પૂજન અને પ્રણામ કર્યા. તેને દાન આપવા યજ્ઞ મંડપમાં આવી રાજા વામન પ્રત્યે આ પ્રમાણે કહેવા લાગ્યો હે વિપ્રેંદ્ર આપને શી ઈચ્છાછે જે જોઈએ તે આપ માગો પુત્ર કલત્ર અને રાજ્ય સહિત હું આપને આધિનછું.

વામન કહેછે—હે રાજન જો તારી બુદ્ધિ ધર્મમાંછે અને તું પ્રસન્નછો તો રાજ્ય હાથી ઘોડા આદિ વાહન રત્નો અને સ્ત્રીઓ વિગેરેની હું ઇચ્છા કરતો નથી હે નૃપ ત્રૈલોક્યમાં જેટલા શ્રેષ્ઠ વિષયોછે તે સઘળા અજિતેંદ્રિયને તૃપ્ત કરતા નથી હે રાજન અતિથીઓનું યાચના કરેલું આપવા આ જગતમાં કોણ સમર્થછે એવાં વિપ્રનાં વચન સાંભળી બલિ કહેવા લાગ્યો.

બલિ કહેછે—કૈટભના[1] શત્રુ હે ભગવન વિષ્ણું ધર્મ, કામ અને અર્થવાળું તથા મણિ, કનક, રાજ્ય, પૃથ્વી અને ધન વિગેરે જે આપનું કાર્ય હોય તે માગો હું આપને અર્પણ કરીશ, હે મુરારી તમારૂં પોતાનું હિત જેમાં

---

૧ એ નામે દૈત્ય.

સમાયેલું હોય એવું જે આપણે કહેવું હોય તે કહો તે ખરેખર હું આપીશ માટે કહો જેથી મારૂં કલ્યાણ થાય હું અન્યથા કરીશ નહીં.

વામન કહેછે—હે મહાભુજ દાસી, દાસ. ભૃત્ય, ગૃહ અને રત્નાદિ પદાર્થો સમર્થ વિપ્રોને આપ હે નૃપવર્ય હું તારો અર્થી (યાચક)છું માટે મારે થોડી એક પૃથ્વી જોઇએ છીએ તે મારા શરીરનું પ્રમાણ જોઇ મારાં ત્રણ પગલાં જેટલી મને આપ હે દૈત્યેંદ્ર એજ હું તારી પાસે માગુંછું. તેમાં મઢીકરીને શિષ્યોને અધ્યાપન કરાવું તથા સ્નાન, દાન, જપ, હોમ, સ્વાધ્યાય (વેદાધ્યયન) દેવપૂજન વિગેરે સર્વ કર્મ પારકી ભૂમિમાં કરવાથી નિષ્ફલ થાયછે માટે મારી કોટડીમાં શિષ્યના અધ્યાપનાદિ સત્કર્મો કરીશ, હે રાજેંદ્ર મારાં ત્રણ પગલાં પૃથ્વી આપ તેથી હું સંતુષ્ટછું.

બલિ કહેછે—હે બ્રાહ્મણના બાલક તારી વાણી વૃધ્ધોને માનવા યોગ્યછે તું બાલક અલ્પ બુદ્ધિનું છે માટે અણ સમજુની પેઠે સ્વાર્થ સમજતો નથી સર્વ લોકનો એક ઈશ્વર હું કે જેને વાણીથી પ્રસન્ન કરી જે ત્રણ પગલાં માગેછે તે તું બુદ્ધિમાન જણાતો નથી. એવું મારી મતિમાં જણાયછે બોલનારાઓમાં શ્રેષ્ઠ હે વિપ્રેંદ્ર તારાં ત્રણ પગલાંથી શું થશે સમુદ્ર સહિત સઘળી પૃથ્વી તને આપું મારી પાસે આવીને ફરીથી બીજાને કોઇ દિવસ યાચવો પડે નહીં, માટે હે બટુક આ જીવિકાને આપનારી પૃથ્વી તારી ઇચ્છા પ્રમાણે માગ.

વામન કહેછે—હે રાજેંદ્ર દાતાઓમાં શ્રેષ્ઠ તું કે જેની પાસેથી હું ત્રણ પગલાં પૃથ્વી માગુંછું એટલાથીજ હું સિદ્ધ કૃતાર્થછું જેટલાથી પોતાનો નિર્વાહ થાય તેટલુંજ દ્રવ્ય કામનુંછે દૈવઇચ્છાથી મળેલા લાભથી સંતોષ પામનાર વિપ્રનું તેજ વૃદ્ધિ પામે છે. એ રીતે વામને કહ્યું ત્યારે દાનવોમાં શ્રેષ્ઠ એવા બલિરાજાએ પોતે વેદીના મધ્ય ભાગમાં તેમને લાવી આસનપર બેસાડ્યા.

इत्युक्ते वामने तत्र स्वयं दानवसत्तमः ॥
वेदीमध्ये समानीय ददौ तस्यासनं हरिः ११ ॥

ઈતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો ઓગણત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

सूतउवाच ॥ वामनायासनं दत्वा तथाऽरेभेऽस्य पूजनं ॥
वंध्यावली तदागत्य पत्नी जालकमालिनी ॥ १ ॥

સૂત કહેછે—આસનપર વિરાજેલા વામનનું વંધ્યાવલિયે લાવેલી સુવર્ણની ઝારીથી રાજાએ પૂજન કર્યું, પવિત્ર જળથી ભરેલા સુવર્ણ કલશના જલથી યજમાન બલિરાજાએ વામનના સુંદર ચરણ કમળ પ્રેમથી પખાળ્યા વિશ્વને પવિત્ર કરનાર ચરણામૃતને મસ્તકપર ધારણ કરી હર્ષથી કહેવા લાગ્યો કે આજ મારો જન્મ સફળ થયો તથા મારૂં જીવિત સુજીવિતછે કે હું બ્રહ્માદિ દેવને દુર્લભ વિષ્ણુના ચરણ યુગલનું પ્રેમથી પ્રક્ષાલન કરૂંછું સાક્ષાત યજ્ઞ પુરૂષને મેં દાન પાત્રરૂપ કર્યા માટે આ લોકમાં ખરેખર કોઈપણ બીજો મારા સરખો ભાગ્યશાળી નહીં હોય એવું વિચારી દાનવોમાં શ્રેષ્ઠ બલિયે પાદ્ય, આચમનિય, અર્ઘ અને આસન આપી સુગંધી ચંદન પુષ્પથી તેમની પૂજા કરી મધુપર્ક અને ગોપ્રદાનનું નિવેદન કરી પાસે ઉભો રહ્યો. વામનજીએ મધુપર્કનું ગ્રહણ કરી ગાયને નમસ્કાર કર્યો, બલિએ પ્રભુની સ્વાગતા કરી ત્યારે વામનજી એ સ્વસ્તિ ( અખંડ કલ્યાણ ) કહી આશીર્વાદ આપ્યો ત્યારે બલિ રાજાએ અક્ષત સહિત દર્ભ જમણા હાથમાં લઇ કનકની ઝારી મંગાવી દાનનો સંકલ્પ કરવા તૈયારી કરી શુક્રાચાર્યે ઝારીના નાળમાં પ્રવેશ કરી જલને રોક્યું વામનજી એ જાણ્યું કે આ શુક્રનું કામછે ત્યારે દર્ભની અણીથી નાળમાં રહેલાં શુક્રનું નેત્ર ફોડયું ત્યારે શરમાઇને શુક્રાચાર્ય બહાર નીકળ્યા તે ક્ષણે ઝારીમાંથી જલ નીકલ્યું તે જોઈ ઋષિઓ, હોતાઓ, સભાસદો, બ્રાહ્મણો બ્રહ્મચાર્યો દૈત્યો, સ્ત્રીઓ, બાળકો અને બાંધવો વિગેરે સર્વે વિસ્મય પામ્યા હર્ષ પામેલા રાજા બલિએ વામનજીના હાથમાં દર્ભ અક્ષત સહિત જળથી ત્રણ પગલાં પૃથ્વી આપવાનો સંકલ્પ કર્યો. દાનનું જળ હાથમાં પડતાં માત્રમાં વામનજીએ મહોટા થઇ તે ક્ષણેજ, સર્વે દેવમય પોતાનું રૂપ પ્રદર્શિત કર્યું, જે પોતે વામન હતો તો, અસુરેંદ્ર બલિએ ત્રણ પગલાં આપતાં વારમાં બલિ જેવડા થયા ત્યાં આવેલા સર્વે લોકોએ હર્ષ પામેલા યજમાન અને વામનને જોયા તેટલામાં વામનજી પોતાનું ચતુર્ભુજ રૂપ કરી વધવા લાગ્યા અને ક્ષણમાત્રમાં આકાશ સુધી ઊંચા થયા, બલિની પાસે વધેલા વામનને જોઇ સર્વે દૈત્ય દાનવાદિ લોકો ઊંચા મહોઢાં કરી સૂર્ય સામું જોવા લાગ્યા તેટલામાં છત્રાકૃતિ દેખાતા વિષ્ણુ ઊંચા વધવા લાગ્યા સૂર્ય પણ હરીના મસ્તકમાં ચૂડામણી સરખો દેખાવા લાગ્યો.

એ રીતે દૈત્યોએ જોયું તેટલામાં વિષ્ણુના લલાટમાં સૂર્ય ચાંદલા સરખો દેખાવા લાગ્યો, વિષ્ણુ સૂર્યથી ઊંચે વધતા જાયછે તેટલામાં તે સૂર્ય, હરિના હૃદયમાં કૌસ્તુભ મણિસરખો દિસવા લાગ્યો આકાશમાં રહેલા ઇંદ્ર અને રૂદ્રાદિદેવ વિષ્ણુ જ્યાં ઊંચે જાયછે ત્યાં ગતિ કરી શક્યા નહીં તેથી ઇંદ્રે વિષ્ણુના કંઠમાં વનમાલા પેરાવી તેટલામાં સૂર્ય વિષ્ણુની નાભિમાં કમળ સરખો જણાવા લાગ્યો. અને ઇંદ્ર પણ હરીના હસ્તમાં ચક્ર સરખો ભાસવા લાગ્યો.

એ રીતે વૃદ્ધિ પામતા વિષ્ણુએ બે પગલાં ભર્યાં, એકમાં યજ્ઞશાળાથી માંડી[1] સઘળો ભૂલોક અને બીજામાં મેરૂ મસ્તકને દબાવ્યું.

ब्रह्मांडं जर्जरं जातं पादसंकोचनादपि ॥
भिन्ने तस्मिंस्तदा तोयं समायातं जगत्त्रये ॥ २६ ॥
विष्णुपादोद्भवा गंगा मस्तकान्निःसृता तदा ॥
त्रैलोक्यपाविनी देवी सा रुद्रेण स्वयं धृता ॥ २७ ॥
स्वर्धुनी पूज्यते स्वर्गे गंगेति गां गता सती ॥
पाताले तु यदा प्राप्ता ख्याता भोगवतीति सा ॥ २८ ॥
यस्याः स्मरणमात्रेण सर्वपापक्षयो भवेत् ॥

ચરણના સંકોચનથી સઘળું બ્રહ્માંડ ખોખરૂં થઇ ગયું. તથા મેરૂ મસ્તક ભેદાયું તેથી જળનો પ્રવાહ નીકળ્યો તે ત્રૈલોક્યમાં ફેલાયો. મેરૂ મસ્તકથી નીકળેલાં વિષ્ણુ પાદોદકી ગંગા કે જે ત્રૈલોક્યને પાવન કરનાર છે તે દેવીને શિવે પોતે જટામાં ધારણ કર્યાં સ્વર્ગમાં સ્વર્ધુની એવા નામથી પૂજાય છે અને પૃથ્વીપર પ્રાપ્ત થતાં ગંગા એવા નામથી અને પાતાળમાં ભોગવતી એવા નામથી વિખ્યાત થયાં જેનાં સ્મરણમાત્રે કરી સર્વ પાપનો નાશ થાય છે તથા જેના દર્શનથી અશ્વમેધનું ફળ મળે છે તેમજ જેમાં સ્નાન માત્રથી સેંકડો જન્મમાં થયેલાં પાપ મટે છે.

સૂત કહે છે—ત્યાર પછી દૈત્યરાજ બલિ કે જે રાજ્યલક્ષ્મીથી રહિત થયા છતાં સ્થિર બુદ્ધિવાળો ચતુર, ઉદાર યશવાળો છે તેને ભગવાન્ વામન કહેવા લાગ્યા. હે અસુર તેં મને ત્રણ પગલાં પૃથ્વી આપી તેમાં બે પગલાંથી તારી સર્વ પૃથ્વી મેં દબાવી હવે ત્રીજું આપ એક પગલે કરી વિવર સહિત ભૂલોક દબાવ્યો અને બીજાથી સ્વર્ગલોક દબાવ્યો તે તેં જોયું.

---

1 અતળ વિતલ વિગેરે.

દાનનો તેં વૃથા મનોરથ કર્યો તેથી તું સ્વર્ગમાંથી નીચે પડીશ પોતાનું વખાણ કરનાર તું કે જેણે હું આપુંછું એમ કહીં મને ઠગ્યો. બલિ કહે છે. હે ભુવનેશ્વર આ સઘળી ભૂમિ કે જે તમે સરજી છે, તે સમુદ્રપર્યંત મેં તમને આપી હવે શું આપું દેવના ઇશ્વર હે કેશવ મેં કેવળ આપને પૃથ્વી આપી છે પણ આકાશ આપ્યું નથી હે પ્રભુ ત્રીજા પગલાથી તે આકાશને ગ્રહણ કરો, એ રીતે અસુરે કહ્યું ત્યારે પૃથ્વીને લેનાર હરી પ્રસન્ન થઇ કહેવા લાગ્યા.

વિષ્ણુ કહેછે—દાનવ દૈત્યોમાં શિરોમણી હે બલિ તું સર્વનો અગ્રણી અને દૈત્યોની કીર્ત્તિને વધારનારછે તેં મારી દુર્જય માયાને જીતી કારણ મેં તને દુઃખી કર્યો તોપણ તું મોહ પામ્યો નહીં, તેમજ લક્ષ્મીહીન કરેલો તથા સ્થાનથી પાડેલો અને પોતાના શત્રુએ બાંધ્યો, તરછોડયો, જ્ઞાતીએ પરિત્યાગ કર્યો ઘણી પીડામાં નાખ્યો, શુક્રે તરછોડયો તથા શાપ આપ્યો તોપણ હે સુવ્રત તેં તારી સત્ય પ્રતિજ્ઞા છોડી નહી, મેં છળથી ધર્મ કહ્યો તોપણ તેં સન્માર્ગનો ત્યાગ કર્યો નહીં હે મહાભાગ્ય અસુર હું તને પ્રસન્ન થયોછું માટે તારી જે ઈચ્છા હોય તે વરદાન માગ, તારી કામના હું પૂર્ણ કરીશ.

બલિ કહેછે—હે ભગવન્ ફરીને જેમાંથી આવવું પડે નહીં તથા મૃત્યુ, જરા, વ્યાધિ, અને ભય રહિત અક્ષય સ્થાન મને આપો. એ રીતે બાલનાં વચન સાંભળી વિષ્ણુએ આવાં વાક્ય કહ્યાં.

વિષ્ણુ કહેછે—હે દાનવોમાં ઉત્તમ તારા સો યજ્ઞ સંપૂર્ણ થયા માટે અમરોને પણ પ્રાપ્ત ન થાય એવા સ્થાનને તું પ્રાપ્ત થયોછે, વૈવસ્વત મનુની અંતે મારા આશ્રયવાળો તું ઇંદ્ર થઇશ, ત્યાં વિશ્વકર્માના રચેલા સુતલ[1]માં રહે જેમાં મનની પીડા, વ્યાધિ, થાક, સુસ્તી, પરાભવ અને ઉપદ્રવો થતા નથી મારી દયા દ્રષ્ટિથી સુતલમાં રહેલા સર્વે સુખી રહેશે, દેવતાઓને ઇચ્છવાયોગ્ય સુતલમાં તું જ્ઞાતિ સહિત જા ત્યાં લોકના સ્વામિ દેવતાઓ પણ તારો પરાભવ કરશે નહી ત્યારે બીજાનું તો શુંજ કહેવું ? તારૂં સહપરિવારનું હું સર્વથી રક્ષણ કરીશ.

બલિ કહેછે—હે નાથ સુતલમાં રહેતા મને અખંડ ભોગ વૈભવો ક્યાંથી પ્રાપ્ત થશે હે પ્રભુ આ લોકમાં શ્રેષ્ઠ કીર્ત્તિ શી રીતે પામી શકાય ?

---

૧ પાતાલમાંનો ત્રિજો લોક.

**ત્રિવિક્રમ કહેછે**—હે દૈત્યેંદ્ર તું સુતલમાં રહીશ ત્યારે જે ભોગવવા યોગ્ય વસ્તુ પ્રાપ્ત થશે તે હું કહુંછું, વિધિ વિના આપેલાં દાનો તથા શ્રોત્રિયવિના કરેલાં શ્રાદ્ધો, વ્રત રહિત પુરૂષે કરેલાં અધ્યયનો એ સઘળાં તમને મોટાં ફળદાયક થશે, હે દૈત્યરાજ દીપપ્રતિપદા નામનો તમારો મહોટો ઓછવ થશે ત્યારે સર્વ ઉત્તમપુરૂષો હૃષ્ટપુષ્ટ થઇ નાના પ્રકારના અલંકારોને ધારણ કરી યત્નથી તમારૂં પૂજન કરશે. જગતમાં તમાગ નામથી પ્રસિદ્ધ થયેલો બલિપૂજન નામનો પવિત્ર ઉત્સવ થશે જે રીતે હમણાં તમારા રાજ્યમાં ઉત્સવ થાયછે તે રીતે પૃથ્વીનેવિષે લોકો હર્ષથી કરશે આશુમાસની અમાસને દિવસે જેઓ તમારી મૂર્તિને આળખી તેનું પૂજન કરશે તેઓ ધનધાન્ય અને પુત્રપૌત્રાદિ પરિવારનું સુખ ભોગવશે. હે દાનવેંદ્ર શાર્ઙ્ક ક્ષેત્રમાં અર્ણનાશા નદીને સુંદર તટે પવિત્ર એવા વાલખિલ્ય આશ્રમમાં તમે દેવના દેવ મહાદેવનું સ્થાપન કરો કે જેથી લોકોનાં સર્વ દુઃખ મટશે; પૂર્વે વાલખિલ્ય મુનિઓએ શાપ આપી મને વામન કર્યો ત્યારે મેં તેમને પ્રસન્ન કરી શાપથી મુક્ત થવા પૂછયું તે સમયે તે દ્વિજોએ કહ્યું કે વામનરૂપ થઇને તમે બલિનિગ્રહ કરશો તે પછી ધ્રુવ મંડળથી મોટું તમારૂં રૂપ થશે; એવા વિપ્રોના અનુગ્રહથી મારી આવી બુદ્ધિ થઇછે, એટલા માટે શાપથી અનુગ્રહ કરનાર પવિત્ર તે વાલખિલ્ય આશ્રમછે હે રાજેંદ્ર ત્યાં જઇને તમે શિવલિંગનું સ્થાપન કરી પિનાકધારી[3] દેવનું ભજન કરો તેની પૂજાના મહિમાથી તમારૂ રાજ્ય થોડા વખતમાં પ્રાપ્ત થશે; અસુરોના ઇશ્વર બલિને ભગવાન વિષ્ણુએ એ રીતે કહ્યું. ત્યાર પછી તે બલિનું રાજ્ય મનુપુત્રને આપ્યું અને દૈત્યોને પોતે વિષ્ણુએ દ્વિપાંતરમાં મોકલ્યા તેથી જેઓ પાતાળમાં રેહેતા તેઓને ત્યાંજ રાખ્યા. ત્યાર પછી વિષ્ણુ ત્યાંથી અંતર્હિત થયા.

**સૂત કહેછે**—હે દ્વિજો દૈત્યના રાજા બલિ દૈત્યદાનવ અને પરિવાર સહિત વાલખિલ્ય આશ્રમમાં પ્રાપ્ત થઈ બલીશ્વર એવા પોતાના નામથી વિખ્યાત પાપને મટાડનાર સૂખદાયક પવિત્ર શિવલિંગનું સ્થાપન કર્યું તે બલીશ્વરથી અગ્નિ ખૂણામાં દુઃખ દુર્ભાગ્યને મટાડનાર દેવનાદેવ ત્રિવિક્રમ વામનની સ્થાપના કરી, પુષ્પ અને ચંદનથી તેમનું પૂજન કરી સહપરિવાર દાનવેંદ્ર બલિ, દૈત્યગણસહિત સુતલમાં ગયો હે વિપ્રો આસુમાસની અજવાળી ચૌદશને દિવસે જેઓ ચંદન અને પુષ્પથી બલીશ્વર તથા વામનની

---

૧ વિષ્ણુ. ૨ વેદજાણનાર પાત્ર. ૩ ડમરૂધારી.

પૂજા કરશે અથવા ઘૃત કે તેલની દીપમાલા પુરશે તે જો નિર્ધન હશે તો ધન મળશે દૂઃખી હશે તો સુખી થશે રોગી નીરોગી થશે અને કારાગ્રહમાં પડેલો બંધનથી મુક્ત થશે તથા જે સ્ત્રીને ગર્ભસ્ત્રાવ થતો હશે તે પૂર્ણ ગર્ભવાળી થશે તથા જેનાં સંતાન મરણ પામતાં હશે તથા જે વંધ્યા હશે કે ઘણી પુત્રીવાળી હશે તેને પણ ઘણા સુજ્ઞ પુત્રો થશે. બલીશ્વરના પૂજનથી સર્વ કામના સિદ્ધ થશે, બલિનિગ્રહ અને ત્રિવિક્રમ વામનના વિજયવાળી આ કથા જેઓ સાંભળશે તેને સુયશ, સુપુત્ર સુખ શત્રુવિજય અને ધન પ્રાપ્ત થશે.

शृण्वंति ये वै बलिनिग्रहं द्विजास्तथा जयं चापि त्रिविक्रमस्य ॥
ते प्राप्नुवंत्यत्र यशः सुपुत्रान् सौख्यं रिपूणां विजयं धनं च ॥ ७१ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો
बलीश्वरोपाख्यान નામે ત્રિશમો અધ્યાય સંપૂર્ણ.

---

शौनकउवाच ॥ चतुर्युगस्वरूपंतु माहात्म्यं चैव सूतज ॥
प्रमाण वद कार्त्स्न्येन परं कौतूहलं हि नः ॥ १ ॥

શૌનક કહેછે—હે સૂત ચાર યુગનું સ્વરૂપ પ્રમાણ તથા માહાત્મ્ય વિસ્તારથી કહો તે સાંભળવા અમને ઘણો ઉત્સાહ છે.

સૂત કહેછે—ચાર નિમેશથી એક ત્રુટિ, બે ત્રુટિનો લવ, બે લવની એક વિકલા, પંદર વિકલાની એક કાષ્ટા, ત્રીશ કાષ્ટાની એક કળા, ત્રીસ કલાનો એક ક્ષણ, બારક્ષણનું એક મૂહુર્ત, અર્થાત્ બે ઘડી એ રીતે જ્યોતિષ શાસ્ત્રને જાણનારા કહે છે. ત્રીશ મૂહુર્તનું અર્થાત્ સાઠ ઘડીનું એક અહોરાત્ર છે ત્રીશ અહોરાત્રથી એક માસ થાયછે બે માસથી એક ઋતુ અને ત્રણ ઋતુથી એક અયન બેને અયનથી એક વર્ષ, તે દેવતાઓનું અહોરાત્રમાં ઉત્તરાયણ તે દિવસ, અને દક્ષિણાયણ તે દેવની રાત્રિછે, સત્તર લાખને અઠયાવીશ હજાર સત્યયુગનું પ્રમાણછે, ત્રેતાનું કહું તે સાંભળો બાર લાખને છનુ હજારનો ત્રેતાયુગછે એ રીતે પૂર્વે બ્રહ્માએ કહ્યું છે, આઠ લાખને ચોસઠ હજાર વર્ષનો દ્વાપરયુગ કહ્યોછે ચાર લાખ અને બત્રીશ હજાર વર્ષનો કલિયુગ છે.

શૌનક કહેછે—યુગનું પ્રમાણ કહ્યું પરંતુ યુગયુગમાં થતા સર્વ વર્ણના આચાર અને ધર્મ કામ તથા અર્થાદિ ભાવનું વર્ણન કહો.

---

૧ ચપટી વગાડયા જેટલો સમય.

સૂત કહેછે—સત્યયુગમાં સર્વ પ્રાણીઓના આત્મારૂપ નારાયણ વિષ્ણુ ગૌરવર્ણ હતા અને સર્વ પ્રજા સ્વધર્મમાં પ્રીતિવાળી હતી એકજ રાજા સઘળી પૃથ્વીનું પાલન કરતો હતો સર્વ લોકો બ્રહ્મજ્ઞાનમાં પ્રીતિવાળા પોતાના આચારમાં વર્તતા હતા, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રો શુભકર્મવાળા સત્યવાદી હતા અને ચારે વરણોનો સનાતન ધર્મ ચાર પગવાળો હતો અર્થાત સંપૂર્ણ હતો.

જે સત્યયુગમાં સનાતનધર્મ હતો તથા લોકો પણ પાંચ તાલના પ્રમાણવાળા) કાન્તિવાળા અને બહુશ્રુત[1] હતા, સોળ હજાર વર્ષ સુધી બાલ્યાવસ્થા રહેતી બત્રીશ હજાર વર્ષ સુધી યૌવન રહેતું; ત્યાર પછી લાખ વર્ષ સુધી વૃદ્ધાવસ્થા રહેતી, જેમ અનુક્રમે લોકોનો જન્મ થતો હતો તેમજ ક્રમથી મરણ થતું કોઇ દિવસે પિતા પુત્ર મરણને જોતો નહીં એ સત્યયુગની અંદર કોઇ પણ સ્ત્રી કાકવંધ્યા મૃતવત્સા કે શીલરહિત નહોતી; પૃથ્વીમાં સઘળા આશ્રમ, આચાર, જ્ઞાન, કર્મ અને વર્ણ ધર્મ, સમાન હતા; આશ્રમ યોગ સમયોચિત શુભકર્મ અને નિષ્કામ ફળના યોગથી લોકો પરમ ગતિને પ્રાપ્ત થતા. વૈર, સુસ્તિ, દ્વેષ, અશુભ, ભય, સંતાપ, ઇર્ષ્યા અને મત્સર કોઈને નહતો, સઘળા એક વેદવાળા અને એકમંત્ર વિધિથી ક્રિયાઓ કરતા હતા એક વેદ હોવાથી મંત્ર વિધિનો ક્રમ પણ એકજ હતો અને સઘળા એકધર્મયુક્ત હતા, ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ; અને અથર્વવેદ ઇત્યાદિ વેદ સંજ્ઞા ભિન્ન નહોતી, તથા મૈથુન[2]ક્રિયા થતી નહીં, વિપ્રોને વેદાધ્યયનમાં કોઇ પ્રકારે વિભ્રમ નહોતો, હવે ત્રેતાયુગનું માહાત્મ્ય કહું તે સાંભળો ધર્મનો એક પગ ઓછો થયો તેથી તે ત્રણ પગે વર્તતો હતો વિષ્ણુ રક્તવર્ણ હતા સત્યમાં પ્રવૃત્તિવાળા ક્રિયા અને ધર્મમાં પરાયણ લોકો યજ્ઞ કર્મમાં પ્રવૃત્ત રહેતા, તેથી ધર્મ અને ક્રિયાઓ વિવિધ પ્રકારની થતી, સંકલ્પને વિષે ભાવવાળા અને કર્મ તથા દાનફળના ઉદયવાળા તપ અને વ્રતમાં પરાયણ લોકો ધર્મથી ચળતા નહોતા, ત્રેતાયુગમાં લોકો ક્રિયાવાન્ અને સ્વધર્મસ્થ હતા.

તીર્થ યાત્રા દાન નિયમ અને સંયમમાં તત્પર રહેતા પરલોકની ઈચ્છાથી યજ્ઞાદિકર્મ કરતા તે યુગમાં મનુષ્યોનું યૌવન હજાર વર્ષ સુધી હતું પાંચ હજાર વર્ષ ઉપરાંત વૃદ્ધાવસ્થા આવતી. દ્વાપર યુગમાં ધર્મના બે પગ હતા વિષ્ણુ પીત[3]વર્ણ હતાં, ચાર વેદ હતા અને બીજા પણ ઉપવેદ વિગેરે

---

૧ ઘણાં શાસ્ત્રો સાંભળનાર. ૨ સ્ત્રી પુરૂષનો સંયોગ. ૩ પીળા.

હતા શાસ્ત્રો ભિન્ન થવાથી ક્રિયાઓ પણ ભિન્નભિન્ન થવા લાગી તે યુગમાં શત વર્ષ સૂધી મનુષ્યનું યૌવન રહેતું પાંચસો વર્ષ વિત્યા પછી વૃદ્ધાવસ્થા આવતી હતી તથા લોકો પણ ચાર અથવા પાંચ હાથ સુધીના પ્રમાણવાળા હતા અતિરૂપવાન કે તદ્દન રૂપ રહિત મનુષ્યો નહોતાં. તપ, દાનમાં પ્રવૃત્ત થયેલી પ્રજા રાજસી હતી સંપૂર્ણ એક વેદને પણ લોકો ભણવા ન લાગ્યા તેથી વેદના ઘણા વિભાગ થયા, સત્યનો વિધ્વંસ થતાં કોઇકજ પુરૂષ સત્યવાદી હતો, એ રીતે સત્યથી ચલિત થતાં લોકોને ઘણા પ્રકારના વ્યાધિઓ થવા લાગ્યા અને દેવતાઓએ કરેલા કામ આદિ ઉપદ્રવો પણ વધવા લાગ્યા તેથી પીડાયેલા લોકો અતિ તપ કરતા હતા અને બીજા કેટલાએક કામ અને સ્વર્ગની વાસનાથી યજ્ઞ કરતા હતા એવા દ્વાપરયુગમાં પ્રજા અધર્મથી નાશ પામવા લાગી, કલિયુગમાં ધર્મનો એક પગ રહ્યો તે તામસી યુગ આવવાથી વિષ્ણુ કૃષ્ણવર્ણ થયા બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો પણ આચાર રહિત થવા લાગ્યા સાત પ્રકારની ઇતિઓ વ્યાધિઓ, આળસ અને ક્રોધાદિદોષથી વેદના આચારો તથા ધર્મ અને યજ્ઞ સંબંધી ક્રિયાઓ થતી અટકી, મનુષ્યનું આયુષ્ય સોવરસનું રહ્યું, ઊંચી જાતના અશ્વોનું આયુષ્ય બત્રીશ વર્ષનું અને ખચ્ચર, ઊંટ, ખર વિગેરેનું ચોવીશ વર્ષનું તથા બીજાં પશુઓનું પચીશ વર્ષ સુધી આયુષ્ય થયું, ઉપદ્રવો માનસી પીડા અને રોગો પ્રતિદિવસ વધવા લાગ્યા. જેમ જેમ યુગ આવતા ગયા તેમ ધર્મ બદલાતો ગયો અને જેમ ધર્મ બદલાતો ગયો તેમ લોકો અને તેમની વૃત્તિઓ પણ બદલાતી ગઇ જેમ લોકો ક્ષીણ થતા ગયાં તેમ તેમ લોકને પ્રવર્તાવનારા ભાવો (પદાર્થો) પણ નાશ પામતા ગયા. યુગના ક્ષયથી થયેલા અધર્મો મુખ્ય લોકોમાં વિક્રિયા પામતા ગયા, આ કલિયુગ થોડા દિવસ થયાં પ્રવર્ત્યો છે હે સુવ્રત યુગ યુગપ્રત્યે મનુષ્યોનાં આયુષ્ય, બળ, યશ વીર્ય, બુદ્ધિ અને તેજ પણ ઘટતાં જાય છે, રાજાઓ, બ્રાહ્મણો, વૈશ્યો અને શૂદ્રો પણ ક્રમે કરી મિષથી ધર્મનું આચરણ કરે છે. પાખંડી લોકો ધર્મનો દ્વેષ કરેછે અધરમી, ક્રૂર સત્વવાળા અને દુરાચારી તથા અલ્પબુદ્ધિવાળા લોકો કલિયુગમાં પ્રતિદિન વધેછે, બ્રાહ્મણો પણ કલિયુગમાં શૂદ્રને યજન કરાવશે આ યુગમાં વિપ્રો સ્નાન, દેવપૂજન, દાન, હોમ અને પિતૃતરપણ વિગેરે કર્મો પરને અર્થે કરશે, તથા અધમ વિપ્રો પોતાના કલ્યાણસારૂ વે-

---

૧ સેંકડો. ૨ ઘટાડો. ૩ કાળા.

દાધ્યયન કરશે નહીં માત્ર પ્રતિગ્રહ લેવા વેદ ભણશે આ કલિયુગમાં કેટલા-એક દ્વિજો પુરૂષોત્તમ વિષ્ણુનો આશ્રય કરી શિવનિંદા કરશે તેમનું માધવ રક્ષણ કરશે નહીં બ્રાહ્મણ વિગેરે વર્ણો કલિયુગમાં વર્તતાં પોત પોતાની વૃત્તિનો ત્યાગ કરી બીજાની વૃત્તિથી આજીવિકા કરશે એવા પાપીઓને જોઇ અવિચારી રાજાઓ વૃથા જાતિનું અભિમાન રાખશે પરંતુ તેઓને શિક્ષા કરશે નહીં, ઉંચા આસનપર બેઠેલા શૂદ્રો કે જે અલ્પ બુદ્ધિવાળા છે તેઓ વિપ્રોને જોઇ પ્રણામ કરશે નહીં ભગવા વસ્ત્રવાળા નિર્ગ્રંથ, નગ્ન, કાપાલિક, બૌદ્ધ, વૈશેષિક, જૈન, એ કલિયુગમાં વિશેષ થશે, તથા અધમ દ્વિજો પણ યજ્ઞના ફળનો વિક્રય કરશે તથા હજારો યતીઓ પણ પાખંડથી વર્ત્તશે, બ્રાહ્મણો પણ કલિયુગમાં સંસારથી મુક્ત કરનાર મહાદેવ અને તેના ભકત મહાત્માઓની નિંદા કરશે, દુષ્ટ મનવાળા રાજાના સેવકો બ્રાહ્મણોને તાડૅન કરશે તે જોતાં છતાં પણ રાજા તેમને વારશે નહીં, ઋગ્વેદ, યજુર્વેદ, અને સામવેદના ધર્મનું સંપાદન કરાવનારી વર્ણ અને આશ્રમના આચરણવાળી પ્રવૃત્તિ કોઇને રહેશે નહીં વિધિ પૂર્વક વિવાહ, ધર્મ, ગુરૂ શિષ્યની મર્યાદા, દાંપત્ય ધર્મનો (સ્ત્રીપુરૂષના ધર્મનો) ક્રમ અને આપના તથા દેવતાઓના પૂજનનો નિયમ રહેશે નહીં. ગમે તેવા કુળમાં જન્મ્યો હોય તેજ સર્વનો રાજા થશે, પોતાના ઘરમાં કે અંતઃપુરમાં કન્યાઓને રોકી રાખનાર તેજ સર્વ વર્ણથી યોગ્ય ગણાશે તથા જે ધનવાન હશે તેજ યોગ્ય કન્યાનો વર છે એમ માનશે, કોઇ પણ ઉપાયથી સદા વિપ્રોનેજ પીડવા, કલિયુગમાં જેવી તેવી મનને ગમે તે પ્રાયશ્ચિત્તની ક્રિયા થશે અર્થાત્ પાપ નિવારણનો ઉપાય ગમે તેવો કલ્પી કાઢશે, જે કોઇનું વચન તે સઘળું શાસ્ત્ર, અને સર્વે દેવતા તથા સર્વ સઘળાનો આશ્રમ છે એવું માનશે; ઉપવાસ, યોગ, પુણ્ય માટે કાઢેલો દ્રવ્યનો ભાગ તથા ધર્મ જેવા પ્રકારનો લોકોને ગમશે તેવા પ્રકારથી વર્ત્તશે, થોડા દ્રવ્યથી પણ લોકોને આઢ્ય[1]પણાનો (આબરૂદાર પણાનો) મદ થશે સ્ત્રીઓને પણ માત્ર કેશથી રૂપનો મદ થશે. સુવર્ણ, મણિ, અને રત્ન વિગેરે ખૂટી જતાં કલિયુગમાં સ્ત્રીઓ વાળથીજ અલંકારવાલી થશે તેમજ દ્રવ્યહીન સ્વામિનો ત્યાગ કરશે અને ધનવાનજ સ્ત્રીઓનો સ્વામિ થશે, પુરૂષો પણ જે વિશેષ દ્રવ્ય આપશે તેનેજ પોતાનો સ્વામિ છે એમ માનશે, સ્વામિપણાનો સંબંધ માત્ર ધનવાનમાંજ ધારશે પણ સુશીલ કે કુલીન ઉપર સ્વામિ સેવકનો (ધણી ચાકરનો) સંબંધ સમજશે નહિ. ઘર કર્યા સૂધી દ્રવ્યનો સંગ્રહ અને દ્રવ્ય

---

૧ પ્રહાર.

સુધીજ મતિ તથા પોતાના ઉપભોગ સુધીજ સ્વાર્થ એવો વ્યવહાર કલિયુગમાં થશે. સ્ત્રીઓ પણ સ્વચ્છંદી અને સારા પદાર્થની ચાહનાવાળી થશે પુરૂષો પણ સ્વારથી અને અન્યાયથી દ્રવ્ય મેળવવા સ્પૃહા રાખશે બ્રાહ્મણોમાં પણ સરખું મનુષ્યપણું છે એટલુંજ માત્ર પરાક્રમિપણું રહેશે, દુધ લેવા સુધી ગાયોને વિષે માન્યપણું રહેશે.

અનાવૃષ્ટિનો ભય ઘણો થશે પ્રજા ભૂખથી પીડાશે અને સર્વ પ્રજા વરસાદની આશાથી આકાશ તરફ જોઇ રહેશે; કંદ, મૂળ, અને ફળને ખાનારા મનુષ્યો તપસ્વી જેવા થશે દુકાળના દુઃખથી પીડાયેલા લોકો આત્મઘાત કરશે વારંવાર દુકાળ પડશે તથા મુખ્ય માણસો મરણ પામવાથી અસમર્થ લોકો ઘણા દુઃખી થશે વિપ્રોપણ સ્નાન વિના ભોજન કરશે દેવપૂજન અતિથિસત્કાર અને પિતૃ તર્પણ વિગેરે ક્રિયાઓ કરશે નહીં, લાલચુ ઠીંગણા શરીરવાળા ઘણું ખાનારા ઘણી પ્રજાવાળા અને મંદ ભાગ્યવાળા થશે પોતાના પોષણમાં પરાયણ દેહને મલીન રાખનાર સંસ્કાર રહિત નીચ લોકો ગુરૂ અને સ્વામિની આશાનો ભંગ કરશે કઠોર અસત્ય અને કટુક ભાષણ કરનારી દુરાચરણી સ્ત્રીઓ સદા દુષ્ટ સ્વભાવવાળા પુરૂષોને ચાહશે, કુલીન સ્ત્રીઓ પણ નઠારા આચરણવાળી થશે વ્રત રહિત લોકો વેદની આજ્ઞા પ્રમાણે વર્ત્તશે નહીં, ગૃહસ્થો પણ હોમ કે દાન આદિ યોગ્ય કર્મો કરશે નહીં સંન્યાસિઓ દ્રવ્ય સંગ્રહ કરશે ભિક્ષુઓ પણ મિત્રાઈ સ્નેહ અને સગપણ આદિ સંબંધથી બંધાશે. રાજાઓ કરવેરાના મિશથી દ્રવ્યનું હરણ કરશે પરંતુ પ્રજાનું રક્ષણ નહીં કરે, વૈશ્યો કૃષિ અને વાણિજ્ય આદિપોતાના કર્મનો ત્યાગ કરી શૂદ્રની વૃત્તિથી વર્તશે અને ધાંચા વિગેરેની વૃત્તિથી જીવિકા ચલાવશે અધમ શૂદ્રો ભિક્ષુવૃત્તિથી સંન્યાસીઓના ખોટાં ચિન્હો ધારણ કરશે અતિશય પીડાએલા લોકો દુકાલ અને કરવેરાથી હેરાન થઇ પાખંડ વૃત્તીનો આશ્રય કરશે દુઃખી લોકો ઘઉં અને યવ આદિ અન્નવાલા બીજા દેશોમાં જશે, લોકો પાખંડી થતાં વેદ માર્ગ ઢંકાઇ જશે અધર્મ વૃત્તિથી લોકોનું આયુષ્ય ઓછું થશે વિધિ વિના ભયંકર તપ કરશે રાજાના દોષથી લોકોમાં બાલકોનાં મૃત્યુ થશે સ્ત્રીઓને પણ પાંચ કે છ વર્ષે ગર્ભનો પ્રસવ થશે, હલાહલ કળીમાં વીશથી વધારે જીવશે નહીં. થોડી જીવિકાથી લોકો દુષ્ટ અંતઃકરણવાળા થશે જયાં ત્યાં મનુષ્યો થોડા કાલે કરી નાશ પામશે ત્યારે પાખંડની વૃદ્ધિ થઇ એવું જણાશે ધર્મ કરનારા લોકોએ કરેલા મોહોટા સમારંભો જયારે ભાંગવા

લાગશે ત્યારે વિચક્ષણ પુરૂષોએ કલિની વૃદ્ધિ થઇ એવું અનુમાન કરવું વિષ્ણુનું યજ્ઞથી પૂજન થાય નહીં તથા વેદ માર્ગમાં પ્રીતિ વધે નહીં અને સર્વનો મતિ પાખંડથી ભેદાય ત્યારે કળિયુગ વૃદ્ધિ પામ્યો એમ જાણવું તેમજ સર્વને ઉત્પન્ન કરનાર ઈશ્વરનું યજન નહીં કરતાં લોકો જયારે પાખંડ ધર્મોથી ઠગાવા લાગે ત્યારે કળિ વૃદ્ધિ જાણવી, દેવ, વિપ્ર, વેદ, પવિત્રપણું અને બ્રહ્મદેવ એથી શું એમ જયારે લોકોના ૧મનમાં ભાસે ત્યારે કલિનો વિસ્તાર જાણવો, વરસાદ થોડો વરસશે, દહીં દુધ વિગેરે રસમાંથી સાર ઓછો થાય તથા ધાન્ય અને ફળ થોડાં થાય ત્યારે કળિનો વિસ્તાર સમજવો વસ્ત્રોમાં શણ વધારે થશે વૃક્ષો ખીજડા સરખા થશે, વર્ણો શુદ્ર સરખાં થશે, ધાન્યો ઝીણા થશે ગાય ભેંસનું દુધ બકરીના દુધ જેવું થશે મનુષ્યોને સાસુ સસરો ગુરૂજન સરખાં માન્ય થશે અને સાલો તથા સ્ત્રી સંબંધીમાં મુખ્ય ગણાશે, માતા પિતા કોનાં એમ કહી અલ્પ બુદ્ધિવાળા અધરમી કામી પુરૂષો પ્રતિદિન પાપ કરશે સત્યહીનને અપવિત્રને અને નિર્લજ્યને જે દુઃખ થાય તે સઘળું કળિકાળમાં થશે વેદાધ્યયન વષટ્કાર, સ્વધા અને સ્વાહા વિગેરે મંત્રોથી રહિત લોકો પાપાચરણી થશે કોઇક વિરલાજ પુણ્યવાન દેખાશે સઘલા એક પંક્તિએ જમશે અસત્યવાદી લોકો મદ્યમાંસ પ્રીતિવાળા થશે સોલ વર્ષમાં મનુષ્યોને ચામડી કરચલી અને પળી વિગેરે જરાનાં ચિન્હ જણાશે વધારેમાં વધારે ત્રીશ વર્ષનું આયુષ્ય થશે તીર્થોને મ્લેચ્છ દુષિત કરશે, દેવતાઓનાં દૈવત અને મહિમાં હિન થશે તથા તીર્થસ્થળોમાં જલ અલ્પ રહેશે યોગ્યરૂપ અને વયવાલા કુલિનનો પણ ત્યાગ કરી દ્રવ્યના લોભથી દુષ્ટને કન્યા આપશે, અને વ્યભિચારમાં સ્ત્રી પુરૂષો પણ કેટલાક વર્તશે યજ્ઞો પણ કળિમાં વિપરીત થશે, મેઘ પણ ત્રુટક વરસશે રાક્ષસો વિપ્રરૂપે અને નિચ વર્ણરૂપે રાજાઓ યુગનો અંત આવતાં પૃથ્વીને ભોગવશે જગતમાં ભીખારીઓ ઘણા થશે કોઇ કોઇને આપશે નહીં કોઈ પણ કવિ કે વિદ્વાન ન હોય એમ નહીં પણ સઘળા કવી અને વિદ્વાનોનો દંભ ધરશે પુત્રો પિતાને અને વહુ સાસુને કામ કરાવશે અને મારકુટ કરશે ચોર અને ધાડાપાડાથી પીડાએલા લોકો ચો તરફ ત્રાસથી દોડશે નઠારા રાજાઓ અનેક તરેહાથી વસ્તી ઉપર કરવેરા નાંખશે. તે ભારથી પીડાએલા વિપ્રો કાગની પેઠે નાસશે; ઘોર કળિયુગમાં વિપ્રો ધીરજ છોડી વિરૂદ્ધ કર્મ અને શુદ્રની ચાકરી કરશે, મ્લેચ્છો

૧ ખોટો ડોલ,

બ્રાહ્મણોની સાથે વિરોધ કરશે ભયંકર કળિ પ્રાપ્ત થતાં પૃથ્વી મ્લેચ્છોથી ઘેરાઇ જશે કરના ભયથી વિપ્રો પણ દશે દિશાએ જતા રહેશે.

સૂત કહે છે.—હે વિપ્રો ! એવાં કળિનાં આચરણ અને ઉપદ્રવો જાણી સર્વ પાપને હરનાર વાલખિલ્ય આશ્રમનું સેવન કરવું જેમાં પવિત્ર બ્રહ્મ સરોવર છે અને જ્યાં ચક્રને ધરનાર શ્રીહરી તથા સિદ્ધેશ્વરદેવ વિરાજે છે ત્યાં કળિ સ્પર્શ કરતો નથી જ્યાં દારૂકનામનું ઉત્તમ વન અને અર્ણનાશા નામની નદી છે. તથા જયાં સવાલાખ શિવલિંગ છે, માટે ત્યાં કળિનું બળ ચાલતુ નથી હે મુનિશ્વરો જેની સેવાથી કળિના દોષ બાધ કરતા નથી તે વાલખિલ્યઆશ્રમનું સદા સેવન કરવું યોગ્ય છે સર્વ યુગોનું લક્ષણ અને માન મેં તમને કહયું એકાગ્ર ચિત્તવાળો જે પુરૂષ આ ચાર યુગનું પ્રમાણ વાંચે, કહે અને સાંભળે તે ખરેખર જન્મથી આરંભી મરણ સુધી થયેલાં પાપથી મુકાય છે. શ્રદ્ધાથી પવિત્ર થયેલા ચિત્તે કરી આ આખ્યાનનું શ્રવણ કરનાર પુરૂષ અનેક જન્મના પાપથી મુક્ત થાય છે સર્વ પાપને મટાડનાર યુગનું વર્ણન મેં તમને કહ્યું હે વિપ્રો હવે બીજું શું કહું.

एतद्वः कथितं विप्राः सर्वपापप्रणाशनं ॥
चतुर्युगानामाख्यानं भूयः किं प्रवदामि वः ॥ १२० ॥

ઈતિ શ્રી સ્કંદ પુરાણમાંના વાલખિલ્યખંડના ગુજરભાષાંતરનો
એકત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ वालखिल्याश्रमात्प्राक् पंचक्रोशात्परं द्विजाः ॥
इंद्रद्युम्नेन च पुरा स्वनाम्ना स्थापिता पुरी ॥ १ ॥

સૂત કહેછે—હે વિપ્રો વાલખિલ્ય આશ્રમથી પૂર્વે પાંચ ગાઉપર આગલ ઈંદ્રદ્યુમ્ન રાજાએ પોતાના નામથી નગરી સ્થાપેલીછે જે ઈંદ્રદ્યુમ્ની પુરી એવા નામથી વિખ્યાત છે, ત્યાં તે રાજાએ મહોટું તપ કર્યું હતું તે સ્થળે રહેલા કેદાર કુંડમાં ગંગા પાતાળ માર્ગે કરી આવેછે તે પૂરી વાલખિલ્ય મુનીઓને આપી ઇંદ્રદ્યુમ્ન પોતે વિમાનમાં બેસી સ્વર્ગે ગયો.

ઋષિઓ કહેછે—હે સૂત એ આશ્રમની પાસે તમે 'ઇંદ્રદ્યુમ્ન પૂરી કહી તે રાજાએ વાલખિલ્યને આપી જેમાં કેદારકુંડછે તથા જ્યાંહ ગંગાનો સંગમ થાયછે તે આખ્યાન અમે વિસ્તર સાંભળવા ઇચ્છિએ છીએ.

**સૂત કહેછે**—પાપનો નાશ કરનારી આ પવિત્ર કથા હું તે સાંભળો પૂર્વે પૃથ્વીને વિષે સર્વ ધર્મને જાણનાર માન્ય માનવંતમાં મહોટો વખાણવા યોગ્ય સારાસારને જાણનાર વિવેકી ગુણસાગર ઇંદ્રદ્યુમ્ન એવે નામે વિખ્યાત રાજા હતો પૃથ્વીમાં એવું કોઈપણ નગર, ગામ કે પાટણ નહી હોય કે જે તેની સદાવૃત ધર્મશાળા, દેવાલય વિગેરે ધર્મ મુદ્રાના ચિન્હથી રહિત હોય, તેણે બ્રાહ્મ વિધિથી ઘણું કન્યાદાનો દિધાં હતાં તથા બીજાં ધનનાં દાનો પણ તેણે યાચકોને અપાર આપ્યાં હતાં. ગંગાની રેતી વરસાદની ધારા, આકાશના તારા વિગેરે પણ કોઈ ચતુર પુરૂષ માપી શકે પરંતુ તે રાજાના સુકૃતની સંખ્યા થઇ શકે નહીં એટલું તેનું પુણ્ય હતું સો અશ્વમેધ યજ્ઞથી તેણે સર્વ દેવને પ્રસન્ન કર્યા હતા. અગ્નિષ્ટોમ, અતિરાત્ર, ઉકથ, ષોડશક, સૌત્રામણિ, પશુબંધ, ચાતુર્માસ્ય, વાજપેય, અશ્વમેધ, રાજસૂય અને પુંડરીક આદિ યજ્ઞોમાં પુષ્કળ દક્ષણા આપી હતી, શ્રદ્ધાથી પવિત્ર થયેલા ચિત્ત કરી તેણે અનેક સુકૃત કર્યાં હતાં તેના મહિમાથી તે રાજા તેજ દેહે કરી ઈંદ્રના ધામમાં પ્રાપ્ત થયો હતો, દેવને દુર્લભ એવા ભોગને તેણે ઘણા કાળ ભોગવ્યા એ રીતે સોકલ્પ વિત્યા પછી એક દિવસે ઈંદ્ર પોતાની સાથે આવતા તે ઈંદ્રદ્યુમ્ન રાજાને વાર્યો ત્યારે તે રાજા ઈંદ્ર પ્રત્યે કહેવા લાગ્યો.

**ઈંદ્રદ્યુમ્ન કહેછે**—હે ઇંદ્ર તું મને કેમ વારેછે હજી મારૂં ઘણું પુણ્ય અવશેષછે છતાં તું મને નિષેધ કરેછે તેનું કારણ કહે.

**ઇંદ્ર કહેછે**—હે રાજન કેવળ પુણ્યજ કામ આવતું નથી ખરા પુણ્યનું સાધન ગુપ્તછે ત્રૈલોકયમાં નિષ્કલંક પવિત્ર કીર્તિના વિસ્તારવિના અહિં રહી શકાતું નથી, હમણાં પૃથ્વીપર તારી કીર્તિનો ઉચ્છેદ થયોછે માટે ત્યાં જઇ કીર્તિનો વિસ્તાર કર હે મહિપાળ મારા ધામમાં ઘણા કાળ સુધી રહેવા ઇચ્છા હોય તો અખંડ કીર્તિનું સંપાદન કર.

**ઇંદ્રદ્યુમ્ન કહેછે**—હે ઇંદ્ર મારૂં સુકૃત પૃથ્વીમાં શી રીતે સ્થીર થાય મારા પુણ્યને છિન્ન કર્યું હોય એવું વિચારી જોતાં મને ભાસતું નથી.

**ઇંદ્ર કહેછે**—હે ભૂપાળ આ કાળ બળવાનછે તે સઘળાં બ્રહ્માંડોને અને મને પણ ભક્ષણ કરી જાયછે ત્યારે તારા જેવાની શું ગણતીમાં? હે રાજન હમણાં મેં તારૂં અપમાન કર્યું તેનું કારણ માત્ર કીર્તિનો ઉચ્છેદ થયો એજછે માટે કીર્તિથી તારી આત્માની પ્રસિદ્ધિ કરી પાછો સ્વર્ગમાં

---

૧ નામ.

તારા પૂર્વ જન્મમાં ઘૃત કંબલની પૂજાથી હું તને પ્રસન્ન થયોછું માટે તને મનોવાંચ્છિત રાજ્ય હું આપુંછું એવું સાંભળી મેં શિવની પાસે વરદાન માગ્યું ત્યારે તેણે મને ગણનો અધિપતિ કર્યો, પૂજાના મહિમાથી તેજ શરીરે કરી હું કૈલાશમાં રહ્યો નિરંતર પ્રણામ કરી પાસે રહેલો એવો હું, તેને શિવે કહ્યું કે આજ પછી જે કોઇ મકર સંક્રાંતિમાં મારી ઘૃતથી પૂજા કરશે તે ખરેખર મારો પ્રિયગણ થશે. એવું કહી મહાદેવે પોતાના કોટી ગણનો મને સ્વામિ કર્યો શિવની સેવામાં હું રહ્યો અને મારૂં પ્રતીપપાલક એવું નામ હતું કામક્રોધાદિક છ પગે કરી નિરંતર ફરનારી સ્વાભાવિક ચંચળ ભ્રમરી સરખી તે ઐશ્વર્ય લક્ષ્મીને હું દૈવયોગથી સરલપણે ધારી શક્યો નહીં કેમકે સમુદ્ર જેમ નદીઓના સ્થાનરૂપ છે તેમ નીચ પુરૂષ વિદ્યા, રૂપ, અને લક્ષ્મીને પ્રાપ્ત થઇ અપેત્તિનું પાત્ર થાય છે, ત્યાર પછી કેટલોએક સમય જતાં દૈવ ઈચ્છાથી વિચરતો હું, હિમથી જેની ગુફાઓ રોકાયેલીછે એવા હિમાચળ પ્રત્યે પ્રાપ્ત થયો ત્યાં ગાલવમુની સ્ત્રી સહિત તપ કરતા હતા નીરંતર તીવ્ર તપથી દુર્બળ થતાં તેમની નાડી અને શીરાઓ દેખાતી હતી કારણ કે બ્રાહ્મણનું શરીર આ લોકની ક્ષુદ્ર કામનાને (ક્ષણિક વિષય ફળને) ભોગવવા માટેજ નથી પણ કૃચ્છ્ર, તપ, અને મરણ પામ્યા પછી અખંડ સૂખનું સંપાદન કરવા સારૂજ છે, તે મુનીની સ્ત્રી કે જે જગતને મોહ પમાડી તેવી નાજુકઅંગવાળી શ્યામાં મૃગલોચની પુષ્ટ ઉન્નત કુચવાળી હંસની સરખી વાણીવાળી મદોનમત્તગજની પેઠે ચાલનારી વિશાળ નિતંબવાળી વિસ્તીર્ણ જંઘાથી શોભતી પાતળા મધ્ય ભાગવાળી અને લાંબા અને કાળા કેશથી શોભતી હતી, ગંભીર નાભીવાળી એ સુંદરીને જાણે વિધાતાએ સારી રીતે જોવા સારૂજ નીર્માણ કરી હોય નહીં તથા સર્વ સૃષ્ટિમાં પથરાએલું સૌંદર્ય આ એક પાત્રમાં એકઠું થયું હોય નહીં? તેવી ગાળવ પ્રિયાને જોઈ હું પોતે કે જે વિનિત હતો તે કામના બાણથી પીડીત થઇ ગયો જ્યાં સુધી હરિર્ણ ન્નક્ષીના નેત્રબાણથી હણાયા નથી ત્યાં સુધીજ વિવેકી મુનીઓનો વિવેક છે, તે સુંદરીને જોઈ મેં તેનું હરણ કરવા મનમાં નિશ્ચય કર્યો આ મુનિવર્ય તપમાં રહી આનુંરક્ષણ કરે છે. તે આને માટે કદી મને શાપ આપશે અને મારો પરાભવ થશે તોપણ ભાવીમાં આ સુંદરી મારા મૃત્યુરૂપ નિર્માણ થઇ હશે, આની સેવા કરવામાં પ્રીતવાન શિષ્ય થઇને હું રહું, લાગ જોઇને હરણ કરીશ; બીજી રીતે હરવાનો યોગ આવશે નહીં એવો નિશ્ચય કરી દેખાતી

૧ વિપત્તિ.

બળથી પ્રેરણા કરાયેલો હું વિદ્યાર્થી થઇ ને મુનીની પાસે થઇ નમસ્કાર કરી વિનય વચનો કહી સેવા કરવા લાગ્યો પૂર્વે મનુષ્યોએ જેવું કર્યું હોય તેવીંજ બુદ્ધિ અને તેવાજ મિત્ર અને વિવસાયો અવશ્ય મળે છે, ભગવન વિવેક અને વૈરાગ્ય યુક્ત હું શિષ્ય ભવસાગરને તારનાર નાવિક રૂપ (ખલાસી) આપ મહામુનીને શરણ આવ્યો છું અપાર ભવસાગરનો પાર આપનાર વિષ્ણુ પ્રત્યક્ષ ચૈતન્ય બ્રહ્મરૂપ ગાલવ એવા નામથી વિપ્ર મૂર્તિ થયા છો, તે આપને હું પ્રણામ કરૂં છું અવિદ્યારૂપ કાળા સર્પે દસેલો વિષયરૂપથી પીડાયેલ હું છું તેને ઉપદેશ રૂપ મહામંત્રથી અને જ્ઞાનરૂપ ઔષધીથી આપ સજીવન કરો મહા મોહરૂપી મોટું વૃક્ષ મારા હૃદયમાં આરૂઢ થયું છે તેને વાક્યરૂપ તીવ્ર ધારવાળા જ્ઞાન કુઠારે કરી છેદી દૂર કરો હું આપનો શિષ્ય નિરંતર સેવા કરીશ, દર્ભ, સમિદ, કંદમૂળ, ફળ અને જળ વિગેરે લાવીશ હું વીનિત આપને શરણે પ્રાપ્ત થયો છું માટે અનુગ્રહ કરો એ રીતે પહેલાં બક વૃત્તિથી આશ્રય કરનાર દંભથી નમ્રતા દેખાડનાર હું બહારથી વિનય દેખાડી બ્રાહ્મણી યુક્ત તે ગાવલ મુનીની સેવામાં રહ્યો ત્યારે તેમણે મારાપર અનુગ્રહ કર્યો સારી રીતે સેવાથી પ્રતિ દીવસ સંતોષ પમાડી મારામાં વિશ્વાસ બુદ્ધિ ઠસે તેમ વર્તતો હતો, સ્ત્રી ચરિત્રને જાણનાર તે મહામુની પત્નિ રૂપ પાત્રનો વિશ્વાસ કરતા નહીં તેથી તેણે પોતાના અંકમાં (ખોલામાં) રાખી સુતા હતા, એક દિવસે તે બ્રાહ્મણી રજસ્વલા થઇ ત્યારે તે તપસ્વી મારા વિશ્વાસથી રાતે દૂર સુતી હતી આ લાગ જોઇ અર્ધરાત્રે એ બ્રાંહ્મણ સ્ત્રીનું મેં મલિન વેશે હરણ કર્યું ત્યારે તે વિલાપ કરવા લાગી તેને જ્યારે મેંના કહી ત્યારે મારા સ્વરથી તે મુની પત્નિએ મને ઓળખ્યો હે મહામુની ગાલવ આ બગલાની સરખી વૃત્તીવાળો દુષ્ટ ધર્મનો દંભ દેખાડી પહેલાં તમારો શિષ્ય થઇને રહ્યો હતો, તે દુરાચારી મલિન વેશથી આજ મને હરી જાય છે માટે મારૂં રક્ષણ કરો. તે બ્રાહ્મણીનાં વચન સાંભળતાં જાગૃત થયેલા ગાલવમુનીએ હે દુષ્ટ ઊભો રહે એમ કહી પોતાના યોગબળથી મારી ગતિનું સ્તંભન કર્યું તેથી હું ચિત્ર સરખો સ્તબ્ધ થયો. લજ્જાથી મારાં સર્વે અંગો શિથિલ થઇ ગયાં ગાલવમુનીએ આવાં કોપથી મને કહ્યું હે દુષ્ટ તે બકવૃત્તિથી મને ઠગ્યો માટે હે અધમ તું ઘણા કાળ સૂધી બક રહીશ એવા મુનીના શાપથી હું ઋષિધર્મ પાળી અહીં રહ્યો છું. પરદારમાં લંપટ થવાથી મારો આવો અનર્થ થયો આ જગતમાં પરદાર સેવન

સરખું બીજું આયુષ્યને હણનાર કોઈ નથી ત્યાર પછી મારા સ્પર્શે કરી દુષિત અંગવાળા તે તપસ્વીનીએ વિમુક્ત થઇ સ્નાન કરી ઋષિના પેઠે મને શાપ આપ્યો તે બંનેના શાપથી હું પીંપળાના પાનની પેઠે કંપ્યો તે પછી તે દંપતિને પ્રણામ કરી મેં કહ્યું કે હું શંકરનો ગણ છું મેં દુષ્ટ અનીતિએ આપનો અપરાધ કર્યો પરંતુ આપ દયાળુ મારો અનુગ્રહ કરો કેમકે વિપ્રોની વાણીમાં શાપરૂપ વજ્ર રહેલું છે પણ તેમનું હૃદય માખણ જેવું તે પરનો તાપ જોઇ પીગળે છે, ક્રોધ પામેલા મુનીઓ પ્રાર્થના કરવાથી ક્ષણમાં પ્રસન્ન થાય છે જેમ પૃથ્વીપર ઠેસી ખાનારને પૃથ્વીજ અવલંબનરૂપ છે તેમ તમારા અપરાધમાં આવનાર મને તમેજ શરણે રાખનાર છો. મારૂં ગણનું અધિપતિપણું પણ પરાભવ દાયક થયું દુર્વિનિતની સંપતી અંતે વિપત્તીદાયક થાય છે. લક્ષ્મી ઐશ્વર્ય અને વિદ્યાને પ્રાપ્ત થતાં પણ વિનયહિન પોતાનું કે પરનું હિત જાણતો નથી. વિવેકી પુરૂષોપરથી પોતાના હિતાહિતને જાણેછે પણ દુરવિનિત નીચ કશું જાણતા નથી મદથી ગર્વ પામેલો હું જેમ ઐશ્વર્યના સ્થાનપર ઘણા કાળ સુધી ટકી શક્યો નહીં. વિદ્યામદ, ધનમદ યૌવનમદ અને રૂપ કુળનો મદ એ મદાંધને મદ આપનાર છે અને તેજ મદ સતપુરૂષોને દમવા યોગ્ય છે જે અજીતેંદ્રિય પુરૂષોની બુદ્ધિ ઉદય કાળમાં સુદ્ધ રહેતી નથી તે મારા જેવાથી લક્ષ્મી ચપળ છે એમ ઐશ્વર્યને બદનામી આપે છે. હે મુની શ્રેષ્ઠ તમે પ્રસન્ન થઇને શાપથી મારો અનુગ્રહ કરો સાધુપુરૂષો દુષ્ટ વિનયહિનને વિષે પણ ક્ષમા કરે છે એ રીતે વિનયથી મેં વિજ્ઞપ્તિ કરી ત્યારે પ્રસન્ન થયેલા મુનીએ શાપથી મુક્ત કરવા કહ્યું કે હે બક જ્યારે ઇંદ્રદ્યુમ્ન રાજાની ઉચ્છીન થયેલી કીર્તિને પાછી પ્રદીપ્ત કરવા તું સહાય કરીશ ત્યારે મૂક્ત થઇશ એવો મુનીનો શાપ થયો ત્યારથી આરંભી કશ્યપ ગોત્રીમાં હું બગલો થઇને આ હિમાચળમાં વસું છું શિવનું ઘૃતથી પૂજન કરવાના મહિમાથી મને લાંબુ આયુષ્ય અને પૂર્વ જન્મનું સ્મરણ મળેલું છે અને ગાલવ મુનીના શાપથી હું બક થયોછું હે ભદ્ર એ સઘળું મેં તને કહ્યું.

સૂત કહેછે—નાડીજંઘ બગલે કહેલી વાણી સાંભળીને રાજા ઇંદ્રદ્યુમ્ન માર્કંડેય સહિત અતિશય ખેદ પામ્યો, દુઃખ પામેલા અને જેના નેત્રમાં આંસુ આવ્યાંછે એવા રાજાને જોઇ સરખા દુઃખવાળા માર્કંડેયે રાજાને અર્થે તે નાડાજંઘ બકને કહ્યું હે મહાભાગ તમને ચિરાયુષ્યિઓમાંથી આ

૧ સંપત્તિ.

શા રાખી આ ઇંદ્રદ્યુમ્નને લઇ અહીં આવ્યોછું તોપણ આ રાજાનું કાર્ય સિદ્ધ થયું નહીં તેથી આ રાજા પ્રાણ ત્યાગ કરશે અગ્નિમાં પ્રવેશ કરતો જોઇ મને વૈરાગ્ય થયોછે આ રાજા મારી પાસે આવ્યો હતો. તેને લઇ હું તારી પાસે આવ્યો, આનું ઇચ્છિત કાર્ય સિદ્ધ ન થયું, હે મિત્ર તારા સમ ખાઇ કહું છું કે આમાં મારૂં મરણ થાય ત્યાં સુધી આનું કાર્ય કરવું જોઇશે આશા કરી શરણે આવેલાને સાધુ પુરૂષો નિરાશ થયેલો જોઇ શકતા નથી તેમજ આશા ભંગ કરનારના જીવવાથી મરવું સારૂં છે આનૃપે પોતાના મનનું ધારેલું પ્રાર્થનાથી મને કહ્યું હતું મેં તેને વચન આપ્યું છે તને ચિરાયુષ[1] જાણી તારી પાસે આના સંશયની વાત પુછવા હું આવ્યો હે મિત્ર જો આનો અર્થ સિદ્ધ ન થાય તો અર્થીની આશા ભંગ કરવાનું પાપ મને થશે મારી આયુષ્ય રહે ત્યાં સુધી આનું કાર્ય મારે પ્રતિજ્ઞાપૂર્વક સિદ્ધ કરવું છે સત્ય પ્રતિજ્ઞાની ટેકથી વર્તનાર રાજા હરિશ્ચંદ્રને ચંડાળને ત્યાં દાસપણું થયું તે વખાણવા યોગ્ય છે. પરંતુ અસત્ય વાદી થવું સારૂં નથી. સજ્જન પુરૂષોને સાત પગલાં સાથે ચાલતાં મિત્રાઇ થાયછે સુમિત્રનો સ્નેહ તેજ સાચો કે જે મિત્રના સુખ દુઃખમાં સમભાગી રહે. હે મિત્ર તારા શપથથી સત્ય કહુંછું કે આનૃપની સાથે અગ્નિમાં બળી મારૂં કીર્તિરૂપ શરીર અખંડ કરીશ, હે દ્વિજવર્ય મહાભાગ નાડી જંઘ, તું મને આજ્ઞા આપ આ તારૂં છેલું દર્શન છે.

**સૂત કહેછે**—વજ્ર સરખી અસહ્ય માર્કંડેયની વાણી સાંભળી ક્ષણવાર ધ્યાન કરી વૃદ્ધ બક કહેવા લાગ્યો.

નાડીજંઘ કહેછે—હે મુનિવર્ય જો એમ હોય તો અગ્નિમાં પ્રવેશ કરતા તારા મિત્રને વાર. એક પ્રાકારકર્ણ નામે ઘૂડ મારો મિત્ર મારા કરતાં પણ પુરાતન છે તે ખરેખર ઇંદ્રદ્યુમ્ન રાજાને જાણતો હશે માટે આપણે ત્રણેજણા કૈલાશ પર્વતમાં જઇએ જેથી મિત્રનું કાર્ય સિદ્ધ થાય એમ કહી તે ત્રણેજણ કૈલાશે ગયા. ત્યાં પોતાના માળામાં રહેલા ઘૂડને જોયો તેણે આગત સ્વાગતાથી સત્કાર કરી પૂછ્યું ત્યારે નાડીજંઘ અને માર્કંડેયે રાજાનો વિચાર કહ્યો હે મિત્રવર્ય તમે ઘણા ચિરાયુષિછો માટે જો ઇંદ્રદ્યુમ્ન રાજાને જાણતા હો તો કહો તેનું વૃત્તાંત જાણશું તોજ અમે ત્રણે જણ જીવીશું" એવાં મિત્રનાં વાક્ય સાંભળી મિત્રનું કાર્ય સિદ્ધ ન થવાથી પોતે

1 લાંબી આયુષ્યવાળો.

ઉદાસી થયેલો ધૂડ કહેવા લાગ્યો, હે મિત્ર પૃથ્વી ઉપર મને અઠ્યાવીશ કલ્પો વિત્યા પણ ઇંદ્રદ્યુમ્ન રાજાને મેં સાંભળ્યો પણ નથી ત્યારે જોવાની તો વાત શી કરવી એવું તેનું લાંબુ આયુષ્ય સાંભળી વિસ્મય પામેલો રાજા ખિન્ન થઇ તેની આયુષ્યનું કારણ પુછવા લાગ્યો.

ઇંદ્રદ્યુમ્ન કહે છે—હે ઉલુકરાજ તમારૂં એવું દીર્ઘાયુષ શાથી થયું તથા અતિ નિંદ્ય આ ઘૂડપણું તમારૂં શાથી થયું.

પ્રાકારકર્ણ ઘૂડ કહેછે—હે ભદ્ર, શિવપૂજનના પ્રતાપથી મારૂં આયુષ્ય ઘણું લાંબું થયુંછે અને મહામુનીના શાપથી હું ઘૂડ થયોછું વસિષ્ઠ કુળમાં ઉત્પન્ન થયેલો ઘટ એવા નામથી વિખ્યાત હું શિવ પૂજનમાં પ્રીતિવાળો પૂર્વે કાશી નગરીમાં બ્રાહ્મણ હતો સાધુ પુરુષોની સભામાં મને ધર્મનું શ્રવણકરવા નિષ્ઠા હતી, મેં સાંભળ્યુંછે જે કામદેવના શત્રુ મહાદેવને જેવાં બીલીપત્ર પ્રિયછે તેવાં માલતી પારિજાતક, કમળ અને મલ્લિકાનાં પુષ્પો પણ પ્રિય નથી અખંડ એવું એક પણ બીલીપત્ર શિવને મસ્તકે ચડાવવાથી લોકોને લાખ પુષ્પ ચડાવ્યાનું પુણ્ય થાયછે જેઓ શ્રદ્ધાથી લાવેલાં અખંડ બીલીપત્રથી શિવલિંગનું પૂજન કરેછે તેઓ લાખો વર્ષો સુધી સ્વર્ગમાં રહેછે એવું સારાં શાસ્ત્રોમાં મેં સાંભળ્યુંછે તેથી ત્રણે કાળ શ્રદ્ધા પૂર્વક અખંડિત ત્રણ ત્રણ બીલી પત્રોથી હું ઈશ્વરનું પૂજન કરૂંછું એ રીતે સો વર્ષો જતાં અંતે ચંદ્રશેખર મહાદેવ પ્રત્યક્ષ થઇને મેઘ સરખી ગંભીર વાણીથી મને કહેવા લાગ્યા.

ઇશ્વર કહેછે—હે વિપ્રેંદ્ર અખંડ બીલીપત્રના પૂજનથી હું તને પ્રસન્ન થયોછું માટે તારી ઇચ્છા હોય તે દુર્લભ વરદાન માગ હું આપીશ અખંડિત એવા એક બીલીપત્રે કરીને પણ હું જેવો પ્રસન્ન થાઉંછું તેવો બીજા કોટી પદાર્થે કરી પણ પ્રસન્ન થતો નથી ભાગવાન શંભુનાં વચન સાંભળી મેં મનવાંછિત વરદાન માગ્યું હે દેવ મને અજરામર કરો (જરા મરણ રહિત કરો) લીલા વિલાસરૂપ મહાદેવે તથાસ્તુ કહી પોતાના સ્વરૂપને અંતર્હિત કર્યું ઘણી પ્રીતિ પામેલો હું મારા આત્માને પૂર્ણ કામ અને કૃતાર્થ માની આનંદથી વર્તવા લાગ્યો, આ સમયે ભૃગુવંશમાં થયેલો ઉજ્વળ કર્મ વાળો વેદત્રયિને જાણનાર બ્રાહ્મણ હતો તેની કન્યા ક્રમે કરી યૌવન પામી હતી તે કન્યાના પિતાએ રૂપગુણથી[1] શોભતી તે કન્યા કોઇ યોગ્ય વરને

---

૧ આણી શુદ્ધ.

આપી નહોતી યૌવનમાં ખીલતા સુંદર અંગભાગે કરી તે મનોહર દેખાતી હતી લાવણ્યતાની મૂર્તિરૂપ તે બાળાને સાહેલીઓ સાથે રમતી જોઇ હું વિચાર કરવા લાગ્યો અહો આ સુંદર મધ્ય ભાગવાળી અને દિવ્ય આકારવાળી કન્યાને નિર્માણ કરનાર વિધાતા આ સૃષ્ટિના વિધાતાથી કોઇ જૂદોજ હશે કે જેની ચાતુરી આના અંગમાં ઝલકી રહીછે એ રીતે વિચાર કરતાં મારા મનના સાત્વિક ભાવો તે ક્ષણેજ દૂર થયા લીલા માત્રમાં કામદેવના બાણથી હણનારી તે કન્યાને જોઇ મેં તેની સખીને પૃછ્યું કે આ કોની કન્યાછે ત્યારે તે સખીએ કહ્યું કે ભૃગુવંશી વિપ્રની આ કુંવારીપુત્રી અહીં રમવા આવી છે, કામના બાણથી પીડાએલો હું તે કન્યાના પિતા પાસે જઈ નમ્રતાથી તેની યાચના કરવા લાગ્યો ત્યારે તે ભૃગુ ગોત્રી વિપ્રે અતિ નમ્રતાથી માગનાર અને શીલકુળથી યોગ્ય જાણી મને વાણીથી તે કન્યા આપી અર્થાત્ તેણે કન્યાનું મારી સાથે વાગ્દાન (સગપણ) કર્યું ત્યાર પછી તે ભાર્ગવની પુત્રીએ લોકોના મુખથી સાંભળ્યું કે મારા પિતાએ તે કુરૂપ વિપ્રને આપી એવું જાણી રૂદન કરતી પોતાની માતાને કહેવા લાગી કે હે માત મારા પીતાએ તે કુરૂપવર સાથે મને વરાવી એ અતિ અનુચિત કર્યું હું ઝેર ખાઇશ અગ્નિમાં બળીશ પણ તે કુરૂપ વરને પરણીશ નહીં ત્યારે તેની માતાએ તેને સમજાવી ત્યાર પછી તે વિપ્ર પત્નિએ તે ભાર્ગવ વિપ્રને કહ્યું કે આ કન્યા તે કુરૂપ વરને આપવી નથી એવા પ્રીયાનાં વચન સાંભળી ધર્મશાસ્ત્રો જોઈ નિશ્ચય કરી તેને બીજા વર સાથે વરાવવી મેં તે વાત સાંભળીકે કાલ તે કન્યાનો વિવાહ થશે તેથી હું મારા મિત્રમાં અતિશય શરમાવા લાગ્યો. તેથી તેઓને મારૂં મોહું પણ દેખાડી શકતો નહીં કામથી પીડાએલો હું રાત્રીએ ઘરમાં સુતેલી તે કન્યાનું હરણ કરી ગયો ન જઇ શકાય તેવા પ્રદેશમાં તેને લઇ જઇ ગાંધર્વ વિવાહથી હું તેને પર્ણ્યો મારી ઇચ્છા ન કરતી એવી તે બાળા સાથે હું ગૃહસ્થાશ્રમ ધર્મથી વર્તવા લાગ્યો વિવાહને માત્ર એકજ રાત્રી ગઇ હતી ત્યાં બીજે દિવસે પ્રભાતમાં તેના પિતાએ આવી જોયું કે મારી કન્યાને આ પરણેલોછે એવું જાણી તે ભાર્ગવ વિપ્રે કોપથી મને શાપ આપ્યો, હે પાપરૂપ તે રાક્ષસના ધર્મથી અર્થાત્ હરણ કરી મારી કન્યાનો ઉદ્વાહ કર્યો તેથી તું થોડા વખતમાં રાક્ષસ થઇશ એવો શાપ થતાં પ્રણામ કરીને ચરણમાં પડી અતિ ખેદ પામતો નેત્રમાં આંસુ લાવી ગદ્‌ગદ કંઠ થઇ હું તેને કહેવા લાગ્યો, હે મુનિવર્ય તમે મને નિર્દો-

૫ને શા માટે શાપ આપોછો પહેલાં આ કન્યા તમે મને આપી હતી તેને હું પરણ્યો, એકવારજ કન્યાદાન કરાયછે એવું સ્મૃતિ વાક્યછે રાજા અને બ્રાહ્મણો પણ એકજવાર કહેછે તેમજ કન્યા પણ એક વાર અપાયછે એ ત્રણ એકજવાર કરાયછે એક વાર પ્રતિજ્ઞા કરેલા અર્થનો નિર્વાહ કરવો અર્થાત્ પ્રતિજ્ઞાથી આપેલું વચન પાળવું તે સત્પુરૂષોની વૃત્તિછે તમ જેવા સાધુ પુરૂષોને તે વચનનો ત્યાગ કરવો એ ઘણું નિંદિતછે જ્યારે તમે આપી ત્યારેજ આ કન્યા મને પ્રાપ્ત થઇ ચૂકી હતી હમણાં મેં તેનો ઉદ્વાહ કર્યો એમાં હું આપના શાપને પાત્રરૂપ નથી આપ મારા પર વૃથા કોપ કરોછો તમે વિચારો કે જે દુર્મતિ પુરૂષ પહેલાં વાણીથી કન્યાને આપી પાછી તે બીજાને આપે તો તે નરકમાં જાયછે એવો ધર્મશાસ્ત્રનો નિશ્ચય છે. તે સાંભળી એ ભાર્ગવ વિપ્રે મારૂં વચન સત્યછે એવું હૃદયમાં જાણી પશ્ચાત્તાપ પામી મને બીજી રીતે શાપના શબ્દનો બીજો અર્થ કરી યુક્તિથી કહેવા લાગ્યો. હે દ્વિજવર્ય મારૂં વાક્ય અન્યથા થાય નહી ઉલૂક પણ રાત્રીમાં વિચરેછે માટે નિશાચર કહેવાયછે તેથી તું ઘૂડ થઇશ જ્યારે ઇંદ્રદ્યુમ્નને ઓલખાવવામાં તું સહાય થઇશ ત્યારે તું પુર્વરૂપ પામીશ એવું તે ભાર્ગવવિપ્રે મને કહ્યું કે તરત હું ઘૂડ થયો આજ સૂધીમાં બ્રહ્માના અઠયાવીશ દિવસ થયાછે; પૂર્વે ચંદ્રશેખર મહાદેવની બીલીપત્રે કરી પૂજા કરવાથી મારૂં દીર્ઘ આયુષ્ય થયુંછે અને તે ભાર્ગવ મુનિના શાપથી આ નિંદ્ય ઘૂડપણાને પ્રાપ્ત થઇ હું આ કૈલાસની તલાટીમાં વસુંછું.

પ્રાકારકર્ણ કહેછે—એ રીતે મારા પૂર્વ જન્મનું વૃત્તાંત આયુષ્યનું કારણ અને ઉલૂકપણા વિગેરે મેં તને કહ્યું એમ કહીને તે ઉલૂક બોલતો બંધ રહ્યો ઇંદ્રદ્યમ્નનું નામ ન જાણવાથી ઉદાસ થયેલો નાડીજંઘ બક તે મિત્રને કહેવા લાગ્યો.

નાડીજંઘ કહેછે—હે મહામતિ જે કાર્ય કરવા અમે આવ્યા હતા તે સિદ્ધ ન થયું માટે ખરેખર અમારૂં ત્રણેનું મરણ પાસે આવ્યું આ ઈંદ્રદ્યુમ્નનું પરિજ્ઞાન ન થયું તેથી તે મરશે, તેની પાછળ માર્કંડ ત્યાર પછી હું પણ મરીશ, મિત્રનું કાર્ય સિદ્ધ ન કરતાં મરણ પામતા મિત્રને જે જૂએછે તે દુરાત્મા ખોટા સ્નેહીના જીવિતને ધિક્કાર છે, હે મિત્ર હું પણ આની પાછળ મરીશ મને આજ્ઞા આપ હવે આ પ્રણામ અને ગળવું છેલ્લું છે, મિત્ર કે અભ્યાગતનું માગેલું જીવવાની ઇચ્છા કરનારા જે દુર્ભાગ્ય સિદ્ધ કરતા

નથી તેઓ કેમ શરમાતા નથી તેથી હું પણ આ સાથે અગ્નિમાં પ્રવેશ ક-રીશ હવે તું મને રજા આપ તથા સ્નેહથી છેલ્લી અંજળી પણ આપીદે એ રીતે ગદ ગદ કંઠ થઈ નાડીજંઘે આંસુ લાવી કહ્યું તે જોઇ ઉલૂક પણ ઉદાસી થઇ સુખ આપનાર આવાં વચન કહેવા લાગ્યો.

ઉલુક કહેછે—મારા જીવતાં તું મિત્ર મરણ પામે તો આજપછી સ્નેહીને કોણ ચાહશે, એક મહોટો ઉપાય છે, સાંભળ ગંધમાદન પર્વતમાં મારો એક પ્રાણપ્રિય મિત્ર ગીધ ઘણો ચિરાયુછે તે તમારા ઇચ્છેલા ઇંદ્રદ્યુમ્ન રા-જાને જાણતો હશે એમ કહી ઉલૂક, રાજા, માર્કંડેય અને બક, તે સઘળા ગંધ માદન પર્વતમાં ગયા પાસે આવેલા મિત્રને જોઇ ગીધ હર્ષથી સામો આવ્યો પહેલાં ઓળખી આગતસ્વાગતા આસન અને ભોજન આપી તેનો સત્કાર કર્યો પછી તે ગીધે ઇલૂકને કાર્ય પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે આ બક મારો મિત્રછે અને તેનો મિત્ર આ મુનીછે તે મુનીનો પણ મિત્ર આ ત્રીજો છે તે મિત્રને અર્થે આ અમારો ઉદ્યમ છે ઈંદ્રદ્યુમ્ન રાજાને જાણે તો આ રાજા જીવશે નહીં તો ખરેખર તે અગ્નિમાં પ્રવેશ કરશે તે પછી અમે બધા તેમ કરશું મેં તને પુરાતનમિત્ર જાણી આને બળતા અટકાવ્યા માટે તું જાણતો હોતો કહે અને અમને ચારને જીવિતદાન આપ અમારૂં સંરક્ષણ કરી તું અખંડ કીર્તિ મેળવ.

ગીધ કહેછે—હે ઉલૂક મને છપન્ન કલ્પ વીતી ગયા પણ મેં ઇંદ્ર-દ્યુમ્ન રાજા દીઠો સાંભળ્યો નથી તે સાંભલી વિસ્મય પામેલો ઈંદ્રદ્યુમ્ન દીલ-ગીર થયો અને એટલું જીવવાનું કારણ તેણે પૂછ્યું ત્યારે ગીધે કહ્યું હે ભદ્ર પૂર્વે હું જાતીથી ચંચળ વાનર હતો કોઇ એક સમયે વસંત ઋતુમાં વનની અંદર રહેલા યોગના ઇશ્વર મહાદેવના શિવાલયમાં ચૈત્ર સુદી ચઉદશને દી-વસે ચિત્રા નક્ષત્ર અને હર્ષણ યોગમાં દમનકોત્સવ હતો ત્યારે, સોનાના હિં-ડોળામાં શિવલિંગ રાખી લોકો તેને હિંચોળતાં હતાં સર્વે ગયા પછી હું મારા ચંચળ સ્વભાવને લીધે ઘણી વાર સુધી વારંવાર તે હીંડોળાને હિંચ-કાવવા લાગ્યો. પ્રભાતે લોકો પૂજા કરવા આવ્યા ત્યારે, હીંડોળામાં હું બેઠો હતો મને લોકોએ લાકડીઓથી પ્રહાર કર્યા ત્યારે શિવમંદિરમાંજ તે હિંડો-લાની અંદર હું મરણ પામ્યો શિવને આંદોલન કરવાંના મહિમાથી હું કાશી રાજાનો કુશધ્વજ નામે જાતિસ્મર પુત્ર થયો ક્રમે કરી મને રાજ્ય મળ્યું ત્યારે ચૈત્ર માસમાં હું દમનકોત્સવ કરવા લાગ્યો લોકો જેમજેમ શિવને હિં

ડોળામાં પધરાવી હીંચોળેછે તેમ તેમ તેનાં પુણ્ય વૃદ્ધિ પામેછે અને પાપ દૂર થાય છે. સંસ્કારપૂર્વક મેં શિવ દિક્ષા લીધી શિવાચાર્યે મને પોતાના આગમથી પશુપાશથી મુક્ત કર્યો નિર્વાહદીક્ષા પર્યંત મને સર્વ સંસ્કાર મળ્યા ત્યારથી સર્વ ક્લેશનો વિચ્છેદ કરનાર જગતના ગુરૂ દેવના ઇશ્વર ઉમાપતિનું આરાધન કરતો હતો. ચિત્ત વૃત્તીના નીરોધથી અને વૈરાગ્યાદિ અભ્યાસના યોગથી ઉદ્ગીથનો જપ કરતો શાંત રસની ભાવનામાં નિષ્ટા રાખતો હતો ચિત્તનું પ્રણિધાન અભ્યાસ અને યોગની દૃઢ ભૂમિથી અંતરાય પામી હું યોગથી ચલિત થયો નહીં ત્યારે પ્રસન્ન થયેલા મહાદેવે મને કહ્યું હે કુશધ્વજ હું તને પ્રસન્ન થયોછું તારી ઈચ્છા હોય તે વર માગ પૃથ્વીમાં તારૂં અનુષ્ટાન સર્વથી સરસછે એવાં શિવનાં વાક્ય સાંભળી મે કહ્યું કે હે ભગવન્! આજ શરીરે કરી હું આપનો ગણ થાઉ તે સાંભળી શિવે તથાસ્તુ કહ્યું ત્યાર પછી શિવ અંતાહિત થયા એ રીતે કેટલોએક કાળ ગયા પછી સર્વ રત્નથી જડીત્ર. દિવ્ય આશ્ચર્યમય વિમાનમાં બેસી હું કૈલાશમાં ગયો. વિમાનમાં બેસી ઇચ્છા પ્રમાણે ફરવા લાગ્યો એમ આ પર્વતમાં રહેતાં મને ઘણો કાળ વિતી ગયો એક દિવસે હું ગોખમાં બેઠો હતો ત્યારે વસંત ઋતુમાં કામરૂપ અગ્નિને પ્રદીપ્ત કરનાર મંદ દક્ષિણ વાયુ વાતો હતો ત્યારે ખીલતા યૌવનવાળી શ્યામા પાતળી કટી વાળી મૃગલોચની વિસ્તીર્ણ જંઘાથી શોભતી સુંદર રંભા સરખા ઉરૂવાળી ઊંચા સાથે મળેલા કુચવાળી જેની લાવણ્યતા અંકુરીત થયેલીછે. તથા પ્રફુલ્લિત થતા કમળ સરખા મુખવાળી, અતિ વખાણવા યોગ્ય આકારવાળી અગ્નિવેશ્ય મુનીની પુત્રી વસ્ત્ર રહિત જળમાં નાતી હતી જળના છિટકારથી સખીઓ સીથે ક્રીડા કરતી હતી, ધ્યાન નિષ્ઠ યોગીઓના પણ ચિત્તને ચળિત કરનારી તે સુંદરીના અંગમાં રહેલો કામ, ખેંચેલા કટાક્ષના વિક્ષેપ રૂપ બાણના સમૂહથી મને પ્રહાર કરવા લાગ્યો; સખીઓમાં વીંટાએલી મરજી મુજબ રમતી તે બાળાને હું કામાતુર થઈને ગોપ્યમાંથી ઉતરી વિમાનમાં બેસી હરણ કરી ગયો ત્યારે તેણે ઊંચા સ્વરથી ચીસ પાડી હે તાત વિમાનમાં રહેલો કોઇ પુરૂષ મને હરી જાયછે એમ કહી રૂદન કરવા લાગી ત્યારે તેની ગરીબડી સખીઓ પણ મુની પાસે દોડી ગઈ અને કહેવા લાગી કે હે મુની વિમાનમાં બેસનાર કોઇ પુરૂષે તમારી પુત્રીનું હરણ કર્યું માટે એ રૂદન કરતીબાળાનું આપ રક્ષણ કરો તેનાં વચન સાંભળી તપના નિધિરૂપ અગ્નિવેશ મુની પછવાડે તરત આકાશમાં

આવિ મને કહેવા લાગ્યા હે દુષ્ટ ઊભો રહે એવું કહી તેણે તપથી મારી ગતિનું સ્તંભન કર્યું કોપ પામી મને દુઃસહ શાપ આપવા લાગ્યા. મારી પુત્રીનું તેં ગીધ જેમ માંસના લોચાને ઊપાડે તેમ હરણ કર્યું માટે તું તરત ગીધ થા, કામના રહિત આ મારી બાળા તપસ્વીનીના હરણનું ફળ તું તત્કાળ ભોગવ, એવું સાંભળી હું લજ્જાથી નીચું મુખ કરી રહ્યો તે પછી મુનીના ચરણમાં પડી મેં પ્રાર્થના કરી કે હે મુની મેં આને જાણીને હરી નથી તેમ હજી સુધી કોઇ પ્રકારનો પરાભવ કર્યો નથી હે તપના નિધિ કૃપા કરી આપ શાપથી અનુગ્રહ કરો કેમકે તપસ્વીઓ સ્વભાવથી પ્રણામ કરનારપર ક્ષમા કરે છે. માટે હું ગીધ ન થાઊં એવી કૃપા કરો એ રીતે જ્યારે મેં તેની પ્રાર્થના કરી ત્યારે તેણે પ્રસન્ન થઇ કહ્યું કે મારૂં વાક્ય મિથ્યા થશે નહીં પરંતુ જ્યારે તું ઇંદ્રદ્યુમ્ન રાજાનું પરિજ્ઞાન કરાવવામાં સહાયતા કરીશ ત્યારે તું શાપ મુક્ત થઇશ એમ કહી પોતાની અખંડશીલવતી કન્યાને લઈ મુનિ ઘેર ગયા. ત્યારથી હું ગીધ થયોછું. દમનકોત્સવમાં ઇશ્વરને દોલામાં હિંચોળવાથી મારો રાજમંદિરમાં અવતારથયો હતો તથા શિવપૂજાના પ્રતાપથી હું શંભુનો ગણ થયો હતો અને અગ્નિવેશ્યના શાપથી આ ભવમાં હું ગીધ થયોછું એ મેં તને કહ્યું.

સૂત કહેછે—એવાં ગીધનાં વચન સાંભળી દુઃખ અને વિસ્મય પામેલા ઇંદ્રદ્યુમ્ને તેની રજા લઇ મરવા તૈયારી કરી તે જોઇ તેની પાછળ બક અને ઊલૂક વિગેરેની પણ મરવાની તૈયારી જોઇ ગીધે પોતાના મિત્ર પુરાતની કચ્છપને યાદકરી કહ્યું હે ભદ્ર એમ નહીં કર મારી વાત સાંભળ, મારા કરતાં અતિ પુરાતની મારો મિત્ર કાચબો માનસરોવરમાં રહેછે તે તમારી ઇચ્છિત વાત જાણતો હશે કારણ કે તે વૃદ્ધથી કાંઇ અજાણ્યું નહીં હોય ચાલો ત્યાં આપણે જઈએ. તેથી વિશ્વાસ પામેલા તે ભૂપ, મૂની, બંક, ઉલૂક અને ગીધ, કચ્છપને જોવા ગયા ; ત્યાં તે કાચબો સરોવરને તીરે હતો, તે સઘળાને આવતા જોઇ એકદમ જળમાં પેસી ગયો ત્યારે ઘૂડે તેને કહ્યું કે હે કૂર્મ તું મિત્રથી વિમુખ કેમ છે અમને અતિથિઓને જોઇ તું કેમ સંતાઇ ગયો વિપ્રોનો અગ્નિ, વર્ણોનો વિપ્ર, સ્ત્રીઓનો સ્વામિ અને પુત્રોનો પિતા ગુરૂ છે. અર્થાત્ પૂજ્ય છે અને સર્વને અતિથિ પૂજ્ય છે તે ધર્મનો ત્યાગ કરી તું આજે આ આતિથ્ય ધર્મથી વિમુખ કેમ થાય છે હે કૂર્મ તું સર્વનું પાપ ગ્રહણ કરેછે, હે મિત્ર આનો ઉત્તર કહે પીડાએલાને

ડોળામાં પધરાવી હીંચોળેછે તેમ તેમ તેનાં પુણ્ય વૃદ્ધિ પામેછે અને પાપ દૂર થાય છે. સંસ્કારપૂર્વક મેં શિવ દિક્ષા લીધી શિવાચાર્યે મને પોતાના આગમથી પશુપાશથી મુક્ત કર્યો નિર્વાહદીક્ષા પર્યંત મને સર્વ સંસ્કાર મળ્યા ત્યારથી સર્વ ક્લેશનો વિચ્છેદ કરનાર જગતના ગુરૂ દેવના ઇશ્વર ઉમાપતિનું આરાધન કરતો હતો. ચિત્ત વૃત્તીના નીરોધથી અને વૈરાગ્યાદિ અભ્યાસના યોગથી ઉદ્ગીથનો જપ કરતો શાંત રસની ભાવનામાં નિષ્ટા રાખતો હતો ચિત્તનું પ્રણિધાન અભ્યાસ અને યોગની દૃઢ ભૂમિથી અંતરાય પામી હું યોગથી ચલિત થયો નહીં ત્યારે પ્રસન્ન થયેલા મહાદેવે મને કહ્યું હે કુશધ્વજ હું તને પ્રસન્ન થયોછું તારી ઈચ્છા હોય તે વર માગ પૃથ્વીમાં તારૂં અનુષ્ટાન સર્વથી સરસછે એવાં શિવનાં વાક્ય સાંભળી મે કહ્યું કે હે ભગવન્! આજ શરીરે કરી હું આપનો ગણ થાઉ તે સાંભળી શિવે તથાસ્તુ કહ્યું ત્યાર પછી શિવ અંતર્હિત થયા એ રીતે કેટલોએક કાળ ગયા પછી સર્વ રત્નથી જડીત્ર. દિવ્ય આશ્ચર્યમય વિમાનમાં બેસી હું કૈલાશમાં ગયો. વિમાનમાં બેસી ઇચ્છા પ્રમાણે ફરવા લાગ્યો એમ આ પર્વતમાં રહેતાં મને ઘણો કાળ વિતી ગયો એક દિવસે હું ગોખમાં બેઠો હતો ત્યારે વસંત ઋતુમાં કામરૂપ અગ્નિને પ્રદીપ્ત કરનાર મંદ દક્ષિણ વાયુ વાતો હતો ત્યારે ખીલતા યૌવન વાળી શ્યામા પાતળી કટી વાળી મૃગલોચની વિસ્તીર્ણ જંઘાથી શોભતી સુંદર રંભા સરખા ઉરૂવાળી ઊંચા સાથે મળેલા કુચવાળી જેની લાવણ્યતા અંકુરીત થયેલીછે. તથા પ્રફુલ્લિત થતા કમળ સરખા મુખવાળી, અતિ વખાણવા યોગ્ય આકારવાળી અગ્નિવેશ્ય મુનીની પુત્રી વસ્ત્ર રહિત જળમાં નાતી હતી જળના છિટકારથી સખીઓ સીથે ક્રીડા કરતી હતી, ધ્યાન નિષ્ઠ યોગીઓના પણ ચિત્તને ચળિત કરનારી તે સુંદરીના અંગમાં રહેલો કામ, ખેંચેલા કટાક્ષના વિક્ષેપ રૂપ બાણના સમૂહથી મને પ્રહાર કરવા લાગ્યો; સખીઓમાં વીંટાએલી મરજી મુજબ રમતી તે બાળાને હું કામાતુર થઈને ગોખમાંથી ઉતરી વિમાનમાં બેસી હરણ કરી ગયો ત્યારે તેણે ઊંચા સ્વરથી ચીસ પાડી હે તાત વિમાનમાં રહેલો કોઇ પુરૂષ મને હરી જાયછે એમ કહી રૂદન કરવા લાગી ત્યારે તેની ગરીબડી સખીઓ પણ મુની પાસે દોડી ગઈ અને કહેવા લાગી કે હે મુની વિમાનમાં બેસનાર કોઇ પુરૂષે તમારી પુત્રીનું હરણ કર્યું માટે એ રૂદન કરતી બાળાનું આપ રક્ષણ કરો તેનાં વચન સાંભળી તપના નિધિરૂપ અગ્નિવેશ મુની પાછવાડે તરત આકાશમાં

આવિ મને કહેવા લાગ્યા હે દુષ્ટ ઊભો રહે એવું કહી તેણે તપથી મારી ગતિનું સ્તંભન કર્યું કોપ પામી મને દુઃસહ શાપ આપવા લાગ્યા. મારી પુત્રીનું તેં ગીધ જેમ માંસના લોચાને ઊપાડે તેમ હરણ કરયું માટે તું તરત ગીધ થા; કામના રહિત આ મારી બાળા તપસ્વીનીના હરણનું ફળ તું તત્કાળ ભોગવ, એવું સાંભળી હું લજ્જાથી નીચું મુખ કરી રહ્યો તે પછી મુનીના ચરણમાં પડી મેં પ્રાર્થના કરી કે હે મુની મેં આને જાણીને હરી નથી તેમ હજી સુધી કોઇ પ્રકારને પરાભવ કર્યો નથી હે તપના નિધિ કૃપા કરી આપ શાપથી અનુગ્રહ કરો કેમકે તપસ્વીઓ સ્વભાવથી પ્રણામ કરનારપર ક્ષમા કરે છે. માટે હું ગીધ ન થાઊં એવી કૃપા કરો એ રીતે જયારે મેં તેની પ્રાર્થના કરી ત્યારે તેણે પ્રસન્ન થઇ કહ્યું કે મારૂં વાક્ય મિથ્યા થશે નહીં પરંતુ જયારે તું ઇંદ્રધુમ્ન રાજાનું પરિજ્ઞાન કરાવવામાં સહાયતા કરીશ ત્યારે તું શાપ મુક્ત થઇશ એમ કહી પોતાની અખંડશીલવતી કન્યાને લઈ મુનિ ઘેર ગયા. ત્યારથી હું ગીધ થયોછું. દમનકોત્સવમાં ઇશ્વરને હોલામાં હિંચોળવાથી મારો રાજમંદિરમાં અવતારથયો હતો તથા શિવપૂજાના પ્રતાપથી હું શંભુનો ગણ થયો હતો અને અગ્નિવેશ્યના શાપથી આ ભવમાં હું ગીધ થયોછું એ મેં તને કહ્યું.

સૂત કહેછે—એવાં ગીધનાં વચન સાંભળી દુઃખ અને વિસ્મય પામેલા ઇંદ્રધુમ્ને તેની રજા લઇ મરવા તૈયારી કરી તે જોઇ તેની પાછળ બક અને ઊલૂક વિગેરેની પણ મરવાની તૈયારી જોઇ ગીધે પોતાના મિત્ર પુરાતની કચ્છપને યાદકરી કહ્યું હે ભદ્ર એમ નહીં કર મારી વાત સાંભળ, મારા કરતાં અતિ પુરાતની મારો મિત્ર કાચબો માનસરોવરમાં રહેછે તે તમારી ઇચ્છિત વાત જાણતો હશે કારણ કે તે વૃદ્ધથી કાંઇ અજાણ્યું નહીં હોય ચાલો ત્યાં આપણે જઈએ. તેથી વિશ્વાસ પામેલા તે ભૂપ, મૂની, બક, ઊલૂક અને ગીધ, કચ્છપને જોવા ગયા; ત્યાં તે કાચબો સરોવરને તીરે હતો, તે સધળાને આવતા જોઇ એકદમ જળમાં પેસી ગયો ત્યારે ધૂકે તેને કહ્યું કે હે કૂર્મ તું મિત્રથી વિમુખ કેમ છે અમને અતિથિઓને જોઇ તું કેમ સંતાઇ ગયો વિપ્રોનો અગ્નિ, વર્ણોનો વિપ્ર, સ્ત્રીઓનો સ્વામિ અને પુત્રોનો પિતા ગુરૂ છે. અર્થાત્ પૂજ્ય છે અને સર્વેને અતિથિ પૂજ્ય છે તે ધર્મનો ત્યાગ કરી તું આજે આ આતિથ્ય ધર્મથી વિમુખ કેમ થાય છે હે કૂર્મ તું સર્વેનું પાપ ગ્રહણ કરેછે, હે મિત્ર આનો ઉત્તર કહે પીડાએલાને

શય્યા આપવી, થાકેલાને આસન આપવું, અને તરસ્યાને જળ તથા ભૂખ્યાને ભોજન આપવું. ઘેર આવેલાને આદર તથા પીડાએલાના દુઃખપર દૃષ્ટિ રાખવી, અને પરોપર પર મન આપવું. કાંઇપણ ન બની શકે તો છેવટ મધુર વચન કહેવું ઘેર આવેલા અતિથિને સામા ઊઠી આસન આપવું આ સનાતન ધર્મ છે તે સાંભળી કાચબે કહ્યું. હું પુરાતની, અભ્યાગતોનો આતિથ્ય સત્કાર કરવાનું જાણું છું જે સઘળું ધર્મ શાસ્ત્રમાં કહ્યું છે તેથી હું અજ્ઞાત નથી. આ સત્કાર ન કરવામાં એક મોટું કારણ છે. તે તમને કહું છું સાંભળો હું વિમુખ થયો નથી આટલા દિવસ સૂધી કોઇપણ અભ્યાગતનો સત્કાર કર્યા વિના રહ્યો નથી એવા સર્વ સંસ્કાર અને સારા વ્રતોમાં મારો પ્રેમછે પરંતુ-સરલ આકારવાળો આ પાંચમો જે દેખાયછે તે ઈંદ્રદ્યુમ્ન રાજાથી હું અતિશય ડરૂં છું આ યજમાને પૂર્વે મધુવનમાં યજ્ઞના અગ્નિથી મારો બરડો બાળી નાખ્યોછે તે હજી સુધી રૂઝાયો નથી, તે ભય મને ફરી થયો કે પાછો આ હમણાં પૃથ્વીપર મને લઇ જઇને યજ્ઞ કરશે કે શું? એવાં કચ્છપે વચન કહ્યાં કે તરત આકાશમાંથી અપ્સરાએ ફુલની વૃષ્ટિ કરી. ઇંદ્રદ્યુમ્ન રાજાની કીર્તિનો ઉદ્ધાર થતાં દેવતા વિચિત્ર પ્રકારનાં વાજિત્રો વગાડવા લાગ્યા ઇંદ્રદ્યુમ્ન રાજાસારૂ દેવદૂતે લાવેલું વિમાન પાસે આવેલું જોઇ બક, ઉલૂક, ગીધ, મુની અને કાચબા વિગેરે વિસ્મિત થયા, હે વિપ્રો દેવ, રાજાને આશિષ આપવા લાગ્યા સ્વર્ગમાં રાજાને માટે ધન્યવાદ દેવા લાગ્યા વિમાન લઇ આવેલા દેવદૂતે સર્વ દેવ સાંભળતાં ઈંદ્રદ્યુમ્નને કહ્યું હે ભૂપાળ તારી નિર્મળ કીર્તિ નવિન થઇ જે ત્રૈલોકયમાં પણ પ્રસિદ્ધ છે માટે તત્કાળ આ વિમાનમાં બેસી કલ્પ પર્યંત કરેલા તપથી પ્રાપ્ત થયેલા બ્રહ્મલોકમાં ચાલો તમને લઇ જવા સારૂ તેણે મને મોકલ્યો છે. જ્યાં સુધી મનુષ્યની કીર્તિ પૃથ્વીપર પ્રસરેલી હોય ત્યાં સુધી સ્વર્ગમાં રહે છે, દેવાલય, કુવા, બગીચા, અને ધર્મશાળાઆદિ ઇષ્ટાપૂર્ત અને સદાવ્રત વિગેરેની રચના કરાવવી એવું ધર્મ શાસ્ત્રમાં કહેલું છે.

ઇંદ્રદ્યુમ્ન કહેછે—માર્કંડ, બક, ઉલૂક, ગીધ અને કચ્છપ વિગેરે મને સહાય કરનારા આ મારા મિત્રો મારી સાથે બ્રહ્મલોકમાં આવે તો હું આવું નહીં તો કાંઇ જરૂર નથી બીજાના ઉપકાર કે પ્રત્યુપકારની અપેક્ષા રાખ્યાવિના જે પારકું હિત કરે છે તેને વિદ્વાનો સુહૃત્ કહે છે, સ્વાર્થમાં તત્પર બુદ્ધિવાળા પણ જેઓ પરને અર્થે હિત કરવામાં પ્રવર્તે છે તે પણ

વખાણવા યોગ્ય છે પોતાનો સ્વાર્થ સિદ્ધ ન થાય તો કોઈ કોઈના સ્નેહી થતા નથી, પોતે પ્રતિજ્ઞા કરેલા અર્થને સિદ્ધ કરવા રૂપ વ્રતથી જેમનાં શરીર અલંકૃત છે તેઓ પોતાના વંશની ઉન્નતિ કરનાર છે અને તેવા પુરૂષો થીજ પૃથ્વી શોભે છે, મરણ પામવું એ મનુષ્ય માત્રની પ્રકૃતી છે અર્થાત્ મૂળ સ્વભાવછે પરંતુ જીવવું તે વિકૃતિ કહેવાય છે માટે કેવળ પ્રાણીઓપર સ્નેહ રાખવો એજ મનુષ્યને પરમ લાભ રૂપ છે. અસત્યવાદી, પ્રતિજ્ઞાનો ભંગ કરનાર, ગુરૂદ્રોહી, મિત્રનું અપમાન કરનાર, અને જેઓ પાપી છે તેઓ ઘણું કરી નરકનાજ અધિકારીછે બીજાના અર્થને સિદ્ધ કરવાને નિષ્ઠાવાળા આ પાંચ સાધુપુરુષોછે, મારી કીર્તિનો સમુદ્ધાર થયો તે મહાત્માઓનો પ્રતાપછે, હે દેવદૂત આ ગીધ વિગેરે મારા મિત્રો જો મારી સાથે આવે તો હું આવું. દેવદૂત કહેછે હે પૃથ્વીપતિ આ સઘળા શંકરના ગણ છે તે શાપથી પૃથ્વીપર આવ્યાછે તે પાછા શાપની અંતે શિવપાસે જશે માટે એનો ત્યાગ કરી તમે મારી સાથે આવો, મહાદેવને છોડી એમને સ્વર્ગ ગમતું નથી રાજાએ કહ્યું હે ભદ્ર જ્યારે એમ છે ત્યારે હું પણ નહીં આવું તું તારે સ્વર્ગે જા શિવનો ગણ થવા હું યત્ન કરીશ, સ્વર્ગમાં ચિત્તની શુદ્ધિ રહેતી નથી કાલે કરી પુણ્યનો ક્ષય થતાં સ્વર્ગનો ક્ષય થાયછે, અધિક વૈભવ જોઇને ઈર્ષ્યા થાય છે પોતાથી હીન જોઇ અહંકાર થાય છે એવાં અનેક દૂષણથી એ નિંદ્ય છે તેમજ વેદોક્ત વિધિથી કરેલા યજ્ઞોથી તે સ્વર્ગ પ્રાપ્ત થાયછે યજ્ઞનું પુણ્ય ક્ષીણ થતાં પાછું પૃથ્વીપર પડવું પડે છે માટે એ સ્વર્ગને હું ઈચ્છતો નથી ત્યાં રહેલાને ફરી પડવાનો ભય મનમાંથી નિરંતર જતો નથી માટે સ્વર્ગની કામના હું કરતો નથી, પુણ્ય હતાં તથાપિ ઈંદ્રે મને પોતાના લોકથી પાડયો માટે હું ત્યાં આવીને શું કરૂં એવું દૂતને કહી વિસ્મયથી કૂર્મને આયુષ્યનું કારણ પુછ્યું હે કૂર્મ તમારૂં આવું અતિ દીર્ઘાયુષ શી રીતે થયું તમે મારી કીર્તિનો ઉદ્ધાર કર્યો તેથી આપ મારા સુહૃત મિત્ર અને ગુરૂ છો.

કાચબો[1] કહે છે—હે ભૂપ શ્રવણથી પાપને મટાડનારી અતિ મધુર શિવમાહાત્મ્યયુક્ત સુંદર કથા કહું તે સાંભળ શ્રદ્ધાથી આ કથાનું શ્રવણ કરનાર નિષ્પાપ થાય છે શંભુના પ્રસાદથી આમારૂં દીર્ઘ આયુષ થયું છે અને મારે પ્રમાદથી હું કચ્છપ થયો છું. પૂર્વે હું શાંડિલ્ય એવે નામે નિ-

[1] કાચબો

ખ્યાત વિપ્ર હતો મેં બાળક અવસ્થામાં ક્રીડા કરતાં વર્ષા ઋતુમાં ભિંજાયેલી માટીથી ઉંચા કાંગરાથી શોભતું પાંચ મંદિરની રચનાથી અતિ મનોહર ગણપતી, દુર્ગા, સૂર્ય અને વિષ્ણુંની મુર્તિવાળું પીળી માટીના સુવર્ણ કળશ વાળું ધજાઓથી શોભતું કાષ્ટના તોરણોવાળું હિંડોળાખાટથી દીપતું અને મજબુત માટીનાં પગથીઆંની હારવાળું અનેક પ્રકારના આશ્ચર્યમય સુંદર શિવમંદિર કર્યું હતું. મિત્રમંડલથી વિંટાએલો મેં વરસાદના જળથી વિશુદ્ધિવાળા પાષાણના કટકાનું શિવલિંગ કરી નાગેશ્વર નામથી સ્થાપ્યું હતું, નાનાપ્રકારનાં કમળો અને ધતુરાના પુષ્પો તથા પારિજાતકનાં પુષ્પો બીલીપત્રો દુર્વા અને જવારાથી મેં શિવની પૂજા કરી હતી બીજાના સત્કારની અપેક્ષા રાખ્યાવિના મેં તાંડવ નૃત્ય કર્યું શિવની પાસે બાલભાવથી સ્વરવિના મેં સંગીત ગાયું હતું એ રીતે મેં બાળક સહિત નાનાપ્રકારની રમત રમતા શિવનું આરાધન કર્યું હતું ત્યારપછી મરણ પામીને વૈદેશનગરમાં પૂર્વજન્મનું સ્મરણ કરનાર વિપ્ર થયો હતો ત્યાંપણ વિશેષે કરી હું શિવપૂજા કરતો હતો શૈવિ આગમમાં કુશળ પુરૂષોએ મને શૈવિ દિક્ષા આપી હતી શિવની કૃપાથી શ્રદ્ધાવાન જે પુરૂષ શિવ લિંગનું સ્થાપન કરે તે કોટી કલ્પ સુધી સ્વર્ગમાં વસે છે વિશ્વકર્માના વિધિથી મૃતિકામય કે કાષ્ટમય અથવા પાકી ઇંટોથી ચણેલું અથવા શિલામય શિવાલય જે શિવને અર્પણ કરે છે, તેને તેથી બાર ગણું ફળ મળે છે, ભસ્મ ચોળી ત્રણેકાળ સ્નાન કરી ભિક્ષાના અન્નનું ભોજન કરી જટાને ધારણ કરી શિવના આરાધનમાં તત્પર થઈ તપ કરતો હતો એ રીતે વર્તતાં પાછો હું મરણ પામ્યો હતો તેત્રીજે ભવે પ્રતિષ્ઠાન પુરમાં સુર્યવંશી જયદત્ત એવે નામે વિખ્યાત ચક્રવર્તી રાજા થયો હતો તે ભવમાં પણ શિવના આરાધનમાં તત્પરપણાને લીધે મેં શિવના ઘણા પ્રકારના પ્રાસાદો કરાવ્યા હતા હે નૃપ સોનું, રૂપું, રત્ન, મોતી અને અનેકપ્રકારનાં પુષ્પોથી હું શિવ પૂજન કરતો હતો, તેમજ નાનાપ્રકારમાં અન્નનાં દાન કરતો હતો એક દિવસે કેવળ પુષ્પથી હું શિવલિંગનું પૂજન કરતો હતો ત્યારે પ્રસન્ન થયેલા મહાદેવે વરદાન આપી તેજ શરીરે કરી મને અજરામર કરયો હતો તેવું અસાધારણ વરદાન પ્રાપ્ત થતાં ગર્વ પામેલો હું મદોન્મત્ત હાથીની પેઠે આ પૃથ્વીપર વિચરતો હતો, શિવ ભક્તિનો ત્યાગ કરી કામાતુર થયેલો હું પરસ્ત્રીઓમાં લંપટ થઈ ઉદ્ધતપણે[1] વર્તતો હતો પરદારનું

---

૧ બેપરવાહ.

સેવન કરવાથી આયુષ્ય, તપ, કીર્તિ, તેજ, યશ અને સમૃદ્ધિનું મ્હોટું નાશ કરનારૂં છે. જ્યાંસૂધી હરિણનયનીનાં કટાક્ષબાણથી હણાયો નથી ત્યાંસુધી સારો છે પછી સાંભળતાં છતાં બ્હેરોછે, દેખતાં છતાં આંધળો છે, બોલતાં છતાં જડ છે, ચેતનાવાળો છતાં અચેતન છે, અને વિદ્વાન છતાં મૂર્ખ છે, હે રાજા ક્ષણમાત્રમાં પરદારમાં લંપટ થયેલો પુરૂષ એ દશાને પામેછે જીવતાં ઇશ્વરનો ભય અને મરણ પછી નરકમાં પડેછે એવું પરદાર સેવ । આ લોક અને પરલોકથી ભ્રષ્ટ કરનારછે હું જરા મરણ રહિતછું એવું જાણી આ લોક પર લોકનો ભય છોડી નિરંતર પરસ્ત્રીઓને દૂષિત કરતો હતો એક દિવસે પતિવ્રતા અરૂંધતીને જોઇ હું કામ પીડિત થયો ત્યારે તે અરૂંધતીએ મારૂં આચરણ જાણી શાપ આપ્યો કે શિવના વરદાનથી ગર્વિષ્ટ થયેલો તું કામાતુર થયો છે માટે તે શિવના શાપથી તું કચ્છપ થાઇશ શિવના વરદાનને લીધે મત્ત થઇ મર્યાદા રહિત વર્તતો મને જાણી યમરાજાએ શિવ પાસે જઇ નિવેદન કર્યું હે શંભૂ તમારા પ્રતાપથી રક્ષણ પામેલા પ્રતિષ્ઠાન પુરવાસી જયદત્ત અતિ અધર્મી પાપ કરેછે તેને હું શિક્ષા કરી શકતો નથી માટે હે દેવ મારા અધિકારપર બીજાને સ્થાપો. હે સ્વામિન્ પતિવ્રતા કે જેને આપ જગતના મુખ્ય આધારરૂપ ગણોછો તેને આ પાપી દૂષિત કરે છે, હે ઇશ્વર ! ગાયો, વિપ્રો, વેદ, નિર્લોભી, દાનશીલ અને સત્યવાદી વિગેરે પૃથ્વીના સ્તંભમાં સતી મુખ્ય છે. આપના વરદાનથી છકી જઇ મારો પરાભવ કરી મારી ન્યાય શિક્ષાનો ભંગ કરે છે. અને પતિવ્રતાઓને સતીધર્મથી દૂષિત કરવા પીડેછે એવી ધર્મની વાણી સાંભળી કોપ પામેલાં શંકરે મને બોલાવ્યો, હાથ જોડી ઉભો રહેલો અને ધ્રુજતો એવો હું તેને શંકરે આ પ્રમાણે કહ્યું, હે દુષ્ટ દુરાચારી કામાતુર થઈને તું પતિવ્રતાઓને સંતાપેછે માટે તત્કાળ તું કચ્છપ થા, એવો શાપ થતાં પ્રણામ કરી મેં શંકરની પ્રાર્થના કરી, ત્યારે શિવે કહ્યું કે એકસો બારકલ્પ ગયા પછી તું મારો ગણ થઇશ એવું કહી શિવ અંતર્હિત થયા ત્યારથી દશ યોજન વિસ્તારવાળો હું કાચબો થયોછું તું યજ્ઞ કરવા પૂર્વે મને સમુદ્રની વચ્ચે લઇ ગયો હતો ત્યારે આ મારી પીઠ બળી ગઇછે તેના હજીસુધી વૃણો રૂઝાયાં નથી તે તું જો, હે ઈંદ્રદ્યુમ્ન મારી પીઠ ઉપર તેં વિધિથી યજ્ઞનાં ઘણાં ચયનો[1] કર્યાં હતાં હે પૃથ્વીપતિ તારા યજ્ઞોથી પૃથ્વી ઘણી તપી ગઇ હતી. ત્યાર પછી નૈમિત્તિક પ્રલયમાં આ સઘળું જગત બુડી ગયું હતું ત્યારે સો યોજન વિત્સારવાળા આ માનસ સરોવરમાં

---

૧ યજ્ઞસંસ્કાર.

એકસોઆઠ કલ્પ મનોવિત્ય: હવે માત્ર ચાર કલ્પ બાકી રહ્યાછે તે પછી મારો મોક્ષ થશે શિવની કૃપાથી મારૂં દીર્ઘ આયુષ થયું તે અને સતીધર્મને દૂષિત કરવાથી ઈશ્વરના શાપથી હું કાચબો થયોછું. તે સઘળું મેં તને કહ્યું. હે નૃપ શત્રુ છતાં તું મારે ઘેર આવ્યોછે તેને શું કરાય કહે ? તેં અગ્નિથી મારી પીઠ દગ્ધ કરીછે તે હજી સુધી બળ્યા કરેછે યજ્ઞ કરનારમાં શ્રેષ્ઠ હે ભૂપ ! દેવ દૂતે લાવેલું આ વિમાન તે પાછું કેમ મોકલ્યું. પુણ્યથી મેળવેલા સ્વર્ગના ભોગ ભોગવ.

ઇંદ્રદ્યુમ્ન કહેછે—હે કૂર્મ પહેલા ઇંદ્રે સ્વર્ગમાંથી મને કહાડી મૂક્યોછે તેથી હું શરમાયોછું તેમજ અંતે પાત આપનાર ત્રાસ ઉપજાવનર અને અધિક વૈભવ જોઈ ઈર્ષ્યા આદિ દોષને ઉત્પન્ન કરનાર સ્વર્ગમાં હું જઇશ નહીં અવિદ્યાના પાપને મટાડનાર વિવેક વૈરાગ્યનું અવલંબન કરી જ્ઞાન મેળવી મુક્તિ માટે પ્રયત્ન કરીશ હું કે જે તારે ઘેર આવ્યોછું તેની તું પરોણાગત કરેછે, તો મને ભવસાગરનો પાર આપનાર કોઇ ગુરૂ બતાવ જેની પાસેથી હું જ્ઞાન મેળવું.

કાચ્બો કહેછે—હે નૃપ લોમશ નામે મહામુની મારા કરતાં પણ અતિ દીર્ઘાયુછે તેને પૂર્વે મેં કલાપ ગ્રામમાં જોયા હતા.

ઇંદ્રદ્યુમ્ન કહેછે—હે મિત્ર આપણે સઘળા મળી ત્યાં જઇએ તું અમારી સાથે ચાલ વિદ્વાનો સત્સંગતિને તીર્થથી પણ વધારે પવિત્ર કહેછે. એવાં રાજાનાં વચન સાંભળી તે છએ જણા ચિત્તમાં હર્ષ પામી તત્વની જીજ્ઞાસાથી અર્થાત્ તત્વને જાણવા સારૂ તે મુનીવર્યની પાસે ગયા.

સૂત કહેછે—મૂર્તિમાન તપ સરખા ક્રિયા યોગથી યુક્ત સંયમમાં રહેલા ત્રિકાળ સ્નાનથી ચીકણી કપિલે[1] જટાને ધારણ કરનાર ઘીની આહુતીથી પ્રદીપ્ત થયેલા અગ્નિ સરખા લોમશ મુની કે જેણે ડાબા હાથમાં ત્રણનો પુળો છાયા કરવા ધારણ કર્યો છે અને જમણા હાથમાં અક્ષમાળા ગ્રહણ કરીછે. એવા અગ્રગણ્ય મૈત્રમુની લોમશનાં તેઓએ દર્શન કર્યાં. (ધુમાડામાં વિચરનાર ચંદ્રમાથી થયેલાં પ્રાણીઓની હિંસા ન થવા સારૂ જે જપથી સિદ્ધિ મેળવે તે મૈત્રમુની કહેવાયછે.) કલાપ ગ્રામમાં રહેલા તે પુરાતન તપસ્વી લોમશ મુનીને જોઇ બક, રાજા, માર્કંડ, ઉલુક, ગીધ અને કૂર્મ વિગેરેએ પ્રણામ કર્યા. તેને સ્વાગત આદિ સત્કારથી મુનીએ સંતોષ આપ્યો, યથાયોગ્ય સત્કાર પામેલા તે સઘળાએ પોતાનો અભિપ્રાય વિદિત કર્યો.

---

૧ બદામી પીલા રંગવાલી.

કાચબો કહેછે—હે મુનીવર્ય, યજ્ઞ કરનાર લોકોમાં અગ્રગણ્ય આ ઇંદ્રદ્યુમ્ન રાજાને કીર્તિનો લોપ થવાથી વિધાતાએ સ્વર્ગમાંથી કાઢી મુક્યોછે હે મુનિસત્તમ કીર્તિનો ઉદ્ધાર કરવા સાત કલ્પનું સ્મરણ કરનાર માર્કંડેય મુનીને આણે પોતાનું નામ જાણવા પુછ્યું પણ તેણે જાણ્યું નહીં ત્યારે તે મુની આ ભૂપને સાથે લઇ પોતાનાથી બમણી આયુષ્યવાળા એટલે ચઉદ કલ્પની આયુષ્યવાળા નાડીજંઘ બક પાસે ગયા તેણે પણ આ નૃપનું નામ ન જાણ્યું ત્યારે તે બક કે જે, અઠાવીશ કલ્પની આયુષ્યવાળો આ ઉલૂક તેની પાસે આવ્યો, તે પણ ન જાણતાં, છપન્ન કલ્પની આયુષ્યવાળા આ ગીધ પાસે લઇ આવ્યો અને ગીધે પણ આ રાજાનું નામ જાણ્યું નહીં તેથી તેના કરતાં બમણી એટલે એકસોબાર કલ્પની આયુષ્યવાળો હું તેનીપાસે લાવ્યો; ત્યારે જોયા માત્રમાં મેં તેને જાણ્યો તેથી આ રાજાની કીર્તિનો ઉદ્યોત થયો દેવલોકથી દિવ્ય વિમાન આવ્યું હતું પરંતુ ફરીથી પડવાના ભયથી તેણે સ્વર્ગની ઈચ્છા કરી નહીં, હવે આપે આ રાજાને અનુગ્રહ કર્યો છે તેને તત્વજ્ઞાનની ઇચ્છા છે માટે હે ભગવન્ આપને શરણે આવેલો આ રાજા આપનો શિષ્ય છે તેની ઈચ્છા પૂર્ણ કરો. બોધ લેવા સારૂજ આને અમે આપની પાસે લાવ્યા છીએ પરોપકાર એ સાધુ પુરૂષોનું મુખ્ય વ્રત છે. પ્રણામ નહીં કરતા એવા પાપીઓ ઉપર પણ સત્પુરૂષો કૃપા કરેછે.ત્યારે શિષ્યવૃત્તિથી પ્રણામ કરતા અને શરણે પ્રાપ્ત થયેલાનું કલ્યાણ કરે તેમાં શું આશ્ચર્ય ? હે મુનિવર્ય આ વિનયવાન શિષ્યનો આપ અનુગ્રહ કરો. ધર્મ જાણવા માટે અમે આપની પાસે આવ્યા છીએ.

લોમશ કહેછે—હે કૂર્મ તારૂં કહેવું સઘળું યોગ્ય છે. આજ પુરાતન ધર્મશાસ્ત્રનું તે મને સ્મરણ કરાવ્યું હે રાજન્ તારા મનમાં શો સંશય છે ? એમ કહે મિત્રે છેવટ શું કહ્યું તે કહે.

ઇંદ્રદ્યુમ્ન કહેછે—હે મુનિ પ્રથમ મારો એજ પ્રશ્ન છે કે આ ઉષ્ણકાળમાં સૂર્ય મધ્યાન થતાં અતિ તપે છે તોપણ આપે આશ્રમ ન કરતાં હાથમાં તૃણનો પુળો લઇ મસ્તકપર છાયા કરવા ધર્યો છે તેનું કારણ શું ?

લોમશ કહેછે—મરણ અવશ્ય આવશે અને આ કાયા પડી જશે માટે અનિત્ય એવા ભવની અંદર રહેલાઓએ કોને માટે ઘર કરવું, હે મિત્ર જેઓએ[1] અમૃત પીધું છે તેમનું પણ મરણ થાયછે અને આ વસ્તુ મારે

---

૧. દેવો.

કાલે કામ આવશે એમ અમરનેજ કહેવું ઉચિત છે, હજાર યુગનો આ એક દિવસ થઈ ગયો અર્થાત્ એક દિવસની અંદર હજાર યુગો ગયા, તે દિવસ પણ આજ હતો એમ વિતી ગયો. મરણના અવધીની શી વાત કરવી પહેલાં જન્મ થયો કે તરતજ યમરાજની સભામાં મરણનો નિશ્ચય થઇ ચુકયો. એટલે યમની સભામાં પહેલાં મૃત્યુની પ્રતિજ્ઞા કરી જીવ જન્મે છે, અને હવે તેથી ઉલટો ચાલે તે શી રીતે મુક્ત થાય, કાર્ય કારણને અનુસરી રહ્યું છે એ નિયમથી વિચાર કરતાં આ શરીર વીર્યથી થયુંછે તે ધોયેલા કોયલાની પેઠે શી રીતે શુદ્ધ થાય ? હે નૃપવર્ય કામક્રોધાદિ છ માનસિક શત્રુઓથી જીતાએલા પુરૂષો આ શરીરને માટે પાપ કરતાં કેમ શરમાતા નહીં હોય; તોપણ ઇશ્વરી માયા અવિવેકી પુરૂષોને મોહ પમાડેછે જેથી સેંકડો વર્ષની આયુષ્યવાળા પણ માથાપર રહેલા મૃત્યુને જાણતા નથી દાંત, લક્ષ્મી, યૌવન અને જીવિત પણ ચંચળ ચલાયમાન છે, હે રાજન્ પર્ણકુટિની ઉપાધી કોને સારૂ કરવી.

ઇંદ્રદ્યુમ્ન કહેછે—હે ભગવન્ ત્રૈલોક્યમાં આપ મોટા ચિરાયુષિ સંભળાઓછો તોપણ આપ એવું કહોછો તેનું કારણ શું ?

**લોમશ કહેછે**—પ્રતિકલ્પે મારા શરીરમાંથી એક રોમ ખરેછે એ રીતે સઘળા રોમનો નાશ થતાં મારૂં પણ મૃત્યુ થશે, મારા ગોઠણપર જો બે આંગળમાં રોમ નથી તેથી હું પણ મરણનો ભય રાખુંછું તેથી ઘર કરીને શું કરવું !

સૂત કહેછે—એવાં મુનીનાં વચન સાંભળી વિસ્મય પામેલા રાજાએ હાસ્ય કરી તેટલી આયુષ્ય થવાનું કારણ પૂછ્યું, હે બ્રહ્મન્ આપનું એવું વચન સાંભળી મને આશ્ચર્ય થાય છે, કયા દાન અને તપના મહિમાથી આપ આટલા દીર્ઘાયુષી થયા ?

**લોમશ કહેછે**—હે ભૂપ શિવના ધર્મવાળી, અતિ પવિત્ર શ્રવણથી કલ્યાણ કરનારી મારા પૂર્વ જન્મની કથા કહું તે સાંભળ. પૂર્વે હું દરિદ્ર શૂદ્ર હતો પૃથ્વીપર અતિ ક્ષુધાથી પીડાઇ જ્યાં ત્યાં ફરતો હતો ત્યારે એક દિવસે ઝાડીમાં જળના વૃક્ષને વચ્ચે મ્હોટું શિવલિંગ જોયું, થોડે છેટે રહેલો એક જળાશય જોઈ હું ત્યાં ગયો, મધ્યાન સમયે હું તરશ્યો થયો હતો. તેથી જળાશયમાં સ્નાન કરી શિવપૂજન કરી મેં જળપાન કર્યું, કમળથી પ્રેમપૂર્વક શિવપૂજા કરી પ્રણામ કરી ત્યાંથી માર્ગે ચાલ્યો; ક્ષુધાથી પીડા

પામેલો હું માર્ગમાં મરણ પામ્યો તે પછી બ્રાહ્મણને ઘેર હું જન્મ્યો ત્યાં એક વાર શિવલિંગનું કમળે કરી પૂજા કરવાના પુણ્યથી મને પૂર્વ જન્મનું સ્મરણ રહ્યું હતું ચિદ્વિલાસરૂપ અને આભાસ માત્રથી સત્ય જેવું ભાસતું આ જગત્ મને અત્યંત મિથ્યા જણાવા લાગ્યું આ સઘળું અવિદ્યામયછે તેમ વિશેષ આસક્તિ રાખી હું વર્તિશ તો મને બંધન થશે એવું જાણી હું મૌનપણે વર્તતો હતો મારા પિતાએ ઘણા દિવસ શિવનું આરાધન કર્યું ત્યારે વૃદ્ધાવસ્થામાં હું તેને એકજ પુત્ર થયો હતો તેથી મારૂં ઈશાન એવું નામ પાડયું હતું હું જ્યારે મુંગાની પેઠે વર્તવા લાગ્યો ત્યારે તેણે મારા ઘણા પ્રેમથી ઔષધ આદિ અનેક ઉપાયો કર્યા કેટલાએક મંત્રવાદોથી મારૂં મુંગાપણું મટાડવા અનેક ઉપાયો કર્યા તથા અનેક વૈદ્યોને બોલાવિ વિવિધ ઉપચારો કર્યા ઇશ્વરની મહામાયાથી જેમનાં પ્રેમપાશમાં મન બંધાઈ ગયાંછે એવાં માતા પિતાની મૂઢતા જોઇ મારા મનમાં હસવું આવ્યું, ત્યારપછી યુવાન થતાં રાત્રિએ રોજ ઘેરથી વનમાં જઈ કમળથી શિવપૂજન કરી પાછો ઘેર આવી શય્યામાં સુઇ રહેતો એમ કરતાં પિતા મરણ પામ્યો ત્યારે સંબંધીઓએ આ મુંગોછે એમ કહી કહાડી મૂક્યો ત્યારે હું ફલાહાર કરી ઘણા પ્રકારનાં પુષ્પો અને કમળોથી શિવપૂજન કરતો હતો છેવટ સો વરસે ચંદ્રશેખર મહાદેવ વરદાન દેવા પ્રત્યક્ષ થયા ત્યારે તેમની પાસે મેં અજરામરપણું માગ્યું શિવે કહ્યું કે આ જગતમાં નામરૂપવાળા કોઈપણ પ્રાણી અજર અમર નથી. કાળે કરી મારે પણ સ્વરૂપને બદલાવવું પડેછે માટે જીવિતની અવધી કર. એવાં શિવનાં વચન સાંભળી મેં માગ્યું કે હે ભગવન્ એકેક કલ્પની અંતે મારૂં એક રોમ ખરે એ રીતે સર્વ રોમની અંતે મારૂં મરણ થાય ત્યારપછી તમારો ગણ થાઉં એ વરદાનની મારી ઇચ્છા છે તે સાંભળી તથાસ્તુ કહી ભગવાન્ શંકર અદૃશ્ય થયા ત્યારથી આરંભી હું તપ કરૂંછું. શિવપૂજનથી બ્રહ્મઘાતી આદિ મહાપાપીઓ પણ મુક્ત થાય છે ક્લેશ અને કર્મના વિપાક આદિ પાશથી વિંટાએલો મહાપાપી પણ ઓંકારનો જપ કરી ઇશ્વરના આરાધનથી મુક્ત થાય છે સર્વ પાપનો ક્ષય થતાં શિવનેવિષે ભાવના થાય છે પાપથી હણાયેલી બુદ્ધિવાળાને શિવની વાર્તા પણ દુર્લભ છે, ગંગાનું સ્નાન દુર્લભ છે તેમ શિવમાં ભક્તિ થવી એ પણ અતિદુર્લભ છે સુપાત્ર બ્રાહ્મણને[1] દાન આપવું અને અગ્નિપૂજન કરવું એ પણ દુર્લભ છે થોડા પુ-

---

૧ અમુક હદ.

કાલે કામ આવશે એમ અમરનેજ કહેવું ઉચિત છે, હજાર યુગનો આ એક દિવસ થઈ ગયો અર્થાત્ એક દિવસની અંદર હજાર યુગો ગયા, તે દિવસ પણ આજ હતો એમ વિતી ગયો. મરણના અવધીની શી વાત કરવી પહેલાં જન્મ થયો કે તરતજ યમરાજની સભામાં મરણનો નિશ્ચય થઇ ચુક્યો. એટલે યમની સભામાં પહેલાં મૃત્યુની પ્રતિજ્ઞા કરી જીવ જન્મે છે, અને હવે તેથી ઉલટો ચાલે તે શી રીતે મુક્ત થાય, કાર્ય કારણને અનુસરી રહ્યુંછે એ નિયમથી વિચાર કરતાં આ શરીર વીર્યથી થયુંછે તે ધોયેલા કોયલાની પેઠે શી રીતે શુદ્ધ થાય ? હે નૃપવર્ય કામક્રોધાદિ છ માનસિક શત્રુઓથી જીતાએલા પુરૂષો આ શરીરને માટે પાપ કરતાં કેમ શરમાતા નહીં હોય; તોપણ ઇશ્વરી માયા અવિવેકી પુરૂષોને મોહ પમાડેછે જેથી સેંકડો વર્ષની આયુષ્યવાળા પણ માથાપર રહેલા મૃત્યુને જાણતા નથી દાંત, લક્ષ્મી, યૌવન અને જીવિત પણ ચંચળ ચલાયમાન છે, હે રાજન્ પર્ણકુટિની ઉપાધી કોને સારૂ કરવી.

ઇંદ્રદ્યુમ્ન કહેછે—હે ભગવન્ ત્રૈલોક્યમાં આપ મોટા ચિરાયુષિ સંભળાઓછો તોપણ આપ એવું કહોછો તેનું કારણ શું ?

લોમશ કહેછે—પ્રતિકલ્પે મારા શરીરમાંથી એક રોમ ખરેછે એ રીતે સઘળા રોમનો નાશ થતાં મારૂં પણ મૃત્યુ થશે, મારા ગોઠણપર જો બે આંગળમાં રોમ નથી તેથી હું પણ મરણનો ભય રાખુંછું તેથી ઘર કરીને શું કરવું !

સૂત કહેછે—એવાં મુનીનાં વચન સાંભળી વિસ્મય પામેલા રાજાએ હાસ્ય કરી તેટલી આયુષ્ય થવાનું કારણ પૂછ્યું, હે બ્રહ્મન્ આપનું એવું વચન સાંભળી મને આશ્ચર્ય થાય છે, કયા દાન અને તપના મહિમાથી આપ આટલા દીર્ઘાયુષી થયા ?

લોમશ કહેછે—હે ભૂપ શિવના ધર્મવાળી, અતિ પવિત્ર શ્રવણથી કલ્યાણ કરનારી મારા પૂર્વ જન્મની કથા કહું તે સાંભળ. પૂર્વે હું દરિદ્ર શૂદ્ર હતો પૃથ્વીપર અતિ ક્ષુધાથી પીડાઇ જ્યાં ત્યાં ફરતો હતો ત્યારે એક દિવસે ઝાડીમાં જાળના વૃક્ષને વચ્ચે મહોટું શિવલિંગ જોયું, થોડે છેટે રહેલો એક જળાશય જોઈ હું ત્યાં ગયો, મધ્યાન સમયે હું તરશ્યો થયો હતો. તેથી જળાશયમાં સ્નાન કરી શિવપૂજન કરી મેં જળપાન કર્યું, કમળથી પ્રેમપૂર્વક શિવપૂજા કરી પ્રણામ કરી ત્યાંથી માર્ગે ચાલ્યો; ક્ષુધાથી પીડા

પામેલો હું માર્ગમાં મરણ પામ્યો તે પછી બ્રાહ્મણને ઘેર હું જન્મ્યો ત્યાં એક વાર શિવલિંગનું કમળે કરી પૂજા કરવાના પુણ્યથી મને પૂર્વ જન્મનું સ્મરણ રહ્યું હતું ચિદ્‌વિલાસરૂપ અને આભાસ માત્રથી સત્ય જેવું ભાસતું આ જગત્ મને અત્યંત મિથ્યા જણાવા લાગ્યું આ સઘળું અવિદ્યામયછે તેમ વિશેષ આસક્તિ રાખી હું વર્તિશ તો મને બંધન થશે એવું જાણી હું મૌનપણે વર્તતો હતો મારા પિતાએ ઘણા દિવસ શિવનું આરાધન કર્યું ત્યારે વૃદ્ધાવસ્થામાં હું તેને એકજ પુત્ર થયો હતો તેથી મારૂં ઈશાન એવું નામ પાડયું હતું હું જ્યારે મુંગાની પેઠે વર્તવા લાગ્યો ત્યારે તેણે મારા ઘણા પ્રેમથી ઔષધ આદિ અનેક ઉપાયો કર્યા કેટલાએક મંત્રવાદીથી મારૂં મુંગાપણું મટાડવા અનેક ઉપાયો કર્યા તથા અનેક વૈદ્યોને બોલાવિ વિવિધ ઉપચારો કર્યા ઇશ્વરની મહામાયાથી જેમનાં પ્રેમપાશમાં મન બંધાઈ ગયાંછે એવાં માતા પિતાની મૂઢતા જોઇ મારા મનમાં હસવું આવ્યું, ત્યારપછી યુવાન થતાં રાત્રિએ રોજ ઘેરથી વનમાં જઈ કમળથી શિવપૂજન કરી પાછો ઘેર આવી શય્યામાં સૂઇ રહેતો એમ કરતાં પિતા મરણ પામ્યો ત્યારે સંબંધીઓએ આ મુંગોછે એમ કહી કહાડી મૂક્યો ત્યારે હું ફલાહાર કરી ઘણા પ્રકારનાં પુષ્પો અને કમળોથી શિવપૂજન કરતો હતો છેવટ સો વરસે ચંદ્રશેખર મહાદેવ વરદાન દેવા પ્રત્યક્ષ થયા ત્યારે તેમની પાસે મેં અજરામરપણું માગ્યું શિવે કહ્યું કે આ જગતમાં નામરૂપવાળો કોઈપણ પ્રાણી અજર અમર નથી. કાળે કરી મારે પણ સ્વરૂપને બદલાવવું પડેછે માટે જીવિતની અવધી[1] કર. એવાં શિવનાં વચન સાંભળી મેં માગ્યું કે હે ભગવન્ એકેક કલ્પની અંતે મારૂં એક રોમ ખરે એ રીતે સર્વ રોમની અંતે મારૂં મરણ થાય ત્યારપછી તમારો ગણ થાઊં એ વરદાનની મારી ઇચ્છા છે તે સાંભળી તથાસ્તુ કહી ભગવાન્ શંકર અદૃશ્ય થયા ત્યારથી આરંભી હું તપ કરૂંછું. શિવપૂજનથી બ્રહ્મઘાતી આદિ મહાપાપીઓ પણ મુક્ત થાય છે ક્લેશ અને કર્મના વિપાક આદિ પાશથી વિંટાએલો મહાપાપી પણ ઓંકારનો જપ કરી ઇશ્વરના આરાધનથી મુક્ત થાય છે સર્વ પાપનો ક્ષય થતાં શિવનેવિષે ભાવના થાય છે પાપથી હણાયેલી બુદ્ધિવાળાને શિવની વાર્તા પણ દુર્લભ છે, ગંગાનું સ્નાન દુર્લભ છે તેમ શિવમાં ભક્તિ થવી એ પણ અતિદુર્લભ છે સુપાત્ર બ્રાહ્મણને દાન આપવું અને અગ્નિપૂજન કરવું એ પણ દુર્લભ છે થોડા પુ-

---

૧ અમુક હદ.

ણ્યવાળાને વિષ્ણુપૂજન પ્રાપ્ત થવું કઠિન છે શિવની ભક્તિવાળા મહાત્મા-ઓને ત્રૈલોક્યની અંદર કાંઇ પણ પદાર્થ અસાધ્ય કે દુર્લભ નથીં હે મહારાજ તું પણ પુષ્પો અને કમળથી શિવપૂજન કર તેથી તારી સર્વ કામના સિદ્ધ થશે મહેશ્વરના આરાધનથી મારૂં દીર્ઘ આયુષ્ય થવા વિગેરે સઘળુ વૃત્તાંત મેં તને કહ્યું જેની ઇચ્છાથી આ વિશ્વ ઉત્પન્ન થાય છે અને જેની અંદર રહ્યું છે અને જેમાં સમાય છે તે ઇશ્વરને શરણે કોણ જાય નહીં? મનુષ્યોને શિવપૂજન કરવું એ મનુષ્યદેહનું મુખ્ય કર્તવ્ય છે જેથી કોઇ પ્રકારના અંતરાય થતા નથી શિવનું આરાધન કરી પ્રણામ કરનાર પુરૂષ અંતે સત્યસ્વરૂપ શિવમાં લય પામેછે એ રહસ્ય[૨] મેં તને કહ્યું.

સૂત કહેછે—એવાં લોમશ મુનીનાં વચન સાંભળી રાજાએ કહ્યું કે હે મુનિવર્ય આપને છોડી બીજે ક્યાંઇ પણ જઇશ નહીં. મનુષ્યને સિદ્ધિ આપનાર શિવલિંગનું હું આરાધન કરીશ આપે આજ મારો અનુગ્રહ કર્યો. આ મારા સઘળા મિત્રોને જ્યાં જવું હોય ત્યાં સુખે જાઓ, બક, ગીધ, કચ્છપ અને ઉલૂક, રાજાનાં વચન સાંભળી તેજ રીતે પ્રણામ કરી લોમશને કહેવા લાગ્યા. ત્યારે સર્વના સુહૃદ્રૂપ મુનીએ પ્રણામ કરતા તે સઘળાનો શિષ્યની પેઠે અનુગ્રહ કર્યો શિવ દીક્ષાના વિધિથી તેમને શિવપૂજાનો ઉપદેશ કર્યો સત્પુરૂષનો સમાગમ તીર્થથી પણ અધિકછે અપાર પાપને મટાડનાર સત્સંગ તત્કાળ પક્વ ફળની પેઠે તૃપ્તિદાયક છે, સત્સંગરૂપ સૂર્યનો ઉદય કાંઇ અપૂર્વછે કે જે નિઃશેષપણે અંતઃકરણની અંદર રહેલા અજ્ઞાનરૂપ અંધકારને દૂર કરેછે ઉપમાન અને ઉપમેય આદિની કલ્પના પણ અન્યોન્ય અપાયછે સત્સંગતિ એ અમૃત કરતાં પણ અતિ ઉત્તમછે સાધુ પુરૂષની સંગતિથી થયેલા સુખરૂપ અમૃતના રસથી આ અમૃત, સાકર, અને મધ વિગેરે છ રસો પણ હલકા છે, એ રીતે પરમ ગુરૂ લોમશ મુનિની સ્તુતિ કરી તપ કરવા ઉત્સાહી એવા તે સઘળાએ પ્રણામ કરી શૈવિ વિદ્યાનું ગ્રહણ કર્યું એ રીતે અતિ દુર્લભ એવી સાંભવિ વિદ્યા તે શિષ્યોને આપી લોમશમુની અદૃશ્ય થયા ત્યારે શિવના શાસનથી તેઓ સાધુ સમાગમ પામી માર્કંડ અને રાજા વિગેરે સર્વ શિષ્યો ક્રિયાયોગનો આરંભ કરવા લાગ્યા. તેને તપ કરતા જોઇ લોમશમુનિ તીર્થયાત્રા પ્રસંગે ત્યાં આવ્યા, તીર્થયાત્રાના પ્રસંગથી મહા પુરૂષની યાત્રા મુખ્યછે જે પૃથ્વીના ભાગમાં સત્પુરૂષો રહેછે તેજ તીર્થ કહેવાય છે,

---

૨ ગુપ્ત વૃત્તાંત.

છે મુનિને જોઇ પ્રણામ કરી નાડીજંઘ વિગેરે મિત્રોએ કહ્યું હે બ્રહ્મન્ અમે ચારજણા આમારા કર્મેકરી શાપથી ભ્રષ્ટ થયા છીએ માટે મુક્તિનું સાધન કરવા કોઇ ઉત્તમ સ્થાન બતાવો.

લોમશ કહેછે—મુક્તિ થવા ઉત્તમ સ્થાન તમે મને પૂછોછો તે સઘળું આ માર્કંડેય તમને કહેશે. એવું સાંભળી તેઓએ માર્કંડેય મહામુનીને પોતાની મુક્તિ થવા પૂછ્યું.

માર્કંડેયકહેછે—હે રાજન્ તમે સઘળા મારી સાથે વાલખિલ્યાશ્રમે ચાલો ત્યાં જઇ તપથી શિવને પ્રસન્ન કરો. તે દેવાધિદેવ તમારાં સર્વ કામ સિદ્ધ કરશે. એવું સાંભળી તે રાજાએ શિવને પ્રસન્ન કરવા વાલખિલ્ય મુનિઓ પ્રત્યે ઉત્તમ સ્થાન પૂછ્યું.

સૂત કહેછે—ત્યારે તે વાલખિલ્ય મુનિઓએ રાજાને તપ કરવા યોગ્ય ઉત્તમ સ્થાન કહ્યું. તે સાંભળી રાજાએ માર્કંડેય મુનિને કહ્યું હે મુનિ વર્ય તમારા આશ્રમથી પાંચ ગાઉ પર્યંત વાલખિલ્યોએ તપનું સ્થાન બતાવ્યું અને તે સ્થળે મને શિવલિંગ સ્થાપન કરવા આજ્ઞા કરી.

માર્કંડેય કહેછે—હે રાજન્ તે દ્વિજવર્યોએ ઉત્તમ કહ્યું તે એકાંત સ્થળમાં ભાવયુક્ત તમે તપ કરવા આશ્રમ કરો અને મુક્તિ થવા સારૂ કેદારેશ્વરનું પૂજન કરો એવી માર્કંડેય મુનિની આજ્ઞાથી રાજાએ તે સ્થળે સુંદર આશ્રમ કરી શિવલિંગનું સ્થાપન કરી પોતાના મનોવાંચ્છિત અર્થને સિદ્ધ કરનાર કેદારેશ્વરનું ધ્યાન કરી મહાતપ કરવા લાગ્યો કેટલોએક કાળ જતાં તેના તપથી પ્રસન્ન થયેલા મહાદેવ કેદારકુંડ સહિત પ્રગટ થઈ કહેવા લાગ્યા હે રાજન્! તારા તપથી હું સંતોષ પામ્યોછું માટે તું વરદાન માગ એવાં શિવનાં વચન સાંભળી રાજાએ કહ્યું હે ઇશાન ત્રૈલોક્યને પણ દુર્લભ એવી મુક્તિ મને આપો જેથી હું પાછો પડું નહીં એવાં રાજાનાં વચન સાંભળી હાસ્ય કરી મહાદેવે કહ્યું.

શંકર કહેછે—હે રાજન્ જ્યારે તેં આ કેદાર તીર્થનું દર્શન કર્યું ત્યારથી મુક્તિ તારા હાથમાંજછે બીજું પણ તારે જે ઇચ્છિત હોય તે માગ તે સાંભળી રાજાએ કહ્યું હે ભગવન્ સૂર્યચંદ્ર અને તારાગણ રહે ત્યાં સુધી આ નગર મારા નામથી વિખ્યાત થાય આ કેદારકુંડમાં સ્નાન કરનારને મુક્તિ મળે, હે શંકર મરણ પામેલા જે મનુષ્યોની આ કેદારકુંડ સમીપે ક્રિયા થાય તેઓનો ઉદ્ધાર થાય તમારી કૃપાથી આ કુંડમાં ગંગાજી પ્ર

થાય, જેઓ અહીં દીપદાન કરે તેઓ પુત્રપરિવાર સહિત બ્રહ્મલોકમાં નિ-
વાસ પામે. આ કેદારકુંડમાં સ્નાન કરવાથી બ્રહ્મઘાતી, સુરાપાની, સ્ત્રીઘાતી
અને ગુરૂશય્યામાં શયન કરનાર આદિ પાપી પણ તત્કાળ પાપથી મુક્ત
થાય. હે પ્રભુ જો આપ પ્રસન્ન થયા હોતો એ વરદાન મને આપો તે સાંભ-
ળી પાછું શિવે તેને કહ્યું કે હજુ પણ તારે બીજું વર જોઇએતો માગ
ત્યારે તે રાજાએ શંકરને પ્રણામ કરી કહ્યું હે પ્રભુ આમારા ચાર મિત્રો સ-
હિત હું મુક્તિ પામું.

ઇશ્વર કહેછે—તારા મિત્રોને હું જાણુંછું એ મારા ગણછે તારી સાથે
તેને પણ હું મુક્તિ આપુંછું તમે સઘળા મારા ધામમાં પ્રાપ્ત થશો એવું કહી
શિવ અદ્રશ્ય થયા ઇંદ્રદ્યુમ્ન રાજર્ષિ પોતાના નામથી એટલે ઇંદ્રદ્યુમ્ન
પુરી એવે નામે તે નગરીનું વાલખિલ્ય મુનિઓને દાન આપી મિત્ર સહિત
પરમ પદને પ્રાપ્ત થયો હે વિપ્રો જેઓ આ સ્થળે દીપદાન કરેછે તેઓ સહ
પરીવાર બ્રહ્મલોકમાં જાય છે. કેદારકુંડમાં સ્નાન કરવાથી મનુષ્ય મહા
ઘોર પાપથી મૂકાયછે સૂત કહે છે હે વિપ્રો ઈંદ્રદ્યુમ્ન રાજાએ કેદાર કુંડમાં
ગંગાજીને પધરાવ્યાં એ સઘળુ પવિત્ર આખ્યાન મેં તમને કહ્યું જેનું
શ્રવણ કરવાથી નિષ્પાપ થયેલો પુરૂષ બ્રહ્મલોકમાં પૂજાય છે.

इंद्रद्युम्नस्य केदार गंगापुरनिवेशनं ॥
इदं पवित्रमाख्यानं श्रद्धया यः शृणोति हि ॥
सर्वपापविनिर्मुक्तो ब्रह्मलोके महीयते ॥ ४० ॥

ઈતિ શ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જરભાષાંતરનો
બત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

शौनक उवाच ॥ वालखिल्याश्रमे पुण्ये यानि लिंगानि चानघ ॥
तत्कालसिद्धिदान्येव तानि नो वद विस्तरात् ॥ १ ॥

શૌનક કહેછે—હે અનઘ પવિત્ર વાલખિલ્ય આશ્રમમાં તત્કાળ
સિદ્ધિદાયક મહર્ષિઓ, દેવતાઓ, અને બ્રહ્મર્ષિઓનાં સ્થાપેલાં જે શિવ
લિંગો છે તે અમને કહો.

સૂતકહે છે—વાલખિલ્યાશ્રમમાં પૂર્વે દેવેંદ્રનું સ્થાપેલું લિંગ, પાપને
મટાડનાર ઇંદ્રેશ્વર નામે વિખ્યાતછે જેનાં દર્શનથી કોઇ દિવસ પુરૂષનું
દુર્ભાગ્ય થતું નથી.

ઋષિઓ કહેછે—હે સૂત તે ઇંદ્રેશ્વર નામનું શિવલિંગ ઇંદ્રે શી રીતે સ્થાપ્યું હતું સર્વ પાપને હરનાર તે આખ્યાન અમને કહો.

સૂત કહેછે—હે ઋષિઓ આ પુરાતની કથા કહું તે સાંભળો જેનું શ્રવણ કરી પુરૂષ તત્કાળ નિષ્પાપ થાયછે. એક દિવસે ઇંદ્રાદિ સર્વ દેવ પ્રાચી સરસ્વતીને તીરે પુષ્કર ક્ષેત્રમાં દધીચીને આશ્રમે પ્રાપ્ત થયા પોતાને ઘેર આવેલા દેવને જોઈ હર્ષ પામેલા દધિચી મુની સામા આવી પ્રણામ કરી સર્વની પાદ્ય અર્ઘ્યાદિથી પૂજા કરી વિનય પૂર્વક પ્રેમથી કહેવા લાગ્યા.

દધીચિ કહેછે—હે દેવ આપનું શામાટે આવવું થયું કાંઇ મારા જેવું કામ કહો મારે ઘેર દેવેંદ્ર આવ્યા તેથી હું મારા આત્માને ધન્ય માનુંછું.

ઇંદ્ર કહેછે—હે વિપ્રવર્ય સર્વ દેવને વૃત્રાસુરે જીતી લીધાછે વર-દાનના બળથી તે કોઇના શસ્ત્રાસ્ત્રથી હણાનો નથી તે જોઈ અમે જ્યારે ચિંતાતુર થયા ત્યારે આકાશવાણીએ કહ્યું કે તમારા જોવામાં સો હસ્ત પ્રમાણનો જો કોઇ પુરૂષ હોય તો તેના અસ્થિનું વજ્ર કરી આ અસુરને હણો માટે હે વિપ્રેંદ્ર તમારાવિના સોહસ્ત પ્રમાણનો બીજો કોઇ જીવ અમારા જોવામાં આવતો નથી માટે તમે જો અસ્થિ આપો તો તેનું વજ્ર કરી આ અસુરનો નાશ કરીએ, હે દ્વિજેંદ્ર દેવનું દુઃખ દૂર કરવા એ કાર્ય કરો નહીં તો સર્વ દેવ નાશ પામશે.

સૂત કહેછે—તે સાંભળી હર્ષ પામેલા સમર્થ રાજર્ષિ, દધીચી સર્વ દેવ સહિત ઇંદ્રને કહેવા લાગ્યા અહો પૃથ્વીપર મેં એવું મહોટું પુણ્ય કર્યું નથી કે જેથી ઘેર આવેલા અતિથિ રૂપ દેવેંદ્રને પ્રસન્ન કરૂં. હે દેવશ જો તારૂં હિત થતું હોય તો મારા હાડને ધન્ય છે તમારા સર્વ દેવની રક્ષા કરવા તે સદા કાર્ય કરશે તારે માટે આ મારા પ્રિય પ્રાણનો ત્યાગ કરૂંછું હે પુરંદર તારા પોતાના કાર્યમાટે મારાં અસ્થિ ઇચ્છા પ્રમાણે લે. જેટલાં મારાં અસ્થિછે તેટલાં તેવાં આકારનાં શસ્ત્રો તમે સિદ્ધ કરાવો, આ અસ્થિ મારાથી ઉત્પન્ન થયાંછે તેનું બળ પણ અધિકછે સંગ્રા-મમાં જે તમારી ઇચ્છા હશે તે તે આ અસ્થિ સિદ્ધ કરશે દેવના કાર્ય સારૂં હું પોતે દુઃખના સ્થાનરૂપ અતિ નિંદ્ય આ કલેવરનો ત્યાગ કરૂંછું, હમણાં આ દેહનો પરિત્યાગ કરવો યોગ્યછે આ દેહનો ત્યાગ કરવાથી મને સંસા-રથી થયેલું દુઃખ થશે નહીં એવું કહી સમાધી ચડાવી આત્માને પરમાત્મ

સ્વરૂપમાં લીન કરી બ્રહ્મ રંધ્રે કરી પ્રાણનો પરિત્યાગ કર્યો પોતે પરિત્યાગ કરેલું પ્રાણરહિત તે શરીર પૃથ્વીપર પડયું, માંસ અને લોહીથી ખરડાએલ કલેવર જોઇ, હવે આનું શું કરશું એમ સર્વદેવે વિચાર કર્યો પછી તે અસ્થિની શુદ્ધિ કરવા સારૂ ઇંદ્રે કહ્યું કે ગાયની જીભ ખરસટછે તે આને ચાટે તો શુદ્ધ થાય. એવું કહી સખી સહિત ધ્યાન કરાયેલી નંદા સુભદ્રા, સુરભી, સુશીલા, અને સુમના વિગેરેપાંચ ગોમાતાઓ ગોલોકથી આવી દેવને કહેવા લાગી અમારૂં શું પ્રયોજનછે જે કાર્ય કરવું હોય તે સુખે કહો.

દેવ કહેછે—આ રાજર્ષિએ દેવકાર્ય માટે કલેવરનો ત્યાગ કર્યોછે માટે રૂધીર માંસથી ખરડાએલ તે અસ્થિપંજરને સ્વચ્છ કરો, દેવની આજ્ઞાથી તે ગર્હિત કર્મ જેટલામાં ગૌરી દેવીએ કર્યું તેટલામાં તે મહાત્મા દધીચીના શિષ્યો આવી ગાયને શાપ દેવા આવાં વચન કહેવા લાગ્યા.

શિષ્યો કહેછે—અમારા ગુરૂનું શરીર તમે જીભથી ચાટયું માટે તમે અપરાધી શાપને યોગ્ય છો તમે વારંવાર જીભથી અમારા ગુરૂનું શરીર ચાટયું અને તેનું અસ્થિપંજર માંસ લોહી વગરનું કર્યું તે તમારા મોઠા નિંદ્ય કર્મથી તમને મુખરોગ ( મો વા ) અને ખરીના રોગ ખરવા વિગેરે પીડા કરશે તમે ધેનુઓ ( ગાયો ) સર્વે અંગમાં પવિત્ર થશો એવા મુનિશિષ્યના શાપથી ધેનુ દેવી દુઃખ પામવા લાગી તેથી ઇંદ્રની પાસે જઈ મુનિના શિષ્યોએ શાપ આપ્યો તે કહી સંભળાવ્યો

સૂત કહેછે—તે સાંભળી ઇંદ્રે સર્વ દેવને બોલાવી આજ્ઞા કરી કે તમે સર્વે દેવ ગાયના સર્વ અંગોમાં પ્રવેશ કરો, દેવના પ્રવેશથી સર્વે ગાય પવિત્ર થઇ માત્ર મુનિનું રૂધીર ચાટવાથી તેમનું મુખ અપવિત્ર અને અસ્પૃશ્ય ગણાયું બાકીનું સઘળું શરીર સર્વ દેવે પવિત્ર કર્યું તે પછી મુનિનાં અસ્થિ લઇ ઇંદ્રે આદરથી વિશ્વકર્માને કહ્યું કે આ અસ્થિથી મારૂં વજ્ર આયુધ કરો જેનેકરી તત્કાળ હું દાનવેંદ્ર વૃત્રાસુરનો નાશ કરૂં. એવાં ઇંદ્રનાં વચન સાંભળી વિશ્વકર્માએ તત્કાળ ભયંકર આકારવાળું અને છત્રીશ ગાંઠ વાળું મધ્યમાં પાતળું વજ્ર તૈયાર કરી ઇંદ્રને આપ્યું તે લઇ મનમાં ભરસ પામતો ઇંદ્ર સજ્જ થઇ વૃત્રાસુરને હણવા ચાલ્યો બાર સૂર્ય સરખું પ્રકાશિત વજ્ર ઈંદ્રે ધ્યાનગાં રહેલા વૃત્રાસૂરને ગુપ્ત ચારથી જાણી સંધ્યા વંદ

---

૧ નિંદ્ય. ૨ દૂતથી.

નમાં તમર સમાધીમાં રહેલા દૈત્યના પૃષ્ઠભાગ ઉપર ફેંક્યું તે વજ્રથી હણાયેલો વૃત્રાસુર ભસ્મ થયો પરંતુ ઇંદ્રે તેને હણાયો જાણ્યો નહી તેથી ભયને લીધે ભાગવા લાગ્યો, ક્ષીર સમુદ્રની અંદર નિર્જન ઘાટા વનમાં સંતાયો અને જગત્ વૃત્રમય જોવા લાગ્યો ચો તરફ વૃત્રાસુર આવવાની તેને શંકા થવા લાગી અગ્નિમાં પડેલા પતંગની પેઠે બળી ભસ્મ થયેલા દાનવેંદ્ર વૃત્રને જોઇ સર્વે દેવ ઇંદ્ર ની સ્તુતિ કરવા લાગ્યા ત્યારે ઇંદ્ર જોવામાં આવ્યો નહીં તેથી જાણ્યું કે ભયથી દેવેંદ્ર નાસી ગયોછે એવું ધારી સર્વ દેવે મળી નહુષ રાજાને સ્વર્ગનું રાજ્ય સોંપ્યું અને સર્વ દેવ, ઇંદ્રને જોવા લાગ્યા ઇંદ્રના તપાસ માટે જ્યારે વાયુદેવને મોકલ્યો ત્યારે તેણે નિર્જન વનમાં રહેલા ઇંદ્રને જોઈ દેવને કહ્યું તેથી દેવ સિદ્ધ ચારણ અને ગંધર્વ સહિત ઈંદ્રની પાસે આવ્યા વૃક્ષોમાં સંતાએલ ભયથી ત્રાસ પામેલ ઇંદ્રને જોઇ સર્વ દેવે કહ્યું. હે પુરંદર તમે શા માટે ડરોછો તમે વજ્રથી વૃત્રાસુરને હણ્યો અમે સર્વ દેવે તે પ્રત્યક્ષ જોયો માટે ચાલો આપણે સ્વર્ગે જઇએ નિષ્કંટક એવું ત્રૈલોક્યનું રાજ્ય તમે નિર્ભય થઈ ભોગવો તે સાંભળી ઇંદ્ર વૃક્ષની ઘટાથી બહાર નીકળ્યો વૃત્રને હણાયો સાંભળી રોમાંચિત થયો જેટલામાં સર્વે દેવ ઇંદ્રને જુએછે તેટલામાં તેનું શરીર નિસ્તેજ અને દુર્ગંધિ દીઠું ત્યારે પાપની શંકાથી દૂર રહી બ્રહ્માએ દેવને કહ્યું કે આ ઈંદ્રે બ્રહ્મભૂત વૃત્રાસુરને છળથી હણ્યો તેથી આને બ્રહ્મહત્યાનું પાપ લાગ્યુંછે જૂઓ આના સર્વ અંગમાં બ્રહ્મહત્યાનાં ચિન્હો દેખાય છે, ચાલો આપણે સ્વર્ગે જઇએ આનો સ્પર્શ તો રહ્યો પરંતુ આવા બ્રહ્મઘાતી સાથે ભાષણ કરવાથી પણ પાપ લાગે છે, બ્રહ્મઘાતીને જોવાથી મ્હોટું પાપ થાયછે એક શય્યામાં સુવું, સાથે બેસવું, પંક્તિ આપવી. તેના પાત્ર માં પરિપાક કરવો તેના સ્પર્શ કરેલા અન્નની બીજા અન્ન સાથે ભેળસેળ, યૌજન, અધ્યાપન, સંગમ અને સાથે ભોજન વિગેરે નવ પ્રકારનો સંસર્ગ કરવો નહીં, સંભાષણ, સ્પર્શ, નિશ્વાસ, સાથે પ્રયાણ, આસન, ભોજન, યાજન અધ્યાપન, અને સંગમ કરવાથી પાપ લાગે છે.

સૂત કહેછે—બ્રહ્માદિ દેવને પોતાથી વિમુખ થયા જોઇ વિસ્મય પામેલા ઇંદ્રે કહ્યું, હે દેવ તમે કેમ ભાગી જાઓછો મને જોઈને ઉભા ન રહેતાં ભાષણ પણ કરતા નથી. તે દુર્બુદ્ધિ વૃત્રાસુર યુદ્ધ કરવા મને ખોળેછે કે શું ? મારા વજ્રથી તે કેમ હણાયો નહીં.

---

૧ માણસ વગરના. ૨ યજ્ઞ કરાવવે.

બ્રહ્મા કહેછે—હે ઇંદ્ર તારા વજ્રથી વધાયેલો વૃત્રાસુર મરણ પામ્યો, તું તેનો ભય રાખ નહીં. હે ઇંદ્ર તેના વધથી તને અતિ નિંદ્ય બ્રહ્મહત્યા લાગીછે તેથી અમે તારી સાથે સ્પર્શ કે ભાષણ કરતા નથી.

ઇંદ્ર કહેછે—પૂર્વે મેં ઘણા દાનવો હણ્યા તેની બ્રહ્મહત્યા લાગી નહીં અને આજ લાગવાનું કારણ શું ?

બ્રહ્મા કહેછે—હે વાસવ તે દાનવોને તેં ક્ષાત્ર ધર્મથી હણ્યા વળી તેઓ ચોખ્ખા દાનવ હતા તેથી તને પાપ લાગ્યું નહીં, આ યજ્ઞોપવીતવાળો તપસ્વી સમાધિમાં રહ્યો હતો તેને તેં છળથી હણ્યો તેથી તને પાપ લાગ્યું.

સૂત કહેછે—એવાં બ્રહ્માનાં વાક્ય સાંભળી નિરતેજ અને દુર્ગંધિ પોતાનું શરીર જોઇ દીન થયેલો ઇંદ્ર પ્રણામ કરી કહેવા લાગ્યો હે બ્રહ્મન્ બ્રહ્મવધથી થયેલાં ચિન્હોએ કરી હું મારા શરીરને પાપયુક્ત જાણુંછું. હે પિતામહ જે રીતે તે બ્રહ્મહત્યાનું પાપ દૂર થાય અને હું સ્પર્શ યોગ્ય થાઊં તેવો ઉપાય કરો, હે દેવ હું કે જે આપનો દાસછું તેને આપેજ ઇંદ્ર પણું આપેલુંછે બ્રહ્મહત્યા મટે એવું કૃપા કરી પ્રાયશ્ચિત્ત (પાપ નિવારણ) કહો. જેથી હું સિદ્ધ થાઊં.

બ્રહ્મા કહેછે—હે સુરશ્રેષ્ટ તારે તીર્થયાત્રા કરવી યોગ્યછે તે વિના તારૂં સઘળું પાપ મટશે નહીં.

સૂત કહેછે—એવાં બ્રહ્માનાં વચનથી ઇંદ્ર તીર્થયાત્રામાં તત્પર થઈ જુદે જુદે સ્થળે સ્નાન પૂજનાદિ કરતો સઘળી પૃથ્વીમાં ફરવા લાગ્યો કાશી, પ્રયાગ, પ્રભાસ અને કુરૂક્ષેત્રાદિ તથા અનેક નદી અને નદોવાળા પ્રસિદ્ધ તીર્થોમાં તે ફર્યો પણ પાપથી મુક્ત ન થયો ત્યારે ખેદ પામી મનમાં વિચાર કરવા લાગ્યો કે પૃથ્વીપર રહેલા સર્વ તીર્થોમાં હું નહાયો પણ મારૂં પાપ મટ્યું નહીં હવે હું શું કરૂં પર્વતના શિખરપરથી પડું કે વિષ ભક્ષણ કરૂં, ત્રૈલોક્યના રાજ્યથી ભ્રષ્ટ થયેલો હું જીવવામાટે ઉત્સાહ રાખતો નથી. એ રીતે ખેદ પામેલો ઇંદ્ર પર્વતપર ચડી મરવા નિશ્ચય કરી જેવામાં પોતાના દેહનો ઝંપાપાત કરેછે તેવામાં આકાશવાણી થઇ; હે ઇંદ્ર મનમાં ખેદ પામી તું સાહસ કર નહીં, હજુ આઠ યુગ સુધી તારે સ્વર્ગનું રાજ્ય કરવું છે, તારા પાપની વિશુદ્ધિ થવા કહું તે સાવધાન થઈ સાંભળ મારા-વચન પ્રમાણે તારે સત્વર કરવું. શાંડુક વનની અંદર સુંદર ચર્મણ્વતી નદીના તટ પર વાલખિલ્ય તીર્થછે તે મહાપાપને મટાડનારછે ત્યાં જઈ શિ

વલિંગનું સ્થાપન કરી ધ્યાન પરાયણ થઇ તપ કરતાં ધ્યાનયોગેકરી તારા પાપનો નાશ થશે એવી આકાશવાણી સાંભળી ઇંદ્ર તત્કાળ નાના પ્રકારના વિપ્રોથી વિંટાએલ મુનિમંડળથી શોભતા મનોહર પવિત્ર વાલખિલ્યાશ્રમમાં ગયો. ત્યાં રહેલા સર્વે દ્વિજોને પ્રણામ કરી પાપની નિવૃત્તિ કરવા શિવલિંગનું સ્થાપન કર્યું હે વિપ્રો દશ હજાર વર્ષ સુધી શિવલિંગ પાસે ઇંદ્રે દિવ્ય તપ કર્યું ત્યારે બ્રહ્માવિષ્ણુ અને બૃહસ્પતિ સહિત સર્વ દેવ ત્યાં આવ્યા દેવના ગુરૂ બૃહસ્પતિએ બ્રહ્માદિ દેવને કહ્યું કે હે સુરશ્રેષ્ટ ઇંદ્રને વૃત્રાસુરના વધનું પાપ લાગ્યું છે માટે તમે સર્વે કૃપાળુ તેનું માર્જન કરો ગુરૂનાં વચન સાંભળી બ્રહ્માએ કહ્યું, હે વિપ્રવર્ય ઇંદ્રે અતિ દારૂણ કર્મ કર્યુંછે માટે વૃત્રના વધથી થયેલા પાપનું માર્જન કેમ કરાય, આ ઈંદ્રને પાપથી મુક્ત થવા બ્રહ્મહત્યાનો વિભાગ કરીશ, પૃથ્વી, જલ, વૃક્ષ અને સ્ત્રીઓને આ બ્રહ્મહત્યા વેંચી આપીશ એવું કહી તે બ્રહ્મહત્યાનો ચતુર્થાંશ પૃથ્વીને આપ્યો તથા તેનો ખાડો પૂરાય જશે એવું વરદાન આપ્યું ખારી ભૂમિ, એ પૃથ્વીમાં બ્રહ્મહત્યાનું રૂપ દેખાય છે; બીજો ચતુર્થાંશ વૃક્ષોને આપી તેને છેદ કર્યા છતાં ઉગશે એવું વરદાન આપ્યું, વૃક્ષોમાં ગુંદરૂપે બ્રહ્મહત્યાનો અંશ દેખાય છે, ત્રીજો ભાગ સ્ત્રીઓને આપ્યો તથા તેને સદા કામ રહેશે એવું વરદાન આપ્યું, માસે માસે તેઓમાં રજોદર્શન રૂપે બ્રહ્મહત્યાનું પાપ દેખાયછે, ચોથો ભાગ જળને આપી તેને સર્વ દ્રવ્યમાં પવિત્ર અને બીજા પદાર્થોની વિશુદ્ધિ કરવા,રૂપ વર આપ્યું તેમાંપણ પર પોટા અને શેવાલ અને ફીણ રૂપે બ્રહ્મહત્યાનું પાપ જણાયછે, એ રીતે બ્રહ્માએ જ્યારે બ્રહ્મહત્યાના ચાર વિભાગ કરી તેનું પાપ વહેંચી આપ્યું ત્યારે નિષ્પાપ થયેલા ઇંદ્રને જોઇ સર્વ દેવ પ્રસન્ન થયા તે સમયે દેવના દેવ વૃષધ્વજ મહાદેવ પ્રસન્ન થઇ દર્શન આપી કહેવા લાગ્યા હે સુવ્રત તારી ઇચ્છા હોય તે વર માગ.

ઇંદ્ર કહેછે—હે મહેશ્વર આ સ્થળે મેં જે શિવલિંગ સ્થાપ્યું તે આપની કૃપાવડેકરી મારા નામથી પ્રખ્યાત થાય.

ઇશ્વર કહેછે—હે ઇંદ્ર આ તારૂં સ્થાપેલું મારૂં. શિવલિંગ ઇંદ્રેશ્વર એવા નામથી ખ્યાત થશે એમ કહી શિવ અદૃશ્ય થયા.

સૂત કહેછે—હે વિપ્રો વાલખિલ્યાશ્રમમાં શિવલિંગનું વિધિવત્ પૂજન કરી દેવ સહિત ઇંદ્ર સ્વર્ગે ગયો, હે મુનીશ્વરો જે કોઇ પુરૂષ માઘ માસની અંધારી ચઉદશને દિવસે એટલે શિવરાત્રીને દિવસે આ ઇંદ્રેશ્વર

ભક્તિપૂર્વક વિધિથી પૂજન કરશે તે સર્વ પ્રકારના દુઃખ તથા દુષ્ટ રોગથી મુક્ત થશે તથા નઠારૂં સ્વપ્ન દુઃખ અને દારિદ્રય તેને થશે નહીં પાપને નાશ કરનારી આ પવિત્ર કથાનું શ્રવણ કરનાર મનુષ્ય મહાપાપથી મુક્ત થઇ સર્વ કામનાને પ્રાપ્ત થશે.

यइमांशृणुयात्पुण्यां कथां पापप्रणाशिनी ॥
सर्वान्कामानवाप्नोति महापापात्प्रमुच्यते ॥ ११९ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જરભાષાંતરનો
તેત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

ऋषयऊचुः ॥ देवेंद्रेण कथं सूत तस्यास्थीनि विशेषतः ॥
प्रार्थितानि च युद्धार्थमेतन्नोवद कारणं ॥ १ ॥

**ઋષિઓ કહેછે—** હે દેવેંદ્ર વિશેષે કરી યુદ્ધસારૂ તે દધીચી ઋષિનાં અસ્થિ માગ્યાં તેનું કારણ શું ?

**સૂત કહેછે—** પૂર્વે તે દધીચી રાજર્ષિ અવંતી દેશનો ( માળવનો) અધિપતિ હતો દાતા અને સર્વ ધર્માત્માઓમાં શ્રેષ્ઠ તે નૃપ ઇંદ્ર તુલ્ય પરાક્રમી હતો. તેણે પોતાના પુત્રને રાજ્ય આપી જ્યેષ્ટ[2] પુષ્કર સ્થાન કે જ્યાં પ્રાચી સરસ્વતી છે ત્યાં આવી આશ્રમ કર્યો હતો ચોતરફ ફુલના ઊંચા ગુચ્છવાળા દિવ્ય ફળફુલના ભારથી ઝકુંબી રહેલા વૃક્ષોથી અને કાચાં પાકાં ફળોથી નમેલાં વૃક્ષો તથા જેનાપર નવીન પલ્લવો અને વિવિધ પ્રકારનાં ફૂલ ખીલી રહ્યાંછે એવી આમલીઓની ઘટાથી તે વન ઘણું શોભતું હતું જેની અંદર કોયલ, મોર, શુક, સારિકા આદિ અનેક પક્ષીઓ મધુર કલોલ કરતાં હતાં પુન્નાગનાં તથા ધોળી રાતી કરેણ અને કુમુદ ઉત્પલ અને કહ્હારાદિ અનેક પ્રકારના પુષ્પો વિકશિત થઇ રહ્યાં હતાં જેની ઉઘડતી આવતી કળીઓની અંદર સુંદર ભમરાઓ મનોહર ગુંજારવ કરતા હતા વાપિકા અને વનોમાં થયેલાં પ્રકાશિત અતિસુગંધી નાનાપ્રકારનાં ખીલી રહ્યાં હતાં જેમણે વૈરભાવ અને મત્સરનો ત્યાગ કર્યોછે તેવાં સ્વાભાવિક વૈરી પશુ પક્ષીઓ પણ વૈર રહિત વર્તતાં હતાં એવી અનેક પ્રકારની વનશોભાથી જે આશ્રમનો ભાગ શોભતો હતો તે સ્થળે દધીચી રાજર્ષિ તપ કરતા હતા.

---

૧ હાડકા. ૨ મ્હોટું. ૩ મેના.

સૂત કહેછે—એક સમયે દેવ દૈત્યોનું મોટું યુદ્ધ મંડાયું તેમાં દેવતાઓએ સર્વ દૈત્યોને જીત્યા હતા દેવ અને બ્રાહ્મણોને હણનારા વેદધર્મના કંટકરૂપ દૈત્યો ભૃત્યં બાંધવ પરિવાર સહિત પોતાના પાપદોષે કરી નષ્ટ થયા, ત્યારે ઇંદ્રાદિ સર્વ દેવ એકઠા થઇ વિચાર કરવા લાગ્યા કે આપણે જ્યાં નિર્ભય સ્થળ હોય ત્યાં આપણાં હથિઆરોની થાપણ મૂકીએ અન્યોન્ય નિશ્ચય કરી તે સર્વ દેવ પ્રાચી સરસ્વતીને તીરે દધીચીને આશ્રમે માતલિને આગળ કરી પ્રાપ્ત થયા પોતાના તપથી પ્રદ્યોતિત સ્વરૂપવાળા પર્ણશાળામાં રહેલા બીજા બ્રહ્મા સરખા પ્રતાપી મુનિને સર્વ દેવે દીઠા તે તપોનિધિને જોઇ ઇંદ્ર મનમાં ભય પામ્યો કે દેવના રાજ્ય સારૂ આ ઉગ્રતપ તો નહીં કરતા હોય, વિચાર કરતાં જાણ્યું કે આ મહર્ષિને નિંદ્ય એવા સ્વર્ગના ફળની ઈચ્છા નથી માટે મારે આનો ભય રાખવો યોગ્ય નથી પ્રાપ્ત થયેલા અતિથિઓને જોઇ દધીચી મુનિએ પાદ્ય અર્ઘ્ય આપી પૂજા કરી આસનપર બેસાડ્યા ઇંદ્રાદિ સર્વે દેવ દધીચી રાજર્ષિને સમર્થ જાણી સંતોષ પામ્યા સ્વસ્થ થયેલો ઇંદ્ર તેને કહેવા લાગ્યો કે હે મુનિવર્ય આ અમારાં આયુધો તમારે ત્યાં થાપણ તરીકે મૂકી જઇએ છીએ કામનો પ્રસંગ પડતાં અમે પાછા લઇ જશું, ત્યારે અમારાવિના બીજા કોઇને આપવાં નહીં એમ વારંવાર ઇંદ્રે તે મુનિને કહ્યું તે સાંભળી મુનિએ ઇંદ્રને કહ્યું કે બહુ સારૂં તમારા શિવાય બીજાને આપીશ નહી, ઘણું કરી યુદ્ધ સમયે આ મુનિ આપણાં આયુધો આપશે એ સત્યવાદીનું કહેવું મિથ્યા થશે નહીં, એવું કહી સર્વ દેવ પોતાને સ્થાનકે ગયા યુદ્ધનો પ્રસંગ નહીં પડતાં નિર્ભય થયેલા સર્વ દેવે મુનિને ત્યાં પોતાનાં આયુધોની થાપણ મૂકીને સ્વર્ગનાં સુખ ભોગવવામાં આસક્ત થઇ નિર્વૈર વર્તતા હતા સત્ય પરાક્રમી દધીચીમુનિ દેવતાનું મત જાણી શાપથી ભય પામતાં પ્રણામ કરી તે આયુધો લઇ તપના પ્રભાવથી તેનું પાણી કરી પીઈ ગયા એ રીતે તે આયુધોને પોતાના શરીરની અંદર સમાવ્યાં એમ કરતાં કેટલોએક કાળ ગયા પછી દાનવનું બળ વધવા લાગ્યું, વૃત્ર, જંભ અને હયગ્રીવ વિગેરે બળના ગર્વ વાળા ઉદ્ધત્ત દાનવોને જોઈ યુદ્ધનો પ્રસંગ આવતાં સર્વ દેવે પોતાનાં આયુધો સંભાર્યાં, તેથી નારદ મુનિને તત્કાળ દધીચી પાસે મોકલ્યા, મોટા પુષ્કરમાં રહેલા તે મુનિ પાસે નારદ આવ્યા સુંદર બાર આંગણાં અને ચાલીવાળા આશ્રમમાં દેવર્ષિ બેઠા રાજ-

---

૧ ચાકર વર્ગ. ૨ પ્રકાશિત.

ઓમાં શ્રેષ્ઠ દધીચી મુનિએ નારદનું અર્ઘ્ય, પાદ્ય અને આસન આપી, પૂજન કર્યું ત્યાર પછી વિચનથી રાજર્ષિ દધીચીએ પૂછ્યું કે હે મુનિવર્ય આપનું તપરૂપ શરીર કુશળ તો ખરૂં, દેવ લોકથી આ મૃત્યુલોક ઉપર આવવું કેમ થયું?

**નારદ કહેછે**—સત્ય ધર્મમાં પરાયણ હે વિપ્રવર્ય દેવતાઓને દાનવો સાથે મોટું યુદ્ધ ચાલુ થયુંછે માટે આપને ત્યાં મૂકેલાં અસ્ત્રો આપો જેથી દાનવો જીતાય હે વિપ્રવર્ય એ દેવનું કાર્ય કરો.

**દધીચી કહેછે**—હે દેવર્ષિ દેવના હિતરૂપ કાર્ય કહુ તે સાંભળો થોડા વખતમાં દાનવો ક્ષય પામશે, મારા શરીરમાં, જીવિત માટે મને મોટો સંદેહ થયો હતો તેથી તે આયુધોનું હું પાણી કરી પીઇ ગયોછું તેથી તે અસ્ત્રો મારાં અસ્થિનેવિષે રહ્યા છે અને મારાં અસ્થિ પણ અસ્ત્રમય થયાં છે, હે વિપ્ર હવે કેમ કરવું? શા ઉપાયથી સઘળું સારૂં થાય દેવતાઓ અહી આવી મારા અંગમાંથી અસ્ત્રોને ગ્રહણ કરે તે સાંભળી નારદ કંપી ગયા. દૈવેચ્છા માની દેવર્ષિએ સ્વર્ગમાં જઇ તે વૃત્તાંત કહ્યું સર્વ દેવ, રાજર્ષિ દધીચીને આશ્રમે આવ્યા તપનેવિષે રહેલા મુનિ, પાછા આયુધો લેવા આવેલા દેવને જોઇ પ્રસન્ન થયા, ઇંદ્રે કહ્યું કે સુવ્રત અમે પૂર્વે જે શસ્ત્રો આપને આપ્યાંછે તે તત્કાળ આપો ત્યારે દેવને પ્રણામ કરી દધીચીએ કહ્યું કે હે દેવાતાઓ મારા શરીરમાંથી તમારાં વિવિધ પ્રકારનાં આયુધોને ગ્રહણ કરો, હે શત્રુમર્દન ઇંદ્ર આયુધોનું જળ કરી હું પીઇ ગયોછું. તથા તેં સર્વ શસ્ત્રનું સંગ્રામમાં જે કાંઇ બળ પરાક્રમ દેખાતું હતું તેને પણ હું પાણી સાથે પીઇ ગયોછું એમ છતાં પણ તારાં આયુધો મારે આપવાં જોઇએ માટે તે નહીં પણ બીજાં તે સરખા આકારવાળાં આપીશ તમારાં આયુધો આપું નહીં તો મારા તપની અને સત્ય વચનની સિદ્ધિ કેમ થાય.

**દેવ કહેછે**—કલ્યાણની ઇચ્છા કરનાર પુરૂષે જેવા તેવા તપસ્વીને મનથી પણ હણવા માટે વિચાર કરાય નહીં તો આપ સરખા રાજર્ષિને શી રીતે હણવાનું કહેવાય, આપનાં પ્રાણનું હરણ કરવું એ અતિનિંદ્ય જાણી મરણ પામેલા આપનાં અસ્થિ લેવા મારામાં શક્તિ નથી, એ સઘળું જે આપને કરવું હોય તે વિચારી કહો એવાં ઇંદ્રનાં વાક્ય સાંભળી દધીચીએ કહ્યું દેવનું કાર્ય સિદ્ધ થવા નાશવંત ક્ષણભંગુર સર્વ દુઃખના સ્થાનરૂપ અતિ નિંદિત આ શરીરનો હું પોતેજ ત્યાગ કરૂંછું. આ કલેવરના ત્યાગથી મને

સંસારથી થયેલું દુઃખ થવા સંભવ રહેશે નહીં માટે હમણાંજ આનો પરિત્યાગ કરવો યોગ્ય છે, છેવટ પડશે ત્યારે શા ઉપયોગમાં આવશે, કેમકે એ શરીરજ પોતે અંતે મારો ત્યાગ કરશે માટે મારેજ તેનો ત્યાગ કરવો એ વધારે સારૂં છે એવું ઇંદ્રની પાસે કહી તે મહામુનિએ પ્રાણાયામ કરી પોતે પોતાની મેળે દેહનો ત્યાગ કર્યો, તે ક્ષણે સર્વ દેવે વિશ્વકર્માને બોલાવી કહ્યું કે યુદ્ધ કરવુંછે માટે અમારાં હથીયાર સજ્જ કરી આપો, જે જે દેવનાં આયુધનું જેટલું પ્રમાણ અને જેવો આકાર હતો તેવાં તે તે આયુધો તેણે તૈયાર કર્યાં ઇંદ્રનું વજ, અગ્નિની સાંગ, યમનો કાળદંડ, નિરુતિ દેવનું ખડ્ગ, વરૂણનો પાશ, વાયુની ધ્વજા, અને કુબેરની મોટી ગદા વિગેરે આયુધો નિર્માણ કરી આપ્યાં તે લઈ સર્વે દેવ શસ્ત્રઅસ્ત્રના બળથી દૈત્ય દાનવોને જીતવા લાગ્યા દેવેંદ્રે વજથી વૃત્રાસુર દાનવને હણ્યો.

સૂત કહેછે—હે વિપ્રો ઇંદ્રાદિદેવે દધીચીમુનિના અસ્થિની માગણી કરી હતી એ સઘળું મેં તમને કહ્યું હવે બીજું શું કહું ક્ષત્રિય વંશમાં ઉત્પન્ન થયેલો જે કોઈ રાજા એકાગ્રચિત્ત થઇ આ આખ્યાનનું શ્રવણ કરશે તે સદા સર્વ સ્થળે રણાંગણમાં વિજય આયુષ્ય અને કીર્તિ તથા સુપુત્ર સંતતિને પ્રાપ્ત થશે.

एतच्च यः क्षत्रियवंशसंभवः शृणोति राजा सुसमाहितः सदा ॥
सोऽभ्येति सर्वत्र जयं रणाजिरे आयुश्चकीर्तिं च तथाऽप्नुयात्सुतान् ॥८९

ઇતિ શ્રીસ્કંદ પુરાણમાના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો ચોત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

ऋषय ऊचुः ॥ सांवादित्य इतिख्यातो वालखिल्याश्रमे पुरा ॥
माहात्म्यं तु तदुत्पत्तिं विस्तराद्वदसूतज ॥ १ ॥

ઋષિઓ કહેછે—હે સૂત પહેલાં તમે સાંબના સ્થાપેલા સૂર્ય, સાંબાદિત્ય એવે નામે પ્રસિદ્ધ છે, તે કહ્યા પરંતુ તેનું માહાત્મ્ય અને ઉત્પત્તિ વિસ્તારથી કહો.

સૂત કહેછે—વાલખિલ્યાશ્રમમાં પૂર્વ દિશાથી ઈશાન ભાગમાં સાંબના સ્થાપેલા સૂર્યછે, તે સાંબાદિત્ય કુષ્ટ વ્યાધિને મટાડનાર છે, પોતાના રોગની શાંતિ થવા સાંબે તેનું આરાધન કર્યુ હતું જેના દર્શનથી મનુષ્ય તત્કાળ નિષ્પાપ થાયછે.

કહ્યું કે બલિનો નિગ્રહ કરી તું શાપ મુક્ત થઇશ માટે હે પુત્ર તું તે પવિત્ર આશ્રમપ્રત્યે જા.

સૂત કહેછે—દેવનાદેવ ચક્રધારી વિષ્ણુનાં વચન સાંભળી સાંબે શાર્ઙ્ગક ક્ષેત્ર પ્રત્યે જવા નિશ્ચય કર્યો ત્યાર પછી દિનશુદ્ધિવાળા સારા મુહુર્તમાં હાથી ઘોડા અને રથ તથા પાયદળ સેનાસહિત તીર્થયાત્રાનું પ્રયાણ કરી ચાલવા લાગ્યો ત્યારે ક્લેશને મટાડનાર શુભ ચરિત્રવાળા શ્રીકૃષ્ણ, સઘળી રાણીઓ સહિત તથા મોટા બંધુ બળભદ્ર, ચારૂદેષ્ણ, યુયુધાન, પ્રદ્યુમ્ન અને અનિરૂધ, સહિત ઘણે દૂર વોળાવવા ગયા તીર્થ કરવા જતા પુત્રને જોઇ જાંબવતી દિલગીર થઈ ખેદથી કહેવા લાગ્યાં કે મારા જ્યેષ્ટ પુત્રની અહો આવી દશા ! કુષ્ટરોગથી પીડીત આ પુત્ર તીર્થ યાત્રાનો શ્રમ અને તપનું દુઃખ કેમ સહન કરી શકશે, અહો મારાં મંદ ભાગ્ય છે એવાં રૂદન કરતાં જાંબુવતીને તે જોઇ શ્રીકૃષ્ણ કહેવા લાગ્યા, હે પ્રિયે ! આંખમાં આંસુ લાવી ઉદાસીથી છુટા કેશ કરી યાત્રાએ પ્રયાણ કરતા પુત્રનું અમંગળ કેમ કરે છે થોડા વખતમાં તીર્થયાત્રા કરી કુષ્ટવ્યાધીથી રહિત પાછો ફરી આવશે તે સમયે વાહનથી ઉતરી સાંબ હાથ જોડી જાંબવતીને પ્રણામ કરી પ્રસન્ન થઈ કહેવા લાગ્યો. હે માત મારે માટે આટલાં બધાં ઉદાસી થઇ ખેદ કરશો નહીં હું તીર્થયાત્રા કરી જલદી આવીશ

જાંબુવતી કહેછે—હે વત્સ વનમાં સઘળી વનદેવીઓ, તારૂં વેતાળ, પિશાચ અને દુષ્ટ ઘાતકી પ્રાણીઓથી રક્ષણ કરો. તારા મસ્તકનું ગોવિંદ રક્ષણ કરો, કંઠની મધુસુદન, અને બાહુના મૂળનું હૃષિકેશ અને હૃદયનું દૈત્યનાશન, જઠરનું પુંડરીકાક્ષ, કડનું ભગવાન્ ગદાધર અને બંને ગોઠણનું શ્રીકૃષ્ણ તથા તારા બંને પગનું ધરણીધર પરમાત્મા રક્ષણ કરો. એવું કહી પોતાના હાથથી તે સાંબના અંગને ન્યાસ કરી હૃદયમાં ચાંપી મસ્તકપર્યંત સુધી રક્ષા કરી યશવાળાં જાંબુવતી સર્વ અંતઃપુરની રાણીઓ સહિત નેત્રમાં આંસુ લાવી મૃગલીની પેઠે દીન નિશ્વાસ નાખી પાછાં ફર્યાં, સર્વ યાદવ સહિત શ્રીકૃષ્ણ ભગવાન્ પણ સાંબને વળાવી દ્વારકા પૂરીમાં પધાર્યા, પુત્રો, સ્ત્રીઓ, મિત્રો, અને બીજાપણ બાંધવોથી વીટાએલા બળભદ્ર સહિત નેત્રમાં આંસુ લાવી લીલાથી મનુષ્ય દેહને અનુસરી સ્નેહપાશ આવો દુસ્ત્યજ છે એવું દેખાડવા ખિન્ન જેવા દીસતા હતા.

प्रविष्टो द्वारिकापुर्यां सांवं प्रेष्य ततः परं ॥
अश्रुपूर्णेक्षणोदीनो बलभद्रपुरःसरः ॥
पुत्रैर्दारैस्तथा मित्रैर्बांधवै रपरै रपि ॥

ઈતિ શ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્ય ખંડના ગુર્જર ભાષાંતરનો પાંત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

सूत उवाच ॥ द्वारिकाया विनिष्क्रम्य सांवोऽपिद्विजसत्तमाः ॥
संप्राप्तश्चक्रमेणाथ सिंधु सागरसंगमं ॥ १ ॥

સૂત કહેછે—હે દ્વિજસત્તમો દ્વારિકાથી નીકળીને સાંબ ક્રમેકરી સિંધુ[1] સાગરના સંગમ તીર્થમાં પ્રાપ્ત થયો કે જ્યાં સર્વ જીવના પાપને મટાડનાર અંબરીશના સ્થાપેલા સાક્ષાત્ યોગેશ્વર વિષ્ણુ આજસુધી રહ્યા છે ત્યાં તીર્થમાં સ્નાન કરી ભક્તિપૂર્વક યોગેશ્વર વિષ્ણુનું સારી રીતે પૂજન કરી આંધળાં પાંગળાં આદિ અનાથ ગરીબોને અને સુપાત્ર વિપ્રોને નાના પ્રકારનાં ખાનપાન વસ્ત્રો અને રત્નો વિગેરે જે જેને જોઇએ તેમ આપવા લાગ્યો, શ્રીકૃષ્ણનો પુત્ર તે સાંબ એકાગ્ર ચિત્ત થઇ ત્રણ રાત્રી ત્યાં રહ્યો તે પછી જ્યાં પવિત્ર સિંધુના તટપર સર્વ પાપને મટાડનાર ચ્યવન ઋષિના સ્થાપેલા વિષ્ણુ છે તે આશ્રમે આવ્યો, ત્યાં પણ તે યાદવે શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે યથાયોગ્ય વિપ્રોને દાન આપ્યાં અને શ્રદ્ધાપૂર્વક નિયમિત થઇ સિંધુમાં સ્નાન કરી ત્રણ રાત્રી રહ્યો. પુષ્કર તીર્થમાં રહેલા વિષ્ણુનું નિરંતર ધ્યાન કરતો તે તીર્થને માટેજ ધીમે ધીમે શાર્ણુક ક્ષેત્રમાં રહેલા પવિત્ર કુંડમાં સ્નાન કરી દેવ અને પીતૃનું તર્પણ કરવા લાગ્યો શ્રીકૃષ્ણે બતાવેલા સવિતા દેવ જે સ્થળેછે ત્યાં જઇ સાતમ અને રવિવારને દિવસ સુંદર ફળોથી સૂર્યની પ્રદક્ષિણા કરવા લાગ્યો પાપને મટાડનાર સૂર્ય દેવનું સ્થાપન કરી પરમ નિયમથી તેનું આરાધન કરવા લાગ્યો. સવાર, મધ્યાન્હ અને સાયંકાળે સુગંધી ચંદન વસ્ત્ર, પુષ્પ, ધૂપ, દીપ અને નૈવેદ્યથી તેને પ્રસન્ન કરવા લાગ્યો., અતિશ્રદ્ધા પૂર્વક સૂર્ય ગાયત્રીનો પાઠ કરતો હાથમાં ફળ લઇ જેમ જેમ સૂર્યની પ્રદક્ષિણા કરતો ગયો તેમ તેમ બુદ્ધિમાન સાંબનો કુષ્ટ રોગ મટવા લાગ્યો ભક્તિ પૂર્વક આદિત્યની આપ્રમાણે સ્તુતિ કરતો હતો.

---

૧ સિંધુ નદીને સાગરના સંગમમાં.

સૂત કહેછે—એવું કહી સંધ્યાકાળે સૂર્ય અંતર્હિત થયા તેજ રાત્રીએ જાંબુવતીના પુત્ર સાંબનો કુષ્ટરોગ મટી ગયો પ્રભાતે પોતાનું કુષ્ટ રહિત શરીર જોઇ આનંદ અને વિસ્મય પામેલો સાંબ, વાલખિલ્યોને હર્ષથી કહેવા લાગ્યો.

સાંબે કહેછે—હે મુનીશ્વરો આ વાલખિલ્યાશ્રમમાં રહેવાથી મારો કુષ્ટરોગ નિવૃત્ત થયો માટે હાથી, ઘોડા, રથ, અને રત્ન વિગેરે જે હું અહિં લાવ્યોછું તે મારૂં સઘળું સૈન્ય આપને અર્પણ કરૂંછું. આઠ હજાર ઘોડા ત્રણસો હાથી અને અશ્વસહિત છસો રથ તથા સોનામોર, મણિ, રત્નો, વસ્ત્રો, અને આભરણો હું આપને દાન તરીકે આપુંછું તે ગ્રહણ કરો એવાં સાંબનાં વચન સાંભળી સર્વ વિપ્રો કહેવા લાગ્યા.

વાલખિલ્યો કહેછે—યદુકુળને આનંદ આપનાર હે રાજન્ અમે રાજપ્રતિગ્રહ લેતા નથી. શ્રુતિ સ્મૃતિઓ રાજનું દાન લેવામાં ઘણા દોષ છે એવું દર્શાવેછે, કલ્યાણની ઈચ્છા કરનાર વિપ્રે રાજપ્રતિગ્રહનો ત્યાગ કરવો એવાં તે વિપ્રોનાં વચન સાંભળી વિસ્મય પામેલો સાંબ તેમને કહેવા લાગ્યો.

સાંબ કહેછે—હે વિપ્રવર્યો આપ મારાપર કૃપા કરી આ મારી સ્થાપેલી સૂર્યમૂર્ત્તિ મારા નામથી સાંબાદિત્ય એ રીતે લોકમાં વિખ્યાતિ પામે એવો આશિર્વાદ આપો એવી આપ કૃપાળુ પાસે મારી પ્રાર્થનાછે.

વાલખિલ્યો કહેછે--હે સુવ્રત તારી સ્થાપેલી આ સવિતા દેવની મૂર્તિ યુગ યુગમાં સાંબાદિત્ય એવે નામે ખ્યાત થશે, વિશ્વામિત્ર, અત્રિ, ભરદ્વાજ, વસિષ્ટ, ગૌતમ, અંગિરા અને ભૃગુ વિગેરે આ સાત ઋષિઓ કે જે આ આશ્રમના સભાપતિછે તેઓ આ સાંબાદિત્યની પાસે આવી રહ્યા છે માઘ સુદી પાંચમ અને સાતમ રવિવારે અહિં સૂર્યનું મહાપર્વ મનાયછે તે દિવસે અહિં અરૂણોદય સમયે સ્નાન કરી સાંબાદિત્યનું પૂજન કરવાથી, મનુષ્ય મહારોગથી મુક્ત થાયછે; ગ્રહણમાં સરસ્વતી અને કુરૂક્ષેત્રમાં સ્નાન કરવાના પુણ્યથી અહીં અધિક ફળ મળેછે, માઘમાસની સાતમને રવિવારે પુષ્કરહ્રદમાં સ્નાન કરી સાંબાદિત્યનું જેઓ પ્રણામ કરી પૂજન કરેછે તેઓ સર્વ વ્યાધિથી મુક્ત થાયછે એમાં સંશય નથી બ્રહ્માના ચરણથી ઉત્પન્ન થયેલા વિપ્રની સેવામાં પ્રીતિવાળા જે ઝરોળ વૈશ્યો અહિં સાંબાદિત્ય પાસે નિવાસ કરશે તે થોડા વખતમાં તે સાંબાદિત્યના નામથી વિખ્યાત થશે જ. સાંબાદિત્ય વૈશ્યો વર કન્યાના પાણિગ્રહણ

વખતે ભક્તિ પૂર્વક એક દ્રોણ નૈવેદ્ય કરશે તથા જેવરકન્યાનું જોડું. અહીં આવી સાંબાદિત્યનું પૂજનકરી નૈવેદ્ય કરશે તેઓ ધન ધાન્ય અને પુત્ર પરિવારનું સુખ પામશે.

સૂતકહેછે—એવાં વાલખિલ્ય મુનિઓનાં વચન સાંભળી જાંબવતી પુત્ર સાંબ, હાથ જોડી તે મુનિઓને પ્રણામ કરી પોતાની સ્થાપેલી મૂર્તિનું વિધિપૂર્વક પૂજન કરી દ્વારિકા પુરીમાં ગયો. સાંબને આવ્યો સાંભળી શ્રીકૃષ્ણ વિગેરે સર્વે યાદવો, સર્વ માતાઓ, બેહેનો, ભાઇઓ, અને બાંધવો (સંબંધીઓ) હર્ષથી સામા આવ્યા, સાંબને નીરોગી જોઇ સઘળા સંતુષ્ટ થયા, ત્યારથી માંડી મહાપાપને મટાડનાર તે પવિત્ર વાલખિલ્ય આશ્રમમાં. સાંબાદિત્ય વિખ્યાત થયા જે કોઈ પુરૂષ રવિવારે અરૂણોદય સમયે બ્રહ્મકુંડમાં સ્નાન કરી સાંબાદિત્યનું પૂજન કરે તેને કોઇ પ્રકારનો વ્યાધિ પીડા કરતો નથી તેમજ તે સાંબાદિત્યના સેવનથી સ્ત્રીઓને કોઇ દિવસે વૈધવ્ય પ્રાપ્ત થતું નથી અર્થાત્ સાંબાદિત્યની પૂજાના પ્રતાપથી સ્ત્રીઓનું સૌભાગ્ય અખંડ રહેછે તથા વંધ્યાને પણ સુંદર રૂપવાન્ અને ગુણવાન્ પુત્ર થાયછે, માઘ સુદ સાતમને રવિવારે બ્રહ્મકુંડમાં સ્નાન કરી અશોકના પુષ્પથી સાંબાદિત્યનું પૂજન કરનાર પુરૂષ શોકથી પીડાતો નથી તથા તે સંવત્સરમાં કરેલા પાપથી મુક્ત થાયછે આ સૂર્ય મૂર્તિની કથા મેં તમને કહી તેનું પૂજન અને પ્રણામ કરી આઠ પ્રદક્ષિણા કરનાર પુરૂષ અનેક ભવનાં પાપ અને કુષ્ટ રોગથી મુક્ત થાયછે જેનાં શ્રવણથી પુરૂષ કોઇ દિવસે સ્વપ્ને પણ યમપુરીને જોતો નથી સાંબાદિત્યનું માહાત્મ્ય મે તમને સવિસ્તર કહ્યું આ સાંબાદિત્યના આખ્યાનનું શ્રવણ કરનાર પુરૂષના વંશમાં કોઇ પણ કુષ્ટી થશે નહીં તથા તે સર્વ પાપથી મુક્ત થઇ સઘળી મનવાંછિત કામનાને પ્રાપ્ત થશે.

न तस्यान्वयसंभूतः कुष्टी कश्चिद्भविष्यति ॥
सर्वान्कामानवाप्नोति महापापात्प्रमुच्यते ॥ ९१ ॥

ઇતિશ્રી સ્કંદપુરાણમાના વાલખિલ્ય ખંડના ગુર્જર ભાષાંતરનો
सांबादित्य माहात्म्य નામે છત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

ऋषयऊचुः ॥ हृदस्य पुष्कराख्यस्य समुत्पत्तिं वदस्व नः ॥
यस्मिन् हृदे नरः स्नात्वासर्वपापैः प्रमुच्यते ॥ १ ॥

**ઋષિઓ કહેછે**—જેમાં સ્નાન કરવાથી મનુષ્યનાં સર્વ પાપ મટેછે તે પુષ્કર હૃદની ઉત્પત્તિની કથા અમને સારી રીતે કહો, યમુનાજી પ્રગટ થવાની તથા દુર્વાસાદિત્યનું માહાત્મ્ય સવિસ્તર કહો તમારા મુખકમળથી નીકળતી કથારૂપ અમૃતનું પાન કરતાં છતાં પણ અમને શ્રવણની તૃષ્ણા વિશેષછે.

સૂત કહેછે—હે વિપ્રો વાલખિલ્ય આશ્રમમાં સાંબાદિત્યથી દક્ષિણ દિશાએ પાપને મટાડનાર દુર્વાસાદિત્ય તીર્થછે કે જ્યાં દુર્વાસાએ નિરાહાર રહી સૂર્યને પ્રસન્ન કરવા હજાર વર્ષ સૂધી તપ કર્યું હતું. તેથી પ્રસન્ન થ- ચેલા દિવ્ય તેજવાળા સૂર્યે પ્રત્યક્ષ દર્શન આપી તે મહામુનિને વરદાન આપવા કહ્યું.

**સૂર્ય કહે છે**—સુંદર વ્રતવાળા હે બ્રહ્મન્ ઘોર તપ કરવા સાહસ કરો નહીં તમારા મનમાં જે દુર્લભ વરદાન લેવા ઇચ્છા હોય તે માગો હું તે આપીશ.

**દુર્વાસા કહે છે**—હે દેવ તમે જો વરદાન દેવા પ્રસન્ન થયા હોતા અને મને પણ આપ જો વર આપવા યોગ્ય ગણતા હો તો જયાંસૂધી પૃથ્વી રહે ત્યાં સૂધી આપ આ સ્થાનમાં સ્થિતિ કરો મારી સ્થાપેલી આ- પની સુંદર પ્રતિમા દુર્વાસાદિત્ય નામથી લોકમાં ખ્યાતિ પામે હે જગત્ પતિ દેવ ! તે મૂર્તિમાં આપ સાક્ષાત્ સાન્નિધ્ય કરો. આપની પુત્રી યમુના તથા મહાદેવ વિગેરે અહીં સ્થિતિ કરે એ વર હું માગું છું.

સૂર્ય કહેછે—હે મહામુનિ ગંગા આદિ કરોડ તીર્થો મારા વચનથી અહીં આવી સ્થિતિ કરશે તથા સર્વ દેવતા સહિત બ્રહ્માંડની મધ્યે રહેલા મારા સર્વ સ્વરૂપના મહિમા સહિત હું પણ આહિં સ્થિતિ કરીશ આ તમારા સ્થાપેલા દુર્વાસાદિત્યના દર્શનનું પુણ્ય મારા હજાર સ્વરૂપના દર્શન કરતાં કોટી ગણું મળશે તથા આ તીર્થના સેવનથી મનુષ્યોને કરોડ યજ્ઞોનું ફળ મળશે એવું કહી પોતાની પુત્રી યમુના અને સર્વ પ્રાણીઓને નિયમમાં રાખનાર ધર્મરાજાને સંભાર્યા તેવામાં યમુના દેવી કે જે નદી- રૂપે કરોડ તીર્થ સહિત પ્રાપ્ત થયાં અને કાળ દંડને ધારણ કરનાર યમરાજ પણ તેની સાથેજ પ્રાપ્ત થઇ કર્મના સાક્ષી સૂર્યને કહેવા લાગ્યા.

યમ કહેછે—જગતના પ્રભુ હે દેવ મને અને યમુનાને આપને જે કહેવું હોય તે કાર્યની આજ્ઞા કરો.

સૂર્ય કહેછે.—હે પુત્ર અહી સ્નાન કરનાર સર્વ પાપી પ્રાણીઓનાં આ તીર્થમાં રહિ પાપને દૂર કરો, તેમજ આ ક્ષેત્રમાં મારા વચનથી સાક્ષાત્ સ્વરૂપે કરી મૂર્તિમાન્ થઇ રહો. મારા ભક્ત ગૃહસ્થો[1] બ્રાહ્મણોનું સદા રક્ષણ કરવું, હે યમુને તું પણ આ દુર્વાસાના સ્થાનમાં પ્રસન્ન થઇ નિવાસ કર, દુર્વાસા સમીપ એવું કહી દેવના ઇશ્વર સૂર્ય સર્વ દેવ જોતાં અંતર્ધાન થયા, હર્ષ પામેલા દુર્વાસા જેવામાં પોતાના આશ્રમને જુએછે તેવામાં પાતાળ માર્ગે કરી પ્રાપ્ત થયેલાં યમુનાજી પુષ્કર હ્રદમાં પ્રગટ થયેલાં જોયાં તથા તે ક્ષેત્રની અંદર સ્વરૂપ ધારી યમરાજને પણ જોયા.

સૂત કહે છે—સાંબાદિત્યથી દક્ષિણ દિશાએ દુર્વાસાદિત્ય તીર્થમાં યમુનાજી પ્રાપ્ત થયાં દુર્વાસાદિત્યથી વાયુખૂણે બ્રહ્મા, વિષ્ણુને મહેશ્વરનું તે મુનિએ સ્થાપન કર્યું છે અને અગ્નિખૂણામાં ધર્મરાજાનું સ્થાપન કરેલ છે, કે જે દુર્વાસાદિત્યથી વ્યાયવ્ય ખૂણામાં ઇશાન તરફ મુખ રાખી રહ્યા છે, તથા દુર્વાસા પણ સૂર્યના ધ્યાનમાં તત્પર થઇ ઇશાનાભિમુખ રહ્યા છે પુષ્કરાદિ તીર્થો સહિત યમુના પ્રાપ્ત થયાં માટે યમુનોદ્‌ભેદ એવે નામે તે પુષ્કર હ્રદ કહેવાય છે, તે પવિત્ર હ્રદમાં સ્નાન કરી પિતૃ તર્પણ કરવાથી હજારો વર્ષ સૂધી પિતૃઓને તૃપ્તિ થાય છે, તેમજ પિંડદાન કરવાથી પિતૃઓને પરમ સંતોષ થાયછે તથા નરકમાં રહેલા પિતૃઓ મુક્ત થાય છે માઘ સુદ સાતમને રવિવારે જે મનુષ્ય નિયમ યુક્ત થઈ દુર્વાસાદિત્યનું પૂજન કરે સે બ્રહ્મહત્યાદી મહાપાપથી મૂકાય છે, વૈશાખ માસમાં તે યમુનોદ્‌ભેદમાં સ્નાન કરી ભક્તિ ભાવથી સૂર્યનું પૂજન કરે અને તે દુર્વાસાદિત્યની પાસે સહસ્રનામનો પાઠ કરે તો તે છ માસમાં મ્હોટા ભયંકર પાપથી મુક્ત થાય છે, સર્વ મંગળ માંગલ્યરૂપ સર્વ પાપને મટાડનાર દુર્વાસાદિત્ય સૂર્યનું કોણ પૂજન કરે નહી. તે સૂર્ય, અને દુર્વાસામુનિનાં દર્શનથી જેનો નાશ થાય નહી એવું કોઈ પણ ભય આ જગતની અંદર નથી કે જે મટે નહિ, તેનાં દર્શનથી સર્વ મનવાંછિતકામ પ્રાપ્ત થાય છે વંધ્યાને પુત્ર ફળ આપનાર, ભયભીતુનો ભય મટાડનાર, દરિદ્રને સમૃદ્ધિ આપનાર કુષ્ટ રોગીને પરમ દિવ્ય ઓષધરૂપ સર્વ બાલકોના ઉપદ્રવ રૂપ મારી આદિ ગ્રહો અને રાક્ષસોનું નિવારણ કરનાર, મ્હોટાં પાપને શાંત કરનાર, દુર્વાસાદિત્યનું દર્શનછે; તે સ્થળે સૂર્યને પ્રસન્ન કરવા સારૂ સુવર્ણનો અશ્વ આપવો અર્થાત્ યથાશક્તિ સુવર્ણની અશ્વમૂર્તિ કરી વેદને જાણનાર વિપ્રને આપવી એ પ્રમાણે દાન

૧ ગૃહસ્થાશ્રમી.

કરનાર પુરૂષને પૃથ્વીદાનનું પુણ્ય મળે છે તથા તે ધન, ધાન્ય, પશુ, પુત્ર અને સમૃદ્ધિનું સુખ ભોગવી પવિત્ર બુદ્ધિમાન્ રહે છે, તેમને ત્રિવિધ તાપ આદિ કોઇનો ભય થતો નથી જેના શ્રવણ માત્રથી મનુષ્યની સર્વ કામના સિદ્ધ થાય છે તે દુર્વાસાદિત્યનો મહિમા મેં તમને કહ્યો.

न भयं जायते तस्य त्रिविधं च द्विजोत्तमाः ॥
एषवः सर्व आख्यातो दुर्वासादित्यसंभवः ॥
यस्य श्रवणमात्रेण सर्वान्कामानवाप्नुयात् ॥ ४० ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો
સાડત્રીશમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ वालखिल्याश्रमे विप्रा आज्ञया पद्मजस्यच ॥
वेदानामध्ययनार्थं वालखिल्यद्विजन्मभिः ॥ १ ॥

સૂત કહેછે—હે વિપ્રો વાલખિલ્ય આશ્રમમાં બ્રહ્માની આજ્ઞાથી વેદનું અધ્યયન કરવા તે વાખિલ્ય દ્વિજોએ પોતાના આશ્રમથી દક્ષિણ ભાગમાં સરસ્વતી અને ગણપતિ સ્થાપેલાંછે, તેની પાસે કમળથી ઉત્પન્ન થયેલા બ્રહ્માનું સ્થાપન કરેલું છે, જ્યાં રહી સર્વ દ્વિજો વેદનું અધ્યયન કરેછે, જે વિપ્ર, એકાગ્ર ચિત્ત થઇ પવિત્રપણે તેરશને દિવસે તે સરસ્વતીની પાસે શાંતિપાઠ કરે તે મહાજડ હોય તોપણ ખરેખર વિદ્વાન્ થાયછે, તથા તેના વંશમાં પણ કોઇ મૂર્ખ થતો નથી, વંધ્યા, કાકવંધ્યા, મૃતપ્રજાવાળી તથા ઘણી કન્યાને ઉત્પન્ન કરનારી અને જેનો ગર્ભસ્રાવ થતો હોય તેવી જે સ્ત્રી, એકાગ્ર ચિત્ત થઇ તે ગણપતિ, સરસ્વતી અને બ્રહ્માને પ્રદક્ષિણા કરે, તે પુત્રસંતાન સુખને પ્રાપ્ત થાયછે. અજવાળી કે અંધારી ચોથને દીવસે જે ગણપતીનું પુજન કરી શાંતિપાઠ પૂર્વક એકસો આઠ પ્રદક્ષિણા કરે તેની સર્વ કામના થોડા વખતમાં સિદ્ધ થાયછે, સરસ્વતી તથા ગણપતિની પ્રદક્ષિણા કરવાંથી રોગી નિરોગી થાયછે અને કારાગ્રહમાં પડેલો બંધનથી મુક્ત થાયછે, તથા તેની સર્વ કામના સિદ્ધ થાયછે તે સ્થળે સાવધાન થઇ જે મનુષ્ય બ્રાહ્મણોને મિષ્ટાન્ન ભોજન કરાવી તૃપ્ત કરે તેના સર્વ મનોરથ પૂર્ણ થાયછે, જે નરનારી સરસ્વતીની પાસે કથાપુરાણનું શ્રવણ કરે તે ગૃહસ્થાશ્રમનાં અખંડ સુખ ભોગવેછે, તેમજ તે દેવના મહિમાથી, યુગયુગ સુધી સ્વર્ગમાં રહેછે તેમજ, સ્વામિની અપ્રીતિ પાત્ર સ્ત્રીને પણ તે સ્થળે

રહી ધર્મનું શ્રવણ કરવાથી સ્વામિના સુખની પ્રાપ્તિ થાયછે. તે સરસ્વતીના મંદિરમાં જે પુરૂષ, વિદ્યાદાન કરે એટલે પાઠશાળા વિગેરે સ્થાપે અથવા પુસ્તક વિગેરેનું દાન કરે તે શ્રદ્ધાવાન્ મનુષ્યને અશ્વમેધ યજ્ઞનું ફળ મળેછે, તેમજ વિપ્રને અર્થે ધર્મશાસ્ત્રનું દાન કરનાર પુરૂષને પણ સંપૂર્ણ અશ્વમેધ યજ્ઞનું ફળ મળેછે, તે સરસ્વતીની પાસે જે વેદાધ્યયન કરે તથા આઠમ અને ચતુર્દશીને દિવસ ઉપવાસ કરી સરસ્વતીનું સેવન કરે તેને અગ્નિષ્ટોમ યજ્ઞનું પુણ્ય મળેછે.સુગંધી પુષ્પ ચંદનથી તથા શ્વેત કમળથી સરસ્વતીનું પૂજન કરનાર પુરૂષ જન્મોજન્મ મહા બુદ્ધિશાલી અને સુંદર વાણીવાળો મહોટો વક્તા થાયછે, હે મહર્ષિઓ આ સરસ્વતીના માહાત્મ્ય સંબંધી એક પુરાતન ઇતિહાસ કહું તે સાંભળો પૂર્વે આનર્ત દેશમાં સત્યવાદી મહા ઉદાર યજ્ઞકરનાર પ્રિયવાદી સૌશીલ્ય, માધુર્ય અને ધૈર્યાદિ ગુણથી શોભતો અતિરૂપવાન્ વિનોદી વિનયવાન્ મહાશૂર, વિચક્ષણ, કીર્તિથી પ્રખ્યાત સુંદર વાણીવાળો સર્વનેવિષે સ્નેહ રાખનાર ગુણનો ભંડાર ચિત્રાંગદ નામે રાજા હતો, તેને સુંદર અંગવાળી, અતિસુરૂપ પવિત્ર મનવાળી તરૂણ એક હજાર પતિવ્રતા સ્ત્રીઓ હતી કે જે શોક્યો સરખી અવસ્થાવાળી છતાં સગી બેનોની પેઠે વર્તતી હતી તથા સર્વ પ્રકારના અલંકારવાળી પતિભક્તિમાં તનમન ધનથી તત્પર રહેતી હતી, એ રીતે તે રાજા ઉત્તમ નીતિથી પોતાનું રાજ્ય કરતો હતો તેના દેશથી થોડે દૂર એક દશારણ નામે રાજાને મનોહર સર્વ લક્ષણ સંપન્ન ચિત્રાંગી નામે કન્યા હતી જેના સરખી રૂપ લાવણ્યતાવાળી કોઇ દેવકન્યા, ગંધર્વકન્યા, અસુર કન્યા, અને નાગકન્યા પણ હતી નહી. પૂર્ણ ચંદ્રસરખા મુખવાળી સુંદર ભ્રૃકુટીથી શોભતી, પીને, નિતંબે અને કુચૈવાળી પાકેલા બિંબફળે સરખા હોઠવાળી નાજુક અંગથી રમણીય શ્યામકમળ સરખા નેત્રવાળી તથા જેના કોમળ હાથની પાતળી આંગળીઓપર રાતા નખ મણિસરખા ચળકતા હતા. તેવી શ્યામા કે જેના સુંદર ઊરૂ, બાળકહસ્તીની સુંઢ સરખા શોભતા હતા, અતિ સુંદર મનોહર અંગવાળી ચાલતી કનકનીવેલ સરખી અનુપમ રૂપથી શોભતી સુંદર વર્ણવાળી પોતાની કન્યાને યુવાવસ્થામાં આવેલી જોઇ રાજા દશારણે મનમાં વિચાર કર્યો કે આ કન્યા, મારે કોને આપવી.સ્વાર્થના લોભથી જે પુરૂષ પોતાની કન્યા અયોગ્ય વરને આપેછે

૧ પુષ્ટ. ૨ કટિભાગ. ૩ સ્તન. ૪ પાકેલાં ઘીલાં.

તે નરકમાં જાયછે એવું મનુએ કહ્યુંછે તેમજ જ્યાં સુધી કન્યા કિશોર વયનું ઉલ્લંઘન કરે નહીં ત્યાં સૂધી પિતાએ સદા યત્નથી તેનું રક્ષણ કરવું.

સૂત કહેછે—એ રીતે ઘણો વિચાર કરી સભામાં બેઠેલા પોતાના સુજ્ઞ પ્રધાનોને બોલાવી કહેવા લાગ્યો.

દશાર્ણ રાજા કહેછે—હે મંત્રીઓ તમે મારા વચનથી તત્કાળ ચિત્રાંગી માટે યોગ્ય વર શોધવા જાઓ. રૂપગુણ અને લાવણ્યતાથી યોગ્ય સુંદર વર જોઇ લાવો એવાં રાજાનાં વચન સાંભળી, સઘળા મંત્રીઓ પૃથ્વી-પર રહેલા, રૂપ ઔદાર્યાદિ ગુણ અને યુવાઅવસ્થાવાળા અનેક રાજાને જોવા લાગ્યા પરંતુ કન્યાના રૂપગુણ અને લાવણ્યતા પ્રમાણે કોઇનું સૌશીલ્ય દીઠું નહીં. ત્યારે નિરાશ થઇ પાછા આવી રાજા દાશાર્ણને કહેવા લાગ્યા.

મંત્રીઓ કહેછે—હે રાજન્ રૂપ ગુણ અને યુવાવસ્થાવાળા અનેક રાજા અમે જોયા, જે રૂપવાન્ હતા તે ગુણહીન હતા અને ગુણવાન હતા તેઓ રૂપરહિત જણાતા હતા. આપની પુત્રી સરખો ગુણી રૂપવાન્ કોઇ પણ યોગ્ય રાજા અમને મળ્યો નહી એવાં પ્રધાનનાં વચન સાંભળી અતિ ચિંતામાં પડેલો રાજા મનમાં વિચાર કરવા લાગ્યો કે આ પ્રસન્ન સુખ-વાળી રૂપાળી કન્યા મારે કોને આપવી. એમ કરતાં તેને ઘણો કાળ વિતી ગયો પણ તે કન્યાને યોગ્ય ઉત્તમવર તે રાજાના જોવામાં આવ્યો નહીં ત્યારે તે પોતાની પુત્રી પ્રત્યે કહેવાં લાગ્યો કે, હે પૂત્રિ! ઋષિઓએ પૂર્વે કહેલું છે કે મ ાતાપિતાની આજ્ઞાથી કન્યાએ મનોવાંછિત વર વરવો; હે પૂત્રિ તારા સર ા સુરૂપ કોઇ પણ યોગ્ય વર મને મળ્યો નહી માટે શો ઉપાય? તું સ્વય ંવરથી યોગ્ય વરને વર, જેથી મને કોઇ પ્રકારનો દોષ લાગે નહી એવાં પિતાનાં વચન સાંભળી શરમાયેલી કન્યા મનમાં હસી નિચું મુખ કરી બોલ્યા વિના ઊભી રહી, ત્યાર પછી તેણે પોતાની સખીને કહ્યું કે હે સુ[1] કયા ઉપાયથી મને સારો વર મળે તે કહે એવાં રાજકન્યાનાં વચન સાંભળી સખીએ કહ્યું. હે રાજપુત્રિ તમે નિત્ય ભક્તવત્સલ અંબિ-કાનું પૂજન કરો તેથી તમને યોગ્ય વર મળશે એવાં સખીનાં વચન સાં-ભળી હર્ષ પામેલી તે ચિત્રાંગી નામે રાજકુમારી નિત્ય દિવ્ય ચંદન અને પુષ્પથી અંબિકાનું પૂજન કરવા લાગી પ્રસન્ન થયેલાં અંબિકા જે દિશાએ

---

૧ સુંદર ભૃકુટીવાળી., સુદર.

વર મળવા આશિષ આપે તેજ વરને મારે વરવું એવો સંકલ્પ કર્યો ત્રણે કાળ વિધિપૂર્વક તે રાજકન્યા અંબાની પુજા કરવા લાગી. ત્યારે પ્રસન્ન થયેલાં અંબિકાએ તે કન્યાને ચિત્રાંગદ રાજા, તારો પતિ થશે એવી આશિષ આપી દક્ષિણદિશાએથી પુષ્પ આપ્યું.

**સૂત કહેછે**—ત્યારે ગૌરીને પ્રણામ કરી તે રાજકન્યા ચિત્રાંગદ રાજાને ઘેર પ્રાપ્ત થઇ, તેને પ્રતિહારી (છડીદાર) સ્ત્રીએ અંતઃપુરમાં જતી રોકી ત્યારે તે પ્રતિહારી પ્રત્યે આ પ્રમાણે કહેવા લાગી.

**ચિત્રાંગી કહેછે**—હે પ્રતિહારી તમે જઇ રાજાને મારા સમાચાર કહો કે હે નૃપવર્ય ! હું તમને ઇચ્છાવર વરવા આવી છું માટે આપ મારૂં પાણિગ્રહણ કરો એવાં રાજકન્યાનાં વચન સાંભળી પ્રતિહારી રાજા પાસે જઇ મધુરવાણીથી રાજકન્યાનાં સુંદર વચન કહેવા લાગી.

**પ્રતિહારી કહેછે**—હે રાજન્ ! રૂપ અને ગુણથી યુક્ત સુંદર કટિ પશ્ચાત્ ભાગવાળી કોઇ કન્યા બહાર દ્વારપર આવી છે તે આપને વરવા ઇચ્છેછે માટે આપની જે ઇચ્છા હોય તે આજ્ઞા કરો. એવાં સહચરીનાં વચન સાંભળી રાજાએ કહ્યું કે મારે તરૂણ વયવાળી સુંદર હજાર સ્ત્રીઓ છે તું કોઇ બીજા મનવાંછિત વરને વર; એવું કહે. એવાં રાજાનાં વાક્ય સાંભળી પ્રતિહારી એકદમ બહાર આવી રાજાના કહેવા પ્રમાણે તે ચિત્રાંગી પ્રત્યે કહેવા લાગી તે સાંભળી રાજ કન્યાએ ફરીથી પ્રતિહારીને કહ્યું કે તમે મારાં આ વાક્ય રાજા પાસે જઇ નિવેદન કરો, ઈચ્છિત વરની પ્રાપ્તિ થવા મેં અંબિકાનું પુજન કર્યું હતું, તેણે આશિષમાં ચિત્રાંગદરાજા તારો પતિ થશે એવું કહી દક્ષિણ દિશામાં તમને ઉદ્દેશી મને દેવીએ પુષ્પ આપ્યુંછે માટે આપજ મારા પતિ છો. તે સંકલ્પ સિદ્ધ કરવા હું અહિં આપની પાસે આવી છું અને તે દેવીના વચનથીજ હું આપની સાથે સ્વયંવર કરવા ઉત્સાહી થઇ છું માટે હે રાજેંદ્ર! મારો સ્વીકાર કરો, નહિં તો હમણાં હું અગ્નિમાં પ્રવેશ કરીશ એ રીતે તે ચિત્રાંગી નામની રાજકન્યાએ ત્રણવાર રાજપુત્રને કહેવરાવ્યું. તે સાંભળી રાજાએ કહ્યું કે જેમ તારી ઇચ્છા હોય તેમ કર.

**સૂત કહેછે**—ત્યાર પછી વેદમાં કહેલા વિધિપૂર્વક રાજા ચિત્રાંગદે કુળ, રૂપ, ગુણ અને શીલ સહિત તે ચિત્રાંગી સાથે લગ્ન કર્યું ત્યારે પહેલી હજાર સ્ત્રીઓ કરતાં આ ચિત્રાંગી ઉપર રાજાનો અધિક સ્નેહ થવા લાગ્યો,

તેનું શીલ, રૂપ અને ઔદાર્ય તથા ચાતુર્ય જોઇ રાજા તેમાં અત્યંત આસક્ત થયો એ રીતે બંનેનો પરસ્પર સ્નેહ અતિશય ગાઢ થયો, એકાંતમાં તે રાજકન્યાની સ્નેહ પૂર્વક સેવાથી રાજા અત્યંત સંતોષ પામ્યો, ભાગ્યશાલી પુરૂષનેજ સુશીલ સુંદરી પ્રાપ્ત થાયછે, ઇંદ્ર સરખી કાંતિવાળા તે ચિત્રાંગદ રાજાને સ્નેહ ચાતુરીથી ભરેલા મનોહર હાવ ભાવથી અને ભોગ વિલાસથી રાજકન્યા રંજન કરવા લાગી; રતિસુખમાં આસક્ત થયેલો રાજા બીજી સ્ત્રીઓને વિસરી ગયો તેની સાથે યથેચ્છ રમણ કરતાં અને નાનાં પ્રકારના શિશિર, વસંતઆદિ ઋતુ કાળને ઉચિત કામક્રીડા કરતાં ઘણાં વરસો વિતિ ગયાં દીવસને રાત્રી અને રાત્રિને દીવસ માનવા લાગ્યો, એકને ઠેકાણે દશ. દશને ઠેકાણે સો, સોને સ્થળે હજાર, હજારને સ્થળે લાખ જે માગે તે તેને આપવા લાગ્યો એ રીતે બંને સ્નેહમાં લપટાતાં, રાજા, રાજ, પાટ, ધન, રાણીઓ અને રાજસમૃદ્ધિ વિગેરે વિસરી ગયો, અનેક કાર્યોને પડતાં મૂકી તે સ્ત્રીમાં લીન થઈ ગયો, પતિ સેવાનું કાર્ય કરતી તે રાજકન્યા, નિત્ય વાલખિલ્ય આશ્રમમાં જઇ સરસ્વતીની પાસે રહી તેનું વારંવાર ધ્યાન કરતી હતી તથા ધૂપ, દીપ અને નૈવેદ્ય વિગેરેથી તેનું પૂજન કરી એકસો આઠ પ્રદક્ષિણા કરી ત્યાં બે પહોર રોકાતી હતી, એ રીતે પ્રતિદિવસ વિધિપૂર્વક રાણી નિયમ પાળતી હતી, તેથી મધ્યાન્હે પોતાને ઘેર આવતી હતી સુંદર વર્ણવાળી તે રાજકન્યાને આવેલી જોઇ અત્યંત વિસ્મય પામેલો રાજા ચિત્રાંગદ, એક દિવસે તેને આવાં વાક્ય કહેવા લાગ્યો.

ચિત્રાંગદ કહેછે—સુંદર ભ્રૂકુટીવાળી હે સુંદરિ ! હમેશાં તું ક્યાં જાયછે. હે કાંતે ! અહિં ઘેર રહી પૃથ્વી, સુવર્ણ, વસ્ત્રો, અને રત્નો વિગેરેનાં વિવિધદાન આપો બીજે સ્થાને જવું નહીં, હે સુભ્રૂ ! તારા વિરહથી એક મુહૂર્ત પણ હું રહી શકતો નથી તો બે પહોર કેમ રહેવાય. સ્વામિની સેવા કરવી અને તેની આજ્ઞામાં રહેવું એજ સ્ત્રીઓને મુખ્ય દાન વ્રત, તપ, ધર્મ, શૌર્ય, અને તીર્થાટનછે, હે હઠીલી હવેથી તારે મારા વાક્ય પ્રમાણે કરવું.

સૂત કહેછે—એવાં રાજાનાં વચન સાંભળી ગજ સરખું ગમન કરનારી રાજકન્યા ચિત્રાંગી હસી રાજાને કહેવા લાગી.

ચિત્રાંગી કહેછે—હે રાજન્ હમેશાં વાલખિલ્ય આશ્રમમાં મારે કાંઇ બીજા કારણથી જવુ પડેછે તેમાં તમારે રોકવી નહીં એવાં તે રાજા

કન્યાનાં વચન સાંભળી વિસ્મય પામેલો રાજા પોતાની પ્રિયાને જવાનું કારણ શું ? એ રીતે પૂછવા લાગ્યો.

ચિત્રાંગદ કહેછે—હે પ્રિયે હમેશાં નિયમપૂર્વક તું વાલખિલ્ય આશ્રમમાં જાયછે તેનું કારણ કહે. એવાં રાજાનાં વચન સાંભળી હસી કટાક્ષ કરી રાજકન્યા વિનયથી કહેવા લાગી.

ચિત્રાંગી કહેછે—હે રાજેંદ્ર ! જોકે તે કારણ કહેવા જેવું નથી તો પણ આપની આજ્ઞા થઇ તેથી કહેવું જોઇએ. હે સુવ્રત, પૂર્વે વાલખિલ્ય આશ્રમમાં સરસ્વતીની સમીપ હું મેના હતી ત્યારે તે મંદિરમાં સ્થાન કરી રહેતી હતી એવામાં ક્રૂર ચેષ્ટાવાળો અને મ્હોટા શરીરવાળો નાના પ્રકારના પ્રાણીઓને ઉપાડી જનાર એક સિચાણો મારૂં ભક્ષણ કરવા મારી પાછળ દોડયો ત્યારે તે ખળના ભયથી હું પક્ષીપણામાં, અજાણ્યાં, તે સરસ્વતીની એકસોઆઠ પ્રદક્ષિણા કરવા લાગી, આગળ હું અને પાછળ તે ધાતકી સિચાણો હતો. તેણે મને પોતાની ચાંચમાં દબાવી ત્યારે ભયથી વિહ્વળ થયેલી હું ચીસો પાડતી હતી તેટલામાં મનુષ્યોએ મને તે દુષ્ટની ઝપટમાંથી મૂકાવી હે સુવ્રત ! શિચાંણાના ભયથી ચૈત્ર સુદ તેરસને દિવસે વાલખિલ્ય આશ્રમમાં સરસ્વતીની એકસોઆઠ પ્રદક્ષિણા કરી હતી તે પુણ્યના મહિમાથી હું આ ભવમાં દાશાર્ણ રાજાને ઘેર રૂપ અને ગુણથી યુક્ત યશવાળી જન્મી છું. હે રાજેંદ્ર બીજું કારણ કહું તે સાંભળો અનેક જીવોને હણનાર તે શિચાણો તમે હતા, હે સ્વામિન્ પાપના યોગથી તમને તે વાતનું જ્ઞાન રહ્યું નથી, સરસ્વતીને એકસો આઠ પ્રદક્ષિણા તમે પૂર્વ ભવમાં કરી હતી તે પુણ્યના યોગથી તમને આ રાજ્ય પ્રાપ્ત થયું છે અને મને એ પૂર્વજન્મનું સ્મરણ રહેવાનું તથા આપની સાથે પાણિગ્રહણ થવાનું પણ એજ કારણછે હે રાજન્ પૂર્વના સુકૃતથી આપણને આ સુખ મળ્યાંછે માટે વાલખિલ્ય આશ્રમમાં નિરંતર નિયમપૂર્વક જઇ સરસ્વતીના ચરણ કમળનું પુજન કરી ધૂપ, દીપ, નૈવેદ્ય અને પ્રદક્ષિણા વિગેરે હું કરૂં છું, ત્યારથી સરસ્વતી, ગણપતિ અને બ્રહ્માનું નાનાપ્રકારનાં ચંદનથી વિધિ પૂર્વક પુજન કરૂં છું, એ આશ્ચર્ય સાંભળી રાજા ચિત્રાંગદ સ્ત્રી સહિત પવિત્ર વાલખિલ્ય આશ્રમમાં જઇ વિધિપૂર્વક ગણપતિ, સરસ્વતી, અને બ્રહ્મા વિગેરેનું પૂજન કરી નિત્ય શ્રદ્ધાથી વિપ્રોને ઘણાં દાનો આપવા લાગ્યો, એ રીતે ઘણા કાળ સુધી આ લોકનાં સુખ ભોગવી અંતે સ્ત્રી અને પરિવાર સહિત બ્રહ્મલોકમાં ગયો.

સૂત કહેછે—હે વિપ્રો એકાગ્ર ચિત્ત થયેલો જે કોઇ પુરૂષ ચૈત્ર માસની અજવાળી તેરશ કે ચતુર્દશીને દીવસે, સરસ્વતીની પૂજા કરી દીપમાળા કરી, પ્રદક્ષિણા કરે તે જડ પણ મહોટો વિદ્વાન્ થાયછે. એક વર્ષ સૂધી જગદંબિકાનું પૂજન કરી સરસ્વતીની પાસે બ્રાહ્મી ચૂર્ણનું પ્રાશન કરી આરાધન કરશે તે પોતે મહોટો બુદ્ધિશાળી વિદ્વાન્ થશે તથા તેના વંશમાં કોઈ પણ મૂર્ખ થશે નહીં, પાપને મટાડનાર આ પવિત્ર આખ્યાનનું શ્રવણ કરવાથી અતિ જડ બુદ્ધિવાળો પણ ખરેખર વિદ્વાન્ થાયછે તથા સરસ્વતીના પ્રસાદથી તેના સઘળા મનોરથો સિદ્ધ થાયછે.

महाजाड्ययुतोजंतुः सविद्वान् भवति ध्रुवं ॥
सर्वान्कामानवाप्नोति सरस्वत्याः प्रसादतः ॥ ११४ ॥

ઇતિશ્રી સ્કંદ પુરાણમાના વાલખિલ્ય ખંડના ગુર્જર ભાષાંતરનો
આડત્રીશમો અધ્યાય સંપૂર્ણ,

---

सूत उवाच ॥ वालखिल्याश्रमे ख्यातं लिंगं कापालिकेश्वरं ॥
कापालिकैः शिवगणैः स्थापितं द्विजसत्तमाः ॥ १ ॥

સૂત કહેછે—વાલખિલ્ય આશ્રમમાં શિવના કાપાલિક ગણોએ સ્થાપેલું કાપાલિકેશ્વર નામે સર્વ પાપને મટાડનાર વિખ્યાત શિવલિંગ તે આશ્રમથી પૂર્વ ભાગમાંછે તેના પાસે દત્તેશ્વર નામે પ્રસિદ્ધ શિવલિંગછે કે જેના દર્શન માત્રથી સર્વ પાપનો ક્ષય થાયછે તથા તેના પુજનથી અપાર સમૃદ્ધિ પ્રાપ્ત થાયછે.

ઋષિઓ કહેછે—દેવના દેવ મહેશ્વર કાપાલિક ( ખપરને ધરનાર ) કેમ થયા હતા અને તેમના ગણો પણ કાપાલિક શા સારૂ થયા હતા, તથા તેમણે કાપાલિકેશ્વરની સ્થાપના શું કરવા કરી હતી. એ મહાશ્ચર્યકારી કથા અમને સવિસ્તર કહો.

સૂત કહેછે—હે ઋષિઓ ! જે સાંભળવાથી સર્વ પ્રાણીઓને મોટું આશ્ચર્ય થાયછે એવી આ પુરાતની કથા તમે સર્વે શ્રવણ કરો. પૂર્વે પ્રલય વખતે સમુદ્રના જળમાં સ્થાવર જંગમાદિ સર્વ લોક, ચંદ્ર સુર્ય નક્ષત્ર, વાયુ અને અગ્નિ નષ્ટ થઈ જળમાં નિમગ્ન થઇ ગયા હતા, સૂર્ય ચંદ્ર આદિ ગ્રહો જળમાં ડુબી જવાથી ચોતરફ સઘળી દિશામાં અંધકાર ફેલાઈ ગયું હતું તેથી ભાવ અભાવ રહિત કાંઇપણ જાણવામાં આવી શકે નહી તેવું

અતર્ક્ય, અચિંત્ય, સર્વ વિશ્વ, અંધકારમય થઇ ગયું હતું. તેમાં હજાર વર્ષની રાત્રિ પડતાં, ભગવાન્ શયન કરી સુતા હતા. રાત્રિનો અંત થતાં એટલે દીવસે રાજસી રૂપનો આશ્રય કરી સર્વ લોકને સ્રજવા લાગ્યા, ત્યારે વેદ અને વેદના અંગને પાર પામનાર ચરાચર જગતને અદ્ભુત દર્શન આપનાર બ્રહ્મા પંચમુખ થયા હતા, તેમજ તે વખતે બીજા ત્રિલોચન શૂળ-ધરનાર, જટાજૂટવાળા અક્ષ માળાને ધારણ કરનાર બીજા તમોગુણમય રૂદ્ર દેખાયા, ત્યારે પરમાત્માએ મહા ભયંકર અહંકારને ઉત્પન્ન કર્યો. જેથી તે બ્રહ્મા અને મહાદેવ આક્રાંત થયા, અહંકારથી દબાયેલા રૂદ્રે બ્રહ્માને કહ્યું કે તું કોણછે ? અહિં ક્યાંથી આવ્યો ? તને કોણે ઉત્પન્ન કર્યોછે તે મને કહે. ત્યારે અહંકારથી પરાભવ પામેલા બ્રહ્માએ પણ રૂદ્રને કહ્યું કે તમે કોણછો તથા તમારાં માતા પિતા કોણછે. તમે અહી ક્યાંથી આવ્યા, તે કહો ? એ રીતે અન્યોન્ય બ્રહ્મા અને રૂદ્રને કંકાસ વધે તેવો મહોટો વિવાદ થયો તે વખતે તેના ક્રોધથી ઉત્પન્ન થયેલા નારદ, આકાશમાં રહી વીણા વગાડી આલાપ કરતા હતા, માનવાળા બ્રહ્માએ જીતેલા મહાદેવ, નીચું મુખ કરી રાહુથી દબાયેલા ચંદ્રની પેઠે દીન થઈ રહ્યા પરમ પૂજ્ય બ્રહ્મદેવે લોકના પતિ મહાદેવનો પરાજય કર્યો ત્યારે ક્રોધના આવેશમાં આવેલું બ્રહ્માનું પાંચમું મુખ શિવને કહેવા લાગ્યું કે હે ત્રિલોચન ! હું તને તમો મૂર્તિને જાણુંછું, પોઠીયાપર ચડનાર લોકોનો ક્ષય કરનાર તું દિગંબર છે. એવું કહ્યું તેટલામાં ક્રોધ પામેલા શંકર, ભયંકર નેત્રથી તેને બાળવાની ઇચ્છા કરતા હોય તેવા અતિ ઉગ્ર દેખાવા લાગ્યા. તે ક્રોધથી શંકરનાં, વિલક્ષણ, ધોળું, રાતું, પીળું સુવર્ણ સરખું અને કાળું તથા પીંગળી જટા-વાળું એવાં પાંચ મુખ થયાં. સૂર્ય સરખા પ્રકાશિત શંકરના મુખને જોઇ બ્રહ્માનું પાંચમું કપાલ, ક્રોધથી તેને કહેવા લાગ્યું કે જળને અથડાતાં તેમાંથી ઘણા પરપોટા ઉત્પન્ન થાયછે પણ તેમાં શો પરાક્રમ હોયછે, એવાં બ્રહ્માનાં વચન સાંભળી ક્રોધ પામેલા મહાત્મા શંકરે નખના અગ્રભાગેકરી બ્રહ્માનું કઠોર ભાષણ કરનારૂં પાંચમું મુખ છેદી નાખ્યું તે બ્રહ્મકપાલ શિવના હાથપર ચોટી રહ્યું પહેલાં જણે શિવની નિંદા કરી હતી તે બ્રહ્માનું પાંચમું મસ્તક, શંકરના ડાબા હાથમાં ચોટી રહ્યું તેથી તે કોઈ દિવસે પણ હેઠું પડતું ન હતું, કોઈ વખતે ફરતાં ફરતાં દૈવયોગથી મહાદેવ ગણો સહિત વાલખિલ્ય આશ્રમમાં પ્રાપ્ત થયા બ્રહ્મકપાલને ધારણ કરનાર દિગંબર

મહાદેવ તે ક્ષેત્રમાં હજાર વર્ષ રહ્યા તેથી તે કાપાલિક કહેવાયા જ્યારે તે કપાલ હાથમાંથી પડયું નહીં ત્યારે શંકર ખેદ પામ્યા તે વખતે તે પવિત્ર ક્ષેત્રના મહિમાથી આકાશવાણી કહેવા લાગી કે હે શંભુ, બ્રહ્મકુંડમાં સ્નાન કરી ચક્રધારી વિષ્ણુનું દર્શન કરો તે ક્ષણે તમારૂં બ્રહ્મકપાલ મુક્ત થશે; એવાં વચન સાંભળી તે ત્રિપુરારિ મહાદેવે બ્રહ્મકુંડમાં સ્નાન કરી ચક્રધારી વિષ્ણુનું દર્શન કર્યું તે ક્ષણેજ શંકરના હાથથી તે કપાળ પડી ગયું, શિવે મૂકેલા કપાલને તેના ગણોએ ધારણ કર્યું તે ઉત્તમ ગણો કાપાલિક એવા નામથી ખ્યાત થયા તેમણે તે આશ્રમમાં કાપાલેશ્વર મહાદેવનું સ્થાપન કર્યું.

શૌનક કહેછે—હે સૂત શંકરનું તજેલું બ્રહ્મકપાલ તે ગણોએ કેમ લીધું? તથા તેણે ક્યા ઉપાયથી ધારણ કર્યું એ અમને કહો.

સૂત કહેછે—જ્યારે મહેશ્વર શંભુ તે ક્ષેત્રનો ત્યાગ કરી બહાર જવાં લાગ્યા ત્યારે તે બ્રહ્મકપાલ, શંકર પાછળ આવતું હતું તે જોઇ ગણોએ મહાદેવને કહ્યું કે હે ભગવન્ તે કપાલ પાછું આવ્યુંછે તે સાંભળી શિવે ગણને કહ્યું કે તે કપાલને ક્ષેત્રમાં લઇ જઇ મારા અંશરૂપ કપાલેશ્વરનું તમે સ્થાપન કરો એ રીતે શંકરે તજેલા તે બ્રહ્મકપાલને મંત્રથી પવિત્ર કરી તેનું ગ્રહણ કરી કપાલેશ્વ નું સ્થાપન કરયું; એથી તે કપાલેશ્વરનાં દર્શન કરવા માત્રમાં મનુષ્યનાં સર્વ પાપનો ક્ષય થાયછે; ચૈત્ર સુદી ચઉદશને દીવસે કમળો અને દમનકાએકરી કાપાલકેશ્વરનું પૂજન કરનાર મનુષ્યોને ત્રણ વર્ષ સુધી તે ક્ષેત્રમાં રહી શિવનું દર્શન કરવાથી પ્રાયશ્ચિત્તનું (પાપ નિવારણનું) પુણ્ય મળેછે, વેદના પાર પામનાર બ્રાહ્મણને સુવર્ણનું દાન આપનાર પુરૂષને પૃથ્વી દાનનું ફળ મળેછે સાત જન્મથી ભેળાં થયેલાં પાપને ક્ષણ માત્રમાં દૂર કરેછે તથા તે જે કામનાની ઇચ્છા કરે તે સઘળી કામના સિદ્ધ થાયછે પાપને મટાડનાર કપાલેશ્વરનું માહાત્મ્ય મેં તમને કહ્યું જે લિંગનાં દર્શનથી મનુષ્ય ચોરાશી લક્ષ યોનીવાળા ભવના ફેરામાં ભટકતો નથી. હે વિપ્રેંદ્રો દત્તેશ્વરનો મહિમા કહું તે સાંભળો તે વાલખિલ્ય આશ્રમમાં પુર્વે દત્તાત્રેય મુનિએ નદીના તટપર પરમ પાવન શિવલિંગનું સ્થાપન કરી દિવ્ય ચંદન પૂષ્પથી પુજન કરી દેવનાં હજાર વર્ષ સૂધી તપ કર્યું હતું તેથી પ્રસન્ન થયેલા મહાદેવ પ્રગટ દર્શન દેઇ કહેવા લાગ્યા કે હે સુવ્રત! વરદાન માગો.

દત્તાત્રેય કહેછે—હે મહેશ્વરે આ આશ્રમમાં સ્થાપેલું લિંગ દત્તેશ્વર એવે નામે વિખ્યાત થાય, હે દેવેંદ્ર આનું પૂજન કરનાર મનુષ્યોનાં સેકડો જન્મનાં પાપ દૂર થાય તે સાંભળી દેવના દેવ ઇશ્વર મહાદેવ, તથાસ્તુ કહી અંતર્હિત થયા. હે વિપ્રો બેઉ પક્ષની ચતુર્દશીને દીવસે જે મનુષ્ય, શ્રદ્ધાપૂર્વક વિધિથી પંચામૃતેકરી તે દત્તેશ્વરનું પૂજન કરશે તેમના હજાર જન્મોનાં પાપ દૂર થશે. કપાલેશ્વર અને દત્તેશ્વરનું માહાત્મ્ય જે પુરૂષ ભક્તિથી શ્રવણ કરેછે તેઓ બ્રહ્મલોકમાં જાય છે.

कपालेशस्य माहात्म्यं दत्तेश्वरसमुद्भवं ॥
यः शृणोति नरोभक्त्या ब्रह्मलोकेमहीयते ॥ ८२ ॥

ઇતિશ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડમાં कपालेश्वर दत्तेश्वर माहात्म्य વર્ણન નામે ઓગણચાળીશમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ वालखिल्याश्रमे विप्रा उत्तरेश्वरमुत्तमं ॥
उत्तरया स्थापितं हि लिंगमीशानकोणके ॥ १ ॥

સૂત કહે છે—હે વિપ્રો વાલખિલ્ય આશ્રમના ઇશાન ખૂણામાં ઉત્તરાએ સ્થાપેલા ઉત્તમ ઉત્તરેશ્વર મહાદેવ છે. જેના દર્શનથી મનુષ્યને પૂર્વ જન્મનું સ્મરણ થાય છે.

શૌનક કહે છે—પતિવ્રતા ઉત્તરા કેની પુત્રી હતી તથા તે કેની સ્ત્રી હતી કે જેણે તે પવિત્ર વાલખિલ્ય આશ્રમમાં શિવલિંગનું સ્થાપન કર્યું હતું. હે લોમહર્ષણના પુત્ર સૂત, તે અમને તત્વથી સવિસ્તર કહો.

સૂત કહે છે—વિરાટ નગરમાં સર્વ લક્ષણયુક્ત પરમ ધાર્મીક વિરાટ એવે નામે રાજા હતો તેની તે ઉત્તરા વિશ્વવિખ્યાત પુત્રી હતી દિવ્ય અંગ અને સુંદર મુખવાળી નાના પ્રકારના અલંકારથી શોભતી, તે કન્યા પાંડુ પુત્ર અર્જુનના પુત્ર અભિમન્યુને પરણાવી હતી. સુશીલ, સુરૂપ અને કીર્તિ શાળી યોગ્ય વર અભિમન્યુ તેનું પાણિગ્રહણ કરી ઘેર આવ્યો હતો ત્યારપછી થોડા વખતમાં કૌરવ પાંડવોને મહોટું યુદ્ધ થયું હતું. રોમાંચને ઉભાં કરાવનાર દારૂણ સંગ્રામમાં અભિમન્યુ મરણ પામ્યો તે સાંભળી વિરાટ પુત્રી ઉત્તરા સ્વામિના વિરહથી દુઃખ પામેલી અને શોકથી વિહ્વળ થયેલી તે બાળા અત્યંત રૂદન કરવા લાગી ત્યારે દ્રૌપદી ત્યાં વેગથી આવી તેને કહેવા લાગી કે હે ભદ્રે આ મામા સસરા શ્રીકૃષ્ણ મધુસૂદન અહિં આવેછે,

ગોવિંદને પધારેલાજોઇ અતિ દીનપણે રૂદન કરી આંખમાંથી પડતાં આં-સુને લુછી વિનયથી કહેવા લાગી હે ભગવન્ દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થા-માના બ્રહ્માસ્ત્રથી આ મારો ગર્ભ દગ્ધ થાય છે તેનું આપ રક્ષણ કરો. ગર્ભમાં રહેલા આ બાળકનો બ્રહ્માસ્ત્રથી નાશ કરી દુર્બુદ્ધિ દ્રોણપુત્ર શું ફળ ભોગ-વશે; આવા બાલઘાતના ક્રૂરકર્મથી તેને શું મળશે ! હે કેશવ આ બાલકથી મારા ઘણા મનોરથ પૂર્ણ થશે એવું મેં ધાર્યું હતું પરંતુ તે સઘળા નિર્દય અશ્વત્થામાએ હણી નાખ્યા. હવે હું શી રીતે જીવી શકીશ. એવાં ઉત્ત-રાનાં વચન સાંભળી સર્વ દુઃખને હરનાર મહાદયાળુ હરિયે પોતાના તેજથી પ્રદીપ્ત થયેલા ચક્રેકરી ગર્ભમાં રહેલા બાળનું રક્ષણ કર્યું. હે વિપ્રો જ્યારે શ્રીકૃષ્ણે તે બ્રહ્માસ્ત્રને પાછું વાળ્યું ત્યારથી તેજથી પ્રદીપ્ત થયેલો બાળક, ઉદરમાં વૃદ્ધિ પામ્યો. સમય આવ્યે તે ઉત્તરાને પુત્ર ઉત્પન્ન થયો સઘળું કુળ પરિક્ષીણ થતાં તે અભિમન્યુનો પુત્ર જન્મ્યો તેથી તેનું પરિક્ષિત એવું નામ રાખ્યું. પિતાની પેઠે તે પ્રતિદિવસ વધવા લાગ્યો. તરૂણાવસ્થામાં આવેલો તે ધર્મને જાણનાર રાજા પરિક્ષિત, સકળ પૃથ્વીનું પાલન કરી રાજ્ય કરવા લાગ્યો સ્વામિના શોકથી પરિતાપ પામેલી ઉદાસી મનવાળી ઉત્તરાએ પવિત્ર એવાં અનેક પુરાણોનું શ્રવણ કર્યું ત્યારે ઇતિહાસ સહિત સંપૂર્ણ સ્કંદપુરાણ સાંભળ્યું તેમાં શિવ પાર્વતીનો વિવાહ વાલખિલ્ય મુ-નિની ઉત્પત્તિ સર્વ પવિત્ર તીર્થોમાં પરમ પાવન અતિશ્રેષ્ટ યોગીઓને મો-ક્ષદાયક વાલખિલ્ય આશ્રમનું અતુલ્ય માહાત્મ્ય સાંભળી તેના મનમાં અ-ત્યંત ઉત્સાહ થયો ત્યારે હાથી, ઘોડા, રથ, વસ્ત્ર, રત્ન, ગાયો, સુવર્ણ અને પુષ્કળ દ્રવ્ય લઇ પવિત્ર શાર્ણુક ક્ષેત્રની અંદર અર્ણુનાશા નદીના તીરપર રહેલા વાલખિલ્ય આશ્રમમાં પ્રાપ્ત થઇ વિચાર કરવા લાગી કે આ મનો-હર સ્થાનમાં મારે કયે સ્થળે શિવલિંગનું સ્થાપન કરવું ? અહીં બ્રહ્મર્ષિ રા-જર્ષિ અને દેવર્ષિ વગેરે બીજા રાજાઓ અને દેવતાઓનાં સ્થાપેલાં અનેક શિવલિંગથી આ આશ્રમ વ્યાપ્ત છે એવું જાણી વાલખિલ્ય મુનિઓની પાસે જઇ પ્રણામ કરી આવાં વાક્ય કહેવા લાગી.

ઉત્તરા કહે છે—હે મુનીશ્વરો ! હે પરમ પાવન વિપ્રો ! આ વાલખિલ્ય આશ્રમનો સુંદર મહિમા સાંભળી તપનો નિશ્ચય કરી હું અહીં આવી છું પરંતુ મહેશ્વરની સ્થાપના કરી તપ કરૂં એવું ખાલી સ્થાન મારા જોવામાં આવતું નથી.

સૂત કહે છે—એવાં તેનાં વચન સાંભળી વાલખિલ્ય મહર્ષિઓએ ઇશાન ખૂણામાં સ્થાન આપ્યું ત્યાં શિવલિંગનું સ્થાપન કરી સાત દિવસ સુધી અન્ન જળનો ત્યાગ કરી નિયમથી વિધિપૂર્વક શિવપૂજન કરી ઉગ્ર તપ કરવા લાગી દુઃખને મટાડનાર શિવના આરાધનરૂપ તપથી પ્રસન્ન થયેલા દેવ-દેવ મહાદેવ, તે ઉત્તરા પ્રત્યે કહેવા લાગ્યા કે હે સુંદરવ્રતવાળી તારી ઇચ્છા હોય તે વરદાન માગ ત્યારે ઉત્તરાએ કહ્યું હે દેવના દેવ, સુરેશ્વર! મારા તપથી આપ સંતુષ્ટ થયા હો તો અહીં સ્થાપેલું આ શિવલિંગ ઉત્તરેશ્વર એવા નામથી ત્રૈલોક્યમાં વિખ્યાત થાય. જે કોઇ સ્ત્રી અહીં આવી તમારૂં દર્શન કરે તે કોઇ દિવસ બાલ વૈધવ્યને પ્રાપ્ત થાય નહી, તેમજ પુત્રનું મરણ, શોક, બંધન અને ભર્તાસાથે દ્વેષ વિગેરે દુઃખને ભોગવે નહીં. આ શિવલિંગનું પૂજન કરનાર મનુષ્ય, સાત જન્મ સુધી પોતાના પૂર્વજન્મનું સ્મરણ કરનાર થાય.

સૂત કહેછે—એ રીતે ઉત્તરાનાં વચન સાંભળી તથાસ્તુ કહી તે ઉત્તરાને વરદાન આપી મહાદેવ અંતર્હિત થયા ઉત્તરા નક્ષત્ર અને શિવયોગમાં જે મનુષ્ય, આ ઉત્તરેશ્વરનું પૂજન કરશે તેને દુઃખ દારિદ્ર અને અકાળ મૃત્યુ વિગેરે ભય અને કોઇ પ્રકારના વિઘ્નો થશે નહીં પરમ કલ્યાણ કરનાર મહાદેવનું સ્થાપન કરી ઉત્તરા, બ્રાહ્મણોને સોનામોર, વસ્ત્રો, પૃથ્વી, દ્રવ્ય, હાથી, ઘોડા, અને રત્ન વિગેરે વિવિધ પ્રકારનાં દાનો આપી પરમ સિદ્ધિને પ્રાપ્ત થયાં. પાપને મટાડનારી આ પુણ્યરૂપ ઉત્તરેશ્વરની કથાનું જે શ્રવણ કરે તે સર્વ પાપથી મુક્ત થઇ પરમ ગતિને પ્રાપ્ત થાયછે.

यइमां शृणुयात्पुण्यां कथां पापप्रणाशिनीं ॥
सर्वपापविनिर्मुक्तः माप्नोति परमां गतिं ॥ ४२ ॥

ઇતિ શ્રી સ્કંદ પુરાણમાંના પ્રથમ ભાગ વાલખિલ્યખંડમાં उत्तरेश्वर माहात्म्यवर्णननामे ચાળીશમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ वालखिल्याश्रमेलिंगं जयश्रीकेश्वराभिधं ॥
जयश्रीकेन राज्ञा वै स्थापितं द्विजसत्तमाः ॥ १ ॥

સૂત કહેછે—હે વિપ્રવર્યો વાલખિલ્યાશ્રમમાં જયશ્રીકરાજાનું સ્થાપેલું જયશ્રીકેશ્વર નામે શિવલિંગછે જેનાં દર્શનમાત્રે કરી, મનુષ્ય બ્રહ્મહત્યા જેવા મહાપાપથી મુકાયછે તેમજ તેના પૂજનથી મનુષ્યને અશ્વમેધ યજ્ઞનું ફળ મળેછે.

ગોવિંદને પધારેલાજોઇ અતિ દીનપણે રૂદન કરી આંખમાંથી પડતાં આંસુને લુછી વિનયથી કહેવા લાગી હે ભગવન્ દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી આ મારો ગર્ભ દગ્ધ થાય છે તેનું આપ રક્ષણ કરો. ગર્ભમાં રહેલા આ બાળકનો બ્રહ્માસ્ત્રથી નાશ કરી દુર્બુદ્ધિ દ્રોણપુત્ર શું ફળ ભોગવશે; આવા બાલઘાતના ક્રૂરકર્મથી તેને શું મળશે! હે કેશવ આ બાલકથી મારા ઘણા મનોરથ પૂર્ણ થશે એવું મેં ધાર્યું હતું પરંતુ તે સઘળા નિર્દય અશ્વત્થામાએ હણી નાખ્યા. હવે હું શી રીતે જીવી શકીશ. એવાં ઉત્તરાનાં વચન સાંભળી સર્વ દુઃખને હરનાર મહાદયાળુ હરિયે પોતાના તેજથી પ્રદીપ્ત થયેલા ચક્રેકરી ગર્ભમાં રહેલા બાળનું રક્ષણ કર્યું. હે વિપ્રો જ્યારે શ્રીકૃષ્ણે તે બ્રહ્માસ્ત્રને પાછું વાળ્યું ત્યારથી તેજથી પ્રદીપ્ત થયેલો બાળક, ઉદરમાં વૃદ્ધિ પામ્યો. સમય આવ્યે તે ઉત્તરાને પુત્ર ઉત્પન્ન થયો સઘળું કુળ પરિક્ષીણ થતાં તે અભિમન્યુનો પુત્ર જન્મ્યો તેથી તેનું પરિક્ષિત એવું નામ રાખ્યું. પિતાની પેઠે તે પ્રતિદિવસ વધવા લાગ્યો. તરૂણાવસ્થામાં આવેલો તે ધર્મને જાણનાર રાજા પરિક્ષિત, સકળ પૃથ્વીનું પાલન કરી રાજ્ય કરવા લાગ્યો સ્વામિના શોકથી પરિતાપ પામેલી ઉદાસી મનવાળી ઉત્તરાએ પવિત્ર એવાં અનેક પુરાણોનું શ્રવણ કર્યું ત્યારે ઇતિહાસ સહિત સંપૂર્ણ સ્કંદપુરાણ સાંભળ્યું તેમાં શિવ પાર્વતીનો વિવાહ વાલખિલ્ય મુનિની ઉત્પત્તિ સર્વ પવિત્ર તીર્થોમાં પરમ પાવન અતિશ્રેષ્ટ યોગીઓને મોક્ષદાયક વાલખિલ્ય આશ્રમનું અતુલ્ય માહાત્મ્ય સાંભળી તેના મનમાં અત્યંત ઉત્સાહ થયો ત્યારે હાથી, ઘોડા, રથ, વસ્ત્ર, રત્ન, ગાયો, સુવર્ણ અને પુષ્કળ દ્રવ્ય લઇ પવિત્ર શાર્ઙ્ગુક ક્ષેત્રની અંદર અર્ણનાશા નદીના તીરપર રહેલા વાલખિલ્ય આશ્રમમાં પ્રાપ્ત થઇ વિચાર કરવા લાગી કે આ મનોહર સ્થાનમાં મારે કયે સ્થળે શિવલિંગનું સ્થાપન કરવું? અહીં બ્રહ્મર્ષિ રાજર્ષિ અને દેવર્ષિ વગેરે બીજા રાજાઓ અને દેવતાઓનાં સ્થાપેલાં અનેક શિવલિંગથી આ આશ્રમ વ્યાપ્ત છે એવું જાણી વાલખિલ્ય મુનિઓની પાસે જઇ પ્રણામ કરી આવાં વાક્ય કહેવા લાગી.

**ઉત્તરા** કહે છે—હે મુનીશ્વરો! હે પરમ પાવન વિપ્રો! આ વાલખિલ્ય આશ્રમનો સુંદર મહિમા સાંભળી તપનો નિશ્ચય કરી હું અહીં આવી છું પરંતુ મહેશ્વરની સ્થાપના કરી તપ કરૂં એવું ખાલી સ્થાન મારા જોવામાં આવતું નથી.

સૂત કહે છે—એવાં તેનાં વચન સાંભળી વાલખિલ્ય મહર્ષિઓએ ઇશાન ખુણામાં સ્થાન આપ્યું ત્યાં શિવલિંગનું સ્થાપન કરી સાત દિવસ સુધી અન્ન જળનો ત્યાગ કરી નિયમથી વિધિપૂર્વક શિવપૂજન કરી ઉગ્ર તપ કરવા લાગી દુઃખને મટાડનાર શિવના આરાધનરૂપ તપથી પ્રસન્ન થએલા દેવ-દેવ મહાદેવ, તે ઉત્તરા પ્રત્યે કહેવા લાગ્યા કે હે સુંદરવ્રતવાળી તારી ઇચ્છા હોય તે વરદાન માગ ત્યારે ઉત્તરાએ કહ્યું હે દેવના દેવ, સુરેશ્વર! મારા તપથી આપ સંતુષ્ટ થયા હો તો આહીં સ્થાપેલું આ શિવલિંગ ઉત્તરેશ્વર એવા નામથી ત્રૈલોક્યમાં વિખ્યાત થાય. જે કોઇ સ્ત્રી અહીં આવી તમારૂં દર્શન કરે તે કોઇ દિવસ બાલ વૈધવ્યને પ્રાપ્ત થાય નહી, તેમજ પુત્રનું મરણ, શોક, બંધન અને ભર્તાસાથે દ્વેષ વિગેરે દુઃખને ભોગવે નહીં. આ શિવલિંગનું પૂજન કરનાર મનુષ્ય, સાત જન્મ સુધી પોતાના પૂર્વજન્મનું સ્મરણ કરનાર થાય.

સૂત કહેછે—એ રીતે ઉત્તરાનાં વચન સાંભળી તથાસ્તુ કહી તે ઉત્તરાને વરદાન આપી મહાદેવ અંતર્હિત થયા ઉત્તરા નક્ષત્ર અને શિવયો-ગમાં જે મનુષ્ય, આ ઉત્તરેશ્વરનું પૂજન કરશે તેને દુઃખ દારિદ્ર અને અ-કાળ મૃત્યુ વિગેરે ભય અને કોઇ પ્રકારના વિઘ્નો થશે નહીં પરમ કલ્યાણ કરનાર મહાદેવનું સ્થાપન કરી ઉત્તરા, બ્રાહ્મણોને સોનામોર, વસ્ત્રો, પૃથ્વી, દ્રવ્ય, હાથી, ઘોડા, અને રત્ન વિગેરે વિવિધ પ્રકારનાં દાનો આપી પરમ સિદ્ધિને પ્રાપ્ત થયાં. પાપને મટાડનારી આ પુણ્યરૂપ ઉત્તરેશ્વરની કથાનું જે શ્રવણ કરે તે સર્વ પાપથી મુક્ત થઇ પરમ ગતિને પ્રાપ્ત થાયછે.

यइमां शृणुयात्पुण्यां कथां पापप्रणाशिनीं ॥
सर्वपापविनिर्मुक्तः प्राप्नोति परमां गतिं ॥ ४२ ॥

ઇતિ શ્રી સ્કંદ પુરાણમાંના પ્રથમ ભાગ વાલખિલ્યખંડમાં उत्तरेश्वर माहात्म्यवर्णननामे ચાળીશમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ वालखिल्याश्रमेलिंगं जयश्रीकेश्वराभिधं ॥
जयश्रीकेन राज्ञा वै स्थापितं द्विजसत्तमाः ॥ १ ॥

સૂત કહછે—હે વિપ્રવર્યો વાલખિલ્યાશ્રમમાં જયશ્રીકરાજાનું સ્થાપેલું જયશ્રીકેશ્વર નામે શિવલિંગછે જેનાં દર્શનમાત્રે કરી, મનુષ્ય બ્રહ્મ-હત્યા જેવા મહાપાપથી મુકાયછે તેમજ તેના પૂજનથી મનુષ્યને અશ્વમેધ યજ્ઞનું ફળ મળેછે.

શૌનક કહેછે—તે જયશ્રીક રાજા કોણ હતો તથા તેણે પૂર્વે તે આશ્રમમાં દેવનાદેવ મહાદેવનું શિવલિંગ શીરીતે સ્થાપ્યું હતું હે સૂત એ માહાત્મ્ય મને વિસ્તારથી કહો જે સાંભળવાથી મનુષ્યને કોઇ દીવસે પાપ, બાધ કરતાં નથી.

સૂત કહેછે—હે ઋષિઓ પુરાતની મહોટો ઈતિહાસ કહું તે સાંભળો. સૂરસેન દેશમાં પૂર્વે સૂર્યવંશમાં ઉત્પન્ન થયેલો માન્ય, વખાણવા યોગ્ય શૂરવીર, સર્વ ગુણનો નિધિ, ધૈર્યવાન્, જ્ઞાની, તેજસ્વી, વિનયાદિ સદ્ગુણથી શોભિત, રૂપવાન્ યથાર્થ રાજલક્ષણસંપન્ન જયશ્રીક એવે નામે રાજા હતો, તેને અતિ મનોહર પતિવ્રતાપણાનાં ગુણથી યુક્ત દિવ્ય અંગવાળી, સુંદર હાસ્યથી શોભતી સર્વલક્ષણસંપન્ન ગુણાઢય, સુંદર ઉદરવાળી, નાજુક અંગથી રમણીય પીનકુચવાળી દિવ્ય રૂપવતી, સુંદર ભૃકુટીવાળી, દિવ્ય આભરણોથી શોભાયમાન, વિનયવતી ગજગામિની, મૃગ લોચની, ચંદ્રમુખી દિવ્ય ચંદનથી ચર્ચિત દિવ્ય માલ્યોને ધરનાર, દિવ્ય નુપુરોથી ઓપતી સ્વામિની સેવામાં પ્રીતિવાળી ગૃહકાર્યમાં કુશળ સુકોમળ, માધુર્યતા અને લાવણ્યતાદિ ગુણથી ભરપૂર સુંદર કટાક્ષ વિક્ષેપથી શોભતી સર્વાંગસુંદર મૂર્તિમાન કામ દેવની સ્ત્રી રતિ સરખી વિલાસવતી નામે સ્ત્રી હતી. સુંદર નિતંબવાળી તે પતિવ્રતાના ધર્મ પ્રમાણે આજ્ઞામાં વર્ત્તિનિત્ય પતિનું સેવન કરતી હતી, કોઈ એક સમયે મિથિલા નગરીનો અધિપતિ જનકના વંશમાં થયેલો પરમ ધાર્મિક મહેક્ષ નામે રાજર્ષિ, તે રાજાને ત્યાં પ્રાપ્ત થયો તેને જોઇ જયશ્રીક રાજા એકદમ સામો આવી પાદ્ય, અર્ધ્ય આદિથી તે મહેક્ષ રાજર્ષિનું પૂજન કરી વિવિધ પ્રકારના રાજધર્મ, દાન ધર્મ, મોક્ષધર્મ, અને વર્ણાશ્રમધર્મ પૂછવા લાગ્યો ત્યારે તે મહેક્ષ રાજાએ તે સઘળા ધર્મોનું યથાર્થ વિવેચન કર્યું તે સાંભળી રાજા જયશ્રીક આવાં વાકય કહેવા લાગ્યો.

જયશ્રીક કહેછે—હે સુવ્રત! વર્ણઅને આશ્રમને ઉચિત વિવિધ પ્રકારના ધર્મો આપે કહ્યા તે સઘળા મેં એકાગ્ર મનથી સાંભળ્યા; હે રાજર્ષિ! ધર્મ અને આચાર સહિત પતિવ્રતાઓનું ઉત્તમ ચરિત્ર કહો, જેથી મારે અનુગ્રહ થાય.

મહેક્ષ કહેછે—ધર્મના ફળની પ્રાપ્તિ થવા સારૂ તેમજ સંતાનને માટે ગૃહસ્થાશ્રમનાં સઘળાં સુખનું મૂળ ભાર્યાછે જેમ ગંગાના સ્નાનથી

શરીર પવિત્ર થાયછે તેમ પતિવ્રતાના દર્શનથી શરીર પવિત્ર થાયછે આ લોક અને પરલોક બેઊ ભાર્યાથીજ સિદ્ધ થાયછે. દેવ, પિતૃ અને અતિથિ આદિના સત્કાર વિગેરે કર્મ કરવામાં પત્નિ વિગરના પુરૂષની યોગ્યતા નથી જેના ઘરમાં પતિવ્રતા સ્ત્રીછે તેનેજ ગૃહસ્થ કહેવો પરંતુ બીજો એટલે સુશીલા સ્ત્રી વિગરનો અર્થાત્ દુઃશીલાનો પતિ જરાએ (વૃદ્ધાવસ્થાએ) અથવા રાક્ષસીએ પગલે પગલે ગ્રસ્ત થાયછે એટલે ગળાયછે જેને ઘેર પતિવ્રતાછે તેનાં માતા પિતાને ધન્યછે અને તે ભાગ્યશાળી પતિને પણ ધન્યછે, પતિવ્રતાના પુણ્યથી પિતાના વંશના માતાના વંશના અને પતિના વંશના ત્રણ ત્રણ પુરૂષો સ્વર્ગનાં સુખો ભોગવેછે, પતિવ્રતાનાં ચરણો જ્યાં જ્યાં પ્રાપ્ત થાયછે અને પૃથ્વીનો સ્પર્શ કરે છે તે પૃથ્વીને પાવન માની પોતે પૃથ્વી સામી માનથી ઉંચે આવેછે તથા જે સ્થળે પૃથ્વીમાં પગલાં પડેછે તે સ્થળે પૃથ્વીને ભાર લાગતો નથી જે રીતે પતિવ્રતાના શ્રેષ્ટપણાનું વખાણ થાયછે તેવું ખરેખર બીજાનું થતું નથી, પતિ જમ્યા પછી જે પોતે ભોજન કરેછે, ઊભો રહે તો ઊભી કહેછે સૂતા પછી સૂવેછે અને તેના જાગ્યા પહેલાં જાગેછે, કોઇ વખતે વગર શણગારેલું પોતાનું અંગ પતિને દેખાડતી નથી, પતિ પરદેશમાં જાય તો પોતે ઘરેણાં ગાંઠાંનો ચટકો મટકો ન કરતાં પ્રોષિત પતિકાના[૧] ધર્મોનું પાલન કરેછે, પતિના આયુષ્યની વૃદ્ધિ થવા તેનું નામ ગ્રહણ કરતી નથી તેમજ પોતાના પતિના નામ પ્રમાણના અક્ષરો પણ કોઇ દિવસે કહેતી નથી, વઢયા છતાં પતિ સામી વઢતી નથી કે ઊંચે સ્વરે મર્યાદા મૂકી સામું બોલતી નથી તેમજ પ્રહાર કર્યા છતાં પણ પ્રસન્ન રહેછે, હે સ્વામિન્ આપની આજ્ઞા હોય તો આ કાર્ય હું કરૂં પતિ બોલાવે તો પોતાનાં ઘરનાં કાર્યો છોડી તત્કાળ પાસે જઈ હાથ જોડી વિનતિ કરે કે હે નાથ! મને શી આજ્ઞાછે. એવું કહી ઊભી રહે તેમજ બારીયે કે જાળીયે વધારે ઊભી રહે નહીં, પતિએ આપેલું દ્રવ્ય બીજા કોઇને આપવું નહીં પતિના કહયા વિના પણ પૂજાની સામગ્રી સિદ્ધ કરવી, આસન, જળ, દર્ભ, યજ્ઞનાં હુતદ્રવ્ય, પુષ્પ, પત્ર અને અક્ષત વિગેરે સમયસર તૈયાર રાખવાં, કોઇ પણ ચિજ લઇને પાસે આવેલી સ્ત્રીએ મનમાં ઉદાસી નહીં રહેતાં પ્રસન્ન રહેવું, સ્વામિનાં ઉચ્છિષ્ટ[૨] અન્ન ફળ વિગેરે પદાર્થને મહાપ્રસાદ માની પ્રેમથી જમવું, પતિ, દેવ, પિતૃ અને અતિથિને આપ્યા

૧ જેનો પતિ પરદેશ ગયેછે તે સ્ત્રી. ૨ એંઠું.

સરતું રહેવું જેમ ચાંદનીરાત, ચંદ્રમાને, અને વીજળી મેઘને અનુસરેછે તેમ સુશીલ સ્ત્રીએ ઘરથી, સ્મશાન સૂધી પતિને અનુસરી રહેવું, જેથી પગલે પગલે અશ્વમેધનું ફળ મળેછે નાગને કાઢનાર ગારૂડી, જેમ મંત્ર બળેકરી રાફડામાંથી નાગને બહાર કાઢેછે તેમ સતી સ્ત્રી, પોતાના પતિને ક્રૂર યમના પાશથી મૂકાવી સ્વર્ગમાં લઇ જાયછે સતીને જોઇ યમના દૂતો દૂર ભાગી જાયછે; જોકે પાપી હોય તો પણ સતીના પતિને યમદૂતો લઇ શકતા નથી તથા ધર્મરાજા પ્રત્યે જઇને કહેછે કે હે યમરાજ! પતિવ્રતાને આવતી જોઈ અમે જેવા ડરીએ છીએ તેવા અગ્નિ કે વીજળીથી ડરતા નથી પતિવ્રતાનું તેજ જોઇ સૂર્ય પણ તપેછે અગ્નિ પણ બળેછે અને સર્વ તેજ કંપેછે. પતિવ્રતાના અંગનાં જેટલાં રોમછે તેટલાં કોટી વર્ષો સુધી તેનો સ્વામી સ્વર્ગનાં સુખ ભોગવેછે, જીવરહિત શરીર જેમ ક્ષણમાં અપવિત્ર થાયછે તેમ સ્વામિરહિત સ્ત્રી, નાહાતાં છતાં પણ સદા અપવિત્રછે સઘળાં અમંગળ કરતાં વિધવા અતિ અમંગળ રૂપ છે તેના દર્શનથી કોઇ સ્થળે કયારેય પણ સિદ્ધિ થતી નથી, એક વિધવા માતાને માત્ર અમંગળ રૂપ ગણાતી નથી બીજી વિધવાઓની ઝેરી સર્પ સરખી આશીષનો સુજ્ઞ પુરૂષે ત્યાગ કરવો, દૈવયોગથી પતિ મરણ પામે અને જો વિધવા સ્ત્રી તેની પાછળ ચિતામાં પ્રવેશ કરી સતી થાય નહી તો તેણે પોતાના શીલનું સંરક્ષણ કરવું શીલના ભંગથી નરકમાં પડેછે. પતિ, પિતા માતા અને બંધુવર્ગ પણ શીલના ભંગથી નરકના અધિકારી થાયછે પતિ મરણ પછી જે સ્ત્રી, પોતાનું વૈધવ્ય પામેછે તે સ્વર્ગમાં પોતાના પતિને પામી સુખ ભોગવેછે. વિધવા, કેશપાશ બાંધવાથી મરણ પામેલા સ્વામિને બાંધેછે એટલે વિધવાઓના કેશનું બંધન પતિના બંધન રૂપ ગણાયછે માટે મસ્તક મુંડન કરાવવું, એકવાર ભોજન કરવું, બીજીવાર કોઈ દિવસ જમવું નહીં, ત્રણ ત્રણ રાત્રીના અથવા પાંચ રાત્રીના ઉપવાસો કરવા, એક પક્ષ સૂધી ઉપવાસનાં વ્રતો કરવાં તથા માસમાસ પર્યંત ઉપવાસો કરવા ચાંદ્રાયણ, કૃચ્છ્ર, પરાક, તપ, કૃચ્છ્ર, વિગેરે વ્રતો કરવાં યવથી, ફલાહારથી, શાકપત્રના આહારથી અને પયોવ્રત વિગેરેથી જ્યાં સૂધી પ્રાણ પોતાની મેળે જાય ત્યાં સૂધી પ્રાણ નિર્વાહ કરવો, પલંગપર સૂવાથી વિધવા સ્ત્રી પતિને નીચે પાડેછે માટે પતિના સુખની ઇચ્છા રાખનારી સ્ત્રીએ ભોંયપર સૂવું અભ્યંગ[1] કરવું નહીં, સુ-

---

૧ તેલમર્દન,

ગંધી પદાર્થોનો ઉપભોગ કરવો નહીં સ્વામિનિમિત્તે દર્ભ અને જવ તલથી નિત્ય તર્પણ કરવું. પતિના પિતા અને તેના પિતાનું નામ ગોત્ર કહી તર્પણ કરવું નિરંતર પતિબુદ્ધિયે કરી વિષ્ણુનું પૂજન કરવું, સદા વિષ્ણુરૂપ ધરનાર પતિનું મનમાં ધ્યાન કરવું જગતમાં જે જે વસ્તુ પોતાના પતિને પ્રિય હોય તે તે વસ્તુ, પતિની તૃપ્તિ માટે ગુણ-વાન સુપાત્ર બ્રાહ્મણને આપવી. કાર્તિક, માઘ અને વૈશાખ વિગેરે માસમાં વિશેષ નિયમો રાખવા. સ્નાન, દાન અને તીર્થયાત્રા કરવી વારંવાર વિ-ષ્ણુનું નામસ્મરણ કરવું વૈશાખમાં જળકુંભ, વિંઝણા અને ઉપાન છત્રી વિગેરે આપવાં, કાર્તિકમાં ઘૃત પુરીત દીપદાન કરવાં, અને માઘમાં તિલ-પાત્ર અને ઘૃતપાત્રો આપવાં જેથી સ્વર્ગમાં વિશેષ ફળ મળેછે, વૈશાખમાં મહાદેવ ઉપર ગળતી ચડાવવી તથા પરબો બંધાવવાં, ઉપાન, વિંઝણા, છત્ર, ઝીણાં વસ્ત્રો, ચંદન, કપૂર, તાંબૂલ, જળપાત્ર, ફુલની છાબડીઓ, વિ-ચિત્ર પ્રકારના પીવા લાયક પદાર્થો જેવા કે ( શરબતો ) વિગેરે, તથા દ્રાક્ષ અને કેળાં વિગેરે ફળોનું વિપ્રોને દાન આપવું અને કહેવું કે આ દાનથી પરલોકમાં રહેલ મારો વિષ્ણુરૂપ પતિ, તૃપ્ત થજો. માગશરમાં યવ ખાવા, અથવા એક અન્ન જમવું. વેંગણ, શૂરણ, અને શુકશીંબીનો ત્યાગ કરવો, કાર્તિકમાં તેલ, મધ, અને કાંસાના પાત્રનો ભોજનમાં ઉપયોગ કરવો નહીં તેમજ સૂકવણી ખાવી નહીં, મૂનિવ્રત પાળવું, સમાપ્તિ વ-ખતે ઘંટા આપવી. પાતળમાં જમવું અંતે ઘૃત પુરીત કાંસાના પાત્રનું દાન કરવું, માઘ માસમાં સૂર્યોદય વખતે સ્નાન કરવું યથાશક્તિ નિયમ પૂર્વક મહાદેવના મહાભિષેક કરી ઘૃત કંબલની પૂજા કરવી અર્થાત્ મહા-દેવની ઘીથી પૂજા કરવી. તથા કાળાં અગર ચંદન શગડી ધૂપ દીપ અને વિવિધ પ્રકારનાં નૈવેદ્ય આપવાં જાડી વાટવાળા દીવા કરવા. એ રીતે વિવિધપ્રકારના નિયમથી વર્ત્તિ મને પતિસ્વરૂપ વિષ્ણુ, પ્રસન્ન થજો એવું કહેવું, કાર્તિક માઘ અને વૈશાખ આદિ મહિનાઓ નિયમથી ગુંજા-રવા કંઠે પ્રાણ આવ્યાસૂધી પણ બળદપર બેસવું નહીં. કાંચળી પેરવી નહીં તથા ખુલ્લાં અંગ દેખાય તેવાં હલકાં વસ્ત્રો પહેરવાં નહીં એ પ્રમાણે વિધવાએ વર્તવું જેથી તે કલ્યાણ રૂપ પતિના લોકને પ્રાપ્ત થાયછે તથા તે કોઇ સ્થળે દુઃખી થતી નથી ગંગા, અને પતિવ્રતામાં કાંઇ ભેદ નથી સતી સાક્ષાત્ શિવપ્રાર્વતી સરખીછે માટે સુજ્ઞ પુરૂષે તેનું સત્કારપૂર્વક પૂજન કરવું.

સૂત કહેછે—એ રીતે મહેક્ષના મુખથી પતિવ્રતાનું ચરિત્ર સાંભળી. રાજા જયશ્રીક, તે મુનિવર્ય પ્રત્યે કહેવા લાગ્યો.

જયશ્રીક કહેછે—હે રાજર્ષિ! હમણાં તમે આ સ્મૃતિધર્મ કહ્યો તે ઉપરાંત બ્રહ્મચારી, ગૃહસ્થ, અને વાનપ્રસ્થોના ધર્મ, પણ કહેલાછે. હે રાજર્ષિવર્ય, આપે સુંદર ગૃહસ્થાશ્રમ કરી દારપરિગ્રહ (સ્રીસ્વીકાર) કેમ કર્યો નથી તેનું કારણ સવિસ્તર કહો.

મહેક્ષ કહે છે—હે રાજન્ સંસારમાં ભાર્યા, મહોટા બંધનરૂપ છે જ્યારે તેને પરણે છે અને અગ્નિની પ્રદક્ષિણા કરે છે ત્યારે પુરૂષની સાથે પહેલાં સંબંધમાં સુંદર ચંચળ નેત્રવાળી સ્રી, તે પુરૂષને પડખે ફરે છે. જે પ્રમાણે પકડેલો પોપટ પાંજરામાં રહી બંધાય છે તે પ્રમાણે સંસારની અંદર રહેલા પુરૂષને સ્રી બંધન કરે છે. ચંચળ નેત્રવાળી સ્રીઓ કે જે વિષયમાં વિમોહિત થવાથી કુલ, શીલ, શાસ્ર, ધન અને રૂપની ઈચ્છા કરતી નથી જ્યાં સુધી કોઇ પણ કામી પુરૂષ તેને એકાંતમાં મળી પ્રાર્થના કરતો નથી તથા તે સ્રીએ પણ એકાંતમાં કોઇ પુરૂષની પ્રાર્થના કરી નથી ત્યાંસુધીજ તે ચપળ નેત્રવાળીનું ધૈર્ય અને ચિત્તનો વિવેક છે; રોગી, દુષ્ટ સ્થિતિવાળો, કુરૂપ, નિર્ધન, પાપી અને મલીન પુરૂષને પણ સ્રીઓ કામથી સેવે છે, જ્યાં સુધી મૃગનયનીના નેત્રબાણથી હણાયો નથી ત્યાં સુધીજ, ગુણ, ચાતુર્ય, પાંડિત્ય અને કુલીનપણું છે, કુલીન, રૂપાળી અને સ્વામિવાળી છતાં દુષ્ટ સ્રીઓ, હમેશાં મર્યાદામાં રહેતી નથી તેની જે પ્રાર્થના કરે તથા તેની જે સમીપે રહે તથા તેની થોડી ઘણી જે સેવા કરે તેનીજ સ્રીઓ ઇચ્છા કરે છે; જે રીતે તેઓ કામ વિલાસને ચાહે છે તેવા યથેચ્છ ઘણા વૈભવોને તથા આભૂષણમાટે મળેલા દ્રવ્યસંગ્રહને પણ ચાહતી નથી, પિતા, માતા, ભાઇ, સ્વામિ, પુત્રો અને દિયર વિગેરેને તેઓ જાણતી નથી જેમ નદીઓ કાંઠાને તોડી પાડે છે તેમ સ્રીઓ લીલામાત્રમાં કામી પુરૂષને હણેછે એવીજ રીતે આ ગાથા (ગાઇને કહેવા યોગ્ય કથા) પૂર્વે બ્રહ્માએ નારદને કહી હતી તે હું તને કહું છું સાંભળ હે મહામતિ, આ સ્રીઓને કોઇપણ અગમ્ય નથી તથા તેમના વચનપર વિશ્વાસ રાખવો યોગ્ય નથી. રૂપ રહિત, રૂપવાન, અને પાસે રહી સેવનાર પુરૂષને સ્રીઓ યથેચ્છ સેવેછે, યૌવનમાં આવેલી ઉજ્વળ વસ્ર અને આભૂષણોને ધરનારા સ્વેચ્છાચારી સ્રીઓ કુલીન સ્રીઓને પણ ચાહતી નથી, ભયથી લોકાપવાદથી કે દ્રવ્યના

પ્રયોજનથી તથા જ્ઞાતિકુળના સંબંધથી સ્ત્રીઓ, કામી પુરૂષોનેવિષે કોઇ પણ પ્રકારે સ્થિર થતી નથી. જેમને ઘણા માનથી અને પ્યારથી પોતાના પતિ રાખતા હોય તો પણ તેઓ કૂબડા, અંધ, જડ, ઠીંગણા અને પાંગળા વિગેરે દુષ્ટ પુરૂષોમાં આસક્ત થાયછે. હે મહામુનિ નારદ! સ્ત્રીઓને જગતમાં કોઇપણ અગમ્ય નથી માત્ર પુરૂષો ન મળવાથી અને સગા સંબંધીઓના ભયથી તેમજ વધ, બંધન વિગેરેના ભયથીજ તેઓ સાધ્વી રહેછે મન વાંચ્છિત મનોરથને પુરણકરનાર અને મનને સંતોષ પમાડનાર રક્ષણ કરનાર સ્વામિને પણ સ્ત્રીઓ ચાહતી નથી હે દેવર્ષિ! સર્વ સ્ત્રીઓનું આવું કાંઇ બીજું વિલક્ષણ ગુપ્ત ચરિત્રછે, મનોહર પુરૂષને જોઇ તેમનાં ગર્માંગ દ્રવિત થાયછે, આ ગાથા પૂર્વે બ્રહ્માએ નારદને કહી હતી, હે રાજર્ષિઓમાં શ્રેષ્ઠ તે સઘળી મે તારા સ્નેહથી કહી. વધારે શું કહું સઘળી પૃથ્વી પર હું ફરૂં છું પણ મેં કયાંય પતિવ્રતા દીઠી નહીં હે રાજેંદ્ર! તું કહે છે કે મારી ભાર્યા પતિવ્રતા છે, હશે, તે વાત મારા માનવામાં આવતી નથી.

સૂત કહેછે—એવું કહી મહેક્ષ રાજર્ષિ પોતાને આશ્રમે ગયો ત્યારે તેનાં વચનથી જયશ્રીક રાજાએ મનમાં વિચાર કર્યો કે પતિવ્રતા સ્ત્રીનું મારે પરિક્ષણ કરવું અર્થાત્ પારખું જોવું, મહેક્ષનું વચન અસત્ય નહીં હોય, એવું વિચારી રાજા જયશ્રીકે પોતાના પ્રધાનોને બોલાવી આવાં વાક્યો કહ્યાં.

જયશ્રીક કહેછે—હે મંત્રીઓ આ વાત તમારે કોઇને કહેવી નહીં હું કાલ્ય સવારે શત્રુઓનો નાશ કરવા મત્સ દેશમાં યુદ્ધસારૂ જાઉંછું પાંચ દિવસ ગયા પછી તમે મારી સ્ત્રીને આવું મિથ્યાવાક્ય કહેજો કે મત્સ દેશથી એક મનુષ્યે આવી અમને કહયું કે આપણો સ્વામી રાજા જયશ્રીક મરણ પામ્યો. એવું તેને કહી જણાવવું. હે ભદ્રે તમારી ઈચ્છા હોય તેમ કરો સ્વામિના વિરહ દુઃખથી અગ્નિમાં પ્રવેશ કરવો હોય તો પણ આપની મરજી એવાં તમારાં વચન સાંભળી શોકથી વિહ્વળ થયેલી પતિવ્રતાના વિધિથી અગ્નિમાં પ્રવેશ કરવા તૈયાર થાય ત્યારે તમારે ફરીથી કહેવું કે હે કલ્યાણિ ચાર પાંચ દિવસ રાહ જુઓ તેટલામાં બીજો કોઇ પુરૂષ ચોકસ ખબર લાવશે ત્યારે તમારી ઇચ્છામાં આવે તેમ કરજો.

સૂત કહેછે—એ રીતે રાજા જયશ્રીક પોતાના પ્રધાનોને કહી મ્હોટા સૈન્ય સહિત પોતે મત્સ દેશ પ્રત્યે પ્રાપ્ત થયો.

इत्युक्त्वा सचिवांस्तत्र जयश्रीकोनृपोत्तमः ॥
सैन्येन महता युक्तोमत्सदेशं समाययौ ॥ १४९ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાના વાલખિલ્યખંડમાં जयश्रीकोपाख्यान નામે ગુર્જર ભાષાંતરમાં એકતાળીશમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ ततः संप्रस्थिते तस्मिन्कुलामात्या स्तदाज्ञया ॥
विहाय पंच दिवसान् जग्मुस्ते राजसद्मनि ॥ १ ॥

સૂત કહેછે—રાજા ગયા પછી પાંચમે દિવસે તે પ્રધાનોએ રાજમંદિરે આવી રાણીને પ્રણામ કરી કહ્યું કે હે સુંદર વ્રતવાળી આપના અને અમારા પતિ રાજા જયશ્રીક મત્સ દેશમાં ગયા હતા ત્યાં મ્હોટા દારૂણ સંગ્રામમાં મરણ પામ્યા હે સુંદરાંગિ ! પુત્રને રાજ્ય સોંપી યથેચ્છ સુખ ભોગવો. અથવા અગ્નિમાં પ્રવેશ કરો. હે કલ્યાણી લોકો શું શું કહેછે તે તમે સાંભળો છો. માટે આપ પતિવ્રતાને જેમ યોગ્ય જણાય તેમ કરો. એવાં મંત્રિનાં વચન સાંભળી પતિભક્તિમાં પરાયણ તે રાણી વિલાસવતીનું હૃદય તે ક્ષણેજ ફાટી ગયું તે જોઇ દુઃખ પામેલા સર્વે મંત્રીઓ વિસ્મય પામી પરસ્પર કહેવા લાગ્યા, કે જોયું કેવું આશ્ચર્ય થયું ? સારા કુળમાં ઉત્પન્ન થયેલી પતિનેજ પ્રાણ રૂપ માનનારી મુનિવ્રતવાળી આ રાણી પતિને પરમ દૈવતરૂપ માનતી હતી માટે તે સ્ત્રીઓની અંદર શોક કરવા યોગ્ય નિંદ્ય નથી જે સ્ત્રીએ પોતાના પતિનું મરણ સાંભળી તે ક્ષણેજ પતિ પાછળ પ્રાણત્યાગ કરયો માટે તેવી સ્ત્રીઓનો સુજ્ઞ પુરૂષો શોક કરતા નથી તેમજ તેને નિંદ્ય માનતા નથી, સ્વામિના વિયોગવાળી દુઃખની ભ્રાંતિથી જે સ્ત્રીઓ, પતિ મરણ પામ્યા છતાં પાછળ ન જતાં જીવેછે તે પોતાને અને કુળને કષ્ટ આપનારી સ્ત્રીઓ ખરેખર શોચ્ય ( અપસોસ કરવા યોગ્ય ) છે. અર્થાત્ તુચ્છ છે. સફળ આજ્ઞાવાળી આ રાણીએ પતિ વિયોગનો અનુભવ કરયો નહોતો આ લોક પરલોકમાં સર્વ સુખ આપનાર પતિની પાછળ કોણ સુશીલ સ્ત્રી, ગમન કરે નહીં; અહો પતિવ્રતાનું ચરિત્ર અત્યંત વખાણવા યોગ્યછે પતિનું મરણ સાંભળતાંજ કલેવરનો ત્યાગ કરયો. રાજદ્વારમાં અને નગરમાં ઘેર ઘેર અત્યંત રૂદન થવા લાગ્યું અને સર્વ નગરના લોક

શોકસમુદ્રમાં ડુબી ગયાં, તે પછી થોડેક દિવસે રાજા જયશ્રીક મત્સ દેશના અધિપતિને જીતી હાથી, ઘોડા, રથ અને વિવિધ પ્રકારનું દ્રવ્ય લઇ જેટલામાં પોતાના નગર પ્રત્યે આવેછે તેટલામાં અતિ ભય આપનાર ડાબી ભુજા ફરકવા લાગી શરીરની અંદરથી દુર્ગંધ નિકળવા લાગ્યો અને પાછળ છાયા રૂપે ઉભેલી સ્ત્રીહત્યા દેખાવા લાગી. એવાં દુષ્ટ ચિન્હો જોઇ રાજાએ ઘણીવાર મનમાં વિચાર કરી પુરમાં પ્રવેશ કરચો. સઘળાં પુરવાસીને ઉદાસી અને ઉદ્વેગી જોવા લાગ્યો તેથી મનમાં જાણ્યું કે મારી પતિવ્રતા સ્ત્રીએ મારૂં મરણ સાંભળી મારા વિયોગથી અગ્નિમાં પ્રવેશ કર્યો હશે, એ રીતે અત્યંત વિચાર કરતો રાજા પોતાના રાજ મહેલમાં આવ્યો ત્યારે સર્વ મંત્રીઓ દુઃખમાં બુડેલા અને શોકથી આતુર રાજાને હાથ જોડી કહેવા લાગ્યા.

મંત્રીઓ કહેછે—હે રાજેંદ્ર તમારી આજ્ઞાથી પતિવ્રતા રાણીને તમારા કહયા પ્રમાણે અમે કહયું કે હે માનિનિ આપણા સ્વામી મરણ પામ્યા એવું અમે સાંભળ્યું છે. એ પ્રમાણે કહયું હતું, હે રાણી પુત્રને રાજ્ય ઉપર બેસાડી યથેચ્છિત સુખ ભોગવો અથવા અગ્નિમાં પ્રવેશ કરો એવાં અમારાં વચન સાંભળતાં તરત નિશ્વાસ નાખતી પતિવ્રતાનું હૃદયે ફાટી ગયું, તેથી મહોટી મૂર્છા પામી પૃથ્વીપર પડી ગયાં વિવિધ પ્રકારના ઉપચારથી અને નાના પ્રકારના પંખાઓથી તેને સાવધ કરવા સાધન કર્યાં પરંતુ પ્રદીપ્ત અગ્નિ સરખી મૂર્છાથી તે ઊઠયાં નહી.

સૂત કહેછે—તે સાંભળી શોકરૂપ અગ્નિથી તાપ પામેલો રાજા જયશ્રીક, પ્રિયાના વિરહથી પીડાઇ અતિ વિલાપ કરવા લાગ્યો હે મૃગલોચનિ મારે માટે તું નાશ પામી તારાવિના અતિ નિર્દય દુષ્ટ ક્રૂર હું જીવુંછું મને ધિક્કાર છે, હે પ્રિયે તારાવિના સર્વ જગત્ મને શૂન્ય ભાસેછે, ક્ષણમાત્રમાં તેં દેહનો ત્યાગ કેમ કર્યો હે મૃગલોચનિ તારાવિના હું પ્રાણને શી રીતે ધારણ કરી શકું ? એ રીતે વિલાપ કરી મૂર્છા પામેલો રાજા, કપાઇ ગયેલા મૂળવાળા વૃક્ષની પેઠે પોતાના આસનથી પૃથ્વીપર પડી ગયો. મંત્રીઓએ ઘણી તજવીજથી ઉપચારો કર્યા ત્યારે માંડ માંડ સાવધ થયો, પ્રવીણ પ્રધાનોએ નાના પ્રકારના ઉપાયથી તેને સમજાવ્યો મનને રોકી રાખેછે તોપણ વારંવાર યાદ આવતાં વિયોગેકરી મોહથી ભ્રમ પામી નિશ્વાસ નાખી આતુર થવા લાગ્યો. શોકથી દાહ પામેલો રાજા, મંત્રીઓને

કહેવા લાગ્યો કે હું શું કરૂં ! ક્યાં જાઉં, આરાથી કેમ જીવાય, પાપી અપ-
સોસથી બળનાર દુષ્ટ અને સ્ત્રીને હણનાર હું જીવિતને શીરીતે તજું; અહો
તે મારી પ્રાણપ્રિયા મારે આટેજ મરણ પામી, મેં તેનો શો બદલો
વાળ્યો, સ્ત્રીઓનેજ ધન્યછે; હે પ્રિયા ક્યાં ગઇ, એમ વારંવાર કહી આકુળ
થઇ રૂદન કરૂં તે પણ સારૂં દેખાય નહીં, કારણ કે આપણે પુરૂષ છીએ
તેથી તેમ કરવું ઘટે નહીં, એ રીતે શોકથી જડ થયેલો રાજા પુષ્પની
માળાને પણ ધારણ કરતો નહીં તથા અભ્યંગ કરી અંગના મેલને પણ
ઉદાસીથી દૂર કરતો નહોતો, આંખોમાંથી આંસુઓ ચાલ્યાં જતાં હતાં,
તે રીતે ગદગદ વાણીથી પ્રધાનોને કહેવા લાગ્યો કે મારી સ્ત્રીનો વિનાશ
કરનાર મહેક્ષ નામે રાજા અધમ જનકના વંશમાં કેમ જન્મ્યો, એ પાપીનાં
માત પિતાને ધિક્કાર છે, કે જેને પેટે એ મહેક્ષ નામનો દુર્બુદ્ધિ ઉત્પન્ન
થયો, તે દુર્બુદ્ધિ; પાપી મારે ઘેર ક્યાંથી આવ્યો, મેં મૂઢ બુદ્ધિએ તેને નાના
પ્રકારના ધર્મો અને પતિવ્રતાના ધર્મ શામાટે પુછ્યા? તેણે કહ્યું હે રાજન્
કોઇ ઠેકાણે પતિવ્રતા નથી તું કહેછે જે મારે ઘેર પતિવ્રતાછે તે વાત હું
માનતો નથી, જોકે તે સારી રીતે પતિની સેવાના વ્રતમાં રહેતી હોય તો
પણ તે સતી કહેવાય નહીં એવાં તે દુરાત્માનાં વચન સાંભળી મેં પાપ
બુદ્ધિએ સ્ત્રીનું પારખું જોયું, મને મરણ પામેલો સાંભળી તે સાધ્વી બાળાએ
પોતાના જીવિતનો ત્યાગ કર્યો મને નિષ્ઠુર કર્મ કરનારને ધિક્કાર છે. સ્ત્રીનું
પરિપાલન કરવું એ પતિનો ધર્મછે પરંતુ મે તો પતિવ્રતાનો હમણાં મહો-
ટો દ્રોહ કર્યો એવો વિલાપ કરી સ્ત્રીના વિરહથી દુઃખી થયેલા રાજાને સ્ત્રી
હત્યાનું પાપ લાગવાથી તત્કાળ ભયંકર કુષ્ટ રોગ થયો તેથી તે રૂપરહિત
રાજા અતિ પીડા પામવા લાગ્યો ત્યારે મંત્રીઓને કહી, પોતાની ભુજાથી
રક્ષણ કરેલું રાજ્ય પુત્રને સોંપ્યું ત્યાર પછી રાજા જયશ્રીક સ્ત્રીહત્યા
મટાડવા મહાપાપના સમૂહને દૂર કરનાર મણિકર્ણિકાના ઘાટપર ગયો,
ત્યાં કાશીવિશ્વેશ્વરનાં દર્શન કર્યાં ત્રૈલોક્યના પ્રાણીનું રક્ષણ કરનાર તે
મહાદેવનાં વારંવર દર્શન કરી તેનું ધ્યાન હૃદયમાં રાખી વિવિધ પ્રકારના
ઉપચારથી પૂજન કર્યું તથા ગાયો, પૃથ્વી, સુવર્ણ, વસ્ત્ર અને વિવિધ પ્રકા-
રનાં રત્નો વિપ્રવર્યોને આપ્યાં તો પણ રાજા સ્ત્રી હત્યાથી મુક્ત થયો નહીં
ત્યારે તીર્થમાં ઉત્તમ પ્રયાગમાં ગયો જ્યાં સ્નાનમાત્રેકરી કરોડ હત્યાઓ
મટેછે ત્યાં એકાગ્રચિત્તથી રાજાએ ત્રણ રાત્રી પર્યંત સ્થિતિ કરી શક્તિ

પૂર્વક વિપ્રોને નાનાપ્રકારનાં દાનો આપ્યાં તો પણ છાયા આકારે રહેલી સ્ત્રી હત્યા તેને જોવામાં આવી ત્યારે ગયા, હરિદ્વાર, મ્હોટું પુષ્કર, મહા પાપને નાશ કરનાર સુંદર સ્યમંત પંચક ક્ષેત્ર, નૈમિષારણ્ય થઇ ગંગાસાગરના સંગમ નામે તીર્થે ગયો ત્યાંથી અર્બુદારણ્ય અને ત્યાંથી પાપને મટાડનાર પ્રભાસમાં પ્રાપ્ત થયો ત્યાંથી વિષ્ણુપુરી અને ચક્રતીર્થ આદિ બીજા સ્થળોમાં ફરી ત્યાંથી પવિત્ર નદીઓ નાના પ્રકારના હ્રદો, અને પવિત્ર ક્ષેત્રમાં ફર્યો તો પણ તે રાજા સ્ત્રીહત્યાથી મુક્ત થયો નહીં ત્યારે ખેદ પામેલો રાજા અત્યંત ચિંતાતુર થઇ પોતાના પાપનું નિવેદન કરી મુનીશ્વરોને પૂછવા લાગ્યો; હે વિપ્રો પૃથ્વીપર રહેલાં સઘળાં પવિત્ર તીર્થોનું મેં દર્શન કર્યું તો પણ હું પાપ મુક્ત થયો નહીં માટે હવે મારે શું કરવું ? એ રીતે રાજાને ખેદ પામેલો જોઇ સર્વ મુનિઓએ તેને કહ્યું કે હે રાજેંદ્ર તું અર્ણનાશા નદીના તટ પર રહેલા પવિત્ર શાર્ઙ્ગક ક્ષેત્રમાં વાલખિલ્ય આશ્રમે જા જ્યાં બ્રહ્મા, સરસ્વતી, ગણપતિ, સૂર્ય અને મહાદેવ સર્વ પાપને મટાડનાર છે ક્રોધથી બાળેલા કામદેવને જ્યાં શંકરે સજીવન કર્યો છે; હે રાજેંદ્ર જ્યાં કામની પત્ની રતિનું શરીર કુષ્ટ રોગથી મુક્ત થયું હતું અને તે દિવ્ય દેહવાળી થઇ હતી, સાંબનો પણ વિપ્રના શાપથી થયેલો કુષ્ટ રોગ તે સ્થળે મટયો હતો, ઈંદ્રદ્યુમ્ન રાજા પણ જે સ્થળે રહી પરમ પદને પ્રાપ્ત થયોછે તે સ્થળે જવાથી તારાં સર્વ પાપ દૂર થશે.

સૂત કહેછે—એવાં તે મુનિઓનાં વચન સાંભળી રાજા જયશ્રીક તત્કાળ વાલખિલ્ય આશ્રમમાં આવી બ્રહ્મ કુંડમાં સ્નાન કરી ચક્રધારી વિષ્ણુને પ્રણામ કરી વિપ્રોને વિવિધ પ્રકારનાં દાન આપવા લાગ્યો ત્યારે તે છાયા રૂપ દુષ્ટ સ્ત્રીહત્યાથી મુક્ત થયો તે વાલખિલ્ય આશ્રમમાં ત્રણ રાત્રી રહેવાથી રાજાનો કુષ્ટ વ્યાધિ તત્કાળ મટી ગયો ત્યારે તે રાજા પોતાનાં નગર પ્રત્યે જવા લાગ્યો ત્યારે એક મ્હોટું આશ્ચર્ય થયું તે કહું છું સાંભળો. હે મહર્ષિઓ જ્યારે તે રાજા વાલખિલ્ય આશ્રમના પંચક્રોશ તીર્થથી બહાર નિકળ્યો કે પાછો તરત કુષ્ટ રોગથી પીડાવા લાગ્યો અને પાછળ આવતી છાયારૂપ સ્ત્રીહત્યા તેને જોવામાં આવી તે મ્હોટું આશ્ચર્ય જોઇ રાજા મનમાં વિસ્મય પામ્યો તેથી ફરીને વાલખિલ્ય આશ્રમમાં આવી એકાગ્ર ચિત્ત થઇ બ્રહ્મ કુંડમાં સ્નાન કરી વિધિથી જયશ્રીકેશ્વર નામે શિવલિંગનું સ્થાપન કરી પુજન કરવા લાગ્યો તે ક્ષણેજ રાજા પાપ

મુક્ત થયો ત્યાર પછી કેટલો એક કાળ વીત્યા બાદ તે રાજા પરમ પદને પ્રાપ્ત થયો.

तत्क्षणादेव संजातो विपाप्मा निर्मलोऽभवत् ॥
कियत्कालं स्थितस्तत्र संप्राप्तः परमं पदं ॥ ७८ ॥

ઇતિશ્રી સ્કંદપુરાણમાંના પ્રથમ ભાગ વાલખિલ્ય ખંડમાં જયશ્રી-
કોપાખ્યાન નામે બેતાળીશમો અધ્યાય સંપૂર્ણ.

---

ऋषयऊचुः ॥ सूत नो विस्तराद्ब्रूहि ब्रह्मकुंडमहोदयं ॥
प्राणिनां च हितार्थाय साखिलं वद सूतज ॥ १ ॥

ઋષિઓ કહેછે—સુંદર વ્રતવાળા હે સૂત! સર્વ પ્રાણીઓના કલ્યાણ સારૂ મહોદયકારક બ્રહ્મકુંડનું માહાત્મ્ય આદિ અંત સહિત વિસ્તારથી કહો, જે બ્રહ્મ કુંડના મહિમાનું શ્રવણ કરવા અમને મહોટો ઉત્સાહછે. જેથી લોકોનાં દુઃખ અને દારિદ્રનો નાશ થાયછે તે પવિત્ર કથા કહો. આ સંસારની અંદર દુઃખ અને શોકથી પીડાએલા સર્વ મનુષ્યો જીવિત પર્યંત મોહજાળમાં મોહિત થઇ અથડાયા કરેછે માટે જેથી શરીર અક્ષય સુખ પામે અને સર્વ પ્રાણીઓનું કલ્યાણ થાય એવું ઉત્તમ રસરૂપ મોક્ષ[1] દાયક આખ્યાન શ્રવણ કરાવો, અષ્ટસિદ્ધિયુક્ત સર્વ પ્રકારની વિદ્યાવાળું ઇચ્છા પ્રમાણે રૂપ લેવાની ક્રિયાવાળું સર્વ વ્યાધિથી મુક્ત કરનાર કૃતાર્થતા આપનાર મનુષ્ય જન્મ પામી જે પ્રકારે પરમ કલ્યાણરૂપ નિર્વાણ પદની પ્રાપ્તિ થાય તેવું રસિક માહાત્મ્ય અમને કહો. મહોટી મતિવાળા હે સૂત, બ્રહ્મકુંડમાં માત્ર સ્નાન કરવાથી તત્કાળ પાપથી મુક્ત થયેલો રાજા પરમ પદ પામ્યો. માટે તે કુંડની ઉત્પત્તિ અને માહાત્મ્ય અમને વિસ્તારથી કહો.

સૂત કહેછે—હે ઋષિઓ જેનું શ્રવણ કરવાથી મનુષ્ય તત્કાળ સઘળાં પાપથી મુક્ત થાયછે તે આ પુરાતન કથા સાંભળો. પૂર્વે એક દિવસે ઇંદ્રાદિ સર્વ દેવે મિત્રા વરૂણ નામે મહોટા સત્રનો[2] આરંભ કર્યો હતો તેમાં મિત્રાવરૂણ નામે દેવે યજ્ઞદિક્ષા ગ્રહણ કરી દર્ભની પથારીપર શયન કર્યુ હતું એ રીતે તે મિત્રાવરૂણ નામના યજ્ઞમાં ઉર્વશી નામે સુંદર અંગવાળી અપ્સરા સ્વર્ગમાંથી પ્રાપ્ત થઈ તેને જોઇ મિત્ર ના-

---

૧ મોક્ષની. ૨ યજ્ઞનો. ૩ અણિમા. ગરિમા. વિગેરે.

મના દેવ અત્યંત મોહ પામ્યા તેથી રેત સ્ખલિત થયું ત્યાર પછી બીજા વરૂણ નામના દેવ જ્યાં યજ્ઞમંડપમાં દિક્ષા લઇ રહ્યા હતા ત્યાં જઈ તે ઉર્વશી અપ્સરાએ પોતાનું સુંદર રૂપ દેખાડી તે મુનિવરને મોહિત કર્યા પૃથ્વીપર અનુપમ રૂપવાળી તે ઉર્વશિને જોઇ મિત્રાવરૂણનું વીર્ય પણ સ્ખલિત થયું તે બેઉ મુનીશ્વરોએ પોતાના વીર્યનું સ્ખલન જોઇ પૃથ્વીપર પડેલા તે વાર્યને ગ્રહણ કરી વિધિપ્રમાણે મંત્રથી ગાંત્રી તેને કુંભમાં નાખ્યું, મિત્રદેવના વીર્યથી વસિષ્ટમુનિ ઉત્પન્ન થયા અને વરૂણના વીર્યથી શ્વેત-વસ્ત્રવાળા અને ચાર ભુજાથી શોભાયમાન અક્ષ, સૂત્ર અને કમંડળને ધારણ કરનાર શાંત સ્વરૂપ ઋષિવર્ય અગસ્ત્ય, ઉત્પન્ન થયા. એવા સમયના અંતરમાં વિંધ્યાચળ પર્વત વૃદ્ધિ પામતો હતો જેના શિખરપર રહેલા વૃક્ષોની શાખાના અગ્રભાગમાં લાગેલાં સૂર્યનાં કિરણો, નીચે રહેલા મુનિ અને સિદ્ધ વિગેરે દેવને પુષ્પના ઢગલા સરખાં દેખાતાં હતાં, તથા જેના શિખરપર રહેલા લોકોને રત્નોની પ્રભાના ચળકાટથી દીવસે કે રાત્રીએ સૂર્ય ચંદ્રના ઉદયાસ્તની ખબર પડતી ન હોતી, જેની શિખરપર રહેલાં વૃક્ષોમાંથી પુષ્પો ખરતાં હતાં તે, વાયુના વેગથી દોડતા મેઘ જેમ જળ વરસતા હોય તેવાં દેખાતાં હતાં હાથીના દંતુશળોથી જેમની છાલ ઉખડી ગયેલીછે એવાં વૃક્ષો નીકળતા રસ અને ગુંદના મિષેથી આવેલાં આંસુવડે સર્વ દિશાઓ સુવાસિત, કરી રહ્યાં હતાં, હાથીની સુંઢથી ભાંગી ગયેલાં બીજાં કેટલાં એક વૃક્ષો, લાંબા ક્યાવડીના શબ્દોવડે રૂદન કરતાં હોય તેવાં જણાતાં હતાં. ચો તરફ ચાલતા ઝરણાના પાણીથી, શ્વેતવસ્ત્રથી શણગારેલા પુરૂષ સરખો તે પર્વત, શોભતો હતો. સુમેરૂની સાથે સ્પર્ધા થવાથી ક્રોધથી ઉંચો વધી સૂર્યપ્રત્યે કહેવા લાગ્યો.

વિંધ્યાચળ કહેછે—હે ભાસ્કર દેવ! હું કુળપર્વત છતાં મારાં ઉપર નહીં ફરતાં મેરૂની ઉપર પ્રદક્ષિણા કરવાનું કારણ શું?

સૂર્ય કહેછે—હે ગિરિવર્ય અમે શ્રદ્ધાથી તેની પ્રદક્ષિણા કરતા નથી જગતને સ્રજનાર ઇશ્વરે તે તરફ મારો રસ્તો કર્યોછે. તેમજ તે મહાડનાં ઊંચાં શિખરો આકાશસૂધી પહોંચેલાંછે તેથી તેની બળથી (પરાણે) પ્રદક્ષિણા થાયછે એવું સાંભળી વિશેષ ક્રોધ પામેલા વિંધ્યાચળે કહ્યું કે હે સૂર્ય! મારી ઉંચાઇ આજ તમે જોજો.

---

૧ વીર્ય. ૨ બહાનાથી.

સૂત કહેછે—એવું કહી સ્પર્ધા પામેલા વિંધ્યાચળે અપાર આકાશના ભાગને દબાવતાં ઉંચાં શિખરોથી આકાશ માર્ગને રોક્યો કે જ્યાંથી સૂર્ય જતા હતા, કોઇ મનુષ્યે કોઇ દિવસ કોઇની સાથે વિરોધ કરવો નહીં કદાચિત્ થાય તો જેમ જગતમાં ઉપહાસ થાય નહીં તેમ વર્તવું. સૂર્ય માર્ગને રોકી વિંધ્યાચળ પોતાની કૃતકૃત્યતા[1] માની સ્વસ્થ થયો. પ્રાણીઓનું ભવિષ્ય (અદ્રષ્ટ) ઇશ્વરાધીનછે એ રીતે વિંધ્યાચળે સૂર્યનો માર્ગ રોક્યો ત્યારે બળથી ચલાવેલા અશ્વો પણ આકાશમાં જઇ શક્યા નહીં તે જોઇ અરૂણ સારથીએ પ્રાર્થના કરી.

અરૂણ કહેછે—હે ભાનુદેવ, ઇર્ષ્યાથી વધેલા વિંધ્યાચળે ગગનમાર્ગ રોક્યોછે તમે મેરૂની પ્રદક્ષિણા કરોછો તે, વિંધ્યથી સહન થતી નથી. એવાં અરૂણનાં વચન સાંભળી સૂર્યે હૃદયમાં વિચાર કર્યો કે અહો વિંધ્યે આકાશમાર્ગ રોક્યો એ અતિ આશ્ચર્યની વાત છે!

સૂત કહેછે—માર્ગને રોકેલો જોઇ સૂર્યે ચિત્તમાં વિચાર્યું કે, હું જો આ પર્વતની પ્રદક્ષિણા કરીશ તો કાલનું પ્રમાણ બદલાવાથી માસ, ઋતુ અને દિવસ વિગેરેનો ફેરફાર થશે તેથી અગ્નિહોત્રાદિ યજ્ઞોની ક્રિયાઓ નાશ પામશે યજ્ઞનો ઉત્સવ નષ્ટ થવાથી દેવતાઓને મ્હોટી પીડા થશે એ રીતે ચિત્તમાં ઘણો વિચાર કરી સૂર્ય આકાશમાર્ગે કરી દેવતાઓ પાસે જઇ પ્રણામ કરી આવાં વાક્ય કહેવા લાગ્યા.

શ્રી સૂર્ય કહેછે—હે દેવતાઓ મેરૂની સાથે સ્પર્ધા કરતા વિંધ્યાચળે મારો માર્ગ રોક્યોછે તેથી મારા અશ્વો ચાલી શકતા નથી.

સૂત કહેછે—એવાં તે સૂર્યનાં વચન સાંભળી સર્વ દેવતાઓ અત્યંત ચિંતાતુર થયા કે હવે આપણે શું કરવું? મનુષ્યના અર્ધા નિમેષમાં[2] જે સૂર્ય બે હજાર બસોને બે યોજન ચાલેછે તે આજે ઘણીવાર થયાં રોકાઇ રહ્યાછે. અહો સૂર્ય વિના દિવસ થાય નહીં અને ચંદ્રવિના રાત્રી થાય નહીં સર્વે નક્ષત્રો આકાશમાં અસ્ત પામવાથી કાલ બંધારણની વ્યવસ્થા શીરીતે બંધાય. સ્વાહા, સ્વધા અને વષટ્કાર વિગેરે વેદમંત્રોના ઉચ્ચાર વગરના સઘળા બ્રહ્માંડમાં કાળ પ્રમાણનો લય થતાં વૈદિક કર્મો પણ લય પામશે પંચ મહાયજ્ઞ સંબંધી ક્રિયાનો લોપ થવાથી ત્રૈલોક્ય કંપી રહ્યું છે કેમકે સૂર્યના ઉદયથી યજ્ઞ વિગેરે સર્વ ક્રિયાઓ પ્રવર્તેછે તેથી

---

૧ કૃતાર્થપણું. ૨ નિમેષ.

યજ્ઞનો ભાગ લેનારા દેવતાઓને તૃપ્તિ થાયછે તેમાં સવિતા મુખ્ય કારણરૂપ છે ચિત્રગુપ્ત વિગેરે ધર્મ રાજાના પ્રધાનો પણ સૂર્યથી સમયને જાણેછે સૂર્યજ કેવળ જગતની ઉત્પત્તિ પાલન અને સંહારનું કારણછે તે સૂર્યની ગતિ રેકાવાથી ત્રૈલોક્ય સ્તબ્ધ થઇ ગયુંછે એક તરફ રાત્રીના અંધારાથી અને બીજી તરફ દિવસના તડકાથી જે જ્યાં હશે તે ત્યાં ચિત્રમાં આળખેલાની પેઠે રોકાઇ રહ્યું હશે. ઘણાઓનો નાશ થયો હશે. સઘળું જગત્ વ્યાકુળ થયુંછે તેથી દેવ, દૈત્ય, મનુષ્ય અને નાગ વિગેરે સઘળી પ્રજા "સમયવિના" અરે આશો કોપ એવું કહી રડતાં દોડાદોડ કરતાં હશે એવો વિચાર કરી સર્વ દેવ બ્રહ્માને શરણે ગયા અને વિવિધ પ્રકારના સ્તોત્રથી સ્તુતિ કરતા કહેવા લાગ્યા કે હે બ્રહ્મન્ અમારૂં રક્ષણ કરો એવું કહેવા લાગ્યા.

દેવતાઓ કહેછે—હિરણ્યગર્ભ બ્રહ્મરૂપ આપ બ્રહ્માને પ્રણામ હો, જેનું સ્વરૂપ જાણવામાં આવતું નથી એવા કૈવલ્ય અમૂર્તરૂપ આપને અમે પ્રણામ કરીએ છીએ, જેને વેદ જાણી શકતા નથી તથા જેના સ્વરૂપને જાણવામાં મન પણ કુંઠિત થાયછે તથા વાણી પણ જ્યાં વાક્યનો વિષય કરી શકતી નથી તેવા ચિદાત્મા તમે તેને અર્થે નમન હો, સમાધિથી નિશ્ચલ યોગીઓ હૃદયાકાશમાં તમારા જ્યોતિસ્વરૂપનું દર્શન કરેછે તેવા કાળથી પર અને કાળરૂપ સ્વેચ્છાએકરી પુરૂષરૂપ ત્રિગુણાત્મા પ્રકૃતિરૂપ આપ બ્રહ્માને અર્થે પ્રણામ હો, રાજસી એવા બ્રહ્માના રૂપેકરી જગતને ઉત્પન્ન કરનાર સાત્વિક એવા વિષ્ણુરૂપે કરી જગતનું પાલન કરનાર અને તામસિ રૂદ્રરૂપે કરી વિશ્વનો સંહાર કરનાર આપને પ્રણામ કરીએ છીએ. વેદ આપના નિશ્વાસરૂપછે તથા સઘળું જળ આપના સ્વેદરૂપછે સર્વ પ્રાણીઓ આપના ચરણથી ઉત્પન્ન થયાંછે મસ્તકથી સ્વર્ગ થયુંછે આકાશ આપની નાભીથી થયુંછે વનસ્પતિઓ આપના રોમથી થઇછે. ચંદ્રમા મનથી અને સૂર્ય આપના નેત્રથી થયોછે હે પ્રભુ આપ સર્વ વિશ્વના કરતાને અમે પ્રણામ કરીએ છીએ. એ રીતે સ્તુતિ કરીને સર્વ દેવે પૃથ્વીપર પડી બ્રહ્માને દંડવત્ કર્યા ત્યારે પ્રસન્ન થયેલા બ્રહ્મા દેવપ્રત્યે આવું બોલ્યા.

બ્રહ્મા કહેછે—હે દેવતાઓ તમારી આ યથાર્થ સ્તુતિથી હું પ્રસન્ન થયોછું. ઉઠો બેઠા થાઓ તમારે જે જોઇએ તે વર માગો તમે સ્વસ્થ રહો આવા આકુળ, કેમ થયાછો ?

દેવ કહેછે—સૂર્યના માર્ગને રોકનાર વિંધ્યાચળ મેરૂ સાથે સ્પર્ધા કરે છે તે સારૂ અમે આપની પાસે આવ્યા છીએ ગગન માર્ગ રોકાવાથી સૂર્ય ગમન કરી શકતા નથી માટે અમને ઉપાય બતાવો.

બ્રહ્મા કહેછે—મિત્રાવરૂણના પુત્ર મહાતપસ્વિ અગસ્ત્યમુનિ મૃત્યુને જીતનાર મહાદેવમાં એકાગ્રચિત્ત રાખી ઉગ્ર તપ કરેછે તેની પાસે જઇ પ્રાર્થના કરો તે તમારૂં કાર્ય સિદ્ધ કરશે તે અગસ્ત્ય મુનિએ એક સમયે વનવાસી મુનિઓને સંકટમાં સહાય કરવા વાતાપિ અને ઇલ્વલ દૈત્યનું ભક્ષણ કર્યું હતું તે મિત્રાવરૂણના પુત્ર અગસ્ત્ય મુનિમાં તપનું તેજ અત્યંતછે તેથી સઘળા લોકો ડરેછે માટે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવા અગસ્ત્યમુનિવિના આ વિંધ્યને વધતો અટકાવવા બીજો કોઇ સમર્થ નથી.

સૂત કહેછે—એ રીતે બ્રહ્માના કહેવાથી હર્ષ પામેલા સર્વે ઈંદ્રાદિદેવ પરોપકારી મુનિ જ્યાં રહ્યાછે ત્યાં મિત્રા વરૂણને આશ્રમે ગયા. બીજા સૂર્ય સરખા પ્રદિપ્ત અગ્નિ સરખા પ્રકાશિત અંગે કરી ઉજ્વળ સાક્ષાત્ મૂર્ત્તિમાન્ વાડવાનળ અગ્નિ સરખા, તપ કરતા વૃક્ષ સરખા નિશ્ચળ અને સત્પુરૂષોના મન સરખા નિર્મળ, કાનપર જેને અક્ષમાળા રહીછે તેવા સમાધિથી જાગૃત થયેલા ઉત્કૃષ્ટ બ્રહ્મદેવ સરખા આસનપર બેઠેલા અગસ્ત્ય મુનિને જોઈ હર્ષથી પ્રસન્ન મુખવાળા ઇંદ્રાદિ દેવે, ઉંચા સ્વરથી જય જય એવું કહી પ્રણામ કર્યો સર્વ દેવને આવેલા જોઇ સામા ઊઠી યથાયોગ્ય આસનપર બેસાડી આશિર્વાદથી આનંદ પમાડી અગસ્ત્યે આવવાનું કારણ પૂછ્યું ત્યારે દેવ કહેવા લાગ્યા.

દેવતાઓ કહેછે—હે મુનિશ્રેષ્ઠ જે સારૂ અમે અહી આવ્યાછીએ તેનું કારણ કહીએ તે આપ સાંભળો મેરૂની સાથે બરોબરી કરીને વિંધ્યાચળ અત્યંત વધી ગયોછે તે પર્વતે સૂર્યનો આકાશમાર્ગ રોકયોછે માટે તે વિંધ્યાચળની વૃદ્ધિને આપ અટકાવો, હે ભગવાન્ જેઓ સ્વભાવથી કઠિન છે અને જેઓ માર્ગનો નિરોધ કરનારછે તથા જેઓ સ્પર્ધાથી વધનારછે તેઓની વૃદ્ધિ થવી સારી નથી અર્થાત્ તેવા ઉદ્ધતોને વધવા દેવાથી લોકને સંકટ થાયછે ત્રૈલોક્યમાં સઘળાં કાર્ય કરવા આપ એકને સમર્થ માની અમે આપ પાંસે આવ્યા છીએ દેવને અર્થે સમુદ્રનું પાન કરી શોષણ કર્યું હતું તથા દેવના કંટકરૂપ વાતાપિ દૈત્યનું ભક્ષણ કર્યું હતું માટે હે મુનિવર્ય આપ અમને સહાય કરો. સર્વ દેવ અને વર્ણોને આપ શરણે રાખનારછો.

**સૂત કહેછે**—એવાં દેવનાં વચન સાંભળી મહામુનિ અગસ્ત્ય, ક્ષણવાર ધ્યાન કરી કહેવા લાગ્યા. હે દેવ! હું તેમ કરીશ તમે મારે ત્યાં આવ્યાં તેથી હું મારા આત્માને ધન્ય માનું છું આપે મહોટો અનુગ્રહ કર્યો હે દેવતાઓ તમારૂં સર્વ કાર્ય હું સિદ્ધ કરીશ એવું કહી દેવતાઓને વિદાય કર્યા, તે પછી ક્ષણવાર ધ્યાન કરી તપ રૂપ વિમાનમાં ચડી અર્ધા નિમેષમાં ઊંચા આકાશમાં પ્રાપ્ત થયા. તેટલામાં ઊંચો વધેલો આકાશને રોકનાર વિંધ્યાચળ પાસેજ હોઠા પાસે આવેલા મુનિને જોઇ વિંધ્યાચળ કંપવા લાગ્યો લોપામુદ્રા નામનાં ઋષિપત્નિ સહિત આવેલા વાતાપિ અને ઇલ્વલને હણનાર પ્રલયકાળના અગ્નિ સરખા તીવ્ર પ્રજ્વલિત ગાર્હપત્ય આહવનીય અને બાર્હસ્પત્ય નામના ત્રણ અગ્નિ સહિત અગસ્ત્ય મુનિને જોઈ વિંધ્ય અત્યંત ભયભીત થયો ત્યારે તેને અગસ્ત્ય આ પ્રમાણે કહેવા લાગ્યા.

**અગસ્ત્ય કહેછે**—કે વિંધ્ય હે પ્રાજ્ઞ કુશળ છો? મને તું યથાર્થપણે ઓળખે છે? હે પર્વતશ્રેષ્ઠ! તું મારાં વચનથી તત્કાળ નિચો થઈ જા કેમકે દક્ષિણ દિશાનાં તીર્થમાં સ્નાન કરવા જવા મારો વિચારછે માટે હું પાછો આવું ત્યાંસૂધી તું અત્યંત નહાનો રહેજે, નહીં તો હું શાપ આપીશ તેથી તારો નાશ થશે એવાં મુનિનાં વચન સાંભળી પર્વતનો રાજા વિંધ્યાચળ, વિનયથી તત્કાળ નિચો થઈ ગયો મુનિએ કહ્યું કે હે પર્વત, તારે આવી રીતે મને દંડવત્ કરી હમણાં નમ્ર છો તેવુંજ રહેવું તે સાંભળી વિંધ્યે કહ્યું મહારાજ પ્રમાણછે એવી પ્રતિજ્ઞા કરી શાપથી ભય પામેલો વિંધ્ય ઋષિ પાછા આવશે એવી આશા રાખી વૃદ્ધિ પામ્યો નહીં. અગસ્ત્ય મુનિ પણ તેજ માર્ગે કરી દક્ષિણ દિશામાં આવ્યા તે પાછા વળ્યા નહીં ત્યાં રહી દક્ષિણ દિશાને સનાથ કરી સાધ્વિ એવાં લોપામુદ્રાસહિત તપના નિધિ એવા અગસ્ત્યમુનિ, પોતાનાં પગલાંથી વિંધ્યને પવિત્ર કરી પધાર્યા ત્યારે તે પર્વતે મનમાં વિચાર કર્યો કે મેં નમ્ર થઇને મુનિનો સત્કાર કર્યો તે સારૂં થયું, નહિં તો મને શાપ આપત મારા સરખો બીજો ધન્યભાગ્ય નથી એમ તે પર્વતે માન્યું સમયને જાણનાર અરૂણે પણ પોતાના અશ્વો ચલાવ્યા ત્યારે પહેલાંની પેઠે સૂર્યના સંચારથી જગત્ સ્વસ્થ થયું. આજ કાલ કે પરમ દિવસે મુનિ આવશે એવી ચિંતાના મ્હોટા ભારથી દબાયેલો વિંધ્ય નીચો થઇ રહ્યો પરંતુ હજીસુધી તે મુનિ આવ્યા નહીં કે પર્વત વૃદ્ધિ પામે.

સૂત કહેછે—હે વિપ્રો અગસ્ત્ય મુનિ લંકામાં પ્રાપ્ત થયા ત્યારે તેમનાં સતી લોપામુદ્રા કહેવા લાગ્યાં કે હે મુનિવર્ય આ દાનવોની ભૂમિ પવિત્ર તીર્થો વગરનીછે માટે આપણે તીર્થયાત્રા કરીએ, લોપામુદ્રાનાં વચન સાંભળી મુનિએ કહ્યું કે હે કલ્યાણી પતિવ્રતે તું રાજપુત્રી છો માટે તીર્થો કરી શકીશ નહીં હે સુંદરી તું અહીં રહે વિષાદ નહીં કર. જ્યાં તીર્થોછે ત્યાં જઈને હું મંત્રથી તેનું આકર્ષણ કરી અહિં લાવીશ એવું કહી મિત્રાવરૂણના પુત્ર અગસ્ત્યમુનિ, કમંડળ લઇ ઉત્તર દિશા પ્રત્યે નીકળ્યા. કાશી, પ્રયાગ, હરિદ્વાર પુષ્કર વિગેરેમાં જઈ તેનું જળ પોતાના કમંડળમાં લીધું ત્યાંથી નૈમિષારણ્ય શોણિતહૃદ થઇ દ્વારિકા, પ્રભાસ, ઓંકારેશ્વર અને કુરૂક્ષેત્ર તથા નાના પ્રકારની નદીઓ ને પવિત્ર સરોવરો અને સઘળાં પાવત્ર સ્થાનોમાં જઈ પોતાના યોગબળથી નિશ્ચલ ધ્યાનેકરી પુષ્કર વિગેરે સર્વે તીર્થો અને સ્વર્ગનાં તથા રસાતળનાં સઘળાં તીર્થો પોતાના તપયોગના સામર્થ્યથી ખેંચી તેનું જળ પોતાના કમંડળમાં નાખ્યું અને મધ્યાન સમયે વાલખિલ્ય આશ્રમમાં આવ્યા ત્યારે વાલખિલ્ય મુનિઓ એકાગ્ર ચિત્ત થઇ બ્રહ્મકુંડ ઉપર વિધિપૂર્વક યજ્ઞ કરતા હતા. જ્યારે બ્રહ્માએ વાલખિલ્ય મુનિઓને ઉત્પન્ન કર્યા હતા ત્યારે તેમણે બ્રહ્માને નમસ્કાર કહી કહ્યું કે હે બ્રહ્મન્ અમારે યજ્ઞો કયે સ્થળે કરવા તે અમને કહો. એવાં વાલખિલ્યોનાં વચન સાંભળી બ્રહ્માએ ભૂમિને મંત્રથી પવિત્ર કરી ખોદી ત્યારે સર્વ પાપને મટાડનાર તે બ્રહ્મકુંડ બ્રહ્માએ બ્રાહ્મણોને યજ્ઞ કરવા આપ્યો ત્યાં સર્વ દેવ અને વાલખિલ્ય મુનિઓ યજ્ઞથી ઇશ્વરનું યજન કરેછે વળી તે બ્રહ્મકુંડની પાસે બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ્વર પણ નિરંતર સ્થિતિ કરી રહેછે, તે અતિ પવિત્ર સ્થાન જાણી મહામુનિ અગસ્ત્ય ત્યાં તીર્થ કરવા પ્રાપ્ત થયા. વાલખિલ્ય મુનિઓએ તેમનું વિનયથી પૂજન કર્યું અને કહ્યું કે હે મુનીશ્વર અત્યારે મધ્યાન્હ થયોછે માટે આ આશ્રમમાં ભોજન કરો વાલખિલ્યનાં વચન સાંભળી અગસ્ત્યે કહ્યું કે હે વિપ્રો મારે ઘણી ઉતાવળછે માટે તમે તત્કાળ ભોજન સિદ્ધ કરો તો ભોજન કરીશ તે સાંભળી વાલખિલ્ય વિપ્રોએ કહ્યું હે સ્વામિન્ વેહેલા થાઓ સ્નાન કરી પધારો એવાં તેનાં વચન સાંભળી અગસ્ત્યમુનિ પોતાનું કમંડળ બ્રહ્મકુંડ પાસે મૂકી અરણનાશા નદીમાં સ્નાન કરવા ગયા. એ સમયના અંતરમાં કમં-

---

૧ બ્રો.

ડળમાં રહેલાં સર્વ તીર્થો પરસ્પર કહેવાં લાગ્યાં કે જ્યાં ધર્મરાજ[1] રહ્યા છે એવી દુષ્ટ દક્ષિણ દિશામાં આપણને આ ઋષિ લઇ જશે આ દુઃખમાંથી આપણને કોણ મુક્ત કરે એ રીતે ચિંતામાં પડેલાં તે સઘળાં તીર્થોને મુક્ત થવા મરજી થઇ ત્યારે તેમણે ધર્મરૂપી સમર્થ ઇંદ્રનું ચિંતવન કર્યું તેથી પ્રસન્ન થયેલા દેવના દેવ ઇંદ્રે તેને ધારણા આપી કહ્યું કે તમારે શું દુઃખછે ? તે સાંભળી તીર્થોએ કહ્યું હે નાથ હે સુરશ્રેષ્ટ તમારી પાસે આવેલાં અમે સઘળાં તીર્થો છીએ અમને શરણે રાખનાર તમેછો આ અગસ્ત્યમુનિ યોગ અને તપના સામર્થ્યથી અમને કમંડળમાં લઈ આકર્ષણ કરી દક્ષિણ દિશામાં લઈ જાયછે હમણાં તે અર્ણનાશા નદીમાં નહાવા ગયાછે જે દિશામાં પાપિષ્ટ, મૂઢ, આચાર હીન લોકો, ભાઇઓ પણ ભગિનીનો પરિગ્રહ કરેછે એવી નઠારી દિશામાં અમને તીર્થોને લઇ જશે તે પાપથી અમે ડરીએ છીએ હે સ્વામિનૂ હે સુરેશ્વર તે સંકટથી અમારૂં રક્ષણ કરવા યોગ્ય છો.

**સૂત કહેછે**—એ રીતે તીર્થોએ કહ્યું ત્યારે ક્રોધ પામેલા ઇંદ્રે સિંચાણો થઇ તે તીર્થોને છોડાવવા તત્કાળ તે કમંડળને ઉંધું વાળ્યું ત્યારે તીર્થો તરત નીકળી મુક્ત થયાં કે ભયથી તરત પોતે ઉડી ગયો એટલામાં સ્નાન કરી જ્યાં કમંડળ મુક્યું હતું ત્યાં બ્રહ્મકુંડ પાસે આવી મુનિ, જૂએછે તેટલામાં તીર્થોદક રહિત કમંડળને ઊંધું વળેલું જોઇ અત્યંત ક્રોધ પામી આસપાસ જોવા લાગ્યા. અગ્નિ સરખા પ્રજ્વલિત થઇ કહેવા લાગ્યા કે કયે પાપીએ આ કમંડળને ઊંધું વાળ્યું પર્વતના શિખરથી કોણ પડયો, આજ કોણે વિષ ખાધું આજે વસ્ત્રમાં અગ્નિ કોણે બાંધ્યો, આ કોઇ પણ પુરૂષ મારા શાપથી હમણાં યમ પુરીમાં જશે એવા ક્રોધ પામેલા અગસ્ત્યમુનિ વાલખિલ્યમુનિઓને પૂછવા લાગ્યા.

**અગસ્ત્ય મુનિ કહેછે**—હે દ્વિજ સત્તમો કયા દુર્ભાગ્યનું આ કર્મ છે તમે યથાર્થ જાણતા હશો માટે કહો.

**વાલખિલ્યો કહે છે**—હે મુનિવર્ય અમે કાંઇ બીજું કારણ સારી રીતે જાણતા નથી પણ તે કમંડળ શિંચાણે ઉંધું વાળ્યું છે હે મુનિવર્ય કૃપા કરો જે ભાવી હોય તે અન્યથા થતું નથી, એવાં વાલખિલ્ય મુનિનાં વચનથી અગસ્ત્યે ક્રોધને શાંત કર્યો અને પોતે મધ્યાન કર્મ કરી આશ્રમે ગયા.

---

[1] યમરાજ.

સૂત કહેછે—અગસ્ત્ય મુનિએ સર્વ તીર્થોનું જળ જે કમંડળમાં રાખ્યું હતું તે ઉંધું વળવાથી સર્વતીર્થોનું જળ જે કમંડળમાં રાખ્યું હતું તે ઊંધું વળવાથી સર્વ તીર્થો બ્રહ્મકુંડનેવિષે રહ્યાં તેથી તે સર્વ પાપને ગ- ટાડનાર સર્વ તીર્થમાં ઉત્તમ સિદ્ધ, સાધ્ય, ગ્રહ, સર્વ દેવ, અપ્સરાઓ, મુનિઓ, યક્ષો અને નાગ વિગેરેને સેવવા યોગ્ય સર્વ આશ્ચર્યમય પૃથ્વીનાં અને સ્વર્ગનાં સઘળાં સુખને આપનાર બ્રહ્માનું બનાવેલું નાના પ્રકા- રના વર્ણવાળા રસથી યુક્ત હજુ સુધી તે બ્રહ્મકુંડ, સર્વ પ્રકારની સિદ્ધિ અને કામનાને આપનાર છે. જેમાં રાતું, લીલું, શ્વેત, ત્રાંબાવરણું કાબરૂં, વાદળવરણું, પીંગળું, દૂધ અને કપૂર સરખું ઉજ્વળ, કસ્તુરી સરખું, કંકુ અને કેસર વરણું સુગંધી ચંદન યુક્ત અને કોઇ વખતે લોદરના કંદ સરખું એટલે રાતું પીળું મિશ્ર રંગવાળું થાયછે વિગેરે વિવિધ પ્રકારના રસોને લીધે તે કુંડની અંદર નાખેલું રૂપું સુવર્ણસરખું થાય છેતથા તે સ્થળે રહી મહાદેવનું આરાધન કરવાથી તત્કાળ સર્વ પ્રકારની સિદ્ધિઓ પ્રામ થાય છે ઉત્તમ રસાયન તે કુંડમાં પ્રત્યક્ષ દેખાય છે જે આશ્ચર્ય જોવાથી મનુષ્યો અત્યંત પ્રસન્ન થાય છે, કલિયુગમાં પરમદિવ્ય સિદ્ધેશ્વર નામનો રસ તે કુંડમાં રહ્યો છે જેથી મનુષ્યોની આધિ, વ્યાધિ અને ઉપાધિ દૂર થાયછે, હેમ બીજમય તે દિવ્ય બ્રહ્મકુંડના જળનું સેવન કરવાથી મનુષ્યોને શારીરિક સિદ્ધિ પ્રામ થા યછે. બ્રહ્માએ પૂર્વે તે તીર્થનું અપાર માહાત્મ્ય કહ્યુંછે આ ચરાચર ત્રૈલોકની અંદર ત્યાં સુધી બીજાં તીર્થો ગર્જના કરેછે, જ્યાં સુધી મનુષ્યોએ આ બ્રહ્મકુંડ તીર્થનું દર્શન કર્યું નથી આ તીર્થમાં નાવાથી, ચાડી, કૃતઘ્નતા, મિત્રદ્રોહ, પરદારસ્પર્શ, ગુરૂ અને ગાયની ઘાતથી થયેલું તથા પરદ્રવ્યના હરણથી થયેલું પાપ પણ દૂર થાયછે, વળી તે બ્રહ્મકુંડના દર્શનથી જન્મ જન્માંતરનાં કરેલાં બ્રહ્મહત્યાદિ મહાપાપો પણ નિવૃત્ત થાયછે જે કુંડનું સેવન કરવાથી તથા સ્નાનના પ્રભાવથી પૃથ્વીની અંદર રહેલાં સર્વ તીર્થો અને દેવતાના પૂજનનું પુણ્ય મળેછે તથા સાત જન્મની અંદર થયેલાં પાપો પણ તેનાં દર્શનથી નાશ પામેછે જેના સ્મરણથી માનસિક, કીર્તનથી વાચિક, અને સ્નાન પાન તથા અભિષેકથી કાયિક પાતક દૂર થાયછે, તે તીર્થોદકના સ્મરણ કે સ્પર્શથી પણ તત્કાળ સર્વ કામના સિદ્ધ થાયછે તથા સર્વ પાપ મટેછે, કરોડો તીર્થમાં સ્નાન દાન અને જપ પૂજનથી જે પુણ્ય થાય તેટલું તે તીર્થના સેવનથી મળેછે સૂર્યના ઉદયથી જેમ અંધારૂં મટેછે

તેમ બ્રહ્મકુંડમાં સ્નાન કરી ચક્રધારી વિષ્ણુના દર્શન કરી પિતૃ દેવનું તર્પણ કરવાથી અનેક ભવનું એકઠું થયેલું પાતક મટેછે તથા અગ્નિષ્ટોમ યજ્ઞનું પુણ્ય તેને મળેછે, તે સ્થળે, ગાયત્રીનો જપ કરવાથી ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદને જાણનાર થાયછે, વળી ત્યાં શ્રાદ્ધ કરનારના પિતૃઓને ગયા શ્રાદ્ધ સરખી તૃપ્તિ થાયછે તે બ્રહ્મકુંડની પાંચ કોશ પ્રદક્ષિણા કરનાર વિચક્ષણ પુરૂષને સાત દ્વીપ અને સાત પાતાળયુક્ત કોટી તીર્થથી વીંટાએલી પૃથ્વીની પ્રદક્ષિણા જેટલું પુણ્ય થાયછે; બ્રહ્માંડની અંદર રહેલાં સર્વ તીર્થોનું પુણ્ય તે બ્રહ્મકુંડની પ્રદક્ષિણા કરનાને મળેછે. જે મનુષ્યે મનમાં જે ધાર્યું હોય તે સિદ્ધ કરવા તે કુંડમાં સ્નાન કરે તેની તે કામના તરત સિદ્ધ થાયછે, બીજું કલ્પવૃક્ષ સરખું બ્રહ્મકુંડ પ્રાપ્ત થયાં છતાં લોકો દુઃખ દારિદ્ર અને શોકને શામાટે પામેછે? વ્રત, તીર્થ દાન અને ચાંદ્રાયણથી જે ફળ થાય તે આ બ્રહ્મકુંડના સેવનથી થાયછે. એ તીર્થની માટી લઇ જઇને જ્યાં સ્નાન કરે ત્યાં સાત રાત્રીમાં કરેલાં પાપ તત્કાળ મટેછે, મૃત્તિકાને મંત્રી અંગમાં ચોળ નાર પુરૂષને તે કુંડના સ્નાનનું ફળ મળેછે. તે તીર્થમાં ભક્તિથી નિવાસ કરી શરીર ત્યાગ કરનારને બ્રહ્મલોકથી પુનરાવર્તન થતું નથી, તેમજ બ્રહ્મ તીર્થમાં મનુષ્યોનાં જેટલાં અસ્થિ પડેછે તેટલાં હજાર વર્ષ સુધી બ્રહ્મલોકમાં રહેછે ત્યાંથી કાળેકરી પૃથ્વીપર પડતાં નિષ્ટાવાન બ્રહ્મણ્ય કુળમાં અવતરી સર્વ વર્ણને અને દેવને પૂજવા યોગ્ય સર્વ વિદ્યાને જાણનાર વેદ અને વેદાં- તનો પાર પામેલો દેવતુલ્ય વિપ્ર થાયછે તથા તે બ્રહ્મતીર્થના મહિમાથી સર્વ વ્યાધિરહિત થઈ પુત્રપૌત્રાદિનું સુખ ભોગવી સો વર્ષ સુધી જીવેછે. ત્રણ વર્ષ સુધી તીર્થમાં રહી તે તીર્થોદકથી રાંધેલી રસોઈનું ભોજન કરનાર પુરૂષ, સર્વ વ્યાધિ રહિત થઈ તેજસ્વી અતિ બળવાન્ દિવ્યદેહવાળો થાયછે. ત્રણ વર્ષ સુધી અખંડિત નિયમપૂર્વક તે તીર્થમાં સ્નાન કરનાર, ત્રણ પ્રકારના દુઃખથી અને ત્રિવિધતાપથી મુક્ત થઇ સો વર્ષ જીવેછે. પ્રતિદિવસ સરસ્વતી દેવીને નમસ્કાર કરી પૂજા અને હોમપૂર્વક વાગી- શ્વરીમંત્રના[1] જપ કરનારને સરસ્વતીથી સિદ્ધિ મળેછે. તેથી તેના મુખમાંથી સંસ્કૃત અને પ્રાકૃત ગદ્ય પદ્યાત્મક ઉત્તમ વાણી નીકળેછે. સરસ્વતીના આરાધનથી અવિચ્છિન ગંગા પ્રવાહ સરખી વાણીથી હજારો વાદીઓ સાથે વિવાદ કરતાં શ્રમિત થતો નથી બ્રહ્મકુંડમાં સ્નાન કરી એક

---

૧ સરસ્વતી મંત્રનો.

વર્ષ સુધી સરસ્વતીને એકસો આઠ પ્રદક્ષિણા કરવાથી સર્વ શાસ્ત્રમાં કુશળ થાયછે, સર્વ શાસ્ત્રમાં પ્રવીણ, સૂર્ય સરખા તેજસ્વી સર્વ વેદના અર્થને જાણનાર વિદ્યાથી ઉંચા અનમ્ર કંઠવાળા હજારો વાદ કરનાર પંડિતોને જોવામાત્રમાં જીતે છે. બૌદ્ધ, આર્હત (જૈન આદિ મતનાં દર્શનો) વૈદિક, પંચરાત્ર. શૈવ, ઇતિહાસ, પુરાણ, ભૂત તંત્ર, ગારૂડીમંત્ર, ભૈરવ તંત્ર, મહાતંત્ર એ પ્રકારના કુલમાર્ગ વિગેરેને જાણે છે તથા ગંગાના પ્રવાહ સરખી અસ્ખળિત વાણીથી, સામે આવેલા વાદ કરનારાઓ જેમ ગરૂડને જોઈ સર્પો ભાગે તેમ પરાજય પામી દૂર જાયછે તથા તેને દારિદ્ર, રોગ અને માનસિક દુ:ખ વિગેરે થતું નથી. બ્રાહ્મીના પ્રસાદથી રાજાઓને માનવા યોગ્ય મ્હોટો વિદ્વાન્ થાય છે તથા અનેક પ્રકારના દેવ અને ભૂત સંબંધી ઉન્માદ રોગો તેના દર્શનથી દૂર થાય છે તથા તે તીર્થના મહિમાથી દાતા ભોગશીલ સુંદર બુદ્ધિમાન્ શ્રેષ્ઠ વક્તા થઇ દેવની પેઠે જીવે છે બ્રહ્મકુંડમાં સ્નાન કરી વેદમાતા ગાયત્રીના જપથી એકનું લક્ષગણું ફળ થાયછે, એકવાર તે તીર્થોદકનું પાન કરવાથી કાયિક, વાચિક અને માનસિક પાપો શરીરમાં પ્રવેશ કરી શકતાં નથી. સર્વ પાપની નિવૃત્તિ કરવા જે મનુષ્ય ગોદાન, અશ્વદાન અને સુવર્ણનું કમંડળ વિદ્વાન વિપ્રને આપે છે તથા પુનમ અને પ્રતિપદને દિવસે સરસ્વતીમાં સ્નાન કરી બ્રહ્માનિમિત્તે બીજાં જે દાનો આપે છે તે સર્વે અક્ષય ફળદાયક થાયછે; વેદને જાણનાર વિપ્રને તીર્થમાં જમાડવાથી લક્ષ વિપ્રને ભોજન કરવ્યાનું પુણ્ય થાય છે. બ્રહ્મકુંડમાં વિધિથી શ્રાદ્ધ કરનાર પોતાના એકવીશ કુલપુરૂષ સહિત અર્થાત્ એકવીશ પેઢી પર્યંત સર્વ પાપથી મુક્ત થઈ બ્રહ્મલોકમાં જાયછે એમાં સંશય નથી. જેણે બ્રહ્મકુંડની યાત્રા કરી તેજ પુણ્યવાન પુરૂષ મનુષ્યોમાં ઉત્તમછે જેઓ મરણ પામેલા મનુષ્યોની ઉત્તરક્રિયા એ તીર્થમાં કરેછે તેમની જગતના પ્રલય પર્યંત પુનરાવૃત્તિ થતી નથી અસ્ખળિત બ્રહ્મચર્યવાળા અઠયાશી હજાર ઋષિઓ બ્રહ્મકુંડમાં આવી ગાયત્રીની ઉપાસના કરેછે પાપને હરનાર પરમ પવિત્ર જ્ઞાનીઓને વરદાનના સ્થાનરૂપ આ બ્રહ્મકુંડના મહાત્માઓજ દર્શન કરેછે પુણ્યહીન પુરૂષને તેનું દર્શન દુર્લભ છે.

**સૂત કહેછે**—ત્યાર પછી તે જયશ્રાદ્ધ પણ વાલખિલ્ય મુનિઓને કહ્યું કે હે મુનીશ્વરો આપની આજ્ઞાથી આલિંગનું મેં સ્થાપન કર્યું હવે વિધિપૂર્વક ઘણા દિવસ તપ કરીશ તે સાંભળી વાલખિલ્ય મુનિઓએ કહ્યું

૧ વાગ ને દક્ષિણ. ૨ પડવાને.

કે હેનૃપ તું શંકરનું આરાધન કર એવી વિપ્રોની આજ્ઞાથી સ્થાપેલા શિવલિંગનું ધ્યાન કરી તેણે ઘણા કાળસુધી તપ કર્યું ત્યારે લોકના કલ્યાણ કરનાર પરમનિયંતા શંકર પ્રસન્ન થઇ કહેવા લાગ્યા કે હે સુવ્રત! વર માગ, તે સાંભળી જયશ્રીકે કહ્યું કે હે મહાદેવ! આજથી આ આપનું લિંગ લોકમાં મારા નામથી ખ્યાત થાય, હે દેવ મને આ સ્ત્રીહત્યાના પાપથી મુક્ત કરો તથા મહાપાપ અને ઉપપાપવાળો પુરૂષ પણ આ મારા સ્થાપેલા જયશ્રીકેશ્વરના દર્શનથી તત્કાળ નિષ્પાપ થાય એવાં રાજાનાં વચન સાંભળી શંકરે કહ્યું કે તારી પ્રાર્થના પ્રમાણે સર્વે સિદ્ધ થશે એવું કહી મહાદેવ ત્યાંજ અંતર્હિત થયા. પાપથી મુક્ત થયેલો રાજા, તીર્થના મહિમાથી પરમપદ પામ્યો, હે વિપ્રો જે કોઇ પુરૂષ કાર્તિક શુદ પુનમે જયશ્રીકેશ્વરનું પૂજન કરશે તે કદી બ્રહ્મઘાતી, સુરાપાની ગોઘાતી, વેશ્યાપતિ, સ્ત્રીઘાતી, બાળઘાતી અને સુવર્ણ સ્તેયી જેવો મહાપાપી હશે તો પણ મુક્ત થશે બ્રહ્મકુંડમાં સ્નાન કરી ચક્રધારી વિષ્ણુનું દર્શન, પૂજન અને સ્મરણ કરવાથી નિષ્પાપ થઇ પરમ પદને પામેછે સારી રીતે શ્રદ્ધા યુક્ત થઇ આ આખ્યાનનું શ્રવણ કરવાથી સર્વ પ્રકારનાં પાતકથી મૂકાઇ બ્રહ્મલોકમાં જાયછે.

यइदं शृणुयान्मर्त्यः सम्यक् श्रद्धासमन्वितः ॥
विमुक्तः पातकैः सर्वैर्ब्रह्मलोकं सगच्छति ॥ १ ॥

ઇતિ શ્રી સ્કંદપુરાણમાના વાલખિલ્યખંડમાં जयश्रीकोपाख्यान નામે ગુર્જર ભાષાંતરનો ત્રેતાળીશમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ वालखिल्याश्रमेख्यातं लिंगंतुकपिलेश्वरं ॥
पापक्षयकरंनृणां स्थापितं कपिलेन च ॥ १ ॥

સૂત કહેછે—વાલખિલ્ય આશ્રમમાં મનુષ્યના સર્વ પાપને મટાડનાર કપિલદેવનું સ્થાપેલું કપિલેશ્વર નામે વિખ્યાત શિવલિંગ છે, જેના દર્શનમાત્રથી મનુષ્ય નિષ્પાપ થાયછે, એક આંગળી માત્ર ઘીએકરી પૂજા કરવાથી તે વાંછિત ફળને આપેછે હે વિપ્રેંદ્રો! જેટલી નિમેશવાર તે શંકરપર ઘી રહેછે તેટલાં હજાર વર્ષો સુધી તે મનુષ્ય દેવલોકમાં વસેછે.

ઋષિઓ કહેછે—મ્હોટી બુદ્ધિવાળા હે સુત! તે કપિલદેવ કેના પુત્ર હતા તથા તેનો મહિમા કેવોછે તે ઉત્તમ આખ્યાન અમને કહો જે મહામુનિએ સ્થાપેલા કપિલેશ્વરની એક આંગળી માત્ર ઘીએકરી પૂજા કરવાથી

દિવ્ય લોક મળેછે તે કપિલેશ્વર ઉપર ઘી, ઘણીવાર સુધી કેમ રહેતું નથી એ મ્હોટી આશ્ચર્યકારક કથાનું અદ્ભુત આખ્યાન વિસ્તારથી કહો,

સૂત કહેછે—હે મુનિઓ પુરાતન ઇતિહાસ કહું તે સાંભળો, જેના શ્રવણે કરી મનુષ્યો મહાપાપથી મુક્ત થાયછે, પૂર્વે એક શ્વેતકી નામે રાજર્ષિએ બાર વર્ષ સુધી મ્હોટા સત્રો અને પરિપૂર્ણ દક્ષિણાવાળા ઘણા યજ્ઞથી ઇશ્વરનું યજન કર્યું હતું, અનેક યજ્ઞના પુણ્યથી તે રાજા શ્વેતકી ઘણા કાળ સુધી સ્વર્ગનાં ઇચ્છિત સુખ ભોગવતો હતો જેના યજ્ઞની અંદર બાર વર્ષ સુધી હોમ કર્મમાં થતી ઘીની અખંડ ધારાથી અને હુતદ્રવ્યથી અગ્નિ, અત્યંત તૃપ્તિ પામ્યો હતો; તેથી બીજા કોઇનું હુત દ્રવ્ય લેવા તેની ઇચ્છા નહતી, અત્યંત ઘૃતનું પાન કરવાથી અગ્નિને અજીર્ણ વિકાર થયો હતો. તેથી તે પાંડુ વર્ણો નિસ્તેજ થઇ સારી રીતે પ્રકાશ કરી શકતો નહોતો તેજહીન ગ્લાનિ પામેલા તે અગ્નિએ પોતાના આત્માને અજીર્ણ વિકાર થયો જાણી મંદરાચળ પર્વતમાં જઇ શ્રીકૃષ્ણ અને અર્જુનને મળી આવાં વાક્ય કહેવા લાગ્યોકે હે ભગવન્ હે દેવના દેવ ઇશ્વર! સર્વે દેવને નમસ્કાર કરવા યોગ્ય જગતની પીડાને મટાડનાર હે પ્રભુ! હું અજીર્ણ રોગથી પીડાઉંછું, માટે મારૂં રક્ષણ કરો એવાં અગ્નિનાં વચન સાંભળી સર્વ પ્રાણી ઉપર દયા કરનાર વિષ્ણુ ગરૂડધ્વજ, અર્જુનને બોલાવી કહેવા લાગ્યા.

વિષ્ણુ કહેછે—હે અર્જુન! અગ્નિની પીડાને નિવૃત્ત કરવા તું યોગ્યછે જે ઉપાયેં કરી આ અગ્નિદેવ તત્કાળ નિરોગી થાય તેમતું કર.

સૂત કહેછે—વિષ્ણુનાં વચન સાંભળી રાજાઓમાં શ્રેષ્ટ અર્જુન અગ્નિને સમયોચિત આવાં વચન કહેવા લાગ્યો.

અર્જુન કહેછે—કયા ઉપાયથી તારા ઉદરની પીડા શાંત થાય જેથી તારૂં અજીર્ણ મટે તે ઔષધ તું કહે એટલે તે ઉપાય હું કરૂં.

અગ્નિ કહેછે—હે પાર્થ ઇંદ્રનું ખાંડવ નામે વન સર્વ ઔષધિઓથી ભરેલું છે, તેને બાળવાથી મારો વ્યાધી તત્કાળ મટી જશે. હે ધનંજય! તારા વિના તે વનને બાળવા બીજો કોઇ સમર્થ નથી એવાં અગ્નિનાં વચન સાંભળી અર્જુન બોલ્યો.

અર્જુન કહેછે—હે અગ્નિ ઇંદ્રનું ખાંડવ વન તું બાળ જેથી તારી અજીર્ણે કરી થયેલી પીડા દૂર થાય.

હું તને સહાય કરૂંછું તું નિર્ભય રહે મારે ઉત્તમ દિવ્ય અસ્ત્ર ઘણાં છે જેથી એક તો શું પણ ઘણા ઇંદ્રો સાથે યુદ્ધ કરવા હું શક્તિમાન્ છું;

હે ભગવન્ બહુ પરાક્રમી મજબૂત મારા ધનુષને તથા મારા મનો વાંચ્છિતબાણને ખેંચી શકે એવો મજબૂત રથ નથી માટે સૂર્ય સરખો તેજસ્વી અને મેઘની ગર્જના સરખા શબ્દવાળો રથ મને મળે તો હું યુદ્ધ કરવા હમણાં સજ્જ છું; કૃષ્ણના પરાક્રમ સરખું બીજું હથિઆર નથી, હે ભગવન્ આ યુદ્ધ કર્મની જે રીતે સિદ્ધિ થાય તેમ કરવા યોગ્ય છો, મહાવનમાં બાણોથી વરસતા ઇંદ્રને હું અટકાવું તેવાં ધનુષ બાણ અને રથની સિદ્ધતા થવી જોઈએ એવાં અર્જુનનાં વચન સાંભળી અગ્નિએ તેને દિવ્ય રથ અને અક્ષય ભાથાવાળું બાણ સહિત ગાંડીવધનુષ આપ્યું તે લઇ ત્રણેય જણ ખાંડવવન પ્રત્યે ગયા શ્રીકૃષ્ણ અને અર્જુને જેનું રક્ષણ કર્યું છે એવો અગ્નિ, પોતાનું તેજોમયરૂપ કરી વનને બાળવા લાગ્યો. ચોતરફ વનને ઘેરી સાત જવાળાવાળો અગ્નિ, પ્રલયકાળ સરખું રૂપ લઈ ક્રોધથી ખાંડવ વનને બાળવા લાગ્યો, મેઘના કડાકા સરખા શબ્દો કરતો વનનાં સર્વ પ્રાણીઓને દગ્ધ કરવા લાગ્યો તે વનને બાળતા અગ્નિનું દિવ્યરૂપ ચળકતા સુવર્ણના મેરૂ સરખું દેખાવા લાગ્યું, અતિ વધેલા અગ્નિની જવાળાઓ આકાશ તરફ જવા લાગી શ્રીકૃષ્ણ અને અર્જુન તે અગ્નિની આગળ અને પાછળ ઉભા રહ્યા, દેવતાઓને અત્યંત ઉદ્વેગ થયો તેથી તે સર્વે ઇંદ્રને શરણે જઈ મધુર વાણીથી કહેવા લાગ્યા કે હે ઇંદ્ર! અમે આ અગ્નિના દુઃખથી તાપ પામીએ છીએ એવું કહી સ્તુતિ કરવા લાગ્યા.

દેવ કહેછે—હે અમરેશ્વર આ સર્વ પક્ષિઓ અગ્નિવડે બળેછે અને આપણાં સર્વ લોકનો નાશ થવાનો પ્રસંગ આવ્યો.

સૂત કહેછે—એવાં દેવનાં વચન સાંભળી ખાંડવવનને અગ્નિના દાહથી શાંત કરવા ઇંદ્ર નાના પ્રકારના મેઘગણ લઇ વજ્રને ધારણ કરી આકાશમાં રહી અત્યંત વરસવા લાગ્યો અને ક્રોધથી અગ્નિને શાપ આપવા લાગ્યો કે હે પાવક આ તેં શું કર્યું?

ઇંદ્ર કહેછે—હે દુર્મતિ મનુષ્યની પેઠે અતિ આતુરતાથી આ મારૂં ખાંડવવન બાળ્યું તેથી તું મનુષ્ય થા, એવો ઇંદ્રનો શાપ સાંભળી અગ્નિ તેને કહેવા લાગ્યો.

અગ્નિ કહેછે—હે સુરેશ્વર શાપને યોગ્ય આ અપરાધ નથી રોગથી પીડાએલો, શોકમાં બુડેલો, દરિદ્ર અને દુર્બળ અપરાધ કરે તેથી તે શાપને યોગ્ય ગણાય નહીં, હે વિભુ હું રોગથી પીડાતો હતો તેથી મેં તમારૂં

દિવ્ય લોક મળેછે તે કપિલેશ્વર ઉપર ઘી, ઘણીવાર સુધી કેમ રહેતું નથી એ મ્હોટી આશ્ચર્યકારક કથાનું અદ્ભુત આખ્યાન વિસ્તારથી કહો,

સૂત કહેછે—હે મુનિઓ પુરાતન ઇતિહાસ કહું તે સાંભળો, જેના શ્રવણે કરી મનુષ્યો મહાપાપથી મુક્ત થાયછે, પૂર્વે એક શ્વેતકી નામે રાજર્ષિએ બાર વર્ષ સુધી મ્હોટા સત્રો અને પરિપૂર્ણ દક્ષિણાવાળા ઘણા યજ્ઞથી ઇશ્વરનું યજન કર્યું હતું, અનેક યજ્ઞના પુણ્યથી તે રાજા શ્વેતકી ઘણા કાળ સુધી સ્વર્ગનાં ઇચ્છિત સુખ ભોગવતો હતો જેના યજ્ઞની અંદર બાર વર્ષ સુધી હોમ કર્મમાં થતી ઘીની અખંડ ધારાથી અને હુતદ્રવ્યથી અગ્નિ, અત્યંત તૃપ્તિ પામ્યો હતો; તેથી બીજા કોઇનું હુત દ્રવ્ય લેવા તેની ઇચ્છા નહતી, અત્યંત ઘૃતનું પાન કરવાથી અગ્નિને અજીર્ણ વિકાર થયો હતો. તેથી તે પાંડુ વર્ણો નિસ્તેજ થઇ સારી રીતે પ્રકાશ કરી શકતો નહોતો તેજહીન ગ્લાનિ પામેલા તે અગ્નિએ પોતાના આત્માને અજીર્ણ વિકાર થયો જાણી મંદરાચળ પર્વતમાં જઇ શ્રીકૃષ્ણ અને અર્જુનને મળી આવાં વાક્ય કહેવા લાગ્યોકે હે ભગવન્ હે દેવના દેવ ઇશ્વર ! સર્વ દેવને નમસ્કાર કરવા યોગ્ય જગતની પીડાને મટાડનાર હે પ્રભુ ! હું અજીર્ણ રોગથી પીડાઉંછું, માટે મારૂં રક્ષણ કરો એવાં અગ્નિનાં વચન સાંભળી સર્વ પ્રાણી ઉપર દયા કરનાર વિષ્ણુ ગરૂડધ્વજ, અર્જુનને બોલાવી કહેવા લાગ્યા.

વિષ્ણુ કહેછે—હે અર્જુન ! અગ્નિની પીડાને નિવૃત્ત કરવા તું યોગ્યછે જે ઉપાયેં કરી આ અગ્નિદેવ તત્કાળ નિરોગી થાય તેવતું કર.

સૂત કહેછે—વિષ્ણુનાં વચન સાંભળી રાજાઓમાં શ્રેષ્ટ અર્જુન અગ્નિને સમયોચિત આવાં વચન કહેવા લાગ્યો.

અર્જુન કહેછે—કયા ઉપાયથી તારા ઉદરની પીડા શાંત થાય જેથી તારૂં અજીર્ણ મટે તે ઔષધ તું કહે એટલે તે ઉપાય હું કરૂં.

અગ્નિ કહેછે—હે પાર્થ ઇંદ્રનું ખાંડવ નામે વન સર્વ ઔષધિઓથી ભરેલું છે, તેને બાળવાથી મારો વ્યાધી તત્કાળ મટી જશે. હે ધનંજય ! તારા વિના તે વનને બાળવા બીજો કોઇ સમર્થ નથી એવાં અગ્નિનાં વચન સાંભળી અર્જુન બોલ્યો.

અર્જુન કહેછે—હે અગ્નિ ઇંદ્રનું ખાંડવ વન તું બાળ જેથી તારી અજીર્ણે કરી થયેલી પીડા દૂર થાય.

હું તને સહાય કરૂંછું તું નિર્ભય રહે મારે ઉત્તમ દિવ્ય અસ્ત્ર ઘણાં છે જેથી એક તો શું પણ ઘણા ઇંદ્રો સાથે યુદ્ધ કરવા હું શક્તિમાન્ છું;

હે ભગવન્ બહુ પરાક્રમી મજબૂત મારા ધનુષને તથા મારા મનો વાંચ્છિતબાણને ખેંચી શકે એવો મજબૂત રથ નથી માટે સૂર્ય સરખો તેજસ્વી અને મેઘની ગર્જના સરખા શબ્દવાળો રથ મને મળે તો હું યુદ્ધ કરવા હમણાં સજજ છું; કૃષ્ણના પરાક્રમ સરખું બીજું હથિઆર નથી, હે ભગવન્ આ યુદ્ધ કર્મની જે રીતે સિદ્ધિ થાય તેમ કરવા યોગ્ય છો, મહાવનમાં બાણોથી વરસતા ઇંદ્રને હું અટકાવું તેવાં ધનુષ બાણ અને રથની સિદ્ધતા થવી જોઈએ એવાં અર્જુનનાં વચન સાંભળી અગ્નિએ તેને દિવ્ય રથ અને અક્ષય ભાથાવાળું બાણ સહિત ગાંડીવધનુષ આપ્યું તે લઇ ત્રણેય જણ ખાંડવવન પ્રત્યે ગયા શ્રીકૃષ્ણ અને અર્જુને જેનું રક્ષણ કર્યું છે એવો અગ્નિ, પોતાનું તેજોમયરૂપ કરી વનને બાળવા લાગ્યો. ચોતરફ વનને ઘેરી સાત જવાળાવાળો અગ્નિ, પ્રલયકાળ સરખું રૂપ લઈ ક્રોધથી ખાંડવ વનને બાળવા લાગ્યો, મેઘના કડાકા સરખા શબ્દો કરતો વનનાં સર્વ પ્રાણીઓને દગ્ધ કરવા લાગ્યો તે વનને બાળતા અગ્નિનું દિવ્યરૂપ ચળકતા સુવર્ણના મેરૂ સરખું દેખાવા લાગ્યું, અતિ વધેલા અગ્નિની જવાળાઓ આકાશ તરફ જવા લાગી શ્રીકૃષ્ણ અને અર્જુન તે અગ્નિની આગળ અને પાછળ ઉભા રહ્યા, દેવતાઓને અત્યંત ઉદ્વેગ થયો તેથી તે સર્વે ઇંદ્રને શરણે જઈ મધુર વાણીથી કહેવા લાગ્યા કે હે ઇંદ્ર! અમે આ અગ્નિના દુઃખથી તાપ પામીએ છીએ એવું કહી સ્તુતિ કરવા લાગ્યા.

દેવ કહેછે—હે અમરેશ્વર આ સર્વ પક્ષિઓ અગ્નિવડે બળેછે અને આપણાં સર્વ લોકનો નાશ થવાનો પ્રસંગ આવ્યો.

સૂત કહેછે—એવાં દેવનાં વચન સાંભળી ખાંડવવનને અગ્નિના દાહથી શાંત કરવા ઇંદ્ર નાના પ્રકારના મેઘગણ લઇ વજ્રને ધારણ કરી આકાશમાં રહી અત્યંત વરસવા લાગ્યો અને ક્રોધથી અગ્નિને શાપ આપવા લાગ્યો કે હે પાવક આ તેં શું કર્યું?

ઇંદ્ર કહેછે—હે દુર્મતિ મનુષ્યની પેઠે અતિ આતુરતાથી આ મારૂં ખાંડવવન બાળ્યું તેથી તું મનુષ્ય થા, એવો ઇંદ્રનો શાપ સાંભળી અગ્નિ તેને કહેવા લાગ્યો.

અગ્નિ કહેછે—હે સુરેશ્વર શાપને યોગ્ય આ અપરાધ નથી રોગથી પીડાએલા, શોકમાં બૂડેલો, દરિદ્ર અને દુર્બળ અપરાધ કરે તેથી તે શાપને યોગ્ય ગણાય નહીં, હે વિભુ હું રોગથી પીડાતો હતો તેથી મેં તમારૂં

ખાંડવ વન બાળ્યું; હવે મારો અપરાધ ક્ષમા કરી અનુગ્રહ કરવા યોગ્ય છો હે ઇંદ્ર મારા શાપની અવધિ કહો.

ઇંદ્ર કહેછે—કર્દમ ઋષિનાં સ્ત્રી દેવહુતિને ઉદરે તું કપિલદેવ એવા નામથી અવતરીશ અવસ્થા થતાં વાલખિલ્ય આશ્રમમાં જઇ તેની પ્રદક્ષિણા કરી વિપ્રોને સાંખ્ય યોગનો બોધ આપશો તથા કપિલેશ્વર એવે નામે શિવલિંગનું સ્થાપન કરી તેનું આરાધન કરશો ત્યારે શાપથી મુક્ત થશો. એવું કહી ઇંદ્ર અંતર્હિત થયો.

સૂત કહેછે—ત્યાર પછી થોડો એક સમય જતાં અગ્નિ, કર્દમ દેવહુતિને ત્યાં કપિલદેવરૂપે અવતર્યા, તેણે વાલખિલ્ય આશ્રમમાં જઇ સિદ્ધનાથને પ્રણામ કરી વિપ્રોને સાંખ્યયોગનું જ્ઞાન કહ્યું વિધિ પ્રમાણે શિવલિંગનું સ્થાપન કરી ઘણા કાળ સુધી તપ કર્યું ત્યારે પ્રસન્ન થયેલા મહાદેવે કહ્યું કે હે સુવ્રત! હું આ તમારા તપથી પ્રસન્ન થયો છું માટે વરદાન માગો.

કપિલ કહેછે—હે મહેશ્વર દેવ આ સ્થાપેલા આપના શિવલિંગમાં આપનો અને મારો અંશ રહે તથા જે કોઇ પુરૂષ ફાગણ માસમાં આ તમારા સ્વરૂપનું પૂજન કરે તેની સર્વ કામના સિદ્ધ થાય.

રૂદ્ર કહેછે—હે મુનિ બ્રહ્મા અને વિષ્ણુનો અંશ જેમ મારામાં રહેછે તેમ આ તમારો ત્રીજો અંશ આ મારા શિવલિંગમાં સ્થિત થશે જે મનુષ્યો મકર સંક્રાંતિને દિવસે અહીં ઘીથી પૂજા કરશે તેને પરમ ગતિ પ્રાપ્ત થશે તેમજ વૃષ રાશીના સૂર્યમાં જે લોકો અહિં દૂધથી અથવા પંચામૃતથી મારૂં પૂજન કરશે તેના સર્વ મનોરથ સિદ્ધ થશે એવું કહી શંકર અંતર્હિત થયા.

સૂત કહેછે—હે વિપ્રો અગ્નિના અંશથી તે કપિલેશ્વર ઉપર ઘણી વાર સૂધી ઘી ટકતું નથી. માઘ વદી ચતુર્દશીને દિવસે એટલે મહોટી શિવરાત્રીએ જે મનુષ્ય, બ્રહ્મકુંડમાં સ્નાન કરી ચંદન, પુષ્પ, ધૂપ, દીપ અને વિવિધ પ્રકારના નૈવેદ્યેકરી કપિલેશ્વરની પૂજા કરેછે તેઓને હજાર ગોપ્રદાનનું ફળ મળેછે. હે વિપ્રો કપિલદેવના રૂપને પામેલો તે અગ્નિ, ઇંદ્રના શાપથી મુક્ત થઇ પોતાની કાંતિથી દિશાઓને પ્રકાશિત કરવા લાગ્યો. તેણે સ્થાપેલા કપિલેશ્વર લિંગનું આ પવિત્ર આખ્યાન શ્રવણ કરવાથી મનુષ્યો નિષ્પાપ થાયછે.

यइदं शृणुयात्पुण्यं कपिलाख्यानमुत्तमं ॥
सोऽपिश्रवणमात्रेण महापापात्प्रमुच्यते ॥ २६ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડમાં कपिलेश्वरमाहिमावर्णन નામે ચમાળીશમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ वालखिल्याश्रमे विप्रा विख्यातो भैरवेश्वरः ॥
यस्य संपूजनाद्ध्यानात्सर्वान्कामानवाप्नुयात् ॥ १ ॥

સૂત કહેછે—હે વિપ્રો વાલખિલ્ય આશ્રમમાં ભૈરવેશ્વર નામે વિખ્યાત શિવલિંગછે જેના પૂજન અને ધ્યાનથી મનુષ્યની સર્વ કામના પરિપૂર્ણ થાયછે. સર્વ જીવના પાપને મટાડનાર ખાતહ્રદનામે ત્યાં પવિત્ર તીર્થછે જેમાં પાતાળમાર્ગે કરી ગંગા પ્રાપ્ત થયાંછે ખાત હ્રદમાં સ્નાન કરી ભૈરવેશ્વરનું પૂજન કરનાથી મનુષ્ય નિષ્પાપ થઇ કોઇ પ્રકારના પાપથી પીડાતું નથી.

શૌનક કહેછે—તે ભૈરવ નામે કોણ હતા કે જેણે વાલખિલ્ય આશ્રમમાં ભૈરવેશ્વરનું સ્થાપન કર્યું હતું તે ભૈરવનું રૂપ કર્મ અને નામ સવિસ્તર કહો. તે ભૈરવેશ્વરનું કોણે આરાધન કર્યું હતું, કયે સમયે આરાધન કરવાથી તે ભૈરવેશ્વર પ્રસન્ન થાયછે ? તે ખાતહ્રદ કોણે કર્યો હતો કે જેમાં ગંગાજી પ્રાપ્ત થાયછે, હે સુત એ માહાત્મ્ય સવિસ્તર કહો.

સૂત કહેછે—શંકર પાર્વતીના વિવાહમાં જ્યારે વાલખિલ્યમુનિઓ ઉત્પન્ન થયા હતા ત્યારે તેમને મુનિના વૃંદોથી શોભાયમાન પંચ કોષના પ્રમાણવાળું જાલ્યોધર (આરોળ પાટણ) નામે પુર મહાદેવે આપ્યું હતું તે પુરના રક્ષણ સારૂ આશ્રમથી ઇશાન ખૂણામાં એક કોષ ઉપર ભૈરવ રૂપ કરી મહાદેવ, રહ્યા હતા કે જે પાતાળમાંથી ઉત્પન્ન થયા હતા તેમની સાથે, તે ખાતહ્રદ પણ થયો હતો, દશ ભુજા અને ત્રણ નેત્રવાળા ત્રિશૂળધારી પંચ મુખવાળા નીલકંઠ, ભૂત અને વૈતાળયુક્ત, નાગના હારને પહેરનાર જટાજૂટધારી મહાદેવે તીર્થનું રક્ષણ કરવા એવું ભૈરવ રૂપ ધર્યું હતું. ભૈરવની સાથે ગંગા પણ પાતાળમાંથી તે ખાતહ્રદનેવિષે પ્રાપ્ત થયાંછે. જે એકવીશ અક્ષરના ભૈરવ મંત્રથી તેનું ધ્યાન કરે અથવા અગિયાર દિવસો સુધી એકવીશ અક્ષરવાળા અગીયાર હજાર મંત્રથી ભૈરવનું આરાધન કરે અને તેનું દશાંશ હવન તર્પણ કરે તેની ભૈરવના પ્રસાદથી સઘળી કામના સિદ્ધ થાયછે.

ખાતહૃદમાં સ્નાન કરી ભૈરવેશ્વરનું પૂજન કરવાથી પુત્રના અર્થિને પુત્ર, ધનના અર્થીને ધન, વિદ્યાર્થીને વિદ્યા, અને સુખના અર્થિને સુખ મળેછે. જીતેંદ્રિય રહી ભક્તિપૂર્વક ભૈરવેશ્વરનું વિધિવડે પૂજન કરવાથી થયેલાં અને થશે એવાં અનેક કુળનો ઉદ્ધાર કરેછે. ભૈરવેશ્વરમાં રહેનારને કોઇ પ્રકારનો ઉપદ્રવ અને વિઘ્નો નડતાં નથી, સૂર્ય સરખી પ્રકાશિત હજારો સ્ત્રીઓથી વિંટાએલા વિમાનમાં બેસી સ્વર્ગમાં દેવતા પેઠે ક્રીડા કરેછે; માગશર વદ આઠમને દિવસે ભૈરવેશ્વર સમીપ રહી ઉપવાસ અને જાગરણ કરવાથી મહાપાપ નિવૃત્ત થાયછે તથા મનુષ્યબુદ્ધિથી થયેલું જે કોઇ અશુભકર્મ હોય તે સઘળું ભૈરવેશ્વરની પાસે જાગરણ કરવાથી દૂર થાયછે. જે મનુષ્યને વાલખિલ્ય આશ્રમમાં ઘણા દિવસ સુધી નિર્વિઘ્નપણે સુખથી રહેવા ઇચ્છા હોય તેણે ભૈરવની યાત્રા અને પૂજા પ્રેમથી કરવી એ પંચમુખ મહાતેજસ્વી લિંગના દર્શનથી તરત પાપ મટેછે. સર્વપાપને મટાડનાર ભૈરવની ઉત્પત્તિ અને ભૈરવેશ્વરનું માહાત્મ્ય સાંભળવાથી કારાગ્રહમાં રહેલો પણ તરત મુક્ત થાયછે તથા અનેક પ્રકારની વિપત્તિને પામેલો પુરૂષ, તે મહાસંકટથી મુક્ત થાયછે.

वंधनागारसंस्थोऽपि प्राप्तोपि विपदां पदं ॥
भैरवेश्वरमाहात्म्यं श्रुत्वा मुच्येत संकटात् ॥ २६ ॥

ઇતિ શ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડમાં ભૈરવેશ્વરમાહાત્મ્યવર્ણન નામે પીસતાળીશમો અધ્યાય સંપૂર્ણ.

સૂત કહેછે—હે ઋષિઓ જે પ્રમાણે મેં ગુરૂ વ્યાસજીના મુખથી શ્રવણ કર્યુંછે તે પ્રમાણે પાંડવેશ્વરની ઉત્પત્તિનું આખ્યાન કહું તે સાંભળો. હે મુનીશ્વરો પૂર્વે એક સમયે કૌરવોએ આ પ્રમાણે પણ કરીને દ્યૂતમાં (જુગારમાં) પાંડવોને જીત્યા હતા પાસે રમતા પોતાની હોડ જે જીતે નહીં તેણે બારવર્ષ સૂધી મનુષ્ય વગરના વનમાં રહેવું અને તેરમું વર્ષ ગુપ્ત રહેવું તેમાં જો પ્રસિદ્ધ થાય તો બીજાં બાર વર્ષ સુધી વનમાં રહેવું એવી શરતથી દુષ્ટ મનનવાળા ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધન વિગેરે મંત્રિસહિત કૌરવોએ પાંડવોને દ્યૂતમાં હરાવ્યા ત્યારે તેઓ હસ્તિનાપુરમાંથી નીકળી મહાવનમાં ગયા. યુધિષ્ટિર, અર્જુન, ભીમસેન, નકુળ, સહદેવ અને દ્રૈપદિ વિગેરે પાંડવો મૃગચર્મ પહેરી ગંગાને તીર પ્રયાગવડ પાસે કેટલાએક દિવસ રહી કામ્યક વનમાં ગયા, ત્યાં ભીમસેને મહાખળ દૈત્યને હણ્યો ઘણાં મૃગ અને પક્ષીઓથી ભરપૂર તે વનની અંદર મુનિઓનું સેવન કરી તત્વ ઉપદેશનું ગ્રહણ કરતા પાંડવો ઘણા દિવસ રહ્યા. એ સમયના અંતરમાં બલવાનમાં શ્રેષ્ટ અર્જુન, ધર્મરાજાની આજ્ઞાથી ઇંદ્રને જોવા જવા સજ્જ થયા, કવચ ટોપને ધારણ કરી અક્ષય ભાથાવાલું શર સહિત ગાંજીવ ધનુષ લેઇ ઇંદ્રની પાળેલી ઉત્તર દિશા તરફ ગયા, મહોટા ઉદારમનવાળો અર્જુન, ઈંદ્ર પાસે અસ્ત્રવિદ્યા શિખવા ગયો તેટલામાં પાંડવો જ્યાં વનમાં રહ્યાછે ત્યાં મહાતેજસ્વિ લોમશ, મુનિ આવ્યા તેને જોઇ નાનાભાઇઓ સહિત, ધર્મરાજા આસનપરથી ઊઠી ઋષિનું પૂજન કરવા લાગ્યા, સ્વર્ગમાં આવેલા ઇંદ્રને જેમ દેવતાઓ માનઆપે તેમ ધર્મરાજે લોમશનો સત્કાર કરી ધર્મને જાણવા આ પ્રકારે પ્રશ્ન પૂછ્યું.

યુદ્ધિષ્ટિર કહેછે—હે બ્રહ્મન્ ! એકઠાં થયેલાં પાપ અને દુઃખ, શી રીતે દૂર થાય ? તેવો ઉપાય કૃપા કરી અમને કહો.

લોમશ કહેછે—હે રાજન્ આ વિષયમાં તારે દુઃખ ધરવું યોગ્ય નથી, દુઃખનું કારણ પાપછે જ્યાં સૂધી પાપમાં પ્રવૃત્તિ હોય ત્યાં સૂધી દુઃખ પીડ્યા કરેછે. વાત, પિત્ત અને કફથી થયેલા રોગ અને અજીર્ણ વિકાર વિગેરે સઘળા રોગ, શરીરમાં પાપથીજ ઉત્પન્ન થાયછે, કોતરનો અગ્નિ જેમ મૂળસહિત સઘળા ઝાડને બાળેછે તેમ ધર્મના અર્થિ પુરૂષે, થોડો પણ બાકી રહેલો પાપનો ભાગ મટાડવો યોગ્ય છે. હજારો હર્ષ શોક અને સુખ દુઃખનાં સ્થાનો, મૂઢ પુરૂષને દિવસે દિવસે પ્રાપ્ત થાયછે. પણ તત્વના જ્ઞાની

ખાતહ્રદમાં સ્નાન કરી ભૈરવેશ્વરનું પૂજન કરવાથી પુત્રના અર્થિને પુત્ર, ધનના અર્થીને ધન, વિદ્યાર્થીને વિદ્યા, અને સુખના અર્થિને સુખ મળેછે. જીતેંદ્રિય રહી ભક્તિપૂર્વક ભૈરવેશ્વરનું વિધિવડે પૂજન કરવાથી થયેલાં અને થશે એવાં અનેક કુળનો ઉદ્ધાર કરેછે. ભૈરવેશ્વરમાં રહેનારને કોઇ પ્રકારનો ઉપદ્રવ અને વિઘ્નો નડતાં નથી, સૂર્યસરખી પ્રકાશિત હજારો સ્ત્રીઓથી વિંટાએલા વિમાનમાં બેસી સ્વર્ગમાં દેવની પેઠે ક્રીડા કરેછે; માગશર વદ આઠમને દિવસે ભૈરવેશ્વર સમીપ રહી ઉપવાસ અને જાગરણ કરવાથી મહાપાપ નિવૃત્ત થાયછે તથા મનુષ્યબુદ્ધિથી થયેલું જે કોઇ અશુભકર્મ હોય તે સઘળું ભૈરવેશ્વરની પાસે જાગરણ કરવાથી દૂર થાયછે. જે મનુષ્યને વાલખિલ્ય આશ્રમમાં ઘણા દિવસ સુધી નિર્વિઘ્નપણે સુખથી રહેવા ઇચ્છા હોય તેણે ભૈરવની યાત્રા અને પૂજા પ્રેમથી કરવી એ પંચમુખ મહાતેજસ્વી લિંગના દર્શનથી તરત પાપ મટેછે. સર્વેપાપને મટાડનાર ભૈરવની ઉત્પત્તિ અને ભૈરવેશ્વરનું માહાત્મ્ય સાંભળવાથી કારાગ્રહમાં રહેલો પણ તરત મુક્ત થાયછે તથા અનેક પ્રકારની વિપત્તિને પામેલો પુરૂષ, તે મહાસંકટથી મુક્ત થાયછે.

बंधनागारसंस्थोऽपि प्राप्तोपि विपदां पदं ॥
भैरवेश्वरमाहात्म्यं श्रुत्वा मुच्येत संकटात् ॥ २६ ॥

ઇતિ શ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડમાં ભૈરવેશ્વરમાહાત્મ્યવર્णન નામે પીસતાળીશમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ वालखिल्याश्रमे लिंगं विख्यातं पांडवेश्वरं ॥
स्थापितं धर्मपुत्रेण तत्र तप्तं महत्तपः ॥ १ ॥

સૂત કહેછે—વાલખિલ્ય આશ્રમમાં ધર્મના પુત્ર યુધિષ્ઠિરનું સ્થાપેલું પાંડવેશ્વર નામે શિવલિંગ વિખ્યાત છે. કે જ્યાં ધર્મરાજાએ મહોટું તપ કર્યું હતું તે લિંગ પ્રતિવરસે તલ જેટલું વધેછે.

શૌનક કહેછે—હે મહાબાહુ પાપને મટાડનારી તે કથા અમને કહો. જેનું ભક્તિપૂર્વક શ્રવણ કરવાથી મનુષ્યની સર્વ કામના પરિપૂર્ણ થાય છે. પૂર્વે એ આશ્રમમાં પાંડવોએ શિવલિંગનું શા માટે સ્થાપન કર્યું હતું તથા કયાવિધિથી તેમણે તપ કર્યું હતું ? કે જેથી મહાદેવ પ્રસન્ન થયા હતા ? પ્રતિવરસે તે શિવલિંગ તલમાત્ર વધેછે તેનું કારણ શું ? હે સૂત એ પવિત્ર આખ્યાન કહો.

સૂત કહેછે—હે ઋષિઓ જે પ્રમાણે મેં ગુરૂ વ્યાસજીના મુખથી શ્રવણ કર્યુંછે તે પ્રમાણે પાંડવેશ્વરની ઉત્પત્તિનું આખ્યાન કહું તે સાંભળો. હે મુનીશ્વરો પૂર્વે એક સમયે કૌરવોએ આ પ્રમાણે પણ કરીને દ્યૂતમાં (જુગારમાં) પાંડવોને જીત્યા હતા પાસે રમતા પોતાની હોડ જે જીતે નહીં તેણે બારવર્ષ સુધી મનુષ્ય વગરના વનમાં રહેવું અને તેરમું વર્ષ ગુપ્ત રહેવું તેમાં જો પ્રસિદ્ધ થાય તો બીજાં બાર વર્ષ સુધી વનમાં રહેવું એવી શરતથી દુષ્ટ મનનવાળા ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધન વિગેરે મંત્રિસહિત કૌરવોએ પાંડવોને દ્યૂતમાં હરાવ્યા ત્યારે તેઓ હસ્તિનાપુરમાંથી નીકળી મહાવનમાં ગયા. યુધિષ્ઠિર, અર્જુન, ભીમસેન, નકુળ, સહદેવ અને દ્રૌપદિ વિગેરે પાંડવો મૃગચર્મ પહેરી ગંગાને તીર પ્રયાગવડ પાસે કેટલાએક દિવસ રહી કામ્યક વનમાં ગયા, ત્યાં ભીમસેને મહાબળ દૈત્યને હણ્યો ઘણાં મૃગ અને પક્ષીઓથી ભરપૂર તે વનની અંદર મુનિઓનું સેવન કરી તત્વ ઉપદેશનું ગ્રહણ કરતા પાંડવો ઘણા દિવસ રહ્યા. એ સમયના અંતરમાં બળવાનમાં શ્રેષ્ઠ અર્જુન, ધર્મરાજાની આજ્ઞાથી ઇંદ્રને જોવા જવા સજ્જ થયા, કવચ ટોપને ધારણ કરી અક્ષય ભાથાવાલું શર સહિત ગાંજીવ ધનુષ લેઇ ઇંદ્રની પાળેલી ઉત્તરદિશા તરફ ગયા, મહોટા ઉદારમનવાળો અર્જુન, ઈંદ્ર પાસે અસ્ત્રવિદ્યા શિખવા ગયો તેટલામાં પાંડવો જ્યાં વનમાં રહ્યાછે ત્યાં મહાતેજસ્વિ લોમશ, મુનિ આવ્યા તેને જોઇ નાનાભાઇઓ સહિત, ધર્મરાજા આસનપરથી ઊઠી ઋષિનું પૂજન કરવા લાગ્યા, સ્વર્ગમાં આવેલા ઇંદ્રને જેમ દેવતાઓ માનઆપે તેમ ધર્મરાજે લોમશનો સત્કાર કરી ધર્મને જાણવા આ પ્રકારે પ્રશ્ન પૂછ્યું.

યુધિષ્ઠિર કહેછે—હે બ્રહ્મન્ ! એકઠાં થયેલાં પાપ અને દુઃખ, શી રીતે દૂર થાય ? તેવો ઉપાય કૃપા કરી અમને કહો.

લોમશ કહેછે—હે રાજન્ આ વિષયમાં તારે દુઃખ ધરવું યોગ્ય નથી, દુઃખનું કારણ પાપછે જ્યાં સુધી પાપમાં પ્રવૃત્તિ હોય ત્યાં સુધી દુઃખ પીડયા કરેછે. વાત, પિત્ત અને કફથી થયેલા રોગ અને અજીર્ણ વિકાર વિગેરે સઘળા રોગ, શરીરમાં પાપથીજ ઉત્પન્ન થાયછે, કોતરનો અગ્નિ જેમ મૂળસહિત સઘળા ઝાડને બાળેછે તેમ ધર્મના અર્થિ પુરૂષે, થોડો પણ બાકી રહેલો પાપનો ભાગ મટાડવો યોગ્ય છે. હજારો હર્ષ શોક અને સુખ દુઃખનાં સ્થાનો, મૂઢ પુરૂષને દિવસે દિવસે પ્રાપ્ત થાયછે. પણ તત્વના જ્ઞાની

પંડિતના ચિત્તમાં તેઓ પ્રવેશ કરતાં નથી. જ્યાં સુધી પાપ હોય ત્યાં સુધી દુઃખનું મૂળ નડેછે માટે દુઃખને ઉત્પન્ન કરનાર પાપ, સુજ્ઞ પુરૂષે કરવું નહીં. માનસિક અને શારીરીક દુઃખથી એટલે તનમનના તાપથી સઘળું જગત્, પીડાએલુંછે તે આધિ વ્યાધિને મટાડવા સારૂ શમનો (ચિત્ત શાંતિનો) ઉપાય કહું તે-સાંભળો. હે પાર્થ તું તીર્થ સ્નાન કર જેથી સર્વ પાપનો ક્ષય થાય; પુણ્યેકરી પાછી રાજલક્ષ્મીને પ્રાપ્ત થઇશ, પુણ્ય કરવું એજ સનાતન કલ્યાણનો માર્ગછે નિત્ય તારી બુદ્ધિ ધર્મમાંછે તથા તું ધર્મને જાણેછે અને સત્યવાદીછો તેથી સર્વ પાપથી મુક્ત થઇ પાછો થોડા દિવસમાં રાજ્ય લક્ષ્મીને પ્રાપ્ત થઇશ હે રાજન્ તું સર્વથા મારી સમીપે રહી તીર્થયાત્રા કર વિકટ દુર્ગમ સ્થાનમાં તારે અમારૂં વિપ્રોનું રક્ષણ કરવું, હે યુધિષ્ટિર તું મારી સાથે તીર્થયાત્રા કરવા ચાલ. ભયથી અમારૂં તું રક્ષણ કરીશ એટલે હું પણ નિર્ભય થઇ તારી સાથે ધર્માચરણ કરીશ હે પાંડુનંદન ! પૂર્વે મેં ઘણાં સુંદર તીર્થોનું દર્શન કર્યુંછે, હમણાં ત્રીજીવાર તે તીર્થોને તારી સાથે જોઇશ એવાં લોમશ મુનિનાં વચન સાંભળી કુંતાના પુત્ર યુધિષ્ટિરે ઘણા બ્રાહ્મણો સહિત કામ્યક વનમાં ત્રણ રાત્રી રહી લોમશની વિનયપૂર્વક સેવા કરી ત્યારે સંતોષ પામેલા લોમશ મુનિએ ધર્મરાજાને કહ્યું.

લોમશ કહેછે—હે મહીપાલ ! પ્રભાસ વિગેરે તીર્થો, મહેંદ્રાચળ વિગેરે પર્વતો, ગંગા વિગેરે નદીઓ, અને પ્રયાગવડ આદિવનસ્પતિઓને હું તારી સાથે રહી સંપૂર્ણપણે જોઇશ, હે મહાબાહુ આ તીર્થયાત્રા કરવાથી તારૂં કલ્યાણ થશે. રાક્ષસોએ ઘેરેલાં તીર્થમાં તારે વિપ્રોનું રક્ષણ કરવું યોગ્યછે.

સૂત કહેછે—સુંદર અંગવાળી દ્રૌપદિ અને ભાઇઓ સહિત પાંડવોમાં શ્રેષ્ટ યુધિષ્ટિરે તીર્થયાત્રા કરવા જવા નિશ્ચય કર્યો અભેદ્ય કવચોને ધારણ કરી દિવ્ય આયુધો લેઈ ચીર અને મૃગચર્મને પહેરનાર વ્રતનું આચરણ કરનાર વીર પાંડવો, પૂર્વ દિશાએ તીર્થયાત્રા કરવા ગયા. સ્યમંત પંચક ક્ષેત્ર, રમણીય પ્રયાગ, નૈમિષારણ્ય, કાશી, હરિદ્વાર, પ્રભાસ, દ્વારિકા વિગેરે બીજા અનેક પવિત્ર તીર્થોમાં ફરતા પોતાના પાપની શુદ્ધિ કરવા લાગ્યા, ત્યારે મુનિઓના વચનથી પવિત્ર એવા શાર્ઙ્ગુડ વનની અંદર અર્ણનાલાજદીનેતીરે પંચકોષ પ્રમાણનો વાલખિલ્ય આશ્રમ મહાપવિત્ર મનોહર તીર્થછે એવું સાંભળી તે પવિત્ર ક્ષેત્રમાં આવી તીર્થયાત્રા કરવા લાગ્યા, જ્યાં મ્હોટાં પાપને મટાડનાર તે પવિત્ર આશ્રમનું પૂર્વે શંકરે સ્થાપન કરેલુંછે.

તથા બ્રહ્મા અને વિષ્ણુ જ્યાં રહ્યાં છે. સર્વ તીર્થ યુક્ત પવિત્ર બ્રહ્મસર જ્યાં રહ્યું છે તથા જે સ્થળે મહામુનિ માર્કંડેયે દીર્ઘ આયુષનું સંપાદન કર્યુંછે, તથા રસાતળમાં જતા બલિરાજાએ જ્યાં બલીશ્વર નામનું શિવલિંગ સ્થાપ્યું છે જ્યાં રહી ઇંદ્રદ્યુમ્ન રાજા પરમપદને પ્રાપ્ત થયોછે, તથા શંકરે ક્રોધથી બાળેલા કામદેવને જ્યાં સજીવન કર્યો છે. તથા કામની પત્નિ રતિ અને શ્રીકૃષ્ણના પુત્ર સાંબનો કુષ્ટ રોગ જ્યાં નિવૃત્ત થયોછે જ્યાં જંબુકને કન્યાદાનનું ઉત્તમ ફળ મળ્યું છે તથા જ્યાં રહી સગર રાજાને નિષ્કંટક રાજ્ય પ્રાપ્ત થયું. જયશ્રીક રાજાની ભયંકર સ્ત્રીહત્યા જ્યાં રહેવાથી મટી, એરીતે બીજા અનેક રાજાઓને તે સ્થળમાં રહી પરમસિદ્ધિ મળેલી છે. એવાં મુનિઓનાં વચન સાંભળી વાલખિલ્ય આશ્રમના મહિમાથી લોમશમુનિ અને ધર્મરાજા બ્રહ્મકુંડે આવી સ્નાન કરી પવિત્ર આશ્રમની પરિક્રમા કરવા લાગ્યા, પર્વત સરખા ઉંચા પ્રાસાદો જોઈ અત્યંત આશ્ચર્ય પામેલા ધર્મરાજા, મુનિવર્યને પુછવા લાગ્યા.

યુધિષ્ટિર કહેછે—હે મુનીશ્વર આ આશ્રમમાં પવિત્ર મંદિરો અને કૈલાશના શિખર સરખા પ્રાસાદો કોના સ્થાપેલા હશે ? તથા તેનાં શું શું નામ હશે તે કહો.

લોમશ કહેછે—હે નૃપશ્રેષ્ટ આ આશ્રમના મધ્યભાગમાં કૈલાશ સરખો ઊંચો જે પ્રાસાદ દેખાયછે તે રતિસ્વામી એટલે રતીશ્વર કહેવાય છે. આ આશ્રમમાં પૂર્વે રતિએ કુષ્ટ રોગને નિવૃત્ત કરવા સૂર્યનું આરાધન કર્યું હતું ત્યારે તે રતિએ રત્યાદિત્યની સ્થાપના કરી હતી અને તે મંદિર વિશ્વકર્મા એ કરેલું છે આ આશ્રમના ઉત્તર ભાગમાં પૃથુકેશ્વરછે ઇશાનમાં તારા વડવાં ભરત રાજાના સ્થાપેલ ભરતેશ્વર છે, જેના દર્શનથી સર્વ પાપ નિવૃત્ત થાયછે જે ભરતના વંશમાં ઉત્પન્ન થયેલા તમે ભારતવંશી રાજાઓ કહેવાઓ છો. તે ભરતેશ્વરની પૂર્વે માંધાતાના સ્થાપેલા માંધાતેશ્વરછે તેની પાસે યયાતિ રાજાના સ્થાપેલા ભુક્તિ મુક્તિ દાયક યયાતીશ્વરછે, જ્યાં રહી તપ કરીને તે પરમ સિદ્ધિ પામ્યા હતા, તેની પાસે નહુષ રાજાનું સ્થાપેલું નહુષેશ્વર નામે સર્વ પાપનાશક શિવલિંગ વિખ્યાતછે. મહાપાપને દૂર કરનાર કૈલાશના શિખર સરખો સિદ્ધનાથનો પ્રાસાદ ઇશાન ખૂણામાં છે, તેની દક્ષિણ બાજુ જ્ઞાનવાપીછે જેમાં નહાવાથી મનુષ્યનાં સર્વ પાપ મટેછે, સિદ્ધનાથની પાસે મૃકંડના પુત્ર માર્કંડેયના સ્થાપેલા માર્કંડેયેશ્વર છે. જ્યાં તે મુનિએ પૂર્વે

મ્હોટું તપ કરયું હતું અને લાંબુ આયુષ મેળવી પરમ પદ પામ્યા હતા. તેની પાસે બલિનું સ્થાપેલું બલીશ્વર નામે શિવલિંગછે કે જેનું રસાતળમાં જતાં બલિએ સ્થાપન કર્યું હતું. તેની પાસે જયશ્રીકેશ્વરનો પ્રાસાદછે જ્યાં રાજા જયશ્રીક, સ્ત્રીહત્યાથી મુક્ત થયા હતા તેની પાસે પાપનાશક નીલકંઠછે, તેની પાસે સોમેશ્વર અને વરૂણેશ્વરછે, હે ભારત! આ જે મ્હોટો પ્રાસાદ દેખાયછે તે સાંબના સ્થાપેલા સૂર્યનોછે તે સાંબાદિત્ય નામે પ્રસિદ્ધછે. જેના પ્રતાપથી યદુવંશીય સાંબનો કુષ્ટ મટયો હતો તેની પાસે યજ્ઞવારાહ રહ્યાછે, તેની સમીપ દુર્વાસા મુનિના સ્થાપેલા દુર્વાસાદિત્ય નામે સૂર્યછે. તેનીપાસે યમુનાકુંડછે જેમાં નહાવાથી મનુષ્યને જન્મ મરણથી થયેલી પીડા થતી નથી; તથા તે કોઇ દિવસે ચોરાશી લક્ષ યોનીમાં માતાનો ગર્ભવાસ પામી ભટકતો નથી. યમુનાહ્રદની પાસે સૂર્યના પુત્ર યમરાજછે તેની પાસે દુર્વાસાના સ્થાપેલા બ્રહ્મા, વિષ્ણુને મહેશ્વર રહ્યાછે; જેના દર્શનથી મનુષ્યના સર્વ મનોરથ સિદ્ધ થાયછે, મનુષ્યને કલ્યાણ આપનાર તથા પાપને મટાડનાર ગંગાની ઉત્પત્તિવાળો આ યમુનાહ્રદ, માનવગર્ત એવા નામથી વિખ્યાતછે, કપિલના સ્થાપેલા આ કપિલેશ્વરછે; આનાં દર્શનથી પશુયોનિ વાનરો પણ મુક્ત થાયછે ત્યારે મનુષ્યો મુક્ત થાય તેમાં શું કહેવું! આ પ્રિયવ્રતેશ્વરછે જેના પૂજનથી મનુષ્ય સર્વલોકોને પ્રીતિપાત્ર થાયછે, હે ધર્મરાજ આ પુરનું રક્ષણ કરવા ત્રણ પ્રકારના દુઃખને મટાડનાર ભૈરવ રહ્યાછે તેનો આ પ્રાસાદછે આ વાલખિલ્ય આશ્રમમાં રહેલાં સરસ્વતી દેવીનો પ્રાસાદછે જેની કૃપાથી મનુષ્યો આ લોકમાં વિદ્યા મેળવી પરલોકનાં અખંડ સુખ મેળવેછે તેની પાસે બ્રાહ્મણોએ સ્થાપેલો આ બ્રહ્મદેવનો પ્રાસાદછે આશ્રમથી ઉત્તર ભાગમાં દિલીપના સ્થાપેલા દિલીપેશ્વરછે, પશ્ચિમમાં ચિંતામણી એવા નામથી વિખ્યાત ગજાનનછે જેના ધ્યાનથી મનુષ્યની મનકામના પૂર્ણ થાયછે તેની પશ્ચિમે પૂજન કરવાથી સર્વ કામને સિદ્ધ કરનાર સિદ્ધિવિનાયક નામે ગણપતિ રહ્યાછે, પૂર્વમાં વિખ્યાત ગયા તીર્થછે તે બ્રહ્માના પ્રાસાદથી ઓગણીશ પગલાં દૂરછે. જ્યાં શ્રાદ્ધ કરવાથી બ્રહ્માથી આરંભી પોતા સુધીના કુળ પુરૂષો ઉદ્ધાર પામેછે. તથા અશ્વમેધ યજ્ઞનું ફળ મળેછે તેની પશ્ચિમે ધ્રુવેશ્વરછે જેની કૃપાથી ધ્રુવને પરમ પદ મળ્યું. આ નવદુર્ગાઓ આ આશ્રમના બાહ્ય પ્રદેશમાં રહીછે; જેના પૂજનથી મનુષ્યને પરમ સંપત્તિ પ્રાપ્ત થાયછે. તેના પશ્ચિમ ભાગમાં ગરૂડેશ્વરછે

જેનાં દર્શનથી મનુષ્યને વ્યાધિ પરાભવ કરતા નથી, તેની પાસે કુષ્ટ રોગને મટાડનાર અરૂણાદિત્યછે જેની કૃપાથી અરૂણને ભાસ્કરપદ પ્રાપ્ત થયું; ચાર દિશાઓમાં પાપને મટાડનાર ચાર યક્ષો રહ્યાછે જેના પૂજનથી આ આશ્રમમાં સુખ થાયછે, પશ્ચિમ દિશામાં મહોટા વિઘ્નોને દૂર કરનારાં, બ્રાહ્મણો અને વૈશ્યોનું રક્ષણ કરવા હિમાચળનાં પુત્રી દેવી શ્રી હિમજા રહ્યાં છે. તેથી ઉત્તરે હેરંબ નામનાં શિવા ( પાર્વતી ) રહ્યાંછે જેના પૂજનથી મનુષ્યનું મનોવાંચ્છિત સિદ્ધ થાયછે, તેની પશ્ચિમે વૃદ્ધપક્ષેશ્વર તીર્થછે જ્યાં રાત્રિયે પક્ષિરાજ ( ગરૂડ ) આવીને રહેછે તે આશ્રમથી દક્ષિણ દિશાએ સ્થલ તીર્થછે જ્યાં કૂપની[1] અંદર નદિયોમાં શ્રેષ્ટ ગંગા ઉત્પન્ન થયેલાં છે ત્યાં મહા પાપને મટાડનાર ગંગેશ્વર છે. આશ્રમથી ઇશાન ખુણામાં મંડલેશ્વરછે તેના દર્શનથી મનુષ્યની સર્વ કામના સિદ્ધ થાયછે; ગંગેશથી પૂર્વે સર્વ દુઃખને દૂર કરનાર લક્ષ્મીના સ્થાપેલા લક્ષ્મીશ્વરછે તેની પાસે સ્વર્ગમાંથી પડેલા ઇંદ્રદ્યુમ્ન રાજાના સ્થાપેલા ઇંદ્રદ્યુમ્નેશ્વરછે ત્યાં આરાધન કરીને તે રાજા પરમ પદને પ્રાપ્ત થયોછે. તે સ્થળેજ કેદારકુંડછે કે જ્યાં પાતાલમાર્ગથી ગંગાજી પ્રગટ થયેલાંછે. એ રીતે દેવર્ષિ, બ્રહ્મર્ષિ અને રાજર્ષિઓ તથા બીજા કિન્નર, સિદ્ધ, યક્ષ, સાધ્ય અને વાયુગણ વિગેરેનાં સ્થાપેલાં અસંખ્યાત લિંગછે. તેમાં મુખ્ય નામાંકિત સવાલક્ષ શિવલિંગ છે, બીજાં અનેક જાણીતાં અને જેનાં નામ ન જણાય તેવાં ઘણાં પવિત્ર શિવલિંગ છે. હે ધર્મરાજ ! આ ઇંદ્રનું સ્થાપેલું ઇંદ્રેશ્વર નામે લિંગછે, અહિં પૂર્વે ઇંદ્રની વૃત્રાસુરના વધથી થયેલી બ્રહ્મહત્યા મટી હતી. હે રાજેંદ્ર આ સ્થળમાં જે ઇંદ્રેશ્વરનું પૂજન કરે નહીં તેને ઘણાં વિઘ્નો નડેછે, આ આશ્રમમાં કોઇ પણ તપનો આરંભ કરે અને જો ઈંદ્રેશ્વરનું પુજન કરે નહીં તો ઈંદ્રને શંકા થાયછે કે તપના બળથી આ મારૂં ઇંદ્રાસન તો લેશે નહીં ! માટે હે રાજન્, ઇંદ્રેશ્વરનું પૂજન કરી મનુષ્યોને કલ્યાણ આપનાર મહાદેવનું આરાધન કરો જેથી તમારા સકળ મનોરથ પૂર્ણ થશે.

સુત કહેછે—એવાં લોમશનાં વચનથી ઉદાર મનવાળા ધર્મપુત્ર યુધિષ્ટિરે વિધિપૂર્વક ઇંદ્રેશ્વરનું પૂજન કર્યું તેથી દેવના દેવ ઇંદ્રે તેને પ્રસન્ન થઈ કહ્યું કે હે સુવ્રત વર માગ તે સાંભળી યુધિષ્ટિરે કહ્યું કે પીડા પામેલા ઓને અભયદાન આપનાર હે સુરેશ્વર ઈંદ્ર ! મારે ઘણા દિવસસુધી તપ

---

[1] કુવાની.

કરવુંછે માટે આજ્ઞા આપો કે જેથી લોકોને સુખ આપનાર મહાદેવ પ્રસન્ન થાય; એવાં તેનાં વચન સાંભળી ઇંદ્રે કહ્યું કે હે રાજેંદ્ર મારી આજ્ઞાથી તમે મહાદેવનું આરાધન કરો થોડા વખતમાં નિષ્કંટક સમૃદ્ધિવાળું રાજ્ય તમને મળશે એવું કહી ઈંદ્ર અંતર્હિત થયા. ત્યાર પછી ધર્મરાજાએ તે આશ્રમમાં શિવલિંગ સ્થાપી દારૂણ તપ કરવા આરંભ કર્યો ઉંચા ચરણ અને નીચું મુખરાખી ધૂમ્રપાન કરી સાત દિવસ દારૂણ તપ કર્યું ત્યારે પ્રસન્ન થયેલા મહાદેવે તેને કહ્યું કે હે સુવ્રત તારા તપથી હું સંતુષ્ટ છું વર માગ.

**યુધિષ્ટિર કહેછે**—હે મહેશ્વર તમારી કૃપાથી આ મારૂં સ્થાપેલું શિવલિંગ પાંડવેશ્વર નામે ખ્યાતિ પામો.

**ઇશ્વર કહેછે**—હે રાજેંદ્ર મારી પાસે તમે જે માગ્યું તે તમારૂં સઘળું મનોવાંચ્છિત સિદ્ધ થશે, હે યુધિષ્ટિર આ તમારૂં સ્થાપેલું લિંગ વર્ષો વર્ષ તલમાત્ર વધશે તેમાં સંશય નથી, હે નૃપ થોડા દિવસમાં તું દુઃખથી મુક્ત થઇ સ્વરાજ્ય પામીશ એવું કહી ચંદ્રશેખરશિવ, અદ્રશ્ય થયા.

**સૂત કહેછે**—હે વિપ્રો ત્યારથી પાંડવેશ્વર વિખ્યાતછે કે જે પ્રતિ વર્ષે તલમાત્ર વૃદ્ધિ પામેછે કુંતીના પુત્ર ધર્મરાજા થોડા દિવસમાં શિવની કૃપાથી તાપ રહિત થઈ પોતાનું રાજ્ય પામ્યા. શિવરાત્રીને દીવસ જે પુરૂષ આ પાંડવેશ્વરનું પૂજન કરેછે તેને થોડા દિવસમાં યશ અને ઇચ્છિત સુખ મળેછે. અહીં આવી પ્રદક્ષિણા કરનારને અલક્ષ્મી ( દરિદ્રપણું ) અશુભ, અને કોઇ પ્રકારનું દુઃખ થતું નથી. હે વિપ્રો આ પાંડવેશ્વરની ઉત્પત્તિ જે સાંભળે તે દુઃખ દારિદ્ર અને રોગથી મુક્ત થઇ પરમ સંપત્તિને પામેછે. વંધ્યાને પુત્ર થાયછે તથા રોગી રોગ મુક્ત થાયછે અને વિદ્યાના અર્થિને વિદ્યા મળેછે તથા બંધન પામેલો બંધનથી મુકાયછે. આ આખ્યાનનું શ્રવણ કરનારની જે જે મનકામના હોય તે સઘળી પાંડવેશ્વરની કૃપાથી પરિપુર્ણ થાયછે.

यइदं शृणुयान्नित्यं यान्यान्कामान्विचिंत्य च ॥
सलुतांस्तानवाप्नोति पांडवेशप्रसादतः ॥ १३० ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડમાં પાંડવેશ્વરવર્ણન નામે ગુર્જર ભાષાંતરનો છેતાળીશમો અધ્યાય સંપૂર્ણ.

---

૧ શત્રુવગરનું.

सूतउवाच ॥ वालखिल्याश्रमे विप्राः कीर्तितोथधनदेश्वरः ॥
राजर्षिणा कौशिकेन स्थापितः पापनाशनः ॥

સૂત કહે છે—હે વિપ્રો વાલખિલ્યઆશ્રમમાં કૌશિક રાજર્ષિના સ્થાપેલા પાપનો નાશ કરનાર ધનદેશ્વર છે.

રાજ્યથી ભ્રષ્ટ થયેલા કૌશિક રાજાએ, પૂર્વે અહિં કીર્તિને વધારનાર એ શિવલિંગનું સ્થાપન કર્યું હતું ધ્યાન યોગમાં રહી ઘણા દિવસ તે રાજાએ તપ કર્યું હતું ત્યારે પ્રસન્ન થયેલા ત્રિપુરારિ મહાદેવે તેને ધનનું આધિપત્ય આપ્યું હતું તેથી તે લિંગ ધનદેશ્વર નામે ખ્યાત થયું જેના પૂજનમાત્રથી નિર્ધનને ધન મળે છે અને દર્શનથી ઐશ્વર્ય મળે છે. જે મનુષ્ય, સુંદર કમળોવડે તેનું પૂજન કરે તે દુર્ભાગ્યયુક્તને પણ નાના પ્રકારની સમૃદ્ધિ મળે છે તથા યશ, કાંતિ, વૈભવ, પરાક્રમ, પુત્ર, આરોગ્ય અને આયુષ વિગેરે સ્વલ્પ દિવસમાં પ્રાપ્ત થાય છે. બ્રહ્મકુંડમાં સ્નાન કરી ધનદેશ્વરનું ધૂપ, દીપ, અને નૈવેદ્યથી પૂજન કરી રાત્રીએ જાગરણ કરે તે ધન, ધાન્ય, અને પુત્ર વિગેરેના સુખને પામી અતિ તેજસ્વિ અને જ્ઞાની થાય છે, ધનદેશ્વરની કૃપાથી જન્મ જન્માંતરમાં તે કોઈ દીવસ દરિદ્ર થતો નથી તથા તેના વંશમાં કોઈ અંધ થતો નથી.

શૌનક કહે છે—જેણે ધનદેશ્વર સ્થાપ્યા તે કૌશિક કોણ હતો.? અને કોનો પુત્ર હતો. જેના દર્શનથી તરત મનુષ્યોનું દારિદ્ર મટે છે તે મહોટી આશ્ચર્યકારક કથા અમને કહો.

સૂત કહે છે—હે મુનિઓ પુરાતન ઇતિહાસ કહું તે સાંભળો જેના શ્રવણથી મનુષ્ય, કોઇ દિવસ દારિદ્રયથી પીડાતો નથી. પૂર્વે કાન્યકુબ્જ નામના નગરમાં કૌશિકનામે પરમ ધાર્મિક રાજા હતો તે પહેલાં ઋષિના શાપથી કન્યા થયો હતો. તે પાછો ઋષ્યશ્રૃંગની કૃપાથી પુરૂષપણાને પામી સમૃદ્ધિવાળું પોતાનું રાજ્ય તે ભોગવતો હતો, કોઇ એક સમયે સંગ્રામમાં શત્રુઓએ તેને જીત્યો તેથી રાજ્યભ્રષ્ટ થયેલો તે રાજા, પોતાનું રાજ્ય ધન અને સૈન્ય છોડી અઘોર વનમાં ગયો ક્ષુધા અને તૃષાથી પીડાએલા તે રાજાને અત્યંત દુઃખ આવી પડવાથી તેને દીવસે કે રાત્રીએ જરા પણ સુપ્ત થતું નહોતું; જેને દુઃખ પ્રાપ્ત થાય છે તેનું આયુષ્ય; બળ, ઐશ્વર્ય, નિદ્રા, સુખ, રૂપ, યશ અને આરોગ્ય વિગેરે થોડા દિવસમાં ઘટી જાય છે. દુઃખથી કાંતિ, જ્ઞાન, નિદ્રા અને આયુ ઘટે છે, દુઃખથી બુદ્ધિ અને શાસ્ત્રનું

જ્ઞાન તથા ધીરજ વિગેરે પણ ઓછું થાય છે, દુઃખ સરખો બીજો કોઇ શત્રુ નથી જેને દુઃખ નડે છે તેને દિવસે ભોજન ભાવતું નથી અને રાત્રીએ નિદ્રા પણ આવતી નથી, જેને દુઃખ પીડે છે તેને એકાંતમાં પણ સુખ થતું નથી, સંતાપરૂપ સંતતિને પેદા કરનાર ભયંકર ચિંતા, જેવી પીડા કરે છે, તેવો દાવાનળ પણ ચામડી અને માંસને દગ્ધ કરતો નથી, પૂર્વે વિદ્વાનોએ કહ્યું છે કે ચિંતારૂપી જ્વર, ઔષધ અને લાંઘણ વિગેરે બીજા ઉપાયથી મટતો નથી, તથા તેથી નિદ્રા, બળ અને કાંતિ વિગેરે ક્ષીણ થાય છે, ચિંતાજ્વર વધવાથી રૂપ, ઉત્સાહ, બુદ્ધિ અને કાંતિપણ ઘટે છે તથા જીવવામાં પણ સંશય રહે છે, છ દિવસ જતાં જ્વર પણ જીર્ણ જ્વર કહેવાય છે પરંતુ તીવ્ર ચિંતાજ્વર, નિત્ય નવજ્વર સરખો સંતાપ કરે છે.' ઝેરમાં ઝેર પડવાથી જેમ હળાહળ વિષ થાય છે તેમ દુઃખમાં દુઃખ પડવાથી વિશેષ પીડા થાય છે. હળાહળ વિષ ખાવાથી પુરૂષનું મરણ થાય છે તેમ દુઃખમાં દુઃખ પડવાથી તેની ચિંતામાં મનુષ્ય મરણ પામે છે, મહાસાગરમાં બુડેલો જેમ કોઇ ઠેકાણે પાર પામતો નથી તેમ દુઃખ સાગરમાં બુડેલા જીવને પણ પાર મળતો નથી, આ અઘોર વનમાં ખાનપાન અને શયન વિગેરે હું શી રીતે કરૂં, હમણાં મારી કેવી દશા છે પૂર્ણમાસીને દીવસે સંપૂર્ણ સાગરપાસે જાઉં તો પણ તે મહારા ભાગ્યયોગથી સુકાય જાય છે, આ જગતમાં મારા જેવો કોઇ પણ દુર્ભાગ્ય નહી હોય, આ ભંયકર દુઃખની જાળમાં હું ફસાયો છું.

સૂત કહેછે—એ રીતે દુઃખરૂપ અગ્નિથી પીડાએલો તે રાજા, ઘણીવાર સુધી મનમાં પુરાણ ગીતાનું પરિચિંતન કરવા લાગ્યો જે, તત્વને જાણનાર પંડિતને કદિ દુઃખ પ્રાપ્ત થાય તોપણ તે પોતાની પ્રજ્ઞાથી હીન થતો નથી, દુઃખ થવાથી મૂઢ પુરૂષો જળમાં શિલાની પેઠે નિમગ્ન થાયછે. શોકના વેગથી પરાભવ પામેલાને દારૂણ વ્યાધિઓ આવી નડેછે. આર્ય પુરૂષો મૂર્ખની પ્રશંસા કરતા નથી તથા મૂઢ પુરૂષ કોઇ દિવસ શોકથી મુક્ત થતા નથી. તે માટે શુભકર્મમાં કુશળ બુદ્ધિમાન પંડિત પુરૂષને શરણે જવું યોગ્યછે. કેમ કે વિદ્વાન પુરૂષ મૂર્ખની પેઠે અત્યંત દુઃખથી[1] પણ મુંઝાતો નથી.

મૂઢ પુરૂષ આપત્કાળમાં તે આપત્તિના કારણરૂપ અજ્ઞાનથી નાશ પામેછે, સર્વ પ્રાણીઓ, પંચમહાભૂતો, દેવતાઓ અને ઉત્તમ પુરૂષો વિગેરે

૧ બુદ્ધિ

કોઇ પણ, કાળચક્રમાં ફેરવનાર દૈવથી મુક્ત થતા નથી. પ્રાજ્ઞપુરૂષો પોતાની બુદ્ધિથી શુભાશુભનું વિવેચન કરેછે તેથી સુખ દુઃખ કે ચડતી પડતી વિગેરે પામ્યા છતાં પણ તેનો હર્ષ શોક કરતા નથી.

બુદ્ધિયુક્ત પુરૂષોમાં ઉત્તમ મહાત્માઓ, જેમ વાયુનાવેગથી પર્વતો ડગતા નથી, તેમ આપત્તિમાં પણ ચળિત થતા નથી. ઉદ્યમવાન પુરૂષોને ત્રૈલોક્યમાં શું દુર્લભછે? જેમને ઇશ્વરે બુદ્ધિ અર્પણ કરીછે, તેઓના મનોરથો મહોડા આગળ દેખાયછે; સુખનું કારણ દેવજછે એમ કાયર પુરૂષો કહેછે, પૂર્વે પોતાનું કરેલું કર્મ તેજ દૈવછે બીજું નથી માટે પરાક્રમનું અવલંબન કરી તે કર્મને ઉપશાંત કરવા ઉદ્યમ કરૂં કે જેથી તે પાપ નષ્ટ થાય. એવી પુરાતન ગાથાનો વિચાર કરી તે રાજેંદ્ર કૌશિકે, મહાદેવનું પૂજન કરવા વિચાર કર્યો. જેથી ખરેખર પાપ મટેછે, હમણાં આ દુઃખને મટાડવા માટે કયા દેવની ઉપાસના કરવી, બ્રહ્મતેજની ઇચ્છાવાળે બ્રહ્માનું યજન કરવું, ઇંદ્રિયના બળની કામનાવાળે ઇંદ્રનું, પ્રજાની કામનાવાળે પ્રજાપતિનું, તેજની કામનાવાળે અગ્નિનું, લક્ષ્મીની કામનાવાળે દેવી ચંડિકાનું, ધનની કામનાવાળે આઠ વસુનું, વીર્યની ઈચ્છાવાળે રૂદ્રનું, અન્ન વિગેરેની કામનાવાળે દેવી અદિતિનું, સ્વર્ગની ઈચ્છાવાળે અદિતિના પુત્ર દેવનું, રાજ્યની ઇચ્છાવાળે વિશ્વેદેવનું, વ્યાપારમાં લાભની સિદ્ધિ ઈચ્છનારે, સાધ્ય દેવનું, આયુષ્યની કામનાવાળે, અશ્વિનીકુમારનું, પુષ્ટિની કામનાવાળે પૃથ્વીનું, પ્રતિષ્ઠાની કામનાવાળે સર્વ લોકના માતપિતા દ્યાવાભૂમિ (સ્વર્ગ પૃથ્વીના અભિમાની દેવ)નું, રૂપની કામનાવાળે ગંધર્વનું, સ્ત્રીની કામનાવાળે અપ્સરાનું, સર્વના આધિપત્યની કામનાવાળે પરમ પૂજ્ય બ્રહ્મદેવનું, ધનની ઈચ્છાવાળે કુબેરનું, રાજ્યની ઈચ્છાવાળે શિવનું પુજન કરવું, માટે સર્વ કારણના કારણ રૂપ ઇશ્વરને શરણે જવું, શિવની ભક્તિથી, દ્રવ્ય, સ્ત્રીઓ, પુત્ર, મંદિર, હાથી, ઘોડા, અને સ્વર્ગ મોક્ષ વિગેરેનાં સુખ દૂર નથીં; તે શંકરેજ બ્રહ્માને સૃષ્ટિકર્તાપણું અર્પણ કરેલુંછે તથા ઇંદ્રાદિ દેવતાઓ પણ શંકરના અનુગ્રહથીજ લોકપાળ થયાછે, વિષ્ણુને ક્ષીરસાગરનું અધિપતિપણું શિવની કૃપાથી પ્રાપ્ત થયુંછે, તથા અંધક નામે દૈત્યગણનું આધિપત્ય પામી ભૃંગી થયોછે, શૈલાદને મૃત્યુંજય પુત્ર, શિવની કૃપાથી પ્રાપ્ત થયો. અને શ્વેતકેતુ પણ કાળના પાશથી મુકાઇ તે ઈશ્વરનાજ અનુગ્રહથી જીવિતને પ્રાપ્ત થયો, દધીચિએ શિવની સેવાથી

સંગ્રામમાં વિષ્ણુને જીત્યા, દક્ષ પ્રજાપતિ પણ શંકરના સેવનથી પ્રજાપતિની પદવી પામ્યો, સર્વ પ્રાણીઓને સર્વ આપનાર મહેશ્વરના આરાધન વિના કોઇપણ મનુષ્યને કાંઇ પણ મળેલું નથી માટે શાંતમૂર્તિ ચંદ્રશેખર શિવનું હું સેવન કરૂં જે દેવની કૃપાથી ઐશ્વર્ય ધન, આયુષ્ય, સૌભાગ્ય અને નિર્મળ યશ મળેછે, દેવનાદેવ મહાદેવનું મારે કયે સ્થળે સેવન કરવું! એવો વિચાર કરી તે રાજા કૌશિક, ઘણા દિવસ પવિત્ર તીર્થે અને પવિત્ર સ્થળોમાં જઇ ઠેકાણે ઠેકાણે ઘણા કાળસૂધી તપ કર્યું તો પં અતિ દુઃખથી પીડાએલો તે રાજા, દારિદ્રયથી મુક્ત થયો નહી; ત્યાં વિચાર કરવા લાગ્યો કે મને મંદભાગ્યને તીર્થથી અને તપથી શું મળ્યું મેં મહાકષ્ટ વેઠ્યું તો પણ મારૂં દારિદ્રય ગયું નહીં, એ રીતે દુઃખ સમુદ્રમાં બૂડેલા તે રાજાને, તીર્થમાં રહેલા તપસ્વી બ્રાહ્મણોએ કહ્યું કે હે રાજન્ ઋણનાશા નદીને તીરે મનોહર દારૂવનની અંદર પંચકોષિ વાલખિલ્યાશ્રમ નામે ક્ષેત્રછે તે મહોટા પાપને મટાડનાર તત્કાળ સિદ્ધિદાયક સ્થળછે. જ્યાં શિવે ક્રોધથી બાળેલા કામદેવને સજીવન કર્યોછે તથા સૂર્યનાં આરાધનથી કામપત્નિ રતિનો કુષ્ટ જ્યાં નિવૃત્ત થયોછે ઇત્યાદિ અનેક દેવતાઓ અને ઋષિઓને જ્યાં પરમ સિદ્ધિ પ્રાપ્ત થઇછે. હે રાજન્ તે વાલખિલ્ય આશ્રમમાં તું જા એવાં તેનાં વચન સાંભળી રાજા કૌશિક, વાલખિલ્ય આશ્રમમાં આવી પરમ સંતોષ પામ્યો; વાલખિલ્ય મુનિઓનું પૂજન કરી તેમની આજ્ઞા લઇ અતિપ્રેમથી કહેવા લાગ્યો.

કૌશિક કહેછે—હે મુનિશ્વરો આ પવિત્ર આશ્રમમાં મારે ઘણા દિવસ તપ કરવુંછે માટે સર્વ કૃપાળુ વિપ્રો, તપ કયે સ્થળે કરવું તે આજ્ઞા કરો.

વાલખિલ્યો કહેછે—હે નૃપ આ આશ્રમમાં ઇંદ્રેશ્વરથી ઉત્તર દિશાએ શિવલિંગનું સ્થાપન કરી તપ કરો.

સૂતકહેછે—એવાં ઋષિનાં વચન સાંભળી કૌશિક રાજાએ ઈંદ્રેશ્વરથી ઉત્તરે ઘણા દિવસ તપ કર્યુ તથા પ્રતિદિવસ સર્વ પાપનો નાશ કરનાર ઇંદ્રેશ્વર મહાદેવનું સહસ્ર કમળથી પૂજન કરવા લાગ્યો, કંદ, મૂળ, ફળ, ફૂલ, પત્ર અને તૃણ વિગેરે વનસ્પતિનું ભક્ષણ કરી તથા જળ અને વાયુનો આહાર કરી ઉગ્ર તપ કરવા લાગ્યો તો પણ તેને મહાદેવ પ્રસન્ન ન થયા ને ધન પણ ન મળ્યું ઘણા તપથી શરીર દુબળું થઈ ગયું અને કાળ પણ ઘણો ગયો. ત્યારે તેના ઉગ્રતપથી પ્રસન્ન થયેલા મહાદેવે,

જગતને આનંદ આપનાર પાંચ મુખ અને દશ ભુજાવાળું સર્વ પ્રકારનાં આભરણથી શોભિત નીલકંઠ અને ત્રણ નેત્રવાળું નાગની જનોઇયુક્ત શુદ્ધ સ્ફટિક સરખું વાઘંબર ધરનાર ગજચર્મને પહેરનાર ઉમાના અર્ધાંગને ધારણ કરનાર નંદિકેશ્વરપર ચડેલા સૂર્ય ચંદ્ર અને અગ્નિના નેત્રવાળું પીંગળી જટાવાળું ચંદ્રકિરણોથી ચળકતું સર્વ અંગમાં જાણે વિભુતિ ચોળીછે એવું અનેક ભૂત પ્રેત અને વૈતાળથી વિંટાએલું હસ્તમાં ડમરૂને ધારણ કરનાર સર્વ દેવને નમસ્કાર કરવા યોગ્ય અક્ષર શાશ્વત નિત્ય નિશ્ચળ અખંડ સર્વ વ્યાપક શ્રેષ્ઠ વિશ્વરૂપ પોતાનું સ્વરૂપ દેખાડ્યું એવું મહાદેવનું સ્વરૂપ જોઇ કૌશિક રાજા સ્તુતિ કરવા લાગ્યો

• કૌશિક કહેછે—હે મહેશ્વર હું રાજ્યથી ભ્રષ્ટછું મારી સઘળી રાજ્યલક્ષ્મી નષ્ટ થઇછે હે સ્વામિન્ મને વિવિધ પ્રકારનું ધન આપો, ધનવાન પુરૂષ લોકમાં પૂજાયછે આ જગતમાં સઘળા સુખનું મૂળ ધનછે, નિર્ધન પુરૂષ જગતમાં ખરેખર શબ સરખો દેખાયછે નિર્ધનમાં અને મરેલામાં કાંઇ પણ ફેર નથી હે ભગવન્ મને નિષ્કંટક રાજ્ય આપો. હે સુરેશ્વર! પ્રાર્થના કરવાથી મનુષ્યોને તમે શું શું ફળ આપતા નથી? સઘળું આપો છો.

સૂત કહેછે—એ રીતે દેવના દેવ મહેશ્વરની તે રાજાએ પ્રાર્થના કરી ત્યારે મધુર વાણીથી તેને મહાદેવ કહેવા લાગ્યા.

શિવ કહેછે—હે નૃપ તે કાંઇ પણ પૂર્વદત્ત કર્યું નથી પૂર્વે આપ્યા વિના કોઇ પણ મનુષ્ય આ જગતમાં સુખ ભોગવતો નથી માટે તારા પૂર્વદત્ત વિના હું તને શું આપું? હે ભૂપાળ તું મારી દૃઢ ભક્તિ કર બીજા જન્મમાં હું તને નિષ્કંટક રાજ્ય આપીશ તથા તારા તપના બળથી તને ધનનું અધિપતિ પણું પ્રાપ્ત થશે એવું કહી શિવ અંતર્હિત થયા.

સૂત કહેછે—ત્યારે તે રાજાએ ઇંદ્રેશ્વરથી ઉત્તરે શિવલિંગ સ્થાપી ઉગ્ર તપનો આરંભ કર્યો હે સ્વામિન્ ધનદે ધનદે એ રીતે ઉચ્ચાર કરવાથી તે શિવલિંગ ધનદેશ્વર નામે વિખ્યાત થયું તેનું ધ્યાન કરતાં રાજા મરણ પામ્યો કૈલાશથી સૂર્ય સરખું પ્રકાશિત ઉત્તમ વૈમાન પ્રાપ્ત થયું તે તપથી દુબળા થયેલા શરીરનો ત્યાગ કરી દીવ્ય દેહને પામેલો રાજા વિમાનમાં બેસી કૈલાસમાં ગયો તેને આવેલો જોઇ દેવના દેવ મહાદેવે તત્કાળ ઘણા રત્નોવાળો ભંડાર તે રાજાને અર્પણ કર્યો ત્યારે તે કૌશિક રાજાનું ધનદ એવું નામ જગતમાં

વિખ્યાત થયું. હે વિપ્રો આશ્રમમાં રહી તે રાજેંદ્ર દેવને પણ દુર્લભ એવી પરમ સિદ્ધિ પામ્યો. ચૈત્ર શુદી ચઉદશને દીવસે જે મનુષ્ય જીતેંદ્રિય થઇ પરમ ભક્તિથી ઉપવાસ કરી ધનદેશ્વરનું પંચામૃતથી પૂજન કરી તેને કુમુદ અને ઉત્પલ વિગેરે નાના પ્રકારનાં કમળો ચડાવે તથા ઘીની દીપમાળ પૂરી ગીત વાજિંત્રથી શિવને પ્રસન્ન કરે તથા રાત્રીએ જાગરણ કરે, પ્રતિગ્રહ લેવામાં સમર્થ, વિદ્યા અને સિદ્ધાંતને જાણનાર સ્માર્ત અને શ્રૌત ક્રિયાવાળા સદાચારી વિપ્રોનું પૂજન કરે તથા તેમને ગાયો, સુવર્ણ, વસ્ત્ર, ઉપાન, છત્ર, અને પૃથ્વી વિગેરેનું દાન આપે તથા ભોજનથી તૃપ્ત કરે તેમનાં ત્રણ જન્મનાં પાપ તત્કાળ દૂર થાયછે, વિનયહીનને સ્વર્ગ મળેછે અને વિનયવાનને મોક્ષ મળેછે, તથા દરિદ્રોને ધન આપેછે, હે દ્વિજો પોતાના કલ્યાણની ઇચ્છાવાળો જે પુરૂષ, પ્રભાતમાં ધનદેશ્વરનું પૂજન કરે તેને ઉત્તમ કુલીનપણું પ્રાપ્ત થાયછે તથા ધનદેશ્વરની કૃપાથી તેનાં સર્વ દુઃખ અને રોગનો નાશ થાયછે આ ધનદેશ્વરની ઉત્પતિનું જે શ્રવણ કરે તેને મહાદેવ ઉત્તમ વિદ્યા આપેછે તથા તે દુઃખ દારિદ્રયથી મુકત થઇ થોડા વખતમાં ઉત્તમ ધનનું સુખ ભોગવી અંતે સૂર્ય લોકમાં વસેછે.

स वसेत्सूर्यलोके च सर्वदुःखविवर्जिते ॥ यएतं शृणुयान्मर्त्यो
धनदेशसमुद्भवं ॥ स दारिद्र्यविनिर्मुक्तस्त्वाचिराल्लभते धनं ॥ १९ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાના વાલખિલ્યખંડમાં ધનદેશસમુદ્भव નામે ગુર્જર ભાષાંતરનો સડતાળીશમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ वालखिल्याश्रमात्पूर्वं गंगोद्भेदन्हृदः स्मृतः ॥
यत्र पातालमार्गेण आविर्भूता च जान्हवी ॥ १ ॥

સૂત કહેછે—વાલખિલ્ય આશ્રમથી પૂર્વમાં ગંગોદ્ભેદ નામે ધરો[1] છે, જેમાં પાતાળ માર્ગે કરી ગંગા પ્રગટ થયાંછે. પૂર્વે ગયાસુરે મહોટું તપ કર્યું હતું તેથી પ્રસન્ન થયેલા મહાદેવે તેને કહ્યું કે હે સુવ્રત તારા તપથી હું સંતુષ્ટ થયોછું માટે વર માગ.

ગયાસુર કહેછે—હે દેવેશ મારે સ્નાન કરવું છે જો ગંગાજી અહિં પધારે તો સારૂં જેમાં નહાવાથી મનુષ્યનાં સર્વ પાપ મટે છે.

શિવ કહેછે—સુંદર વ્રતવાળો હે અસુરેંદ્ર તેમ થશે, એવું કહી દેવના ઈશ્વર મહાદેવ તે સ્થળેજ અંતર્હિત થયા.

---

૧ પાણીનો ભરેલો ધ્રો.

સૂત કહેછે—મહાદેવના વચનથી ગંગા કે જે સર્વ નદીઓમાં શ્રેષ્ઠ અને મનુષ્યોનાં સર્વ પાપને દૂર કરનારાં છે તે પાતાળ માર્ગે કરી ત્યાં પ્રગટ થયાં તેથી તે ગંગોદ્‌ભેદનામે હૃદ કહેવાયો. તેની પાસે ગયાસુરે ઉત્તમ શિવલિંગ સ્થાપ્યું તે ગંગેશ્વરનામે વિખ્યાત થયું, ગંગોદ્‌ભેદમાં સ્નાન કરી દેવ અને પિતૃનું તર્પણ કરી પિતૃઓની તૃપ્તિ માટે જેઓ પિંડદાન કરે તેના પિતૃઓ પ્રલય પર્યંત તૃપ્તિ પામેછે. તે ગંગા હૃદમાં નહાઇ મહાદેવનું પૂજન કરી પ્રદક્ષિણા કરે તેનાં સર્વ પાપ મટેછે ગંગોદ્‌ભેદથી પૂર્વાભિમુખે ગણના અધ્યક્ષ લંબોદર ગજાનન મહાગણપતિ રહ્યાછે, મોદક પ્રિય એવા જે ગણેશ સઘળા કાર્યમાં પ્રથમ પૂજવાથી મનુષ્યોનાં સકળ વિઘ્નોને દૂર કરેછે તે શિવપુત્ર મહાગણપતિ અહિં રહ્યાછે.

શૌનક કહેછે—મહોટા ઉદરવાળા, વિઘ્નને હરનાર, મોદકપ્રિય, ગણેશ, ગજનાસરખા મુખવાળા, કેમ થયા? તથા સર્વમાં તેનું પ્રથમ પૂજન કેમ થાયછે. તે ગણેશની ઉત્પત્તિની કથા અમને સવિસ્તર કહો.

સુત કહેછે—પૂર્વે નાના પ્રકારની ધાતુઓથી વિચિત્ર વર્ણવાળા નાના પ્રકારનાં વૃક્ષ અને લતાઓથી ઘેરાયેલ, સર્વ પ્રકારના ભોગ વૈભવથી સંપન્ન દેવતાઓને પૂજવા યોગ્ય, કૈલાસ પર્વતના શિખરપર શિવ પાર્વતી રહેતાં હતાં. હે મુનીશ્વરો એક દિવસે દેવના દેવ મહાદેવને પાર્વતી સાથે ક્રીડા કરવા વિચાર થયો ત્યારે અનેક પ્રકારના સુશોભિત વૃક્ષોથી ભરપૂર રમણીક પોતાનું ક્રીડાવન શિવે પાર્વતીને દેખાડયું. વિહાર કરવા યોગ્ય સુંદર વનને જોઈ કામથી પીડિત થયેલા મહાદેવ, પાર્વતીને ગ્રહણ કરી. દૃઢ આલિંગન આપી તન્મય થયા; એ રીતે કામથી પીડાએલા શંકરને જોઈ. પાર્વતી સ્ત્રી જાતના કૌતુકથી મહાદેવની દૃષ્ટિથી અગોચર થયાં, અર્થાત્ શિવની નજરથી દૂર થયા. અને હિમવનમાં ગયાં, એકાંતમાં પાર્વતીની ઇચ્છા કરનાર મહાદેવ તેને ન જોવાથી દશેદિશાઓમાં વિહ્વળ થઇ શોધવા લાગ્યા; જ્યારે હિમાચળનાં પુત્રી પાર્વતી તેને જોવામાં આવ્યાં નહીં ત્યારે ચંદ્રશેખર, મહાદેવ અત્યંત કોપાયમાન થયા; તે જાણી કામાતુર થયેલા મહાદેવની દશા જોઇ પાર્વતી તત્કાળ હાથણીનું રૂપ કરી તેમની પાસે પ્રાપ્ત થયાં, પોતાની મનોહર સુંદરીને હસ્તિની રૂપ જોઇ તે પાર્વતીછે એવું જાણી મહાદેવ પોતે, હસ્તિરૂપ થયા અને પ્રાકૃત પુરૂષની પેઠે અર્થાત્ માયામાં લપટાએલા અજ્ઞ પુરૂષની પેઠે આતુર થઇ તેની સાથે ક્રીડા કરવા લાગ્યા, તેને વિલાસ કરતાં

દેવતાના સો વર્ષ અરધા ક્ષણની પેઠે વીતી ગયાં. તે જાણવામાં આવ્યાં નહીં. એ સમયના અંતરમાં ઇંદ્રે બૃહસ્પતિને બોલાવીને આ પ્રમાણે કહ્યું.

ઇંદ્ર કહેછે—હે ગુરૂ કૈલાશમાં ગયાને અમને ઘણાં વર્ષો થયાં પરંતુ દેવના દેવ મહાદેવનું વૃત્તાંત અમારા જાણવામાં આવ્યું નથી હમણાં મહાદેવ, કયે સ્થાનેછે, તે આપણા જાણવામાં કેમ નથી. હમણાં મહાદેવ શું કાર્ય કરે છે.

સૂત કહેછે—એવાં ઇંદ્રનાં વિનય યુક્ત વચન સાંભળી બૃહસ્પતિએ ઘણીવાર સુધી ધ્યાન કરી મહાદેવનું વૃત્તાંત જાણ્યું કે તે નિર્જન વનમાં હસ્તિરૂપ થઈ ક્રીડા કરેછે, એવું સમાધિ દ્વારાએ જાણી હસીને ઇંદ્ર પ્રત્યે કહેવા લાગ્યા.

બૃહસ્પતિ કહેછે—હે દેવ લજ્જા થાય તેવી અસંભવિત વાત રાજસભામાં કહેવી યોગ્ય નથી તો પણ તેં પૂછ્યું તેનું કારણ કહું તે સાંભળ હમણાં હિમવનમાં મહાદેવ હસ્તિરૂપ થઈ પાર્વતી સાથે ક્રીડા કરેછે, હે ઇંદ્ર તેને દિવ્ય સો વર્ષ વિત્યાં.

સૂત કહેછે—એવાં બૃહસ્પતિનાં વાક્ય સાંભળી ઇંદ્રાદિ સર્વ દેવ, જ્યાં હસ્તિરૂપ મહાદેવ ક્રીડા કરેછે ત્યાં દર્શન કરવા ગયા. હસ્તિરૂપ મહાદેવને પ્રણામ કરી પ્રેમથી રોમાંચિત્ત થઇ સ્તુતિ કરવા લાગ્યા. વિમાનમાં રહેલા સર્વ દેવને જોઈ શરમાએલા મહાદેવે તત્કાળ હાસ્તિરૂપનો ત્યાગ કરી પોતાનું મૂળસ્વરૂપ ધારણ કર્યું જ્યારે મહાદેવે હસ્તિરૂપનો ત્યાગ કર્યો ત્યારે દેવતાઓ તેના શાપના ભયથી નાસી સ્વર્ગમાં પ્રાપ્ત થયા તેટલામાં અતિક્રોપ પામેલાં પાર્વતીએ, એકાંતમાં ક્રીડા કરતા મહાદેવને જોવા આવેલા દેવતાઓને શાપ આપ્યો કે સર્વ દેવ દૈત્યોથી પીડાએલા થોડા વખતમાં પાશાણરૂપી થાઓ; એવું કહી, હસ્તિનીરૂપે રહેલાં પાર્વતી, મહાદેવપ્રત્યે મધુર વાણીથી આવાં વચન કહેવાં લાગ્યાં.

પાર્વતી કહેછે—હે મહેશ્વર પશુપતિ! તમારૂં વીર્ય મેં ગર્ભમાં ધારણ કર્યુંછે માટે મારે ગજરૂપનો ત્યાગ શીરીતે કરવો.

સૂત કહેછે—એવાં પાર્વતીનાં વચન સાંભળી મહાદેવે કહ્યું કે હે કલ્યાણી ગજરૂપથી ધારણ કરેલા ગર્ભને તમે તત્કાળ જન્મ આપો એવી શિવની આજ્ઞાથી પાર્વતીએ પોતાના હસ્તિનીરૂપનો ત્યાગ કરી તત્કાળ

પૂર્વરૂપ ધારણ કરી હાથી સરખા મુખવાળા અને દશ ભુજાવાળા સુંદર મુખ અને નેત્રથી શોભાયમાન લંબોદર (ફુંદાળા) વિકટ દિવ્ય હથીઆરવાળા પુત્ર ગણેશને પ્રગટ કર્યા, ઉત્પન્ન થયેલા પુત્રને જોઇ મહાદેવે તેને તેડી ખોળામાં લઇ આલિંગન કરી મસ્તક ઉપર સુંઘ્યા તે ગણેશ પુત્રને લઇ મહાદેવ પાર્વતી કૈલાસમાં આવ્યાં, ક્રોધરહિત અને પ્રસન્ન થયેલા શિવને જાણી સર્વ દેવ, કૈલાસમાં આવી સર્વલોકને સુખ આપનાર મહાદેવને પ્રણામ કરી સ્તુતિ કરવા લાગ્યા, ત્યારે ઇંદ્રાદિ દેવને મહાદેવે મધુર વાણીથી આ પ્રમાણે કહ્યું.

**શિવ કહેછે**—હે દેવ જેમ કાર્તિક સ્વામિને સેનાપતિપણું આપ્યુ છે તેમ આ ગણેશને તમે સર્વ મારી આજ્ઞાથી વિઘ્નો હરે તેવું ગણનું આધિપત્ય આપો.

**સૂત કહેછે**—એવાં શિવનાં વચન સાંભળી દેવતાઓ સર્વ ઔષધી લાવી સુવર્ણ કળશમાં તીર્થોદક ભરી ગણપતિનો બ્રહ્મા પોતે અભિષેક કરવા લાગ્યા, સ્વર્ગમાં રહેલા તેત્રીશ કરોડ દેવતાઓએ ગીત અને વાજિત્ર વિગેરે નાના પ્રકારના માંગલિક શબ્દોએકરી ગણપતિનો વિઘ્નહર, ગણેશ્વર એવું નામ આપી અભિષેક કર્યો. તેટલામાં કાર્તિકસ્વામીએ આવી મહાદેવને કહ્યું કે હે સુરેશ્વર હાથીના સરખા મુખવાળો દશ ભુજાવાળો મ્હોટું પેટ અને મ્હોટા મસ્તકવાળો ધીમે ચાલનાર આ ધૂમ્ર કેતુછે તેને વિઘ્નોને હરનારૂં ગણોનું અધિપતિપણું આપવું યોગ્ય જણાતું નથી; અને આને ગણેશની પદવી આપવી ઘટિત નથી. એવાં તેનાં વચન સાંભળી કંઇક ક્રોધ પામેલા ગણેશે વાંકી દૃષ્ટિ કરી કહ્યું.

**ગણેશ કહેછે**—મારી સામો થઇ વક્ર દૃષ્ટિથી જોનાર તું કોણછે? કે જે તું દુરાત્મા અહીં મારી નિંદા કરેછે મારા પ્રહારથી હણાએલો તું ખરેખર મૃત્યુ પામીશ, એવાં તેનાં વચન સાંભળી ક્રોધ પામેલા કાર્તિક સ્વામીએ હૃદયમાં મુષ્ટિથી પ્રહાર કર્યો ત્યારે ક્રોધ પામેલા ગણપતિપણ તેને મુષ્ટિથી હણવા લાગ્યા; મુષ્ટિ અને પાટુના પ્રહારથી અન્યોન્ય હણવા લાગ્યા એ રીતે બેઘડી સુધી તેમને યુદ્ધ થયું; ક્રોધ પામેલા કાર્તિક સ્વામીએ ગજાનનનો એક દાંત ખેંચી લીધો. તેથી તે એકદંત થયા. તે એક દાંતથી કાર્તિકસ્વામી ગણપતિને પ્રહાર કરવા લાગ્યા તેથી પીડાએલા ગણપતિએ કહ્યું કે આ મારા દાંતનો જે કોઇ પૃથ્વીમાં નાશ કરશે તેના મસ્ત-

કના સો કટકા થશે એ રીતે લોહીથી ઉખરડાએલા બે મહાબળવાન મદો-ન્મત્ત હાથીની પેઠે યુદ્ધ કરવા લાગ્યા. તેથી મુનિઓ વિસ્મય પામ્યા મુષ્ટિ અને ચરણ પ્રહારથી યુદ્ધ કરતા પુત્રોને જોઇ પાર્વતીએ એક હાથથી ગણપતિને અને બીજાથી મહાબળવાન કાર્તિકસ્વામીને લઇ શિવને કહ્યું. હે દેવેશ! આ તમારા પુત્રો પરસ્પર લડેછે તેને વારો. હે મહેશ્વર તમારી સમક્ષ યુદ્ધ કરવું તેમને યોગ્ય નથી એવાં પાર્વતીનાં વચન સાંભળી દેવના દેવ મહાદેવે, હાસ્ય કરી પુત્રોને બોલાવી કહ્યું કે તમારૂં બેઉનું હિતકારક વચન કહું તે સાંભળો. તમે બને ભાઇ માંહોમાંહે વિરોધ કરો નહી. સમુદ્ર દ્વિપ અને પર્વત સહિત આ સઘળી પૃથ્વીને ત્રણવાર પ્રદક્ષિણા કરી અહીં મારી પાસે પ્રથમ આવે તેને હું ગણનું અધિપતિપણું આપીશ એવાં શિવનાં વચન સાંભળી મહાબળવાન્ કાર્તિકસ્વામી, મોરપર ચડી પ્રદક્ષિણા કરવા ગયા ત્યારે ગૌરીપુત્ર ગજાનને વિચાર કર્યો કે મારૂં ઉદર મહોટુંછે તથા કર ચરણ ટુંકાછે તથા મારૂં રૂપ હાથીનું અતિસ્થૂળ છે તેથી હું પૃથ્વીની ત્રણ પ્રદક્ષિણા કરી શકીશ નહી; આ કાર્તિકસ્વામી, ત્રણ પ્રદક્ષિણા કરી હમણાં આવશે. જેણે બ્રહ્માંડ સર્જ્યુંછે તથા જે બ્રહ્માંડનું પરિપાલન કરેછે અને અંતે અખિલ વિશ્વ, જેમાં લય પામેછે તે આ પરમાત્મા પ્રભુ મહાદેવ, સર્વબ્રહ્માંડમયછે. તેથી બ્રહ્માંડ સરખા આ પાર્વતી પરમેશ્વરને ત્રણ પ્રદક્ષણા કરૂં તે ધર્મથી મને કોટી પ્રદક્ષિણાનું ફળ મળશે.

સૂત કહેછે—એવો વિચાર કરી ગૌરીપુત્ર વિનાયકે, ઈશ્વર પાર્વતીને ત્રણ પ્રક્ષિણા કરી તેથી પ્રસન્ન થયેલા મહાદેવે કહ્યું કે નંદી અને મહાકાળ જેની અંદર મુખ્યછે તે સર્વે ગણો નિત્ય તારે સ્વાધીન રહેશે, હે વત્સ મેં તને ગણનું આધિપત્ય અર્પણ કર્યું તેથી તે કાર્ય તું કર. સર્વ ગણના સમૂહનો અધિપતિ તને સ્થાપુંછું વિઘ્નના વિનાશ કરનાર પુત્ર ગણપતિને મહાદેવે ગાણપત્યની પદવી અર્પણ કરી ત્યારે તેના હાથમાં તીક્ષ્ણ કુઠાર રૂપ શ્રેષ્ઠ આયુધ આપ્યું તથા હર્ષ પામેલા શિવે તેના જન્મ તીથીના ઉત્સવ તરીકે વિનાયક ચતુર્થીનો દીવસ તેને અર્પણ કર્યો, મહોટા ભાગ્યવાળાં પાર્વતી-એ માતૃસ્નેહમાં પરાંયણ થઇ તેને ભોજનસારૂ મોદકથી ભરેલું અક્ષય્ પાત્ર આપ્યું, નંદિએ વાહન માટે મૂષક આપ્યો હર્ષ પામેલા ચિત્તથી બ્રહ્મા-એ તેને ભૂત ભવિષ્ય અને વર્તમાનનું દિવ્ય જ્ઞાન આપ્યું, વિષ્ણુએ પ્રજ્ઞા આપી, ઇંદ્રે ઉત્તમ મહોટું સૌભાગ્ય આપ્યું, કામદેવે સૌંદર્ય આપ્યું, કુબેરે

---

૧ ઉદર.

વૈભવ, ભગવાન્ સૂર્યે પ્રતાપ અર્પણ કર્યો, ચંદ્રે ભવ્ય કાંતિ આપી, બીજા સર્વ દેવે પોતાની સર્વ અભિષ્ટ વસ્તુઓ શિવ પાર્વતીને સંતોષ પમાડવા સારૂ અર્પણ કરી. બ્રાહ્મણોએ ગણેશ એવું નામકરણ કરી તિલક કર્યું, એટલામાં પૃથ્વીની ત્રણ પ્રદક્ષિણા કરી મહાબળવાન્ કાર્તિક સ્વામી, ત્યાં આવ્યા, તેને જોઈ હાસ્ય કરી મહાદેવે કહ્યું કે હે પુત્ર ષડાનન! તેં વિલંબ કર્યો ગણપતિ પ્રદક્ષિણા કરી જલદી આવ્યો માટે મેં તેને વિઘ્નેશ પદ આપ્યું એવાં શિવનાં વચન સાંભળી તરત કાર્તિક સ્વામી બોલ્યો:—

**કાર્તિકસ્વામી કહેછે**—હે તાત એવું કેમ કહોછો પ્રથમ તો હું આવ્યો છું માટે મને કૃપા કરી ગાણપત્ય પદ આપો એ રીતે વિવાદ કરતા પુત્રને જોઇ તેને વારવા પાર્વતીએ કહ્યું કે હે મહાભાગ ષડાનન! તું તારા પિતાજી સાથે વિવાદ કરવા યોગ્ય નથી, ત્રૈલોકયમાં માતા પિતાથી કોઇ પણ તીર્થ અધિક નથી માતાપિતાનો અવગણના કરનાર પુત્રનું કલ્યાણ થતું નથી. માટે હે પુત્ર કોઈ દિવસે તારે માતાપિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું નહીં.

**સૂત કહેછે**—એવાં ઘણાં વાકયથી પાર્વતીએ કાર્તિક સ્વામીને સમજાવ્યો ત્યારે દેવના દેવ ઈશ્વર, ગણપતિ પ્રત્યે કહેવા લાગ્યા.

**શિવ કહેછે**—હે પુત્ર તારી પૂજા વિના જે કોઈ મનુષ્ય શ્રૌત (વૈદિક) સ્માર્ત (ધર્મ શાસ્ત્રમાં કહેલું કર્મ) અને લૌકિક કાર્ય કરશે તે કલ્યાણ રૂપ છતાં અકલ્યાણ રૂપ થશે તથા પૃથ્વીમાં દક્ષિણા વગર કરેલો યજ્ઞ પણ, તારા પૂજન વિના વ્યર્થ થશે. તું સ્વર્ગમાં રહી પૃથ્વીપર રહેલા મનુષ્યો કોઇ પણ ધર્મ કર્મ કે લૈકિક કર્મ કરે તેમાં જો તારૂં પૂજન કરે નહીં તો તારે વિઘ્ન કરવું. હે ગજાનન! અધ્યાપન, અધ્યયન, વ્યાખ્યા, દ્રવ્યસંપાદન વિગેરે કર્મ જે અન્યાયથી કરે તથા સ્વધર્મરહિત જેઓ વર્ણાશ્રમ ધર્મથી વિરૂદ્ધ વર્તે તેમનાં પ્રાણ તારે હરણ કરવા, હે વિનાયક, બાલક યુવાન, અને વૃદ્ધ જે સ્ત્રીપુરૂષો, સદા તારૂં પૂજન કરે તે મહારા ભક્તોનું તારે પ્રયત્નથી રક્ષણ કરવું, હે ગણેશ્વર! તારૂં પૂજન કરનાર મારા ભક્તોને તારે આ લોક પરલોકમાં સુખી કરવા; હે પુત્ર જ્યાં યજ્ઞમાં વિષ્ણુ, બ્રહ્મા અને મારૂં, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રો, પૂજન કરશે ત્યાં નિર્વિઘ્ન થવા પ્રથમ તને પૂજશે. ચંદન, પુષ્પ ધૂપ, દીપ, અને નાના પ્રકારનાં ભક્ષ્ય ભોજ્ય આદિ નૈવેદ્યથી સર્વ કામની સિદ્ધિ થવા લોકો ત્રૈલો·

૧ છ મુખવાળો.

કૃત્યમાં તારૂં પૂજન કરશે, હે પુત્ર ! તારૂં વિનાયકનું પૂજન કર્યા વિના મનુષ્યો કે દેવતાઓને પણ કાંઇ ફળ થશે નહીં, તેથી ઇંદ્રાદિકને પણ તું પ્રથમ પૂજવા યોગ્ય થઇશ. બ્રહ્મા, વિષ્ણું હું અને ઇંદ્ર વિગેરે દેવને પણ તું વિઘ્નથી પીડા કરીશ. જો પ્રથમ નિર્વિઘ્ન થવા તારૂ પૂજન નહીં કરે તો ધારેલું ફળ પણ મળશે નહીં, એવું વરદાન પામેલા ગણપતિને જોઈ કાર્તિકસ્વામી કોપાયમાન થયા તેથી તેના દાંતનું કેળું બનાવી તે ગણપતિને આપ્યું અને કહ્યું કે આ કદળીફળ તારે પૃથ્વીપર મૂકવું નહીં. એવું કહી લોહાચળ પર્વત પર ગયા તે અદ્યાપી સુધી સમુદ્રમાં મળેલી સિંધૂ નદીની પેઠે આવ્યા નહીં. એવું વરદાન મળવાથી દેવતાના કૃત્યમાં તત્પર ગણપતિ પૃથ્વી ઉપર ધર્મ, મોક્ષ અને સુકૃત સારૂ પ્રયત્ન કરતા લોકોને નિત્ય વિઘ્ન કરવા લાગ્યા ત્યારે વિમાનમાં બેઠેલા સર્વ દેવતા ઓએ પૃથ્વી-પર આવી ગણેશનું સ્થાપન પૂજન કર્યું તેથી સ્વર્ગની ઇચ્છાવાળા લોકો પણ પ્રથમ સર્વ ધર્મની અંદર વિઘ્ન મટવા તે ગણપતિની પૂજા કરવા લા-ગ્યા એજ સમયે બ્રાહ્મણોએ વાલખિલ્ય આશ્રમમાં મહાદેવની સાથે વિના-યકની પ્રતિષ્ટા કરી માધ સુદી ચતુર્થીને દીવસે જે પુરૂષ આ વિનાયકનું પૂજન કરેછે તેને એક વર્ષ સુધી કોઇ પણ કામમાં વિઘ્ન થતું નથી આ આશ્રમમાં જેઓ ગણનાથનું નિત્ય પૂજન કરેછે તેને કોઇ દિવસે વિઘ્ન નડતું નથી, હે વિપ્રો આ ગણપતિનું ઉત્તમ આખ્યાન મેં તમને કહ્યું આ ગણે-શની ઉત્પત્તિની કથાનું જેઓ શ્રવણ કરશે તેઓનાં સર્વ વિઘ્ન દૂર થશે આ-યુષ્યને આપનાર અને મહા પાપને મટાડનાર આ આખ્યાનનું શ્રવણ પઠન કરનાર અને શ્રવણ કરાવનાર સદા સુખી રહેછે.

इदमायुष्यमाख्यानं महापातकनाशनं ॥
यः पठेच्छृणुयाद्वापि श्रावयेद्वा सुखी भवेत्

ઇતિ શ્રીસ્કંદ પુરાણમાંના વાલખિલ્યખંડમાં गणेशोत्पत्ति નામે ગુર્જર ભાષાંતરનો અડતાલીશમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ वालखिल्याश्रमे विप्रा गयातीर्थमिति श्रुतं ॥
गयासुरेण यत्पूर्वं स्थापितं पापनाशनं ॥ १ ॥

સૂત કહેછે—હે વિપ્રો ! વાલખિલ્ય આશ્રમમાં ગયાસુરનું સ્થાપેલુ ગયા તીર્થ વિખ્યાતછે, જે ગયાસુરને સ્નાન કરવા સર્વ દેવે લિંગ આપ્યાં

હતાં તે પવિત્ર ભાગીરથી, નિત્ય જ્યાં રહ્યાંછે તે સ્થળે શ્રાદ્ધ કરવાથી પિતૃઓને અક્ષય ગતિ મળેછે.

શૌનક કહેછે—હે સૂત આ આશ્રમમાં ગંગા તીર્થ કેમ થયું તથા મહાપાપને મટાડનાર ગંગા આહીં શીરીતે આવ્યાં ? ત્યાં શ્રાદ્ધ કરવાથી પિતૃઓને અક્ષય ગતિ મળેછે તેનું કારણ શું ? અમારા સાંભળવામાં આવ્યુંછે કે ગયાસુરના નામથી ગયાતીર્થ થયુંછે તે ગયાસુર કેનો પુત્ર હતો અને કોના આશ્રયથી તેનો એવો મહિમા થયો હતો તેણે એવું શું તપ કર્યું હતું કે જેથી તેના શરીરમાં એવી પવિત્રતા થઇ.

સૂત કહેછે—વિષ્ણુના નાભી કમળથી લોકના પિતામહ બ્રહ્મા થયા તેને પ્રથમ વિષ્ણુએ કહ્યું કે તમે પ્રજા સર્જો ત્યારે બ્રહ્માએ પોતાના આસુર સ્વભાવથી ( ક્રોધ યુક્ત સ્વભાવથી ) અસુરોને ઉત્પન્ન કર્યા અને સારા મનના ભાવથી સુંદર મનવાળા દેવને સર્જ્યા, બ્રહ્માના મનથી સાત પુત્રો થયા. મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, વસિષ્ઠ, એ સાત માનસી પુત્રો સપ્ત બ્રહ્માછે એ રીતે પુરાણમાં નિશ્ચય કરાયેલાછે. મરીચિના પુત્ર કશ્યપ પ્રજાપતિ થયા તેને હિરણ્યકશિપુ થયો તેને અતિ ગુણવાન હરીનો ભક્ત પ્રલ્હાદ થયો તેને વિરોચન થયો અને તેનો મહાબળવાન અને પરાક્રમી બળિ થયો તે બળિને કીર્તિવાન પરાક્રમી સો પુત્રો થયા તેમાં મહાબળવાન અને પરાક્રમી સહુથી મહોટા બાણાસુર થયો તેથી નહાનો લોહાસુર અને તેથી નહાનો ગયાસુર થયો એ ત્રણે પુત્રો અતિ વિખ્યાત થયા સર્વ દૈત્યની અંદર ગયાસુર મહોટો પરાક્રમી અને બળવાન હતો કે જે સવાસો યોજન ઊંચો હતો તેણે પવિત્ર વાલખિલ્યાશ્રમમાં દારૂણ તપનો આરંભ કર્યો હતો હજારો વર્ષ સુધી તેણે પ્રાણનો રોધ કર્યો તેથી સર્વદેવ સંતાપ પામી ક્ષોભ યુક્ત થયા તેથી બ્રહ્મલોકમાં જઇ બ્રહ્માને કહેવા લાગ્યા કે હે બ્રહ્મન્ ! ગયાસુરથી અમારૂં રક્ષણ કરો બ્રહ્માએ દેવને કહ્યું કે હે દેવ ! આપણે મહાદેવને શરણે જઇએ એવું કહી બ્રહ્માદિ સર્વ દેવ કૈલાસમાં જઇ શિવને કહ્યું કે હે મહાદેવ મહોટા અસુરથી અમારૂં રક્ષણ કરો એવાં દેવના વચન સાંભળી શિવે તેને કહ્યું કે આપણે સઘળા ક્ષીરસાગરમાં રહેના દેવના દેવ વિષ્ણુને શરણે જઇએ તે આપણું રક્ષણ કરશે એવું કહી બ્રહ્મા, મહાદેવ અને ઇંદ્રિાદિ દેવ વિષ્ણુ પાસે જઇ સ્તુતિ કરવા લાગ્યા.

દેવ કહે છે—સર્વને ઉત્પન્ન કરનાર પાલન કરનાર ઓંકાર રૂપ વિષ્ણુને પ્રણામ હો, પ્રકાશક જયશીલ રાક્ષસો આદિનો ગ્રાસ કરનાર વૃદ્ધિ પામનાર અનંત દીપ્તિશાલીને નમસ્કાર હો. જે આપના સ્વરૂપને વાણી પહોંચી શકતી નથી અને મન પણ જ્યાં પ્રાપ્ત થઇ શકતું નથી એવા મન વાણીથી અગોચર આપની સ્તુતિ કરવાઆટે કોણ શક્તિમાન થાય, છ અંગ અને પદ ક્રમ સહિત ચારવેદ આપના નિશ્વાસ રૂપછે, તે વિચિત્ર ક્રીડા કરનાર આપના મહિમાનો પાર કોણ પામી શકે? અજન્મા, અવિનાશી, એક, અદ્વિતીય, આદ્ય અમને બ્રહ્માદિને અગોચર અજેય અનંતશક્તિ નિત્ય નિરાશ્રય (બીજાનો આશ્રય નહી તેવા) અમૂર્ત અચિંત્યમૂર્તિ આપ સૂક્ષ્મ રૂપને કોણ જાણી શકે? સર્વને આપ જાણોછો એવા સ્વયંપ્રકાશક આપ સ્વસંવેદ્યછો, હે હરે! હે મુરારે! ! તમારૂં એકેક નામ, જન્મો જન્મમાં એકઠાં થયેલાં પાપને મટાડનાર છે અને પાપી દુષ્ટ પુરૂષોને અતિ પીડા આપનારછે. હે મુકુંદ! મધુ દૈત્યને મારનાર હે માધવ! તમારા નામનો જપ કરવાથી અને તમારા મહિમાનું ગાન કરવાથી મનુષ્યને અનંત ફળ મળેછે, હે નારાયણ! નરકરૂપ સમુદ્રથી તારનાર હે નરસિંહ! હે દામોદર! હે મુરમર્દન! હે ચતુર્ભુજ! હે વિશ્વંભર! હે વિરજ! (નિરંજન) અને હે જનાર્દન એ રીતે તમારા નામનો જપ કરનારને આ લોકમાં કાળની ભીતિ પણ થતી નથી, હે શ્રીવત્સલાંછનવાળા[1]! હે હરિ, હે અચ્યુત હે કૈટભના શત્રુ, હે ગોવિંદ! હે ગરૂડધ્વજ હે કેશવ! હે ચક્રપાણી, હે લક્ષ્મીપતિ, હે દાનવનાશન, હે શારંગપાણી, આપની ભક્તિના પાત્રરૂપ પુરૂષોને કોઇથી ભય થતું નથી, બ્રહ્મા અને ઈંદ્રાદિ સર્વ દેવને નમવા યોગ્ય ચરણ કમળવાળા હે ભગવન્ તમે પોતાની લીલાએ કરી જગતને ઉત્પન્ન કરોછો તથા તેનું પાલન કરોછો અને અંતે સર્વનો સંહાર કરોછો હે વિશ્વપતિ આપ વિશ્વરૂપ છો;વિશ્વના બીજરૂપ આપને અમે નિત્ય પ્રણામ કરીએ છીએ, હે દાનવેંદ્રના શત્રુ! સ્તુતિ કરનાર પણ આપજછો અને સ્તુતિપણ તમેજ છો, તથા સ્તુતિ કરવા યોગ્ય પણ તમેજ છો. સઘળા જગતરૂપ આપ એક અહિં બિરાજોછો. હે વિષ્ણુ! હે ભવના શત્રુ! તમારાથી જુદું અમે કંઇ જાણતાં નથી, હે પ્રભુ અમે કેજે તમારો જપ કરીએ છીએ તેની તૃષ્ણાને આપ દૂર કરો.

---

૧ ભૃગુલાંછન.

**સૂત કહેછે**—એ રીતે દેવની સ્તુતિ સાંભળી વિષ્ણુએ તેમને દર્શન આપી કહ્યું કે હે દેવ આપ શામાટે આવ્યાછો ? એવાં વિષ્ણુનાં વચન સાંભળી દેવતાઓએ કહ્યું કે હે ભગવન્ ગયાસુરના ભયથી અમારૂં રક્ષણ કરો, ત્યારે વિષ્ણુએ દેવને કહ્યું કે તમે બ્રહ્માને આગળ કરી દૈત્ય પાસે જાઓ હું પણ આવુંછું એવું કહી ગરૂડ ઉપર ચડી ગયાસુરને વરદાન દેવા ગયા વિષ્ણુ આદિ સર્વે દેવે ગયાસુરને કહ્યું કે હે ગયાસુર! તું શા માટે તપ કરેછે અમે તારા તપથી અતિ સંતુષ્ટ થયા છીએ માટે વર માગ

**ગયાસુર કહેછે**—આપ બ્રહ્મા વિષ્ણુ અને મહાદેવ જો મને પ્રસન્ન થયા હો તો સર્વે દેવ, બ્રાહ્મણો, ઋષિઓ અને પર્વતો તથા પવિત્ર દેવતાઓ કરતાં પણ મારૂં શરીર અતિ પવિત્ર થાય.

**સૂત કહેછે**—એવાં દૈત્યનાં વચન સાંભળી બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ તથાસ્તુ કહી તેને દર્શન સ્પર્શન આપી પોત પોતાને સ્થાનકે ગયા. ગયાસુરના તપથી ત્રૈલોક્ય સુનું થઈ ગયું હતું અને યમપુરી પણ સુની થઇ ગઇ હતી યમરાજા પણ ઇંદ્રાદિ દેવની સાથે બ્રહ્મલોકમાં જઈ કેહેવા લાગ્યા કે હે બ્રહ્મન હે પિતામહ આપે આપેલા અધિકારને આપ સંભાળો, ગયાસુર સાથે વિરોધ થવાથી અમારા અધિકારનું ઐશ્વર્ય ચાલી શકતું નથી, તે સાંભળી બ્રહ્માએ દેવને કહ્યું કે આપણે સઘળા અવિનાશી વિષ્ણુ પાસે જઇએ એવું કહી બ્રહ્માદિ દેવે વિષ્ણુ પાસે જઇ કહ્યું કે હે અચ્યુત તમે ગયાસુરને વરદાન દીધુંછે તે વરદાનના બળથી મળેલા ઐશ્વર્યે કરી દેવ, સ્વર્ગમાં રહી શકતા નથી તેથી ત્રૈલોક્ય ખાલી થયું છે એવાં દેવનાં વચન સાંભળી વિષ્ણુએ બ્રહ્માને કહ્યું કે ગયાસુર પાસે જઈ યજ્ઞ કરવા તેનું શરીર માગો, એવાં વિષ્ણુનાં વચનથી દેવ સહિત બ્રહ્માએ ગયાસુર પાસે જઈ તેના શરીરની યાચના કરી ત્યારે દેવ સહિત બ્રહ્માને જોઇ ગયાસુર કહેવા લાગ્યો અહો આજ મારૂં જન્મ અને તપ સફળ થયું કે મારે ત્યાં આપ બ્રહ્મા અતિથિ રૂપે પ્રાપ્ત થયા માટે મને સઘળું મળ્યું હે બ્રહ્મન્ જે સારૂં આપનું આવવું થયું હોય તે કાર્ય હું કરૂં મને આજ્ઞા કરો.

**બ્રહ્મા કહેછે**—હે અસુરેશ્વર પૃથ્વીમાં જે તીર્થોછે તે સઘળાં મેં જોયાં પરંતુ યજ્ઞ કરવા યોગ્ય તે તીર્થો અતિ પવિત્ર નથી અને વિષ્ણુના પ્રસાદથી તને અતિપવિત્રપણું મેળવ્યું છે માટે તમારો પવિત્ર દેહ મને યજ્ઞ કરવા આપો.

ગયાસુર કહેછે—હે દેવેશ મ્હારા શરીરની પ્રાર્થના કરોછો માટે હું ધન્યછું મારા દેહ ઉપર આપ યજ્ઞ કરશો તેથી મારાં માતા પિતાનો વંશ કૃતાર્થ થયો આ દેહને તમેજ ઉત્પન્ન કર્યોછે અને પવિત્ર પણ તમેજ કર્યોછે જેથી અવશ્ય તે સર્વના ઉપકાર માટે ઉપયોગમાં આવશે. હે સુર શ્રેષ્ઠ મારા શરીર ઉપર ન્હી વાલખિલ્ય આશ્રમમાં અતિ મનોહર યજ્ઞ કરો? કેમકે આ સ્થલેજ મનુષ્યોના પાપને મટાડનારી વારૂણી ગંગાછે એવાં તે અસુરનાં વાક્ય સાંભળી બ્રહ્માએ મધુર વાણીથી તે દાનવેંદ્ર ને કહ્યું.

બ્રહ્મા કહેછે—હે દૈત્ય વર્ય આ પવિત્ર આશ્રમમાં પૂર્વે ઘણા યજ્ઞો થયાછે માટે હમણાં કોલાહલ ગિરિ ઉપર યજ્ઞ કરવોછે તેથી આપણે ત્યાં જઈએ.

સૂત કહેછે—એવું કહી તે અસુર સહિત સર્વ દેવ, કોલાહલગિરિ ઉપર પ્રાપ્ત થયાં શ્વેત કલ્પમાં તે મહાન અસુર પૃથ્વીપર પડ્યો કોલાહલ ગિરિની નૈઋત્ય દિશાનો તેણે આશ્રય કર્યો તે દૈત્યનું મસ્તક ઉત્તર દિશામાં પડ્યું અને પગ દક્ષીણ દિશામાં રહ્યા યજ્ઞની સામગ્રી જેમણે તૈયાર કરી હતી એવા પોતાના માનસો સાત પુત્રોને વરૂણીમાં વરાવ્યા હતા તે ગયાસુરના શરીર ઉપર યજ્ઞ કર્યો તે યજ્ઞની પ્રતિષ્ઠા માટે બ્રહ્માએ વિપ્રોને પુષ્કળ દક્ષિણા આપી. યજ્ઞની પૂર્ણાહુતી કરી અવભૃથસ્નાન કરી યજ્ઞ મંડપમાં પ્રાપ્ત થયા ત્યારે ગયાસુરને જોઇ વિષ્ણુ વિગેરે સર્વ દેવે તે ગયાસુરને કહ્યું કે હે અસુર અમે તને પ્રસન્ન થયા છીએ માટે વર માગ. તે સાંભળી ગયાસુરે કહ્યું હે દેવ વાલખિલ્ય આશ્રમમાં સર્વ મનુષ્યોને કલ્યાણ આપનાર પવિત્ર ગયાતીર્થ સ્થાપો, જ્યાં સુધી પૃથ્વી, પર્વતો અને સૂર્ય ચંદ્ર આદિ ગ્રહો રહે ત્યાં સુધી આ ગયાસુર ક્ષેત્ર મારા નામથી કહેવાય, બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ વિગેરે બીજા સર્વે અહીં સ્થિતિ કરો. આ પાંચ ગાઉનું ગયાક્ષેત્ર, આપના સ્થાનરૂપ ગણાઓ એક ગાઉ ગયાનું મસ્તક ગણાઓ તેનીમાંહે ત્રૈલોક્યની અંદર રહેલાં સર્વે તીર્થો સ્થિતિ કરો. સર્વ દેવ, તીર્થો, આ ક્ષેત્રમાં સ્નાન દાન તર્પણ અને પીંડદાન કરનારને સદા ફળ આપો તથા તેના પીતૃઓને બ્રહ્મલોક મળો, આ ક્ષેત્રનું સેવન કરનારને આ લોકમાં વૈભવ અને પરલોકમાં મુક્તિ પ્રાપ્ત થાઓ, જેમ એક વિષ્ણુ જ્યાં સુધી ત્રણ પ્રકારની મૂર્તિવાળા કહેવાય ત્યાં સુધી આ ગયાસુર ક્ષેત્ર,

પૃથ્વીમાં ખ્યાતિ પામો અને સેવન કરનારનાં બ્રહ્મહત્યાદિક પાપને મટાડો, એવાં ગયાસુરનાં વચન સાંભળી વિષ્ણુ વિગેરે દેવે કહ્યું હે અસુર તારી પ્રાર્થના પ્રમાણે સઘળું નિઃસંદેહ થશે, અહિ શ્રાદ્ધ કરનાર પોતાના આત્મા-સહિત પીતૃના સો કુળને નકી તારશે એવાં દેવના વરદાનથી દૈત્ય હર્ષ પામી નિશ્ચળ થયો સઘળા બ્રાહ્મણોને બ્રહ્માએ પંચાવન ગામ આપ્યાં તથા તે પંચકોશી ગયામાં દિવ્ય મંદિરો બનાવી તેમાં સર્વ ઉપસ્કર રાખી વિપ્રોને આપ્યાં જ્યાં ગયાસુરે પૂર્વે તપ કર્યું હતું ત્યાં વાલખિલ્ય આશ્રમમાં આવી સઘળા દેવે પોતાના પદનું સ્થાપન કર્યું. દેવે મનમાં વિચાર્યું કે આ આપણાં પદો સારી ગતિ આપશે સર્વ દેવે જ્યારે પદની સ્થાપના કરી ત્યારે નદીઓમાં શ્રેષ્ઠ ગંગા પાતાળમાર્ગેકરી ત્યાં પ્રગટ થયાં તેથી તે ગંગોદ્ભેદ નામનો હ્રદ કહેવાયો, ઈશપદ, વિષ્ણુપદ, બ્રહ્મપદ, દક્ષિણાગ્નિપદ, આહવનિયપદ, ગાર્હપત્યપદ, ઇંદ્રપદ, સૂર્યપદ, કાર્તિકેયપદ, ચંદ્રપદ, ગણેશપદ, ક્રૌંચપદ, અમરેશપદ, કશ્યપપદ, વરૂણપદ, કુબેરપદ, વાલખિલ્યપદ, અને મુક્તિપદ વિગેરે ઓગણીશપદો સ્થાપ્યાં, ત્યાં શ્રાદ્ધ કરવાનું ફળ કહું તે સાંભળો ઇશપદમાં શ્રાદ્ધ કરવાથી સોકુળનો ઉદ્ધાર થાયછે તથા કર્તા સહિત પીતૃઓ શિવલોકમાં વસેછે, દર્શન પૂજન અને સ્પર્શથી વિષ્ણુપદ મુક્તિ આપેછે ત્યાં સપીંડીકરણ વિગેરે શ્રાદ્ધ કરવાથી સહસ્ર કુળનો ઉદ્ધાર થાયછે એવું અખંડ ફળદાયક વિષ્ણુપદછે બ્રહ્મપદમાં પીંડદાનથી શત કુળનો ઉદ્ધાર થાયછે. દક્ષિણાગ્નિપદમાં શ્રાદ્ધ કરવાથી વાજપેય યજ્ઞનું ફળ મળેછે આહવનીયમાં કરવાથી પીતૃઓને ચંદ્રલોકની પ્રાપ્તિ થાયછે અને સૂર્યપદમાં કરવાથી પીતૃઓને સૂર્યલોક મળેછે કાર્તિકેયમાં કરવાથી પીતૃઓ બ્રહ્મલોકમાં જાયછે, ચંદ્રપદમાં કરવાથી પીતૃઓને ચંદ્રલોક મળેછે ગણેશ પદમાં કરવાથી ગણનું આધિપત્ય, ક્રૌંચપદમાં કરવાથી પીતૃઓને મોક્ષ, અમરેશપદમાં કરવાથી દેવલોક અને કલશપદમાં કરવાથી પીતૃને સ્વર્ગલોક મળેછે કશ્યપ પદમાં કરવાથી બ્રહ્મલોક અને વરૂણપદમાં કરવાથી પીતૃઓને રાજસૂયયજ્ઞનું ફળ મળેછે. કુબેરપદમાં શ્રાદ્ધ કરવાથી પીતૃઓને શિવલોક અને વાલખિલ્ય પદમાં શ્રાદ્ધ કરવાથી પીતૃઓ બ્રહ્મ લોકમાં જાયછે તથા મુક્તિ પદમાં શ્રાદ્ધ કરવાથી પીતૃઓ નરક સમુદ્રમાંથી નીકળી મુક્ત થાયછે એવાં ઓગણીશ પદમાં જે સુબુદ્ધિ પુરૂષ

શ્રાદ્ધ કરે તેના પીતૃઓને અક્ષય તૃપ્તિ મળેછે; ગયાતીર્થ પૃથ્વીમાં સર્વ દેશના તીર્થથી અધિકછે માટે નરકના ભયથી ડર પામતા પીતૃઓ પુત્રથી ગયાશ્રાદ્ધને ચાહેછે જો કોઇ પુત્ર થાય અને ગયાએ જાય તો અમારૂં રક્ષણ કરે, ગયામાં જઇ જે અન્નદાન કરેછે તે પુત્રથી પીતૃઓ પુત્રવાનછે, ગયામાં ત્રણ પખવાડીયાં નિવાસ કરવાથી અને તન્નવિના પીંડદાન કરવાથી પોતાના આત્માસહિત સાત કુળને પવિત્ર કરેછે. જેના નામથી પીંડ આપે તેને સનાતન બ્રહ્મ પદની પ્રાપ્તિ થાય. બ્રહ્મજ્ઞાન, ગયાશ્રાદ્ધ તથા ગોગ્રહક્ષેત્રમાં મરણ અને કુરૂક્ષેત્રમાં નિવાસ, એ ચાર પ્રકારથી મુક્તિ મળેછે. હે વિપ્રો વાલખિલ્યાશ્રમમાં ગયાતીર્થ અને તેની ઉત્પત્તિની કથા મેં તમને સવિસ્તર કહી સર્વ પાપને મટાડનાર આ કથાનું જે શ્રવણ કરે તે પીતૃઓને નરકથી મુક્ત કરી સર્વ પાપ રહિત થઇ પરમ પદને પામેછે.

**इमां कथां यः शृणुयात्सर्वपापप्रणाशिनीं ॥**
**पितृन् वै नरकान्मुच्यन्निष्पापः परमं व्रजेत् ॥ ९० ॥**

ઇતિ શ્રીસ્કંદ પુરાણમાંના વાલખિલ્યખંડમાં **गयातीर्थोत्पत्ति महिहिमा वर्णन** નામે ઓગણપચાસમો અધ્યાય સંપૂર્ણ.

---

**शौनकउवाच ॥ तीर्थयात्राविधिर्ब्रूहि गयायाश्चैव सूतज ।**
**कथं श्राद्धं प्रकर्त्तव्यं कथं तस्य फलं महत् ॥ १ ॥**

શૌનક કહેછે—હે સૂત તીર્થ યાત્રા અને ગયાએ જવાનો વિધિ તથા શ્રાદ્ધ કેમ કરવું, તથા તેનું મ્હોટું ફળ શી રીતે થાય ત્યાં શ્રાદ્ધ કરવાથી પીતૃઓને અક્ષય તૃપ્તિ શી રીતે મળે ?

સૂત કહેછે—હે મુનીશ્વરો ગયા વિગેરે તીર્થ યાત્રાનો વિધિ કહું તે સાંભળો. ગયા શ્રાદ્ધ કરવા તીર્થયાત્રા માટે જ્યારે તૈયાર થઇ ઘેરથી નીકળે, તે દિવસથી કોઇનો પ્રતિગ્રહ લેવો નહીં સંતોષી નીમધારી, પવિત્ર અહંકાર રહિત વર્તવું એમ કરવાથી તીર્થનું યથાર્થ ફળ મળે છે ઘેરથી ચાલીને ગયા એ જાય ત્યાં સુધીમાં પગલે પગલે પીતૃઓને સ્વર્ગે ચડવાનું પગથીઉં પ્રાપ્ત થાય છે. ગયામાં આવી એકાગ્ર ચિત્તથી બ્રહ્મચર્ય પણે રહે તેને અશ્વમેધનું પુણ્ય મળે છે જે પીતૃઓનો પુત્ર ગયાએ જાયછે તેને બ્રહ્મજ્ઞાનથી (આત્મા અનાત્માના વિવેચન પૂર્વક તત્વજ્ઞાનથી) ગોગ્રહક્ષેત્રમાં દેહત્યાગ કરવાથી અર્થાત્ મરણથી અને કુરૂક્ષેત્રમાં નિવાસ કરવાથી શું વિશેષ ફળછે?

એકવાર ગયામાં જઇ પિંડ પ્રદાન કરવું એ મનુષ્યોને દુર્લભ છે એવું પુરાતનની લોકોએ કહ્યું છે, બ્રહ્માને મુક્તિદાયક આ ગયાક્ષેત્રમાં પ્રમાદથી પણ મરણ પામનારને જેમ બ્રહ્મજ્ઞાનથી મુક્તિ મળેછે તેમ આ તીર્થમાં તનનો ત્યાગ કરવાથી મળેછે બ્રહ્માએ ઉત્પન્ન કરેલા વાલખિલ્યપવિપ્રોને હવ્ય કવ્યથી એટલે દેવ પીતૃના અન્નથી સંતુષ્ટ કરી તેમનું પૂજન કરવું તેથી પિતૃ સહિત સર્વ દેવ પ્રસન્ન થાય છે ગયામાં પિંડદાન કરવું એ નિરંતર પ્રશસ્ત ગણાય છે, અધિકમાસ, જન્મ દિવસ અને ગુરૂ શુક્રના અસ્તમાં તથા સિંહ રાશીના બૃહસ્પતિમાં થતાં પણ કુરૂક્ષેત્ર, બદરિકાશ્રમ વિરજા અને ગયા શિવાય સર્વ તીર્થમાં મુંડન અને ઉપવાસ વગેરે કરવાં એ વિધિ છે. ગયાક્ષેત્ર પંચકોશી છે અને એક કોષ ગયાનું મસ્તક છે ત્યાં શ્રાદ્ધ કરવાથી પિતૃના ઋણથી મુક્ત થાય છે, ગયામાં કોઇ એવું સ્થાન નથી કે જ્યાં તીર્થ હોય નહીં સર્વ તીર્થોનો નિવાસ થવાથી ગયાતીર્થ સર્વમાં શ્રેષ્ઠ છે તેમાં પીંડદાન કરવાથી મનુષ્યને જે ફળ થાય તે કોટી કલ્પસુધી પણ મારાથી કહી શકાય તેમ નથી. ત્યારપછી બ્રહ્મકુંડમાં નાહી દેવ પીતૃનું તર્પણ કરવું અને પ્રેત પર્વતથી આરંભી તીર્થ પ્રદક્ષિણા કરવી, ત્યારપછી પ્રેત પર્વતપર તલ મિશ્રિત સાથવો પીતૃઓનું આવાહન કરી તે પર્વતપર નાખવો અને કહેવું કે મારા જે પીતૃઓ અહીં પ્રેતરૂપથી રહ્યા હોય તે સર્વે આ તલયુક્ત સાથવાથી તૃપ્તિ પામો અને પ્રેતપણાથી મુક્ત થાઓ, પીતૃઓનાં નામ લઇ તર્પણ કરવું ત્યારપછી જ્ઞાનવાવમાં સ્નાન કરી પીતૃ દેવનું તર્પણ કરવું તે પછી ગયા તીર્થમાં જઇ પીતૃની ભક્તિથી વિધિપૂર્વક તર્પણ કરવું. મોદ અને પ્રમોદ તૃપ્ત થાઓ એવું કહેતાં જનોઇ સવ્ય રાખવું આ પદઉપર તૃપ્ત કરેલા બ્રહ્મા આદિ સર્વ દેવતાઓ, ઋષિઓ, મનુઓ, દીગપાલો, લોકપાલો, ગ્રહદેવ અને અધિદેવતાઓ, ક્ષેત્ર દેવતાઓ, પીઠદેવતાઓ, અને ઉપપીઠદેવતાઓ તથા નદી અને સમુદ્ર વિગેરે સર્વે તૃપ્ત થાઓ: ત્યારપછી જનોઈને કંઠમાં માળાની પેઠે રાખી; સનક, સનંદન, સનાતન અને સનતૂકુમાર, વિગેરેને તૃપ્ત કરવા, ત્યારપછી અપસવ્ય કરી સુજ્ઞ પુરૂષે પીતૃ તર્પણ કરવું, કવ્યવાળાનળ, સોમ, યમ, અર્યમા, તથા અગ્નિષ્વાત્ત, બર્હિષદ, અને સોમનું પાન કરનારા મહાભાગ્યવાળા પીતૃઓ આપ સહિત આવી તૃપ્ત થાઓ. મારા સહોદર, સોદક, સગોત્ર અને સપિંડ વિગેરે જ્ઞાત અ-

---

૧ શ્રેષ્ઠ.

જ્ઞાત પીતૃઓને હું આ પિંડદાન આપુંછું તે સર્વે આ ગયાશ્રાદ્ધથી તૃપ્ત થાઓ. પિતા, પિતામહ, પ્રપિતામહ, માતા, પિતામહી, તથા પ્રપિતામહી નાના અને નાની વિગેરે જેઓ પશુયોની કે વૃક્ષ યોનીને પ્રાપ્ત થયાં હોય તે સર્વે આ પદપર તૃપ્ત કરવાથી મુક્ત થજો. અમારા કુળમાં જેઓ મરણ પામ્યા હોય અને જેમની સદ્ગતિ ન થઇ હોય તે સર્વેને આ દર્ભ તલજળથી તૃપ્ત કરૂં-છું, મારા નાનાના કુળમાં જેઓ મરણ પામ્યા હોય અને જેની સદ્ગતિ ન-થઇ હોય તેઓ સર્વે આ પદપર તર્પણ કરવાથી તૃપ્તિ પામો; બ્રહ્માથી આ-રંભી થુંબડા પર્યંત સર્વ જગત્ દેવ, ઋષિ, પીતૃ અને માનવો વિગેરે માતા અને નાના વિગેરે સર્વ પિતૃઓ તૃપ્ત થજો સાત દ્વિપમાં રહેનારાં અમારા થઇ ગયેલાં કોટી કુળ ઉદ્ધાર પામો, આ બ્રહ્મસ્તંભ પર્યંત સર્વ જગતને આ તલજળ આપુંછું તે અખુટ થજો. જે મારા બાંધવ વર્ગમાં મરણ પામેલા હોય અને સદ્ગતિ પામ્યા ન હોય તેઓ તૃપ્તિ પામો; દાંત વગરના જેઓ મરણ પામેલા હોય તથા જેઓ અગ્નિથી દગ્ધ થયા હોય અથવા દગ્ધ ન થયા હોય તેઓ આ પદપર તર્પણથી તૃપ્તિ પામો. વીજળીથી બળેલા, ચોરે હણેલા, ભીંતમાં દબાયેલા, સિંહ ચિત્રા વિગેરે ઘાતકી પ્રાણીથી હ-ણાએલા, દાઢવાળા તથા શિંગડાવાળા તથા નખવાળા જનાવરથી હણાએલા વાવ, કૂવા વિગેરે જળમાં બૂડી મરણ પામેલા, ગળાપાસા વિગેરે આત્મઘા-તથી તથા બીજાના હણવાથી કે વિષ, શસ્ત્રથી મરણ પામેલા તથા બીજા દુષ્ટ મરણથી એટલે મહામારી વિગેરે અકાળ મૃત્યુથી મરણ પામેલા, ક્ષુધાથી મરણ પામેલા, તથા ભૂત, પ્રેત, અને પિશાચ વિગેરેના દોષથી મરણ પામેલા અનેક પીડા પામેલા, પ્રેત લોકમાં ગયેલા યમના દૂતની અસંખ્ય પીડાને સહન કરતા, નાના પ્રકારના નરકોમાં પચાતા, પશુયોની પામેલા પક્ષી, કીટ, વિગેરે જંતુઓમાં જન્મેલા, હજારો જાતીઓમાં પો-તાના કર્મથી ભટકતા આ પદઉપર તર્પણ કરવાથી તૃપ્તિ પામો જેમને મ-નુષ્ય દેહ દુર્લભ છે તેમને આ તલજળ હું અર્પણ કરૂં છું. સ્વર્ગ, આકાશ, અને પૃથ્વીપર રહેલા બાંધવ વિગેરે પીતૃઓ કે જેઓ સંસ્કારવિના મરણ પામ્યા હોય તેઓને આ તિલોદક આપું છું પ્રેતરૂપે રહેલા જે કોઈ પીતૃઓ મારા આ જન્મના બાંધવો હોય અથવા બીજા જન્મના બાંધવો હોય તથા અનેક જન્મના જેઓ સંબંધી હોય તે સર્વે તૃપ્ત પામો. મારા કુળમાં જેઓ

---

૧ ઠુંઠિયું. ૨ તલજલ.

પિંડદાન વિગરના પુત્ર અને સ્ત્રીરહિત જે આંધળા અને પાંગળાઓ મરણ પામ્યા હોય અને જેઓની ઉત્તર ક્રિયા થઇ ન હોય તેવા કુરૂપ અપકવ ગર્ભમાં રહેલા જેઓ જાણ્યા અજાણ્યા મારા કુળમાં થયા હોય તેઓને આપેલું તિલોદક અનંત તૃપ્તિદાયક થજો, બ્રહ્માથી આરંભી મારા માતાપિતાના વંશમાં થયેલા તથા મારા સેવક વિગેરે, મિત્રો, શિષ્યો, પશુઓ, વૃક્ષો, જોયેલા, સ્પર્શ કરેલા તથા જેમણે જન્માંતરમાં મારાપર ઉપકાર કરેલો હોય તેઓ, તથા જેઓ મારા સંબંધ સહવાસમાં રહ્યા હોય તેઓને સ્વધા કહી આ જળ આપુંછું.

સૂત કહેછે—પિતૃકર્મમાં જેટલા તલનો ઉપયોગ કર્યો હોય તેટલા હજારઃવર્ષોસુધી શ્રાદ્ધ કરનારના પિતૃઓ પિતૃલોકમાં પૂજાય છે, ત્યાર પછી સંકલ્પ કરી વિધિથી સોળ ઉપચારથી જગત ।। ગુરૂ વિષ્ણુનું પૂજન કરી ક્રમ પ્રમાણે વિધિ પૂર્વક શ્રાદ્ધ કરવું ગયા અને પ્રેતશિલા આદિ સ્થળમાં પિતૃનું આવાહન કરી તેનું પૂજન કરી મંત્રોથી પિંડ આપવા પ્રથમ ચરૂ અથવા પાયસથી પિતૃઓના પગનું પ્રક્ષાલન કરી પોત પોતાના મંત્રથી પૂજ્યપદ ઉપર પદ દેવતાની જુદી જુદી પંચગવ્યથી નવરાવી પૂજા કરવી અષ્ટકા શ્રાદ્ધનેવિષે વૃદ્ધિશ્રાદ્ધ કે માતાનું શ્રાદ્ધ અથવા સંવત્સરી શ્રાદ્ધનેવિષે, દેવતાના કર્મમાં બે વિપ્રો લેવા અને પિતૃસંબંધી કર્મમાં ત્રણ વિપ્રો લેવા આવાહન આસન અર્ધ અને અગ્નૌકરણ વિગેરે કરી પિતૃઓને, સારી રીતે આસ્તરણ[1] આપી શેષ રહેલું ગ્રહ્યસૂત્રમાં કહ્યા પ્રમાણે કરવું. ઓગણીશ પદમાં મંત્રથી પિંડો આપવાં એક પસલી સાથવાથી દક્ષિણ પિંડ આપવો, તલ ઘી દહીં મધ આદિ પદાર્થો, પિંડના દ્રવ્યમાં મેળવવાં. લીલા, આંબળા જેવડાં અથવા મુષ્ટિ જેવડાં પિંડો કરવા, ગયાશિરમાં ખીજડીના પત્ર પ્રમાણે જેઓ પિંડ આપેછે તેઓ પોતાના સાત ગોત્રોના એકસો એક કુળ પુરૂષોનો ઉદ્ધાર કરેછે. પિતા, પિતામહ પ્રપિતામહ, માતામહ પ્રમાતામહ અને વૃદ્ધ પ્રમાતામહ માતા, પિતામહિ ( દાદી ) અને પ્રપિતામહિ ( વડદાદી ) તેઓને આ પિંડ હું આપુંછું તેથી અક્ષય તૃપ્તિ થજો, જાણ્યા અજાણ્યા જેઓ સંબંધીઓ થઇ ગયા હોય તેમનું આ દર્ભ ઉપર આવાહન કરૂંછું, તેમને આ દર્ભયુક્ત જળ આપુંછું એકોદિષ્ટ તે સઘળાઓને આપેલો પિંડ અનંત તૃપ્તિદાયક થજો, એ રીતે ઓગણીશ પદમાં વિધિથી પિંડ પ્રદાન કરવું. પ્રથમ કહેલા મંત્રથી જુદાં જુદાં શ્રાદ્ધ કરવાં ભક્તિથી ગદાધરના હા-

૧ આસન.

થમાં તે પિંડ આપવું અને પ્રાર્થના કરવી કે હે ગદાધર પિતૃનું કાર્ય કરવા અને તેમના રણથી મુકત થવા હું અહિં ગયામાં આવ્યોછું માટે મારા તે પિતૃકર્મના સાક્ષી રહો. મને ત્રણ ઋણથી મુકત કરો એવું કહી યથાવિધિ વિષ્ણુનું અને દેવનું પૂજન કરી ભક્તિથી દહીં ભાતનું નૈવેદ્ય આપી દર્શન કરવાં જેથી ધન ધાન્ય આયુષ્ય અને આરોગ્ય મળેછે ચંદન આપવાથી સતકીર્તિ થાયછે અને પુષ્પના દાનથી સૌભાગ્ય રહેછે, ધૂપથી રાજ્ય મળેછે અને દીપથી કાંતિ વધેછે, ધ્વજા ચડાવવાથી પાપનો નાશ થાયછે અને યાત્રા ભરવાથી બ્રહ્મલોકની પ્રાપ્તિ થાયછે, વિષ્ણુનું પૂજન કરી શ્રાદ્ધયુક્ત પવિત્ર ચિત્તે કરી શ્રાદ્ધની સમાપ્તિ કરવી. બ્રાહ્મણોને દક્ષિણાથી પ્રસન્ન કરવા. હે વિપ્રો આ રીતે વિધિથી જેઓ વાલખિલ્ય આશ્રમમાં અને ગયામાં શ્રાદ્ધ કરે તે"પોતાના શેંકડો કુળનો ઉદ્ધાર કરેછે અઢી ગાઉ સુધી ગયાછે એવું બ્રહ્માએ કહેલુંછે. રવિ, સોમ, મંગલ અને ગુરૂવારયુકત અમાવાસ્યાએ ગયામાં શ્રાદ્ધ કરવાથી પિતૃને અનંત તૃપ્તિ મળેછે; આદિદેવ ગદાધરનું ધ્યાન કરી શ્રાદ્ધમાં પિંડ આપવાથી શેંકડો કુળનો ઉદ્ધાર થાયછે તથા પિતૃઓ બ્રહ્મલોકમાં જાયછે, જે મનુષ્ય એકાગ્રચિત્ત થઇ આ પવિત્ર ગયાખ્યાન સાંભળે તેને ગયા શ્રાદ્ધ કરવાનું પુણ્ય મળે તેમાં સંશય નથી. એકવાર જેણે ગયા મહિમા શ્રવણ કર્યો અથવા ભક્તિભાવસહિત જે શ્રાદ્ધ વખતે ગયાખ્યાનનો પાઠ કરે તે આ લોકના ભોગ ભોગવી કૃતાર્થ થઇ અંતે વિષ્ણુ લોકમાં જાયછે.

यः पठेच्छ्राद्धकाले तु भक्तिभावसमन्वितः ॥
गयाश्राद्धविधानेन कृतकृत्यो भवेद्ध्रुवं ॥

ઇતિ શ્રીસ્કંદ પુરાણમાંના વાલખિલ્યખંડમાં **गयोत्पात्ति महिमा वर्णन** નામે ગુર્જર ભાષાંતરનો પચાસમો અધ્યાય સંપૂર્ણ.

---

शौनक उवाच ॥ वालखिल्याश्रमे पुण्ये यानि तीर्थानि सूतज ॥
पितॄणां तृप्तिकर्तॄणि तानि नो वद विस्तरात् ॥ १ ॥

શૌનક કહેછે—હે સૂત પવિત્ર વાલખિલ્યાશ્રમમાં જે તીર્થો પિતૃને તૃપ્તિકારકછે તે મને કહો.

સૂત કહેછે—હે વિપ્રો તે આશ્રમમાં બ્રહ્મતીર્થછે તેમાં સ્નાન કરી ચક્રધારી વિષ્ણુનું અને સર્વલોકના પિતામહ બ્રહ્માનું શ્વેત પુષ્પ અને ચંદનથી ભક્તિભાવ સહિત પૂજન કરવું, સિદ્ધનાથને નમસ્કાર કરી પ્રદક્ષિણા

કરવાથી મનોવાંચ્છિત સર્વ સિદ્ધિ મળેછે. માર્કંડેશ્વરનાં દર્શન પૂજનથી દીર્ઘ આયુષ અને પુષ્કળ યશ મળેછે, ત્યાર પછી ષોડશોપચારથી વાસુદેવનું પૂજન કરવું જેથી મનુષ્યના સર્વ પાપ દૂર થાયછે નિત્ય ચઉદ માત્રિકાઓનું પૂજન કરવાથી સર્વ કામના પૂર્ણ થાયછે કાત્યાયનીનું વિધિ પૂર્વક પૂજન કરી નમસ્કાર કરવાથી સકળ મનવાંચ્છિત કામ પ્રાપ્ત થાયછે હે વિપ્રો, એ સર્વ તીર્થો દર્શન પૂજન અને સ્મરણ માત્રથી સર્વ પાપસમૂહને મટાડેછે. જેના સ્મરણથી મનુષ્ય નિષ્પાપ થાયછે તે પવિત્ર તીર્થ મેં તમને કહ્યાં. હે મુનીશ્વરો જેના કીર્તનથી પિતૃઓને અક્ષય તૃપ્તિ મળેછે. વિશેષે કરી કૃત્તિકા નક્ષત્ર અને સોમવાર સહિત કાર્તિકી પૂનમને દીવસે બ્રહ્મશિલા આગળ જે સુજ્ઞ પુરૂષ, શ્રાદ્ધ કરે તેના પિતૃઓને અપાર તૃપ્તિ થાયછે. માઘ, વૈશાખ, અને અશાડની પૂર્ણીમા એ વ્યતીપાત કે વૈધૃત, ચંદ્ર સૂર્યનું ગ્રહણ મન્વાદી કે યુગાદિને દિવસે ધર્મશિલાપાસે શ્રાદ્ધ કરવાથી પિતૃઓ, બ્રહ્મલોકમાં જાયછે, સાઠ હજાર વર્ષ સુધી ગયામાં પિંડ આપવાથી જેટલું પુણ્ય થાય તેટલું આ ધર્મશિલા પાસે એકવાર પિંડપ્રદાનથી પિતૃઓને અક્ષય પુણ્ય મળેછે. પુત્ર વિગરના તથા પુત્રીવાળાઓને પણ અહિં તલ ચોખાના દાનથી મુક્તિ મળેછે. શ્રાદ્ધ કરનારે કહેવું કે અમારા કુળમાં જેઓ અગ્નિ અને વિષ વિગેરેથી મરણ પામ્યા હોય તેઓ આ તલયુક્ત પીંડના પ્રદાનથી પરમ ગતિ પામો.

શૌનક કહેછે—હે સૂત તે શિલા શીરીતે થઇ હતી તે ધર્મશિલાને પૂર્વે કોનો શાપ થયો હતો. પૂર્વે તે કોણ હતી તેનું રૂપ માહાત્મ્ય સવિસ્તર કહો.

સૂત કહેછે—પૂર્વે જ્યારે સતીએ દક્ષને ઘેર દેહત્યાગ કર્યો હતો ત્યારે ક્રોધ પામેલા મહાદેવ દક્ષને શાપ આપી સતીના વિયોગથી દુર્બળ થયેલા ઘણા દિવસ વિરહ પામેલા શિવ, નર્મદાને તટે જઇ તપ કરતા હતા ત્યાં કામદેવે આવી પોતાનું ફુલ સંબંધી ધનુષ તેમની ઉપર સાંધ્યુ હતું તે વખતે કોપાયમાન થયેલા રૂદ્રે નેત્રના અગ્નિથી કામને દગ્ધ કર્યો હતો. સતીના વિરહથી તાપ પામેલા મહાદેવ, વનમાં ફરતા કોઇ એક સમયે શાયુક ક્ષેત્રની અંદર મનોહર દારૂવનમાં અર્ણનાશાનદીને તીરે પ્રાપ્ત થયા હતા. અતિશય રૂપસુંદરતાવાળા પિનાકધારી યોગીરૂપ મહાદેવને જોઇ, તે દારૂવનમાં રહેલી ઋષિપત્નિઓ કામથી વિહ્વળ થઇ મોહ પામી. સર્વ

સ્ત્રીઓને મોહિત કરનાર તપસ્વી, માયાવી મહાદેવ ગાયન કરવા લાગ્યા ત્યારે કેટલી એક સ્ત્રીઓ હસતી અને ગાયન કરતી તેમની સાથે ચાલી નીકળી તેટલામાં મધ્યાન્હ થવાથી મુનિઓ સમિધ્ દર્ભ અને ફળ ફુલ લઇ આશ્રમે આવ્યા, ઋષિપત્નિઓ વિગરના સૂના આશ્રમ જોઇ તેમણે પરમ આદર પૂર્વક એક પતિવ્રતાને પુછયું સઘળી વિપ્ર પત્નિઓ કયાં ગઇછે? તે સાંભળી પતિ ભક્તિમાં પરાયણ પતિવ્રતાએ કહ્યું કે કોઈ અતિ સુંદર દિગંબર અવધૂત તપસ્વી આવ્યો હતો તેના રૂપથી મોહ પામેલી સઘળી સ્ત્રીઓ, તેની પાછળ ગઇછે. તે સાંભળી મુનિઓ તેને શોધવા વનમાં આવ્યા યોગીના રૂપથી અતિશય મોહ પામેલી સ્ત્રીઓને જોઈ તેમના આશ્ચર્યકારક ચરિત્રથી ક્રોધ પામેલા મુનિઓએ એકઠા થઇ તે દિગંબરને શાપ આપ્યો કે હે તાપસ તારા લિંગનો પાત થાઓ તે ક્ષણેજ શિવલિંગ પૃથ્વીપર પડવાથી જગતનો પ્રલય થવા લાગ્યો ત્યારે બ્રહ્માદિ સર્વ દેવ તપરૂપી ધનવાળા વસિષ્ઠ વિગેરે બ્રહ્મર્ષિઓ લિંગરહિત મહાદેવની પાસે ભયભીત થઇ પ્રાપ્ત થયા; અતિ લજ્જાથી શરમાએલા નીચું મુખ કરી ઉભા રહેલા લિંગ રહિત મહેશ્વરને કહેવા લાગ્યા કે હે દેવેશ! લિંગ ધારણ કરો, તે સાંભળી દેવના દેવ શંકરે, લિંગ ધારણ કર્યું; પતિવ્રતાના વચનથી મહાદેવે પોતાને વિપ્રોનો શાપ થયો જાણી ક્રોધયુક્ત થઇ તે પતિવ્રતાને શાપ આપવા લાગ્યા હે મુનીશ્વરો જેણે તમારી સ્ત્રીઓનું અસહ્ય ચરિત્ર તમને કહ્યું તે સ્ત્રી પોતાનું રૂપ તજી તત્કાળ શિલા થશે. એવા શિવના શાપથી તે પતિવ્રતા ધર્મશિલા થઈ. દક્ષપુત્રી સતી હિમાચળને ત્યાં પાર્વતી થયાં તેનો જયારે શિવ સાથે વિવાહ કર્યો ત્યારે સઘળા દેવ, તે અઘનાશા નદીના તટપર મનોહર આશ્રમમાં આવ્યા હતા તેમણે મહાદેવને કહ્યું કે હે વૃષધ્વજ! તમે પૂર્વે જે પતિવ્રતાને શાપ આપ્યો હતો તે આ શિલા થયેલીછે હે પ્રભુ આને શાપથી મુક્ત કરો.

ઇશ્વર કહેછે—હે દેવતાઓ મારો શાપ કોઇ પ્રકારે અન્યથા થશે નહીં, હે સુરેશ્વરો આ ધર્મશિલા બ્રહ્માંડમાં પવિત્ર કલ્યાણકારક થશે તથા— તે નિરંતર મારી સમીપ રહેશે. જે પુરૂષ અહિં ધર્મશિલાપાસે શ્રાદ્ધ પૂજન અને દર્શન વિગેરે કરશે તે મહાપાપથી મુક્ત થઇ સર્વ પ્રકારના મનોરથને પ્રાપ્ત થઈ અંતે મારા લોકમાં આવશે. અહિં પિંડદાન કરનારના પિતૃઓ પ્રલય પર્યંત તૃપ્તિ પામશે, નદી નદ વિગેરે તીર્થોથી અને સર્વ

દેવથી આ ધર્મશિલા અતિ પવિત્ર ગણાશે આના દર્શનથી સર્વ લોકના મહાપાપો મટશે. આ શિલા પાસે સ્નાન કરી તર્પણ કરવાથી તથા શ્રાદ્ધ કરવાથી પવિત્ર ધર્મનો અધિકારી થઇ, બ્રહ્મલોકમાં જશે. આ શિલા ઉપર જેમનું સપિંડક શ્રાદ્ધ થયું તે ઉત્તમ લોકને પામશે તથા જરાયુજ ( ઓર વિગેરેમાં થનારા ) અને અંડજ ( ઇંડામાં થનારા ) જંતુઓ પણ જે અહીં મરણ પામશે તે પોતાના સાતસો કુળ સહિત વિષ્ણુની સાયુજ્ય મુક્તિ પામશે, બ્રહ્મા વિષ્ણુ અને હું જેમ શ્રેષ્ઠ છીએ તથા બ્રહ્માંડમાં જેમ મેરૂ શ્રેષ્ઠ છે તેમ સર્વ દેવરૂપ આ શિલા ધર્મરૂપી છે જ્યાં સુધી બ્રહ્માંડ રહે; ત્યાં સુધી આ ધર્મશિલા રહેશે. એવું કહી મહાદેવ અંતર્હિત થયા. હે વિપ્રવર્યો ત્યારથી આ ધર્મશિલાનો મહિમા વૃદ્ધિ પામ્યો. માટે આ ધર્મશિલાપર શ્રાદ્ધ કરનારના પિતૃઓને અક્ષય તૃપ્તિ થાયછે, હે વિપ્રો પાપને નાશ કરનારી આ પવિત્ર કથાનું જે શ્રવણ કરે તેના પિતૃઓનું પરમ શ્રેય થાયછે.

यइमां श्रुणुयात्पुण्यां कथां पापप्रणाशिनीं ॥
पितृणां परमं श्रेयो जायते तस्य वैद्विजाः ॥ ५७ ॥

ઇતિ શ્રીસ્કંદ પુરાણમાંના વાલખિલ્ય ખંડમાં धर्मशिलोत्पत्ति महिमा वर्णन નામે એકાવનમો અધ્યાય સંપૂર્ણ.

---

सूत उवाच ॥ मांडव्येश्वरसंज्ञं तु वालखिल्याश्रमे द्विजाः ॥
पूर्वं चात्र तपस्तप्तं मांडव्येन महर्षिणा ॥ १ ॥

સૂત કહેછે—આ વાલખિલ્યાશ્રમમાં પૂર્વે માંડવ્ય મહર્ષિએ માંડવ્યેશ્વર નામે શિવલિંગ સ્થાપી તેની પાસે તપ કર્યું હતું જેના દર્શનથી મનુષ્યને સ્વપ્ને પણ યમપુરીનાં દર્શન થતાં નથી. તેમજ તે માંડવ્યેશ્વરના પ્રસાદથી તે, શિવલોકમાં જાયછે.

શૌનક કેહેછે—પરમ ધાર્મિક એ માંડવ્ય નામે ઋષિ કોણ હતા? કે જેણે અહિં મહાપાપને મટાડનાર શિવલિંગ સ્થાપ્યું હતું તે વિસ્તારથી કહો.

સુત કહેછે—હે મુનિઓ પુરાતન ઇતિહાસ કહું તે સાંભળો જેના શ્રવણથી મનુષ્યને કોઇ દિવસ કષ્ટ થતું નથી પૂર્વે ત્રેતાયુગમાં પ્રતિષ્ઠાન પુરમાં પરમ ધાર્મિક વિખ્યાત, વખાણવા યોગ્ય, શૂર, માની પ્રિયવાદી, ગુણવાન, કોઇની નિંદા નહીં કરનાર, અતિ પ્રતાપી, ચતુર દેવરાત નામે

રાજા હતો, ઇંદ્રના નગર સરખું ઘણા તોરણની શોભાવાળું સેંકડો મહેલ હવેલીઓથી વ્યાપ્ત, દિવ્ય અટ્ટાલિકા ( આગાસીઓ ) અને ધ્વજા પતાકાવાળું ખાયથી વિંટાએલ નાના પ્રકારના સુંદર મંદિરોથી શોભતું, સર્વ સ્થળે રળિયામણું તે પ્રતિષ્ઠાન નગર હતું જેની અંદર મનોહર રૂપવાળા બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય વિગેરે ધનાઢ્ય નાગરિક લોકો રહેતા હતા એવા તે અતિ સુંદર પ્રતિષ્ટાનપુરનું મતિમાન રાજા દેવરાત, રાજ્ય કરતો હતો. તેના રાજમહેલમાં રાત્રીએ ચોર આવી ઘણું દ્રવ્ય લઇ નગરની બજાર અતિ સુંદર બગિચામાં નાસી ગયા જે ઉપવનમાં વેદ અને વેદના અંગનો પાર પામેલા ધૈર્યવાન ધર્મને જાણનાર માંડવ્ય મુનિ; ઉંચા હાથ કરી મૌનવ્રત ધારણ કરી વૃક્ષનીચે તપ કરતા હતા, દ્રવ્ય ચોરી ભાગી આવેલા તે તસ્કરો તેના આશ્રમમાં દ્રવ્ય મૂકી પાછળ રખવાળો આવવાથી ત્યાંજ સંતાયા; તેટલામાં તત્કાળ તે રક્ષકનું ટોળું તે તપોધન ઋષિને પુછવા લાગ્યું કે હે દ્વિજવર્ય ચોર અંહિથી કયે રસ્તે ગયા તે તત્કાળ કહો, એટલે અમે તે રસ્તે જઇએ એમ તે રખવાળોએ પુછ્યું તો પણ તપસ્વી મૌનવ્રતધારી તે મહામુનિએ હા કિંવાના કાંઇ કહ્યું નહીં ત્યારે તે રાજપુરૂષોએ તેનો આશ્રમ તપાસતાં ચોર અને ધન વિગેરે તેઓના જોવામાં આવ્યું ત્યારે તેમને મુનિ માટે શક આવ્યો તેથી તેમને પકડી ચોરની સાથે રાજા પાસે સોંપ્યા અને કહેવા લાગ્યા.

રાજપુરૂષો કહેછે—હે રાજેંદ્ર આં પાપરૂપ આચરણવાળો તમારા ધનને હરનારછે, બ્રહ્મવેશથી જોયો માટે પ્રહાર કર્યા વગર અમે તમારી પાસે લાવ્યા છીએ આપની ઇચ્છા હોય તેમ કરો તે સાંભળી બુદ્ધિશાળી દેવરાત રાજાએ કહ્યું કે વિરુદ્ધ કર્મને કરનારા બિલાડા સરખી વૃત્તિવાળા શઠ, પાખંડીઓ, ચોર દુરાચારીઓને હણવામાં પાપ નથી. આને તે ચોરની સાથે શુળીપર ચડાવો તે સાંભળી રક્ષકો તે મુનિને શૂળીપર ચડાવી રાજાનું ધન લાવી પોતાનું કાર્ય કરવા લાગ્યા. ઘણા દિવસ થયાં નિરાહાર તે મહાત્મા બ્રહ્મર્ષિ, શૂળીપર રહ્યા છતાં મરણ પામ્યા નહીં.

સૂત કહેછે—તેટલામાં બીજા જન્મનાં પાપથી કુષ્ટરોગે પીડાએલા એક શૈનક નામે બ્રાહ્મણની શાંડિલી નામે પતિવ્રતા, પોતાના પતિની ભક્તિમાં તત્પર થઇ રોગી સ્વામીની સેવા કરતી પગેપાળા તે [1]રોગીને

---

૧ ગારવું.

સુંડલામાં લઇ ગંગાના પ્રવાહમાં નવરાવી તેના મળ મૂત્ર લોહી પરૂના રેલાને ધોતી હતી, પ્રિય ભાષણ પૂર્વક ઉત્તમ સેવાથી વિનયવાળી તે, પતિનું પૂજન કરતી હતી, સ્વભાવનો અતિક્રોધી, કઠોર તે કુષ્ટ રોગી વિપ્ર, તેને તરછોડતો હતો તો પણ નમ્રતાવાળી તે સતી પરમ દૈવત માની અતિ ચીડ આવે તેવા ગોબરા તે પતિને સર્વથી શ્રેષ્ટ માનતી હતી; ચાલવાને અસમર્થ કુષ્ટ રોગથી પીડાએલા તે વિપ્રે, પ્રાચીન પુરૂષોએ ગાયેલી આ પુરાતન ગાથાનો વિચાર કર્યો; દરિદ્રો, દુઃખથી પીડાએલાઓ, રોગીઓ, નપુંસકો અને દુરાચારીઓનો જન્મ વ્યર્થ છે; રોગથી પીડાએલાને મરવું સારૂં છે; રોગીને જીવવું ગમતું નથી, કેમ કે મૃત્યુ માત્ર એક ક્ષણ પીડા કરેછે પણ વ્યાધી હમેશાં પીડા કરેછે પૂર્વના કર્મયોગથી હું કુષ્ટ રોગથી પીડાઉંછું અને અંગમાં અતિશય પીડા થવાથી હું મહાદુઃખ પામુંછું પાપથી વ્યાધીઓ નડેછે અને દરિદ્રતા પણ પાપથીજ થાયછે સર્વે દુઃખનું મૂળ પાપછે જેથી આયુષ પણ ઓછું થાયછે માટે કલ્યાણની ઇચ્છા કરનાર પુરૂષે પાપ કરવું નહીં જ્યારે પુરૂષને પાપ નડેછે ત્યારે વિવિધ પ્રકારની વ્યાધીઓ થાયછે. વળી તે વખતે તીર્થ દાન અને દેવ પૂજન કરવું જેથી ઘણાં પાપો શાંત થાયછે પાપને મટાડવા સઘળા તીર્થોમાં નિરાહાર રહી નિરંતર તલ્લીન થઇ યાત્રા કરૂં તો મારો કુષ્ટ મટે.

સૂત કહેછે—એવું વિચારી પોતાની પ્રિયાને કહેવા લાગ્યો.

**કુષ્ટી વિપ્ર કહેછે**—હે સુંદરિ! જો તું મને સહાય કર તો અડસઠ તીર્થમાં સ્નાન કરવા મારી ઈચ્છા છે. તે સાંભળી પતિવ્રતા સ્રીએ કહ્યું હે નાથ બહુ સારૂં.

**સૂત** કહે છે.—એવું કહી તે પતિવ્રતા શાંડિલીએ તે કુષ્ટિ વિપ્ર સુઇ શકે તેવી મહોટી વાંસની સુંડલી કરાવી તેમાં કોમળ રૂની શય્યા બીછાવી હાથ જોડી પ્રેમયુક્ત અંતઃકરણથી નમ્રપણે પોતાના પતિને કહેવા લાગી હે નાથ! આ સુંડલી મેં આપને સારૂ કરીછે માટે આપ આમાં સુવો; એટલે તે માથે લઇ સર્વ તીર્થો અને પવિત્ર ક્ષેત્રોમાં જાઉં. ત્યારે તે કુષ્ટિ રાજી થઈ ધીમે રહી પૃથ્વીથી ઉઠયો તેને તે પતિવ્રતાએ તેડી વાંસની છાબડીમાં સુવાડયો, પછી તે સુંડલી માથે લઇ જેમ દુઃખ ન થાય તેવી રીતે સર્વ તીર્થ અને ક્ષેત્રમાં ફરતી તેને સ્નાન કરાવા લાગી; જેમ જેમ તે કુષ્ટ રોગી તીર્થોમાં સ્નાન કરતો ગયો તેમ તેમ તેના શરીરનું તેજ વધતું

રાજા હતો, ઇંદ્રના નગર સરખું ઘણા તોરણની શોભાવાળું સેંકડો મ્હેલ હવેલીઓથી વ્યાપ્ત, દિવ્ય અટ્ટાલિકા ( આગાસીઓ ) અને ધ્વજા પતાકાવાળું ખાયથી વિંટાએલ નાના પ્રકારના સુંદર મંદિરોથી શોભતું, સર્વ સ્થળે રળિયામણું તે પ્રતિષ્ઠાન નગર હતું જેની અંદર મનોહર રૂપવાળા બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય વિગેરે ધનાઢચ નાગરિક લોકો રહેતા હતા એવા તે અતિ સુંદર પ્રતિષ્ટાનપુરનું મતિમાન રાજા દેવરાત, રાજ્ય કરતો હતો. તેના રાજમહેલમાં રાત્રીએ ચોર આવી ઘણું દ્રવ્ય લઇ નગરની બહાર અતિ સુંદર બગિચામાં નાસી ગયા જે ઉપવનમાં વેદ અને વેદના અંગનો પાર પામેલા ધૈર્યવાન ધર્મને જાણનાર માંડવ્ય મુનિ, ઉંચા હાથ કરી મૌનવ્રત ધારણ કરી વૃક્ષનીચે તપ કરતા હતા, દ્રવ્ય ચોરી ભાગી આવેલા તે તસ્કરો તેના આશ્રમમાં દ્રવ્ય મૂકી પાછળ રખવાળો આવવાથી ત્યાંજ સંતાયા; તેટલામાં તત્કાળ તે રક્ષકનું ટોળું તે તપોધન ઋષિને પુછવા લાગ્યું કે હે દ્વિજવર્ય ચોર અહિંથી કયે રસ્તે ગયા તે તત્કાળ કહો, એટલે અમે તે રસ્તે જઇએ એમ તે રખવાળોએ પુછયું તો પણ તપસ્વી મૌનવ્રતધારી તે મહામુનિએ હા કિંવાના કાંઇ કહ્યું નહીં ત્યારે તે રાજપુરૂષોએ તેનો આશ્રમ તપાસતાં ચોર અને ધન વિગેરે તેઓના જોવામાં આવ્યું ત્યારે તેમને મુનિ માટે શક આવ્યો તેથી તેમને પકડી ચોરની સાથે રાજા પાસે સોંપ્યા અને કહેવા લાગ્યા.

રાજપુરૂષો કહેછે—હે રાજેંદ્ર આ પાપરૂપ આચરણવાળો તમારા ધનને હરનારછે, બ્રહ્મવેશથી જોયો માટે પ્રહાર કર્યા વગર અમે તમારી પાસે લાવ્યા છીએ આપની ઇચ્છા હોય તેમ કરો તે સાંભળી બુદ્ધિશાળી દેવરાત રાજાએ કહ્યું કે વિરૂદ્ધ કર્મને કરનારા બિલાડા સરખી વૃત્તિવાળા શઠ, પાખંડીઓ, ચોર દુરાચારીઓને હણવામાં પાપ નથી. આને તે ચોરની સાથે શુળીપર ચડાવો તે સાંભળી રક્ષકો તે મુનિને શૂળીપર ચડાવી રાજાનું ધન લાવી પોતાનું કાર્ય કરવા લાગ્યા. ઘણા દિવસ થયાં નિરાહાર તે મહાત્મા બ્રહ્મર્ષિ, શૂળીપર રહ્યા છતાં મરણ પામ્યા નહીં.

સૂત કહેછે—તેટલામાં બીજા જન્મનાં પાપથી કુષ્ટરોગે પીડાએલા એક શૌનક નામે બ્રાહ્મણની શાંડિલી નામે પતિવ્રતા, પોતાના પતિની ભક્તિમાં તત્પર થઇ રોગી સ્વામીની સેવા કરતી પગેપાળા તે [1]રોગીને

૧ ગારડું.

સુંડલામાં લઇ ગંગાના પ્રવાહમાં નવરાવી તેના મળ મૂત્ર લોહી પરૂના રેલાને ધોતી હતી, પ્રિય ભાષણ પૂર્વક ઉત્તમ સેવાથી વિનયવાળી તે, પતિનું પૂજન કરતી હતી; સ્વભાવનો અતિક્રોધી, કઠોર તે કુષ્ટ રોગી વિપ્ર, તેને તરછોડતો હતો તો પણ નમ્રતાવાળી તે સતી પરમ દૈવત માની અતિ ચીડ આવે તેવા ગોબરા તે પતિને સર્વેથી શ્રેષ્ઠ માનતી હતી; ચાલવાને અસમર્થ કુષ્ટ રોગથી પીડાએલા તે વિપ્રે, પ્રાચીન પુરૂષોએ ગાયેલી આ પુરાતન ગાથાનો વિચાર કર્યો; દરિદ્રો, દુઃખથી પીડાએલાઓ, રોગીઓ, નપુંસકો અને દુરાચારીઓનો જન્મ વ્યર્થ છે; રોગથી પીડાએલાને મરવું સારૂં છે; રોગીને જીવવું ગમતું નથી, કેમ કે મૃત્યુ માત્ર એક ક્ષણ પીડા કરેછે પણ વ્યાધી હમેશાં પીડા કરેછે પૂર્વના કર્મયોગથી હું કુષ્ટ રોગથી પીડાઉં છું અને અંગમાં અતિશય પીડા થવાથી હું મહાદુઃખ પામું છું પાપથી વ્યાધીઓ નડેછે અને દરિદ્રતા પણ પાપથીજ થાયછે સર્વ દુઃખનું મૂળ પાપછે જેથી આયુષ પણ ઓછું થાયછે માટે કલ્યાણની ઇચ્છા કરનાર પુરૂષે પાપ કરવું નહીં જ્યારે પુરૂષને પાપ નડેછે ત્યારે વિવિધ પ્રકારની વ્યાધીઓ થાયછે. વળી તે વખતે તીર્થ દાન અને દેવ પૂજન કરવું જેથી ઘણાં પાપો શાંત થાયછે પાપને મટાડવા સઘળા તીર્થોમાં નિરાહાર રહી નિરંતર તલ્લીન થઇ યાત્રા કરૂં તો મારો કુષ્ટ મટે.

સૂત કહેછે—એવું વિચારી પોતાની પ્રિયાને કહેવા લાગ્યો.

કુષ્ટી વિપ્ર કહેછે—હે સુંદરિ! જો તું મને સહાય કર તો અડસઠ તીર્થમાં સ્નાન કરવા મારી ઈચ્છા છે. તે સાંભળી પતિવ્રતા સ્ત્રીએ કહ્યું હે નાથ બહુ સારૂં.

સૂત કહે છે.—એવું કહી તે પતિવ્રતા શાંડિલીએ તે કુષ્ટિ વિપ્ર સુઇ શકે તેવી મ્હોટી વાંસની સુંડલી કરાવી તેમાં કોમળ રૂની શય્યા બીછાવી હાથ જોડી પ્રેમયુક્ત અંતઃકરણથી નમ્રપણે પોતાના પતિને કહેવા લાગી હે નાથ! આ સુંડલી મેં આપને સારૂ કરીછે માટે આપ આમાં સુવો; એટલે તે માથે લઇ સર્વ તીર્થો અને પવિત્ર ક્ષેત્રોમાં જાઉં. ત્યારે તે કુષ્ટિ રાજી થઈ ધીમે રહી પૃથ્વીથી ઉઠયો તેને તે પતિવ્રતાએ તેડી વાંસની છાબડીમાં સુવાડયો, પછી તે સુંડલી માથે લઇ જેમ દુઃખ ન થાય તેવી રીતે સર્વ તીર્થ અને ક્ષેત્રમાં ફરતી તેને સ્નાન કરાવા લાગી; જેમ જેમ તે કુષ્ટ રોગી તીર્થોમાં સ્નાન કરતો ગયો તેમ તેમ તેના શરીરનું તેજ વધતું

ગયું ત્યાર પછી ક્રમેકરી પૃથ્વીમાં ફરતી તે સાધ્વી, પ્રતિષ્ઠાન પુરમાં આવી, અંધારી રાત્રીમાં વાદળાં આકાશમાં ઘેરાએલાં હતાં તેમાં વિજળીના ચમકારાથી [1]રાજમાર્ગ દેખાતો હતો, સ્વામિના હિતને ઈચ્છનારી તે સ્ત્રીએ ઘાતકી પ્રાણીઓના ભયથી નગરમાં પ્રવેશ કર્યો. ભારથી દબાએલી અને થાકી ગયેલી તે પતિવ્રતાને નિદ્રાનું ઝોલું આવવાથી ડગલે ડગલે ઠેસ લાગતી હતી શૂલીએ ચડાવેલા માંડવ્ય મુનિ, અતિદુઃખથી પીડાતા હતા ત્યાં રાત્રીએ ભારથી પીડાએલી તે પતિવ્રતાની સુંડલી સૂળીપર રહેલા મુનિના શરીર સાથે અથડાણી તેથી હલવાને લીધે તે મહામુનિને અત્યંત પીડા થઇ ત્યારે તેણે કહ્યું કે મારા શરીરની આવી દુઃખમય સ્થિતિછે તેમાં આ કોઈ મનુષ્યે મને અતિ દુઃખી કર્યો એવું કહી ક્રોધ પામી શાપ આપવા લાગ્યા. હે પાપણી તેં મને શા માટે પીડા કરી તું કોઇ સ્વૈરિણી (વ્યભિચારીણી) રાક્ષસી રાત્રીએ રખડનારી ચોરટીછે કે શું? કે જે પાપણી તેં મારા શરીરની અંદર ખુચી ગયેલી આ શુળી હલાવી જેથી મને દુઃખમાં વિશેષ દુઃખ થયું. તું અધરાત્રીએ કેમ ફરેછે? આ સુંડલીમાં તેં શું નાખેલુંછે? તારે અહિં આવવાનું કારણ શું? હે સ્ત્રિ! મને પીડા પામેલાને દુઃખમાં નાખી વધારે વેદના આપી કચવાવ્યો એવું ચીશ પાડી રૂદન કરતા દુઃખથી પીડાએલા મુનિવર્ય માંડવ્યને, તે પતિવ્રતા કહેવા લાગી.

શાંડિલી કહેછે—હે દ્વિજવર્ય! હું આસુરી, ગાંધર્વિ, પિશાચી, કે રાક્ષસી નથી પણ પતિવ્રતા વિપ્રપત્ની છું; મને કામ, ક્રોધ, વૈર અને મત્સર નથી, આ ઋષિવર્ય શૌનક છે તેમની સ્ત્રી પતિવ્રતા હું શાંડિલી છું. હે મહાભાગ નિદ્રાથી ઝોલું આવતાં સૂઝ્યું નહીં તેથી અતિપાપી અને અસ્પૃશ્ય એવો તું તેનો મારાથી સ્પર્શ થયો, પૃથ્વીમાં તારા જેવો બીજો પાપી નહીં હોય કે મસ્તક સુધી શુળીથી વિંધાયા છતાં મરણ પામતો નથી હે મૂઢ હું પતિવ્રતાછું માટે અપંગ મારા પ્રિય સ્વામીને તીર્થયાત્રા માટે માથાપર લઇને જાઉંછું તું કે જે મૂઢ બુદ્ધિછો તેથી મને મનુષ્ય જાતીને નહિ ઓળખતાં કઠોર તિરસ્કાર કેમ કરેછે.

માંડવ્ય કહેછે—હે કઠોર સ્વભાવવાળી ઇચ્છા પ્રમાણે વિચરનારી તું પરની પીડા જાણતી નથી જેવો તેં કહ્યો તેવો ખરેખર હું છું તેમાં

---

૧ મોટો રસ્તો.

સંશય નહીં, પાપી મૂઢ બુદ્ધિ અને સર્વ પ્રાણીને અસ્પૃશ્ય છું, જેણે મને પીડા કરી તે આ તારો સ્વામી, સૂર્ય કિરણોનો સ્પર્શ થતાં પ્રભાતમાં મરણ પામશે એવો મારો શાપ છે.

સૂત કહેછે—તે સાંભળી પતિવ્રતા શાંડિલી આ પ્રમાણે કહેવા લાગી.

શાંડિલી કહેછે—હે વિપ્ર મહોટા ક્લેશથી અને પ્રાજાપત્ય ( પ્રજા ઉત્પન્ન કરવા વિગેરે ) કર્મથી, પુરૂષોએ દુઃખથી મેળવેલા પુણ્યના અર્ધા ભાગને, સ્ત્રીઓ પતિની સેવાથી પ્રાપ્ત કરેછે સ્ત્રીઓને જુવો યજ્ઞ નથી કે બીજું શ્રાદ્ધ કર્મ કે ઉપવાસાદિ તપ પણ નથી માત્ર પતિની સેવાએ કરી ઇચ્છિત લોકને સ્ત્રીઓ પ્રાપ્ત કરેછે, સ્ત્રીઓને સ્વામિ, તેજ દેવ, ગુરૂ અને પરમ ગતિ રૂપછે, માટે ત્રૈલોક્યમાં સ્ત્રીઓને પતિ તુલ્ય બીજું કાંઈ પદાર્થ નથી. દેવ, પિતૃ અભ્યાગત વિગેરેનું પૂજન સત્કર્મ જે કાંઈ પુરૂષ કરેછે તેના અર્ધ અંશને કેવળ અનન્ય ચિત્તથી પતિની સેવા કરનારી સ્ત્રી, ભોગવેછે, મારા પતિનું જો સવારે મરણ થશે તો પ્રભાતે સૂર્ય ઉદય થશે નહીં એવું કહી સ્વામીની સુંડલી પૃથ્વીપર મૂકી તેટલામાં તે કુષ્ટ રોગી વિપ્રે કહ્યું કે હે સ્ત્રી મને અતિ તરષ લાગી છે માટે શીતળ જળ લાવ. એવાં પતિનાં વચન સાંભળી તે પતિવ્રતા, ઉત્સાહથી આસપાસ તપાસ કરવા લાગી પણ કોઇ સ્થળે જળ મળ્યું નહીં તેવી દશાવાળા અનાથ સ્વામીને મૂકી ઘાતકી પ્રાણીઓનો ભય જાણી દૂર ગઇ નહીં પૃથ્વીપર બેસી પતિના ચરણનો સ્પર્શ કરી જળ ન મળવાના દુઃખથી ખેદ પામેલી તે શાંડિલીએ કહ્યું કે જો મેં સારી રીતે પતિવ્રતાના ધર્મનું આચરણ કર્યું હોય તો તે સત્યથી સુંદર જળ પૃથ્વીમાંથી નીકળો?

સૂત કહેછે—એવું કહી સ્વામિભક્તિના પ્રભાવથી તેમને જળપાન કરાવવા અને જીવનની ઇચ્છાથી તેણે પગના પ્રહારથી પૃથ્વીપર પાટુ મારી, તેટલામાં તે પગના પ્રહારથી નિર્મળ મીઠું જળ, માંડવ્ય મુનિ દેખેછે તેમ નીકળ્યું તેમાં પોતાનો સ્વામી કે જે થાકી ગયો હતો તેને નવરાવી જળપાન કરાવી પોતે સ્નાન કરી જળપાન કર્યું, પતિવ્રતાના ભયથી સૂર્ય પણ ઉદય પામ્યા નહીં તેથી જગતમાં મહોટો સમયનો ફેરફાર થયો, લાંબી રાત્રી જોઇ કામી પુરૂષો, કુટિલ સ્ત્રીઓ, ઘૂડ, રાક્ષસો, ચોર અને જાર વિગેરે લોકો રાજી થયા તેથી અન્યોન્ય આલિંગન કરી કહેવા લાગ્યા કે

આપણને દેવ અને ભગવાન્ કામદેવ પ્રસંન્ન થયા, કે જેણે દીર્ઘ રાત્રી કરી, અને સૂર્યનો નાશ કર્યો, યજ્ઞ કર્મમાં તત્પર શાંત બ્રાહ્મણો સૂર્યોદય ન થવાથી દુઃખી થવા લાગ્યા. યજન, શ્રાદ્ધ સંકલ્પ વેદાધ્યયન લોકોનો ધંધો રોજગાર ધર્મ સંબંધી, સત્કર્મ વિગેરે કાંઈ વ્યવહાર ન થવાથી તથા યજ્ઞ વિગેરે સત્કર્મો અટકવાથી સ્વાહા, સ્વધા, અને વષટ્કાર વિગેરેના ઉચ્ચારવાળો પંચયજ્ઞનો વિધિ પણ બંધ રહ્યો. કાળવ્યતિક્રમ થવાથી સ્નાન, દાન, જપ અને સંધ્યા વિગેરે નિત્ય કર્મો થતાં અટક્યાં ત્યારે ઇંદ્રાદિ સર્વ દેવ યજ્ઞભાગ નહીં મળવાથી અત્યંત ખેદ પામ્યા તેથી સૂર્ય પાસે જઇ કહેવા લાગ્યા હે દિવાકર દેવ, તમે ઉદય કેમ પામતા નથી? તમારા વિના સર્વ જગત્ વ્યાકુળ થયું છે માટે લોકોના હિત સારૂ પહેલાંની પેઠે ઉદય પામો; કે જેથી પૃથ્વીપર અગ્નિષ્ટોમ વિગેરે યજ્ઞો ચાલુ થાય. તે સાંભળી સૂર્યે કહ્યું.

સૂર્ય કહેછે—હે દેવ પતિવ્રતાની આજ્ઞાથી હું ઉદય પામતો નથી માટે તમે સર્વે તેની પાસે જઇ મારા ઉદય માટે યત્ન કરો જેથી તેનાં વચન સાંભળી જેમ લોકોને સુખ થાય તેમ ઉદય પામવા પ્રવૃત્ત થાઉં, તે વિના તે પતિવ્રતા ક્રોધથી ખરેખર મને પણ શાપ આપે, હે સુરવર્યો તે ઉત્કૃષ્ટ તપથી મહાપવિત્ર પતિવ્રતાના વ્રતને ધારણ કરેછે તે જેવું, જગમાં બીજું કોઇ પવિત્ર નથી તે પતિવ્રતાના વચનને મિથ્યા કોણ કરી શકે!! માટે હું પણ તેના વચનથી કોઇ પણ પ્રકારે ઉદય પામતો નથી, પતિવ્રતા સ્ત્રીને પતિસેવનથી જે ફળ મળેછે તેવું હજારો યજ્ઞથી પણ મળતું નથી.

સૂત કહેછે—એવાં સૂર્યનાં વચન સાંભળી સર્વદેવ, તે ઉત્તમ ક્ષેત્રમાં જઇ કોમળ વચનથી નમ્રતા પૂર્વક તે શાંડિલીને કહેવા લાગ્યા. હે પતિવ્રતે સૂર્યને ઉદય થવા નિષેધ કર્યો તે તમે સારૂં કર્યું નથી કેમકે સઘળી પુણ્યની ક્રિયાઓ પૃથ્વીપર સૂર્યોદયથીજ થાયછે માટે હે ચતુર કલ્યાણી તમારા વચનથી સૂર્યનો ઉદય થવો જોઈએ કે જેથી વિશેષેકરી ભૂતળ પર યજ્ઞક્રિયા પ્રવર્ત્તે.

શાંડિલી કહેછે—હે દેવતાઓ સૂર્ય મંડળનો ઉદય થતાં આ મારો પ્રિય સ્વામિ મૃત્યુ પામે એવો આ દુષ્ટ પાપી માંડવ્યે શાપ આપ્યોછે, જ્ઞાન પૂર્વક અપરાધ વિના એવો ઘોર શાપ મને આ મુનિએ આપ્યો તે હું સૂર્યને શીરીતે કહું. સ્વામિ વિના સૂર્યોદય થશે તેથી તે વખતે થતા યજ્ઞો,

શ્રાદ્ધ અને દાન આદિ સત્કર્મથી મારે શું જરૂર છે ? સ્વામિ વિગરની અ-નાથ સ્ત્રી હું દુઃખી થાઉં, હે દેવ આપ અંધકારમાં રહો હું સૂર્યોદય થવાની ઇચ્છા રાખતી નથી. હે દેવ મારૂં અને તે મુનિનું વચન જેમ સત્ય થાય તેમ કરો જે રીતે મારો પતિ મરણ પામે નહીં તે ઉપાય તમે કરો જેથી સુખ થાય.

સૂત કહે છે—એવાં શાંડિલીનાં વચન સાંભળી ઘણીવાર વિચાર કરી ખેદ પામેલા દેવતાઓ વિનયથી કહેવા લાગ્યા, હે કલ્યાણી ! સૂર્ય, ભલે ઉદય પામે, તમારા પ્રાણ પ્રિય પતિ મુનીશ્વર, મરણ પામશે તેને અમે તત્કાળ સજ્જીવન કરશું હે પતિવત્સલે મૃત્યુ પામેલા તમારા પતિને પચીસ વર્ષની અવસ્થાવાળો કામદેવ સરખો સર્વલક્ષણયુક્ત સુંદર અંગવાળો અમે કરશું. તમે પણ પંદર વર્ષની અવસ્થાવાળાં કમળ સરખાં નેત્રવાળાં થઇ પતિનું દર્શન કરી પ્રસન્ન થશો, ઇચ્છા પ્રમાણે મૃત્યુલોકમાં સુખ ભોગવશો, હે કલ્યાણી ! આ મુનિ માંડવ્ય પણ નિષ્પાપ થઇ શુળીથી મુક્ત થઈ સુખી થશે, એવાં દેવનાં વચન સાંભળી શાંડિલીએ કહ્યું. હે દેવ બહુ સારૂં સુખે સૂર્યોદય થાઓ, એટલું કહેતામાં ભગવાન્ સૂર્ય, તે ક્ષણે ઉદય પામ્યા, તેના કિરણોનો સ્પર્શ થતાં કુષ્ટ રોગી વિપ્ર, મરણ પામ્યો તે જોઇ શાંડિલી કહેવા લાગી. રૂપ, શીલ, બુદ્ધિ, વાણીની મધુરતા અને આભૂષણયુક્ત કોઇ બીજા પુરૂષને કોઇ દિવસે મેં સ્વામિ બુદ્ધિથી જોયો ન હોય તો તે સત્યથી આ-મારો સ્વામિ વ્યાધિથી મુક્ત થઇ યુવાવસ્થા પામી સજીવન થાઓ, સ્વામી તુલ્ય બીજું કશું દૈવત મેં જાણ્યું ન હોય તો આ વિપ્ર સો વર્ષનું આયુષ્ય પામી મને ભાર્યાને સહાય કરો. મન, વચન અને શરીરથી સ્વામિના આરાધનમાંજ મારૂં આયુષ્ય ગયું હોય તો તે સત્યથી આ વિપ્ર નિરોગી થઇ સજીવન થાઓ, એવું કહ્યું તેટલામાં દેવતાઓના હાથનો સ્પર્શ થતાં તે કુષ્ટરોગી આળસ મરડી બગાસું ખાઇ બેઠો થયો પચીસ વર્ષની વય-વાળો બીજા કામદેવ સરખો પોતાની આગલી સ્થિતિ સંભારતો તે વિપ્ર, હર્ષ પામ્યો. તે સ્વામિના સ્પર્શથી શાંડિલી પણ યૌવન પામી સુંદર લક્ષણવાળી કમળ સરખા નેત્રથી શોભતી મનોહર ચંદ્ર સરખા મુખવાળી મધ્ય ભાગમાં પાતળી સુંદર ગૌર અંગથી રમણીય, પીન ઉન્નત કુચવાળી થઇ. તે વાત પ્રતિષ્ઠાનપુરના પતિ રાજા દેવરાતે સાંભળી તેથી મંત્રીઓ સહિત ત્યાં આવી શુળીપર રહેલા મુનિવર્યને શુળીથી ઉતારવા લાગ્યો ત્યારે તે શુળી

દાસીપુત્ર, અને શ્વાન એ ત્રણ દુષ્ટયોની વિના મને શાપ આપો તે સાંભળી મુનિએ કહ્યું

માંડવ્ય કહેછે—હે ધર્મ જે ત્રણ દુષ્ટ યોનીથી તું ભય ધારેછે તે ત્રણ દુષ્ટ યોની તને પ્રાપ્ત થશે, મનુષ્ય દેહ પામી શૂદ્ર યોનીમાં જન્મી કુટુંબીઓના નાશનું અત્યંત દુઃખ તમારે વેઠવું પડશે, હે સુવ્રત સર્વ પ્રાણીઓના પાપની વ્યવસ્થા મેં જે રીતે કરી તે નિયમથી તમારે વર્તવું, આઠ વર્ષ ઉપરાંત કુમાર કુમારિકાને પાપ અપરાધરૂપ ગણાશે, એવું ધર્મરાજાને કહી માંડવ્ય મુનિ પોતાની ઇચ્છિત દિશા તરફ ચાલવા તૈયાર થયા તે જોઇ ધર્મરાજાને એવો ઉગ્ર શાપ થયો જાણી આતુર થઈ સર્વ દેવ તે મુનિને કહેવા લાગ્યા,

દેવ કહેછે—હે ભગવન્ ધર્મરાજાને પાપની શિક્ષા કરવા ઉગ્ર જાણી તેને અપરાધી ગણી આપ આવો શાપ આપવા યોગ્ય નથી, ધર્મરાજા ઉપર આપ કૃપા કરો તથા આપને જે વરદાન જોઇતું હોય તે અમારી પાસે માગો,

માંડવ્ય કહેછે—હે દેવતાઓ મારી વાણી મિથ્યા થશે નહીં આ ધર્મરાજા અવશ્ય શૂદ્ર યોનીમાં અવતરશે પરંતુ તે જન્મમાં તેને સંતાન થશે નહી પાછા થોડા વખતમાં પોતાનું ઉત્તમ રાજ્ય પામશે દેવકીના પુત્ર શ્રીકૃષ્ણનું તે એકાગ્ર થઇ આરાધન કરશે કૌરવોને વાર્યા છતાં તેઓ દાસ જાતિ વિદુરનું વચન માનશે નહીં તેથી તે બાંધવોનો નાશ જોઇ દુઃખ પામશે નહીં આ ધર્મરાજા, સંબંધીઓનો વધ જોઈ તત્વજ્ઞાન અને ભક્તિના બળથી કોઇ પણ પ્રકારે ખેદયુક્ત થશે નહીં તે મારૂં વચન સત્યછે; જેમને ધર્મ અતિ પ્રિયછે એવા તે શૂદ્ર વિદુર સો વર્ષ સુધી પૃથ્વીપર રહી પોતાના સંબંધિ બાંધવોને તેમનું હિત અને કલ્યાણ થવા ઘણો ઉપદેશ આપશે પરંતુ શ્રદ્ધા રહિત તે પાપાત્મા કૌરવો, આના ઉપદેશને સ્વીકારશે નહીં ત્યાર પછી સો વર્ષ પૂર્ણ થતાં યોગની નિષ્ઠાથી બ્રહ્મદ્વારે કરી પોતાના પ્રાણનો પરિત્યાગ કરી મોક્ષ પામશે. એવું કહી ભગવાન્ માંડવ્ય, અદ્રશ્ય થયા; ધર્મરાજાએ પણ માંડવ્યના શાપનો સ્વીકાર કર્યો વિદુરરૂપે પૃથ્વીપર અવતરી મહામતિ માંડવ્યનાં વચનને સત્ય કર્યું, અમિત તેજવાળા પરાશરના પુત્ર ભગવાન્ વેદવ્યાસથી દાસીગર્ભનેવિષે ધર્મરાજ વિદુરરૂપે ઉત્પન્ન થયા.

સુત કહેછે—ત્યાર પછી મહાતપસ્વી માંડવ્ય મુનિ, પ્રભાસ આદિ તીર્થો, ગંગા આદિ નદીઓ, અને પવિત્ર સ્થાનોમાં ફરતા દારૂવનની અંદર અર્ણનાશા નદીને તીરે સર્વસિદ્ધિ દાયક વાલખિલ્યાશ્રમમાં પ્રાપ્ત થયા. કરોડ તીર્થસહિત પવિત્ર બ્રહ્મસર જ્યાં રહ્યુંછે જેમાં સ્નાન કરવાથી મનુષ્યનાં સર્વ પાપ મટેછે રાજા જયશ્રીકની ઘોર સ્ત્રીહત્યા જ્યાં દૂર થઇ હતી, એવું ધારી બ્રહ્મકુંડમાં સ્નાન કરી પિતૃતર્પણ કર્યું તે કુંડથી નૈરૂત્ય ખુણામાં પોતાના નામથી માંડવ્યેશ્વર મહાદેવનું સ્થાપન કરી દેવતાના હજાર વર્ષ સુધી ઉગ્ર તપ કર્યું ત્યારે મહાદેવે પ્રસન્ન થઇ કહ્યું હે સુવ્રત વર માગ.

માંડવ્ય કહેછે—હે વૃષધ્વજ ! આ મારૂં સ્થાપેલું માંડવ્યેશ્વર શિવલિંગ યુગે યુગ ખ્યાતિ પામો તમારા પ્રસાદથી મને પરિપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થાય.

સુત કહેછે—એવું સાંભળી તથાસ્તુ કહી મહાદેવ ત્યાંજ અંતર્હિત થયા તે મુનીશ્વરને ઉત્તમ જ્ઞાન મળ્યું તથા તે શિવલિંગ માંડવ્યેશ્વર નામથી પૃથ્વીમાં ખ્યાત થયું. શ્રાવણ અથવા માઘની ચતુર્દશીને દીવસે ઘણું કરી માંડવ્યેશ્વરનું જે પૂજન કરે તેને સ્વપ્ને પણ યમપુરિનું દર્શન થતું નથી, તથા માંડવ્યેશ્વરની કૃપાથી શિવ લોકમાં જાયછે બ્રહ્મકુંડમાં નાહી દેવ પીતૃનું તર્પણ કરી માંડવ્યેશ્વરનાં દર્શન કરે તે પરમ પદ પામે તથા પડવાને દીવસે દેવમંદિરમાં જે માર્જન કરે તેને લક્ષ ગોપ્રદાનનું ફળ મળેછે લેપ નથી બમણું, પૂજનથી ચોગણું અને દીપમાળાથી આઠગણું ફળ મળેછે, તથા દિવ્ય દેહ પામી ત્રૈલોક્યમાં શિવનો પ્રિય ગણ થઇ યથેચ્છ વિચરેછે. દહીં, મધ, ઘી, દુધ, સાકર અને જળથી જે શિવપૂજન કરે તથા પુષ્પમાળા ચડાવી ચંદનથી ચર્ચે તે દિવ્ય વિમાનમાં બેસી અનેક કલ્પો સુધી દેવલોકમાં ક્રીડા કરેછે તથા જે મનુષ્ય આઠ દીવાની દીપ માળા પુરી નાના પ્રકારનાં ફળ ધરી શિવલિંગનું પૂજન કરે તેનું સિદ્ધ અને ચારણ વિગેરે દેવતાઓ વિમાનમાં સેવન કરેછે સર્વ પાપને મટાડનાર જે આખ્યાન તમે મને પૂછ્યું હતું તે આ ધર્મરાજાની ઉત્પત્તિની કથા મેં તમને કહી જે મનુષ્ય આ પવિત્ર માંડવ્ય મુનિના આખ્યાનનું શ્રવણ કરે તે કષ્ટથી મુક્ત થઇ સર્વ પ્રકારના પાપથી રહિત થાયછે.

यइदं श्रृणुयात्पुण्यं मांडव्याचरितं महत् ॥
कष्टात्प्रमुच्यते नूनं सर्वपापक्षयो भवेत् ॥

ઇતિ શ્રી સ્કંદપુરાણમાના વાલખિલ્યખંડમાં मांडव्येश्वर माहात्म्य वर्णन નામે ગુર્જર ભાષાંતરનો બાવનમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ वालखिल्याश्रमे विप्राविख्यातो विक्रमेश्वरः ॥
स्थापितोविक्रमेणैव सर्वदुःखापहारकः ॥

સૂત કહે છે—હે વિપ્રો વાલખિલ્યાશ્રમમાં સર્વદુઃખ દારિદ્રયને મટાડનાર વિક્રમ મુનિના સ્થાપેલા વિક્રમેશ્વર વિખ્યાતછે તેના પૂજનથી નિર્ધનપણું મટેછે.

શૌનક કહેછે— હે સૂત તે વિક્રમનામે મુનિ કોના પુત્ર હતા કે જેણે અહિં વિક્રમેશ્વર નામે શિવલિંગ સ્થાપ્યું ?

સૂત કહેછે—પાપને મટાડનાર આખ્યાન કહું તે સર્વ સાંભળો જેના શ્રવણથી મનુષ્ય કોઇ દિવસે દારિદ્રયથી પીડાતો નથી. વાલખિલ્યના વંશમાં વેદ અને વેદાંગના તત્વને જાણનાર ધનાઢ્ય ગૌતમ નામે મુનિ હતા તેનો પરમ ધાર્મિક વેદના અર્થને જાણનાર પિતાની ભક્તિમાં તત્પર વિક્રમનામે પુત્ર હતો. તે દૈવયોગથી અતિ નિર્ધન હતો અતિ દુઃખથી પીડાએલા તે વિપ્રને સંતાન ઘણાં હતાં. બીજે કે ત્રીજે દીવસે તેને ભોજન મળતું હતું, ભિક્ષા માગતી વખતે તે વિપ્ર આપ્રમાણે એક શ્લોક કહેતો હતો. ક્ષુધા રૂપી જ્વર, મનુષ્યોની બુદ્ધિ, નિદ્રા, બળ, તેજ, રૂપ, ઉત્સાહ, કીર્તિ, પરાક્રમ, શોભા અને હિંમત વિગેરેને હરેછે, એવું કહી નિત્ય ભિક્ષા માગતો હતો સવારથી સાંજ સુધીમાં અન્ન, ઘી, કે ફળ વિગેરે જે લાવતો તે સઘળાં છોકરાંઓ ભક્ષણ કરતાં હતાં ફાટલ જીર્ણ વસ્ત્રવાળો અતિ દુર્બળ ક્ષુધાથી પીડાએલ તે વિપ્ર નિત્ય નિયમ પૂર્વક શિવપૂજન કરતો હતો "તે મારૂં મન સદા શિવના શંકલ્પમય રહો" એવા વેદમંત્રથી અને શત રૂદ્રિયથી શિવનું આરાધન કરતો હતો કોઇ એક સમયે ભૂખ્યાં ત્રણેક દિવસ ગયા ચોથે દિવસે સાયંકાળે પંચ મહાયજ્ઞ કરી ભોજન કરવા બેઠો ત્યારે તેના ચિત્તમાં શિવપૂજનનું સ્મરણ આવ્યું કે અહો મેં આજ, શિવપૂજન કર્યું નથી એમ કહી તત્કાળ ઉઠી બ્રહ્મકુંડે જઇ સ્નાન કર્યું તેથી પશ્ચિમે આશુ સુદ પુર્ણિમાને દિવસે પોતે શિવલિંગ

સ્થાપ્યું હતું તેનું પૂજન કરવા ગયો. પ્રેમથી પૂજા કરી તેથી પ્રસન્ન થયેલા ચંદ્રશેખર મહાદેવે તેને કહ્યું કે હે વિપ્રવર્ય તેં મારી નિશ્ચલ ભક્તિ કરી તારૂં સાહસ આજ મેં જોયું હે વિપ્ર હું તને પ્રસન્ન થયોછું વર માગ.

વિક્રમ કહેછે—હે સુરશ્રેષ્ઠ! ઘણા દિવસ થયા હું ક્ષુધાથી પીડાઉંછું. હે શંકર! મને પુષ્કળ ધન આપો હે સુરેશ્વર ધન વિના પુરૂષ શબ સરખો દેખાયછે જગતની અંદર કાંત, બળ, ધૈર્ય, તેજ મહોટાઇ, કુલીનતા વિગેરે માન, નિર્ધનને મળતું નથી માટે હે દેવ મને પુષ્કળ ધન આપો જેથી હું સુખ પામું. એવાં તેના વચન સાંભળી શિવ કહેવા લાગ્યા.

શિવ કહેછે—હે વિપ્ર તારા ગૃહના મધ્ય ભાગથી ઉત્તર દિશાએ કાંઇક ઇશાન ખુણા તરફ તારા પિતાએ પૃથ્વીમાં એક ધનનો કુંભ દાટેલો છે તે લે, ઘણાકાળ થયાં સંગ્રહ કરેલા તે ધનનો ઉપયોગ કર એવાં શિવનાં વચન સાંભળી વિક્રમે કહ્યું હે શંકર તમે જે ધનકુંભ કહ્યો તે કાલે ખુટી જશે માટે તેને શું કરૂં! હે શંકર! ખરચવાથી પણ ખુટે નહી એવું ધન મને આપો દ્રવ્ય ખુટી જતાં પહેલાંની પેઠે હું પાછો દરિદ્ર થાઉં તે ધનને હું શું કરૂં? એવાં વિક્રમ વિપ્રનાં વચન સાંભળી શંકરે કહ્યું હે વિપ્રેંદ્ર! જ્યાં સુધી સુમાર્ગે દ્રવ્ય ખર્ચિશ ત્યાંસુધી તારૂં ધન ખુટશે નહી એવું કહી મહાદેવ અંતર્હિત થયા વિપ્રે ઘેર આવી પૃથ્વી ખોદી સુવર્ણનો કળશ કહાડયો નિત્ય નાના પ્રકારનાં ભોજનથી વિપ્રોને તૃપ્ત કરવા લાગ્યો.

સૂત કહેછે—હે વિપ્રો જેટલું દ્રવ્ય દિવસે ખરચે તેટલું દ્રવ્ય રાત્રીમાં વૃદ્ધિ પામે પ્રતિદિવસ તે વિક્રમ શિવપૂજન કરતો હતો. બ્રહ્મકુંડથી પશ્ચિમે તેણે વિક્રમેશ્વર સ્થાપ્યા તેનો કૈલાશના શિખર સરખો ઉંચો પ્રાસાદ કરાવ્યો એમ કરતાં ઘણાં વર્ષો ગયાં પછી વૃદ્ધ મરવા પડેલો તે વિપ્ર પુત્રોને બોલાવી તેને શિખામણ દેવા લાગ્યો હે પુત્રો તમારૂં હિત-થાય તેવું મારૂં વાક્ય સાંભળો જ્યાં સુધી તમે સન્માર્ગે દ્રવ્ય ખરચશો તથા જ્યાંસૂધી શિવપૂજન બ્રહ્મભોજન વિગેરે સત્કર્મ કરશો ત્યાં સુધી સઘળું ધન રહેશે, એવું કહી તે વિપ્ર મરણ પામ્યો, દિવ્ય દેહ થઇ વિમાનમાં બેસી શિવલોક ગયો. આસુ સુદ પુનમને દિવસે તે વિક્રમેશ્વરતાં દર્શન કરે તથા વિવિધ પ્રકારનાં પુષ્પોથી પૂજન કરી ઘીની દીપમાળા પુરે તે નીર્ધન પણાના દુઃખથી મુક્ત થઇ પરિપૂરણ લક્ષ્મીને પામે છે, આ વિક્રમેશ્વરની ઉત્પત્તીની કથાનું જે શ્રવણ કરે તેને કોઇ દિવસ દારિદ્ર જ્વર પીડા કરતો નથી.

તથા બ્રહ્મા અને વિષ્ણુ જ્યાં રહ્યા છે. સર્વ તીર્થ યુક્ત પવિત્ર બ્રહ્મસર જ્યાં રહ્યું છે તથા જે સ્થળે મહામુનિ માર્કંડેયે દીર્ઘ આયુષનું સંપાદન કર્યુંછે. તથા રસાતળમાં જતા બલિરાજાએ જ્યાં બલીશ્વર નામનું શિવલિંગ સ્થાપ્યું છે જ્યાં રહી ઇંદ્રદ્યુમ્ન રાજા પરમપદને પ્રાપ્ત થયોછે, તથા શંકરે ક્રોધથી બાળેલા કામદેવને જ્યાં સજીવન કર્યો છે. તથા કામની પત્નિ રતિ અને શ્રીકૃષ્ણના પુત્ર સાંબનો કુષ્ટ રોગ જ્યાં નિવૃત્ત થયોછે જ્યાં જંબુકને કન્યાદાનનું ઉત્તમ ફળ મળ્યુંછે તથા જ્યાં રહી સગર રાજાને નિષ્કંટક રાજ્ય પ્રાપ્ત થયું. જયશ્રીક રાજાની ભયંકર સ્ત્રીહત્યા જ્યાં રહેવાથી મટી, એરીતે બીજા અનેક રાજાઓને તે સ્થળમાં રહી પરમ સિદ્ધિ મળેલી છે. એવાં મુનિઓનાં વચન સાંભળી વાલખિલ્ય આશ્રમના મહિમાથી લોમશમુનિ અને ધર્મરાજા બ્રહ્મકુંડે આવી સ્નાન કરી પવિત્ર આશ્રમની પરિક્રમા કરવા લાગ્યા, પર્વત સરખા ઉંચા પ્રાસાદો જોઈ અત્યંત આશ્ચર્ય પામેલા ધર્મરાજા, મુનિવર્યને પૂછવા લાગ્યા.

યુધિષ્ટિર કહેછે—હે મુનીશ્વર આ આશ્રમમાં પવિત્ર મંદિરો અને કૈલાશના શિખર સરખા પ્રાસાદો કોના સ્થાપેલા હશે ? તથા તેનાં શું શું નામ હશે તે કહો.

**લોમશ કહેછે**—હે નૃપશ્રેષ્ટ આ આશ્રમના મધ્યભાગમાં કૈલાશ સરખો ઉંચો જે પ્રાસાદ દેખાયછે તે રતિસ્વામી એટલે રતીશ્વર કહેવાય છે. આ આશ્રમમાં પૂર્વે રતિએ કુષ્ટ રોગને નિવૃત્ત કરવા સૂર્યનું આરાધન કર્યું હતું ત્યારે તે રતિએ રત્યાદિત્યની સ્થાપના કરી હતી અને તે મંદિર વિશ્વકર્માએ કરેલું છે આ આશ્રમના ઉત્તર ભાગમાં પૃથુકેશ્વરછે ઇશાનમાં તારા વડવા ભરત રાજાના સ્થાપેલ ભરતેશ્વર છે, જેના દર્શનથી સર્વ પાપ નિવૃત્ત થાયછે જે ભરતના વંશમાં ઉત્પન્ન થયેલા તમે ભારતવંશી રાજાઓ કહેવાઓ છો. તે ભરતેશ્વરની પૂર્વે માંધાતાના સ્થાપેલા માંધાતેશ્વરછે તેની પાસે યયાતિ રાજાના સ્થાપેલા ભુક્તિ મુક્તિ દાયક યયાતીશ્વરછે, જ્યાં રહી તપ કરીને તે પરમ સિદ્ધિ પામ્યા હતા, તેની પાસે નહુષ રાજાનું સ્થાપેલું નહુષેશ્વર નામે સર્વ પાપનાશક શિવલિંગ વિખ્યાતછે. મહાપાપને દૂર કરનાર કૈલાશના શિખર સરખો સિદ્ધનાથનો પ્રાસાદ ઇશાન ખૂણામાં છે, તેની દક્ષિણ બાજુ જ્ઞાનવાપીછે જેમાં નહાવાથી મનુષ્યનાં સર્વ પાપ મટેછે, સિદ્ધનાથની પાસે મૃકંડના પુત્ર માર્કંડેયના સ્થાપેલા માર્કંડેયેશ્વર છે. જ્યાં તે મુનિએ પૂર્વે

મહોટું તપ કર્યું હતું અને લાંબુ આયુષ મેળવી પરમ પદ પામ્યા હતા. તેની પાસે બલિનું સ્થાપેલું બલીશ્વર નામે શિવલિંગછે કે જેનું રસાતળમાં જતાં બલિએ સ્થાપન કર્યું હતું. તેની પાસે જયશ્રીકેશ્વરનો પ્રાસાદછે જયાં રાજા જયશ્રીક, સ્ત્રીહત્યાથી મુક્ત થયા હતા તેની પાસે પાપનાશક નીલકંઠછે, તેની પાસે સોમેશ્વર અને વરૂણેશ્વરછે, હે ભારત ! આ જે મહોટા પ્રાસાદ દેખાયછે તે સાંબના સ્થાપેલા સૂર્યનોછે તે સાંબાદિત્ય નામે પ્રસિદ્ધછે. જેના પ્રતાપથી યદુવંશીય સાંબનો કુષ્ટ મટયો હતો તેની પાસે યજ્ઞવારાહ રહ્યાછે, તેની સમીપ દુર્વાસા મુનિના સ્થાપેલા દુર્વાસાદિત્ય નામે સૂર્યછે. તેનીપાસે યમુનાકુંડછે જેમાં નહાવાથી મનુષ્યને જન્મ મરણથી થયેલી પીડા થતી નથી; તથા તે કોઇ દિવસે ચોરાશી લક્ષ યોનીમાં માતાનો ગર્ભવાસ પામી ભટકતો નથી. યમુનાહ્રદની પાસે સૂર્યના પુત્ર યમરાજછે તેની પાસે દુર્વાસાના સ્થાપેલા બ્રહ્મા, વિષ્ણુને મહેશ્વર રહ્યાછે; જેના દર્શનથી મનુષ્યના સર્વ મનોરથ સિદ્ધ થાયછે, મનુષ્યને કલ્યાણ આપનાર તથા પાપને મટાડનાર ગંગાની ઉત્પત્તિવાળો આ યમુનાહ્રદ, માનવગર્ત એવા નામથી વિખ્યાતછે, કપિલના સ્થાપેલા આ કપિલેશ્વરછે; આનાં દર્શનથી પશુયોનિ વાનરો પણ મુક્ત થાયછે ત્યારે મનુષ્યો મુક્ત થાય તેમાં શું કહેવું ! આ પ્રિયવ્રતેશ્વરછે જેના પૂજનથી મનુષ્ય સર્વલોકોને પ્રીતિપાત્ર થાયછે, હે ધર્મરાજ આ પુરનું રક્ષણ કરવા ત્રણ પ્રકારના દુઃખને મટાડનાર ભૈરવ રહ્યાછે તેનો આ પ્રાસાદછે આ વાલખિલ્ય આશ્રમમાં રહેલાં સરસ્વતી દેવીનો પ્રાસાદછે જેની કૃપાથી મનુષ્યો આ લોકમાં વિદ્યા મેળવી પરલોકનાં અખંડ સુખ મેળવેછે તેની પાસે બ્રાહ્મણોએ સ્થાપેલો આ બ્રહ્મદેવનો પ્રાસાદછે આશ્રમથી ઉત્તર ભાગમાં દિલીપના સ્થાપેલા દિલીપેશ્વરછે, પશ્ચિમમાં ચિંતામણી એવા નામથી વિખ્યાત ગજાનનછે જેના ધ્યાનથી મનુષ્યની મનંકામના પૂર્ણ થાયછે તેની પશ્ચિમે પૂજન કરવાથી સર્વ કામને સિદ્ધ કરનાર સિદ્ધિવિનાયક નામે ગણપતિ રહ્યાછે, પૂર્વમાં વિખ્યાત ગયા તીર્થછે તે બ્રહ્માના પ્રાસાદથી ઓગણીશ પગલાં દૂરછે. જયાં શ્રાદ્ધ કરવાથી બ્રહ્માથી આરંભી પોતા સુધીના કુળ પુરૂષો ઉદ્ધાર પામેછે. તથા અશ્વમેધ યજ્ઞનું ફળ મળેછે તેની પશ્ચિમે ધ્રુવેશ્વરછે જેની કૃપાથી ધ્રુવને પરમ પદ મળ્યું. આ નવદુર્ગાઓ આ આશ્રમના બાહ્ય પ્રદેશમાં રહીછે; જેના પૂજનથી મનુષ્યને પરમ સંપત્તિ પ્રાપ્ત થાયછે. તેના પશ્ચિમ ભાગમાં ગરૂડેશ્વરછે

જેનાં દર્શનથી મનુષ્યને વ્યાધિ પરાભવ કરતા નથી, તેની પાસે કુષ્ઠ રોગને મટાડનાર અરૂણાદિત્યછે જેની કૃપાથી અરૂણને ભાસ્કરપદ પ્રાપ્ત થયું; ચાર દિશાઓમાં પાપને મટાડનાર ચાર વૃક્ષો રહ્યાછે જેના પૂજનથી આ આશ્રમમાં સુખ થાયછે, પશ્ચિમ દિશામાં મ્હોટા વિઘ્નોને દૂર કરનારાં, બ્રાહ્મણો અને વૈશ્યોનું રક્ષણ કરવા હિમાચળનાં પુત્રી દેવી શ્રી હિમજા રહ્યાં છે. તેથી ઉત્તરે હેરંબ નામનાં શિવા (પાર્વતી) રહ્યાંછે જેના પૂજનથી મનુષ્યનું મનોવાંચ્છિત સિદ્ધ થાયછે, તેની પશ્ચિમે વૃદ્ધપક્ષેશ્વર તીર્થછે જ્યાં રાત્રિયે પક્ષિરાજ (ગરૂડ) આવીને રહેછે તે આશ્રમથી દક્ષિણ દિશાએ સ્થલ તીર્થછે જ્યાં કૂપની અંદર નદિયોમાં શ્રેષ્ઠ ગંગા ઉત્પન્ન થયેલાં છે ત્યાં મહા પાપને મટાડનાર ગંગેશ્વર છે. આશ્રમથી ઇશાન ખુણામાં મંડલેશ્વરછે તેના દર્શનથી મનુષ્યની સર્વ કામના સિદ્ધ થાયછે; ગંગેશથી પૂર્વે સર્વ દુઃખને દૂર કરનાર લક્ષ્મીના સ્થાપેલા લક્ષ્મીશ્વરછે તેની પાસે સ્વર્ગમાંથી પડેલા ઇંદ્રદ્યુમ્ન રાજાના સ્થાપેલા ઇંદ્રદ્યુમ્નેશ્વરછે ત્યાં આરાધન કરીને તે રાજા પરમ પદને પ્રાપ્ત થયોછે. તે સ્થળેજ કેદારકુંડછે કે જ્યાં પાતાલમાર્ગથી ગંગાજી પ્રગટ થયેલાંછે. એ રીતે દેવર્ષિ, બ્રહ્મર્ષિ અને રાજર્ષિઓ તથા બીજા કિન્નર, સિદ્ધ, યક્ષ, સાધ્ય અને વાયુગણ વિગેરેનાં સ્થાપેલાં અસંખ્યાત લિંગછે. તેમાં મુખ્ય નામાંકિત સવાલક્ષ શિવલિંગ છે, બીજાં અનેક જાણીતાં અને જેનાં નામ ન જણાય તેવાં ઘણાં પવિત્ર શિવલિંગ છે. હે ધર્મરાજ! આ ઇંદ્રનું સ્થાપેલું ઇંદ્રેશ્વર નામે લિંગછે, અહિં પૂર્વે ઇંદ્રની વૃત્રાસુરના વધથી થયેલી બ્રહ્મહત્યા મટી હતી. હે રાજેંદ્ર આ સ્થળમાં જે ઇંદ્રેશ્વરનું પૂજન કરે નહીં તેને ઘણાં વિઘ્નો નડેછે, આ આશ્રમમાં કોઇ પણ તપનો આરંભ કરે અને જો ઈંદ્રેશ્વરનું પૂજન કરે નહીં તો ઈંદ્રને શંકા થાયછે કે તપના બળથી આ મારૂં ઇંદ્રાસન તો લેશે નહીં! માટે હે રાજન્, ઇંદ્રેશ્વરનું પૂજન કરી મનુષ્યોને કલ્યાણ આપનાર મહાદેવનું આરાધન કરો જેથી તમારા સકળ મનોરથ પૂર્ણ થશે.

સૂત કહેછે—એવાં લોમશનાં વચનથી ઉદાર મનવાળા ધર્મપુત્ર યુધિષ્ઠિરે વિધિપૂર્વક ઇંદ્રેશ્વરનું પૂજન કર્યું તેથી દેવના દેવ ઇંદ્રે તેને પ્રસન્ન થઈ કહ્યું કે હે સુવ્રત વર માગ તે સાંભળી યુધિષ્ઠિરે કહ્યું કે પીડા પામેલાઓને અભયદાન આપનાર હે સુરેશ્વર ઈંદ્ર! મારે ઘણા દિવસનું તપ

---

૧ કુવાની.

કરવુંછે માટે આજ્ઞા આપો કે જેથી લોકોને સુખ આપનાર મહાદેવ પ્રસન્ન થાય; એવાં તેનાં વચન સાંભળી ઇંદ્રે કહ્યું કે હે રાજેંદ્ર મારી આજ્ઞાથી તમે મહાદેવનું આરાધન કરો થોડા વખતમાં નિષ્કંટક સમૃદ્ધિવાળું રાજ્ય તમને મળશે એવું કહી ઈંદ્ર અંતર્હિત થયા. ત્યાર પછી ધર્મરાજાએ તે આશ્રમમાં શિવલિંગ સ્થાપી દારૂણ તપ કરવા આરંભ કર્યો ઉંચા ચરણ અને નીચું મુખરાખી ધૂમ્રપાન કરી સાત દિવસ દારૂણ તપ કર્યું ત્યારે પ્રસન્ન થયેલા મહાદેવે તેને કહ્યું કે હે સુવ્રત તારા તપથી હું સંતુષ્ટ છું વર માગ.

યુધિષ્ઠિર કહેછે—હે મહેશ્વર તમારી કૃપાથી આ મારૂં સ્થાપેલું શિવલિંગ પાંડવેશ્વર નામે ખ્યાતિ પામો.

ઇશ્વર કહેછે—હે રાજેંદ્ર મારી પાસે તમે જે માગ્યું તે તમારૂં સઘળું મનોવાંચ્છિત સિદ્ધ થશે, હે યુધિષ્ટિર આ તમારૂં સ્થાપેલું લિંગ વર્ષો વર્ષ તલમાત્ર વધશે તેમાં સંશય નથી, હે નૃપ થોડા દિવસમાં તું દુઃખથી મુક્ત થઇ સ્વરાજ્ય પામીશ એવું કહી ચંદ્રશેખરશિવ, અદ્રશ્ય થયા.

સૂત કહેછે—હે વિપ્રો ત્યારથી પાંડવેશ્વર વિખ્યાતછે કે જે પ્રતિ વર્ષે તલમાત્ર વૃદ્ધિ પામેછે કુંતીના પુત્ર ધર્મરાજા થોડા દિવસમાં શિવની કૃપાથી તાપ રહિત થઈ પોતાનું રાજ્ય પામ્યા. શિવરાત્રીને દીવસ જે પુરૂષ આ પાંડવેશ્વરનું પૂજન કરેછે તેને થોડા દિવસમાં યશ અને ઇચ્છિત સુખ મળેછે. અહીં આવી પ્રદક્ષિણા કરનારને અલક્ષ્મી ( દરિદ્રપણું ) અશુભ, અને કોઇ પ્રકારનું દુઃખ થતું નથી. હે વિપ્રો આ પાંડવેશ્વરની ઉત્પત્તિ જે સાંભળે તે દુઃખ દારિદ્ર અને રોગથી મુક્ત થઇ પરમ સંપત્તિને પામેછે. વંધ્યાને પુત્ર થાયછે તથા રોગી રોગ મુક્ત થાયછે અને વિદ્યાના અર્થીને વિદ્યા મળેછે તથા બંધન પામેલો બંધનથી મુકાયછે. આ આખ્યાનનું શ્રવણ કરનારની જે જે મનકામના હોય તે સઘળી પાંડવેશ્વરની કૃપાથી પરિપૂર્ણ થાયછે.

यइदं शृणुयान्नित्यं यान्यान्कामान्विचिंत्य च ॥
सतुतांस्तानवाप्नोति पांडवेशप्रसादतः ॥ १३० ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડમાં પાંડવેશ્વરવર્ણન નામે ગુર્જર ભાષાંતરનો છેતાળીશમો અધ્યાય સંપૂર્ણ.

---

૧ ઉત્તમવ્રતવાળા.

सूतउवाच ॥ वालखिल्याश्रमे विप्राः कीर्तितोधनदेश्वरः ॥
राजर्षिणा कौशिकेन स्थापितः पापनाशनः ॥

સૂત કહે છે—હે વિપ્રો વાલખિલ્યઆશ્રમમાં કૌશિક રાજર્ષિના સ્થાપેલા પાપનો નાશ કરનાર ધનદેશ્વર છે.

રાજ્યથી ભ્રષ્ટ થયેલા કૌશિક રાજાએ, પૂર્વે અહિં કીર્તિને વધારનાર એ શિવલિંગનું સ્થાપન કર્યું હતું ધ્યાન યોગમાં રહી ઘણા દિવસ તે રાજાએ તપ કર્યું હતું ત્યારે પ્રસન્ન થયેલા ત્રિપુરારિ મહાદેવે તેને ધનનું આધિપત્ય આપ્યું હતું તેથી તે લિંગ ધનદેશ્વર નામે ખ્યાત થયું જેના પૂજનમાત્રથી નિર્ધનને ધન મળે છે અને દર્શનથી ઐશ્વર્ય મળે છે. જે મનુષ્ય, સુંદર કમળોવડે તેનું પૂજન કરે તે દુર્ભાગ્યયુક્તને પણ નાના પ્રકારની સમૃદ્ધિ મળે છે તથા યશ, કાંતિ, વૈભવ, પરાક્રમ, પુત્ર, આરોગ્ય અને આયુષ વિગેરે સ્વલ્પ દિવસમાં પ્રાપ્ત થાય છે. બ્રહ્મકુંડમાં સ્નાન કરી ધનદેશ્વરનું ધૂપ, દીપ, અને નૈવેદ્યથી પૂજન કરી રાત્રીએ જાગરણ કરે તે ધન, ધાન્ય, અને પુત્ર વિગેરેના સુખને પામી અતિ તેજસ્વિ અને જ્ઞાની થાય છે, ધનદેશ્વરની કૃપાથી જન્મ જન્માંતરમાં તે કોઈ દીવસ દરિદ્ર થતો નથી તથા તેના વંશમાં કોઈ અંધ થતો નથી.

શૌનક કહે છે—જેણે ધનદેશ્વર સ્થાપ્યા તે કૌશિક કોણ હતો. ? અને કોનો પુત્ર હતો. જેના દર્શનથી તરત મનુષ્યોનું દારિદ્ર મટે છે તે મહોટી આશ્ચર્યકારક કથા અમને કહો.

સૂત કહે છે—હે મુનિઓ પુરાતન ઇતિહાસ કહું તે સાંભળો જેના શ્રવણથી મનુષ્ય, કોઇ દિવસ દારિદ્રયથી પીડાતો નથી. પૂર્વે કાન્યકુબ્જ નામના નગરમાં કૌશિકનામે પરમ ધાર્મિક રાજા હતો તે પહેલાં ઋષિના શાપથી કન્યા થયો હતો. તે પાછો ઋષ્યશ્રૃંગની કૃપાથી પુરૂષપણાને પામી સમૃદ્ધિવાળું પોતાનું રાજ્ય તે ભોગવતો હતો, કોઇ એક સમયે સંગ્રામમાં શત્રુઓએ તેને જીત્યો તેથી રાજ્યભ્રષ્ટ થયેલો તે રાજા, પોતાનું રાજ્ય ધન અને સૈન્ય છોડી અઘોર વનમાં ગયો ક્ષુધા અને તૃષાથી પીડાએલા તે રાજાને અત્યંત દુઃખ આવી પડવાથી તેને દીવસે કે રાત્રીએ જરા પણ સુખ થતું નહોતું; જેને દુઃખ પ્રાપ્ત થાય છે તેનું આયુષ્ય; બળ, ઐશ્વર્ય, નિંદ્રા, સુખ, રૂપ, યશ અને આરોગ્ય વિગેરે થોડા દિવસમાં ઘટી જાય છે. દુઃખથી કાંતિ, જ્ઞાન, નિદ્રા અને બળ ઘટે છે, દુઃખથી બુદ્ધિ અને શાસ્ત્રનું

જ્ઞાન તથા ધીરજ વિગેરે પણ ઓછું થાય છે, દુઃખ સરખો બીજો કોઇ શત્રુ નથી જેને દુઃખ નડે છે તેને દિવસે ભોજન ભાવતું નથી અને રાત્રીએ નિદ્રા પણ આવતી નથી, જેને દુઃખ પીડે છે તેને એકાંતમાં પણ સુખ થતું નથી, સંતાપરૂપ સંતતિને પેદા કરનાર ભયંકર ચિંતા, જેવી પીડા કરે છે, તેવો દાવાનળ પણ ચામડી અને માંસને દગ્ધ કરતો નથી, પૂર્વે વિદ્વાનોએ કહ્યું છે કે ચિંતારૂપી જ્વર, ઔષધ અને લાંઘણ વિગેરે બીજા ઉપાયથી મટતો નથી, તથા તેથી નિદ્રા, બળ અને કાંતિ વિગેરે ક્ષીણ થાય છે, ચિંતાજ્વર વધવાથી રૂપ, ઉત્સાહ, બુદ્ધિ અને કાંતિપણ ઘટે છે તથા જીવવામાં પણ સંશય રહે છે, છ દિવસ જતાં જ્વર પણ જીર્ણ જ્વર કહેવાય છે પરંતુ તીવ્ર ચિંતાજ્વર, નિત્ય નવજ્વર સરખો સંતાપ કરે છે. ઝેરમાં ઝેર પડવાથી જેમ હળાહળ વિષ થાય છે તેમ દુઃખમાં દુઃખ પડવાથી વિશેષ પીડા થાય છે. હળાહળ વિષ ખાવાથી પુરૂષનું મરણ થાય છે તેમ દુઃખમાં દુઃખ પડવાથી તેની ચિંતામાં મનુષ્ય મરણ પામે છે, મહાસાગરમાં બુડેલો જેમ કોઇ ઠેકાણે પાર પામતો નથી તેમ દુઃખ સાગરમાં બુડેલા જીવને પણ પાર મળતો નથી, આ અઘોર વનમાં ખાનપાન અને શયન વિગેરે હું શી રીતે કરૂં, હમણાં મારી કેવી દશા છે પૂર્ણમાસીને દીવસે સંપૂર્ણ સાગરપાસે જાઉં તો પણ તે મહારા ભાગ્યયોગથી સુકાય જાય છે, આ જગતમાં મારા જેવો કોઇ પણ દુર્ભાગ્ય નહી હોય, આ ભયંકર દુઃખની જાળમાં હું ફસાયો છું:

સૂત કહેછે—એ રીતે દુઃખરૂપ અગ્નિથી પીડાએલો તે રાજા, ઘણીવાર સુધી મનમાં પુરાણ ગીતાનું પરિચિંતન કરવા લાગ્યો જે, તત્વને જાણનાર પંડિતને કદિ દુઃખ પ્રાપ્ત થાય તોપણ તે પોતાની પ્રજ્ઞાથી[1] હીન થતો નથી, દુઃખ થવાથી મૂઢ પુરૂષો જળમાં શિલાની પેઠે નિમગ્ન થાયછે. શોકના વેગથી પરાભવ પામેલાને દારૂણ વ્યાધિઓ આવી નડેછે. આર્ય પુરૂષો મૂર્ખની પ્રશંસા કરતા નથી તથા મૂઢ પુરૂષ કોઇ દિવસ શોકથી મુક્ત થતા નથી. તે માટે શુભકર્મમાં કુશળ બુદ્ધિમાન પંડિત પુરૂષને શરણે જવું યોગ્યછે. કેમકે વિદ્વાન પુરૂષ મૂર્ખની પેઠે અત્યંત દુઃખથી પણ મુંઝાતો નથી.

મૂઢ પુરૂષ આપત્કાળમાં તે આપત્તિના કારણરૂપ અજ્ઞાનથી નાશ પામેછે, સર્વ પ્રાણીઓ, પંચમહાભૂતો, દેવતાઓ અને ઉત્તમ પુરૂષો વિગેરે

---

૧ બુદ્ધિ

કોઇ પણ, કાળચક્રમાં ફેરવનાર દૈવથી મુક્ત થતા નથી. પ્રાજ્ઞપુરૂષો પોતાની બુદ્ધિથી શુભાશુભનું વિવેચન કરેછે તેથી સુખ દુઃખ કે ચડતી પડતી વિગેરે પામ્યા છતાં પણ તેનો હર્ષ શોક કરતા નથી.

બુદ્ધિયુક્ત પુરૂષોમાં ઉત્તમ મહાત્માઓ જેમ વાયુનાવેગથી પર્વતો ડગતા નથી, તેમ આપત્તિમાં પણ ચળિત થતા નથી. ઉદ્યમવાન પુરૂષોને ત્રૈલોક્યમાં શું દુર્લભછે? જેમને ઇશ્વરે બુદ્ધિ અર્પણ કરીછે, તેઓના મનોરથો મહોડા આગળ દેખાયછે; સુખનું કારણ દૈવજછે એમ કાયર પુરૂષો કહેછે, પૂર્વે પોતાનું કરેલું કર્મ તેજ દૈવછે બીજું નથી માટે પરાક્રમનું અવલંબન કરી તે કર્મને ઉપશાંત કરવા ઉદ્યમ કરૂં કે જેથી તે પાપ નષ્ટ થાય. એવી પુરાતન ગાથાનો વિચાર કરી તે રાજેંદ્ર કૌશિકે, મહાદેવનું પૂજન કરવા વિચાર કર્યો. જેથી ખરેખર પાપ મટેછે, હમણાં આ દુઃખને મટાડવા મારે કયા દેવની ઉપાસના કરવી, બ્રહ્મતેજની ઇચ્છાવાળે બ્રહ્માનું યજન કરવું, ઇંદ્રિયના બળની કામનાવાળે ઇંદ્રનું, પ્રજાની કામનાવાળે પ્રજાપતિનું, તેજની કામનાવાળે અગ્નિનું, લક્ષ્મીની કામનાવાળે દેવી ચંડિકાનું, ધનની કામનાવાળે આઠ વસુનું, વીર્યની ઈચ્છાવાળે રૂદ્રનું, અન્ન વિગેરેની કામનાવાળે દેવી અદિતિનું, સ્વર્ગની ઈચ્છાવાળે અદિતિના પુત્ર દેવનું, રાજ્યની ઇચ્છાવાળે વિશ્વેદેવનું, વ્યાપારમાં લાભની સિદ્ધિ ઈચ્છનારે, સાધ્ય દેવનું, આયુષ્યની કામનાવાળે, અશ્વિનીકુમારનું, પુષ્ટિની કામનાવાળે પૃથ્વીનું, પ્રતિષ્ઠાની કામનાવાળે સર્વ લોકના માતપિતા ધાવા ભૂમિ (સ્વર્ગ પૃથ્વીના અભિમાની દેવ)નું, રૂપની કામનાવાળે ગંધર્વનું, સ્ત્રીની કામનાવાળે અપ્સરાનું, સર્વના આધિપત્યની કામનાવાળે પરમ પૂજ્ય બ્રહ્મદેવનું. ધનની ઈચ્છાવાળે કુબેરનું, રાજ્યની ઈચ્છાવાળે શિવનું પુજન કરવું, માટે સર્વ કારણના કારણ રૂપ ઇશ્વરને શરણે જવું, શિવની ભક્તિથી, દ્રવ્ય, સ્ત્રીઓ, પુત્ર, મંદિર, હાથી, ઘોડા, અને સ્વર્ગ મોક્ષ વિગેરેનાં સુખ દૂર નથી; તે શંકરેજ બ્રહ્માને સૃષ્ટિકર્તાપણું અર્પણ કરેલુંછે તથા ઇંદ્રાદિ દેવતાઓ પણ શંકરના અનુગ્રહથીજ લોકપાળ થયાછે, વિષ્ણુને ક્ષીરસાગરનું અધિપતિપણું શિવની કૃપાથી પ્રાપ્ત થયુંછે, તથા અંધક નામે દૈત્યગણનું આધિપત્ય પામી ભૃંગી થયોછે, શૈલાદને મૃત્યુંજય પુત્ર, શિવની કૃપાથી પ્રાપ્ત થયો. અને શ્વેતકેતુ પણ કાળના પાશથી મુકાઇ તે ઈશ્વરનાજ અનુગ્રહથી જીવિતને પ્રાપ્ત થયો, દધીચિએ શિવની સેવાથી

સંગ્રામમાં વિષ્ણુને જીત્યા, દક્ષ પ્રજાપતિ પણ શંકરના સેવનથી પ્રજાપતિની પદવી પામ્યો, સર્વ પ્રાણીઓને સર્વ આપનાર મહેશ્વરના આરાધન વિના કોઇપણ મનુષ્યને કાંઇ પણ મળેલું નથી માટે શાંતમૂર્તિ ચંદ્રશેખર શિવનું હું સેવન કરૂં જે દેવની કૃપાથી ઐશ્વર્ય ધન, આયુષ્ય, સૌભાગ્ય અને નિર્મળ યશ મળેછે, દેવનાદેવ મહાદેવનું મારે કયે સ્થળે સેવન કરવું! એવો વિચાર કરી તે રાજા કૌશિક, ઘણા દિવસ પવિત્ર તીર્થો અને પવિત્ર સ્થળોમાં જઇ ઠેકાણે ઠેકાણે ઘણા કાળસૂધી તપ કર્યું તો પણ અતિ દુઃખથી પીડાએલો તે રાજા, દારિદ્રયથી મુક્ત થયો નહી; ત્યારે વિચાર કરવા લાગ્યો કે મને મંદભાગ્યને તીર્થથી અને તપથી શું મળ્યું! મેં મહાકષ્ટ વેઠયું તો પણ મારૂં દારિદ્રય ગયું નહીં, એ રીતે દુઃખ સમુદ્રમાં બૂડેલા તે રાજાને, તીર્થમાં રહેલા તપસ્વી બ્રાહ્મણોએ કહ્યું કે હે રાજન્ અર્ણુનાશા નદીને તીરે મનોહર દારૂવનની અંદર પંચકોષિ વાલખિલ્યાશ્રમ નામે ક્ષેત્રછે તે મહોટા પાપને મટાડનાર તત્કાળ સિદ્ધિદાયક સ્થળછે. જ્યાં શિવે ક્રોધથી બાળેલા કામદેવને સજીવન કર્યાછે તથા સૂર્યનાં આરાધનથી કામપત્નિ રતિનો કુષ્ટ જ્યાં નિવૃત્ત થયોછે ઇત્યાદિ અનેક દેવતાઓ અને ઋષિઓને જ્યાં પરમ સિદ્ધિ પ્રાપ્ત થઇછે. હે રાજન્ તે વાલખિલ્ય આશ્રમમાં તું જા એવાં તેનાં વચન સાંભળી રાજા કૌશિક, વાલખિલ્ય આશ્રમમાં આવી પરમ સંતોષ પામ્યો; વાલખિલ્ય મુનિઓનું પૂજન કરી તેમની આજ્ઞા લઇ અતિપ્રેમથી કહેવા લાગ્યો.

કૌશિક કહેછે—હે મુનિશ્વરો આ પવિત્ર આશ્રમમાં મારે ઘણા દિવસ તપ કરવુંછે માટે સર્વ કૃપાળુ વિપ્રો, તપ કયે સ્થળે કરવું તે આજ્ઞા કરો.

વાલખિલ્યો કહેછે—હે નૃપ આ આશ્રમમાં ઇંદ્રેશ્વરથી ઉત્તર દિશાએ શિવલિંગનું સ્થાપન કરી તપ કરો.

સુતકહેછે—એવા ઋષિનાં વચન સાંભળી કૌશિક રાજાએ ઈંદ્રેશ્વરથી ઉત્તરે ઘણા દિવસ તપ કયુ તથા પ્રતિદિવસ સર્વ પાપનો નાશ કરનાર ઇંદ્રેશ્વર મહાદેવનું સહસ્ત્ર કમળથી પૂજન કરવા લાગ્યો, કંદ, મૂળ, ફળ, ફૂલ, પત્ર અને તૃણ વિગેરે વનસ્પતિનું ભક્ષણ કરી તથા જળ અને વાયુનો આહાર કરી ઉગ્ર તપ કરવા લાગ્યો તો પણ તેને મહાદેવ પ્રસન્ન ન થયા ને ધન પણ ન મળ્યું ઘણા તપથી શરીર દુબળું થઈ ગયું અને કાળ પણ ઘણો ગયો. ત્યારે તેના ઉગ્રતપથી પ્રસન્ન થયેલા મહાદેવે,

ગૌતમ કહેછે—હે દેવેશ જો મને પ્રસન્ન થયા હોતો ત્રણ વર આપો આ આશ્રમમાં દુકાળ પડે નહી, સર્વ લોકો અહિં આવી નિવાસ કરે, અને જ્યાં સ્નાન માટે સ્મરણ કરૂં ત્યાં ગંગા પ્રાપ્ત થાય, એ મારી પ્રાર્થનાછે.

મહાદેવ કહેછે— હે વિપ્ર! તારાં માગેલાં ત્રણ વરદાન મારી આજ્ઞાથી થોડા વખતમાં તને પ્રાપ્ત થશે.

સૂત કહેછે—એવું કહી શિવ અદૃશ્ય થયા, તે વરદાનના પ્રતાપથી ગૌતમને આશ્રમે નાના પ્રકારનાં અન્ન થવાં લાગ્યાં તેથી સર્વ લોકો આવીને ત્યાં વસ્યાં. પોતાના તપનું ઉત્તમ ફળ જોઈ ગૌતમ પ્રસન્ન થયા; એટલામાં તે આશ્રમથી ઉત્તર દિશાએ પવિત્ર વાલખિલ્ય આશ્રમમાં બાર વર્ષ સુધી વરસાદ થયો નહોતો તેથી સર્વ પ્રાણીઓ પીડા પામવા લાગ્યાં સ્થાવર જંગમ સર્વ જગત્ નાશ પામવા લાગ્યું તે જોઇ વાલખિલ્ય મુનિએ વિચાર કર્યો કે હમણાં મૃત્યુલોક અને દેવલોકમાં મોટા દાતા અને રક્ષણ કરનાર ગૌતમવિના બીજો કોઈ નથી એવું કહી સર્વ આશ્રમવાસીઓ પૂછતા પૂછતા ગૌતમને આશ્રમે આવ્યા, તેને જોઇ મુનિવર્ય ગૌતમ, શિષ્ય પુત્ર અને પિતાની પેઠે પરમ ભક્તિથી તેનું પોષણ કરવા લાગ્યા જેને જે જોઇએ તે યથાયોગ્ય ક્રમથી સર્વની સેવા કરવા લાગ્યા ગૌતમની આજ્ઞાથી લોકોનું પોષણ કરનાર સર્વ અન્ન ઔષધિઓ ઉત્પન્ન થતી તેમનીજ આજ્ઞાથી કપાતી તેમજ તેનાજ તપોબળથી પરિપક્વ થતી હતી; તે ઋષિને સર્વ સમૃદ્ધિઓ સદા સિદ્ધ થતી. હમેશાં પોતાને આશ્રમે આવેલા તે મુનિઓને ગૌતમ વિનયથી કહેતા કે વિપ્રો હું આપનો પુત્ર શિષ્ય ને સેવકછું શું આજ્ઞા છે, તે કહો જેથી તે કાર્ય હું કરૂં એમ કહેતા તે ગૌતમે ઘણાં વર્ષો સુધી તેમનું પોષણ કર્યું. ત્રૈલોક્યમાં સર્વે, ગૌતમ મુનિની ખ્યાતિ કહેવા લાગ્યા. તે વાલખિલ્ય મુનિઓએ અન્યોન્ય વિચાર કર્યો કે જ્યાં ગૌતમ રહેછે ત્યાં કોઇ દિવસ દુકાળ પડતો નથી, અહો મહાત્મા ગૌતમનો મહિમા ઘણો વધી ગયોછે, માટે આને આપણે આશ્રમે લઇ જઇએ તો સારૂં ઉપકાર કરનાર ઉપર જે સામો ઉપકાર કરતો નથી તે પ્રલય પર્યંત ઘોર નરકમાં રહે છે. એવું વિચારી તે સર્વાએ કહ્યું કે આ ગૌતમ આપણે આશ્રમે કેમ આવે? તે પવિત્ર આશ્રમમાં લઇ જવા બીજો ઉપાય નથી એવું ધારી તેમણે એક પ્રાકૃત[1] ગાય કરી તેને શાળના વનમાં મૂકી, શાળને ચરતી તે ગાયને જોઇ ગૌતમે તેને ડચકારો કરી તૃણથી હાંકી તેટલામાં ભાંભરીને તે પૃથ્વીપર પડી, તે જોઇ મોટો હાહાકાર થયો.

---

૧ માયાથી કરેલી.

એ ગૌતમનું ચરિત્ર જોઇ વાલખિલ્યોએ કહ્યું કે અમે તમારે આશ્રમે રહે શું નહી, પુત્રની પેઠે પોષણ કરેલા જવા તૈયાર થયેલા તે મુનિઓનું વચન સાંભળી વજ્રપાતથી પીડાએલાની પેઠે તેની પાસે પડી ગયા, બે ઘડી પછી સાવધાન થઇ તેને કહેવા લાગ્યા હે મુનીશ્વરો! તમે આશ્રમમાં સ્થિતિ કરો તો સારૂં તે સાંભળી વાલખિલ્યોએ કહ્યું રૂદ્રાની માતા જગતને પાવન કરનાર પ્રિયદેવી ગાય તમારા હાથથી મરણ પામી માટે અહિં તમારે આશ્રમે રહિશું નહી હે બ્રહ્મન્! તપ શિવાય અમારે બીજું કશું ધન નથી અહિ તમારે આશ્રમે રહેવાથી અમારાં તપ પુણ્યનો ક્ષય થાય, એવાં વિપ્રોનાં વચન સાંભળી વિનયથી નમ્ર ગૌતમે કહ્યું. હું તમારે શરણછું આપ મને પવિત્ર કરવા યોગ્ય છો.

વાલખિલ્યો કહેછે—ગોહિંસાનું પાપ વાલખિલ્ય આશ્રમવિના મટશે નહીં માટે હે વિપ્રવર્ય નિશ્ચળ વ્રત કરી ત્યાં રહો એવું કહી તે મુનીશ્વરો પોતાને આશ્રમે ગયા મુનિવર્ય ગૌતમે મનમાં વિચાર કર્યો કે મને આ શું પ્રાપ્ત થયું? એ રીતે ઘણો વિચાર કરતાં તે જ્ઞાનવાન મુનિએ નિશ્ચય કર્યો કે મારી આ પાપરૂપ ગતિ થવાનું કાર્ય દેવતાઓએ કર્યું હોય એમ જણાયછે. શંકર પાર્વતીને પ્રસન્ન કરી લોકોના ઉપાકરમાટે હું ગંગાજીને પધરાવીશ એથી મારૂં કલ્યાણ થશે, તથા મારાં સર્વ પાપ એથીજ દૂર થશે એવું ધારી પ્રસન્ન થયેલા મુનિએ પોતાની સ્ત્રી સાથે વિચાર કરી કહ્યું કે પરમ કલ્યાણ કારી જગતનાં માતપિતા શંકર પાર્વતીનું આરાધન કરી તેમની જટામાં બિરાજેલાં સર્વ લોકની માતા દેવી ગંગાને અહિં લાવું એવું કહી તે પવિત્ર બ્રહ્મગિરિ ઉપર મૌનવ્રત ધારણ કરી દર્ભાસન પાથરી ઉગ્ર તપ કરવા લાગ્યા; તેથી પ્રસન્ન થયેલા બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવે કહ્યું કે હે સુવ્રત! મનમાં દુઃખ ધરશો નહીં, હે મુનિ વાલખિલ્ય આશ્રમમાં લઇ જવા તેં મુનિઓએ કપટ કર્યું હતું એ સઘળું તેમનું ચરિત્રછે.

સૂત કહેછે—એવું ત્રણેય દેવ કહેછે તે ક્ષણે લોક વિખ્યાત ગૌતમી ગંગા, તે સ્થળે પ્રગટ થયાં ગૌતમીના તટપર તે મુનિએ દેવના દેવ મહેશ્વર ગૌતમેશ્વરનું સ્થાપન કર્યું; તે જળમાં સ્નાન કરવાથી તત્કાળ ગોહત્યાથી મુક્ત થયા. બ્રહ્મઘાતી, મદ્યપાની, ગોઘાતી, સ્ત્રીઘાતી, અને સુવર્ણસ્તેયી વિગેરે મહાપાપી પણ ગૌતમીના દર્શનથી તત્કાળ નિષ્પાપ થાયછે, એ રીતે ગૌતમી ગંગામાં સ્નાન કરવાથી ગૌતમ, ગોહત્યાથી મુક્ત થયા, એક સમયે નિત્ય

ક્રિયા કરી આશ્રમથી બહાર પોતાના શિષ્યો સહિત વિવિધ પ્રકારનાં વાન્યો જોવા ગયા. તે લાગ જોઇ પોતાનું ઇચ્છિતકાર્ય કરવા, ઇંદ્ર, તે મુનિની પત્નિ સર્વાંગ સુંદર અહલ્યામાં આસક્ત હતો તેણે ગૌતમ રૂપથી ગૃહમાં પ્રવેશ કરી ઋષિપત્તિને કહ્યું કે હે સુંદરી તારા રૂપ ગુણનું સ્મરણ થતાં કામથી ખેંચાઇ પાછો આવ્યો એવું કહી હસ્તગ્રહણ કરી આશ્રમની અંદર લઇ ગયો અહલ્યાએ તેને જાર જાણ્યો નહીં તેથી ગૌતમ રૂપ જાણી તેની સાથે યથેચ્છ રમણ કર્યું, તેટલામાં શિષ્યસહિત ગૌતમ આવ્યા તેણે બહાર અહલ્યાને દીઠી નહીં તેથી દ્વાર આગળ ઉભા રહી અહલ્યાના ખબર પૂછવા લાગ્યા ત્યારે અગ્નિહોત્ર શાળામાં રહેલા ઘરના કામ કરતાર રક્ષક પુરૂષોએ ભયભીત થઇ વિસ્મય પામી કહ્યું કે હે બ્રહ્મન્! અંદર અને બહાર આપ દેખાઓછો, હમણાંજ તમે આપની પ્રિયા સાથે આશ્રમની અંદર ગયા હતા અને બહાર પણ દેખાઓછો અહો આપના તપના પ્રભાવને ધન્યછે, જેથી આપ નાનાપ્રકારના રૂપને ધારણ કરોછો, તે સાંભળી વિસ્મય પામેલા મુનિએ આશ્રમની અંદર પ્રવેશ કરી કહ્યું કે હે પ્રિયે અહલ્યે! ક્યાં છો? મને ઉત્તર કેમ આપતી નથી એવાં ઋષિવચન સાંભળી અહલ્યાએ જારને કહ્યું કે ઋષિના રૂપથી પાપકર્મ કરનાર તું કોણછે! એવું કહેતામાં ઋષિના ભયથી ઉતાવળો શય્યામાંથી ઉઠી ઇંદ્ર બિલાડો થયો, વિકાર પામેલી દૂષિત, થયેલી પ્રિયા અહલ્યાને જોઇ કોપથી મુનિએ કહ્યું ! તેં આ સાહસ શું કર્યું ! એવું સાંભળી શરમાયેલી અહલ્યા કાંઈ પણ બોલી શકી નહીં ભયથી આમ તેમ દોડતા બિલાડાને જોઈ ઋષિએ કહ્યું તું કોણછે? સત્ય કહે નહિં તો બાળી ભસ્મ કરીશ.

સૂત કહેછે—એવાં ઋષિનાં વચન સાંભળી હાથ જોડી ઇંદ્રે કહ્યું કે હે અનઘ! શચીપતિ પુરંદરછું હે ભગવન્ આ પાપ મારાથી થયું, એ હું સત્ય કહુંછું, એવાં તેનાં વચન સાંભળી કોપ પામેલા ઋષિએ ઇંદ્રને કહ્યું હે શઠ તેં પાપકર્મ કર્યું માટે તારા અંગમાં સહસ્ત્ર ભગ થશે. વજ્રાઘાત સરખો મુનિનો શાપ સાંભળી શરમાએલા ઇંદ્રે હાથ જોડી પ્રાર્થના કરી કહ્યું.

ઇંદ્ર કહેછે—મારા આ અપરાધને આપ ક્ષમા કરવા યોગ્યછો, ક્રોધ નહીં કરશો, મોટા પુરૂષોને પ્રણામ કરવાથી તે ક્ષણે કોપ મટેછે માટે રોષનો ત્યાગ કરી હે મહામુનિ મને શાપથી મુક્ત કરો. હે મુનિવર્ય, મારો શાપ ક્યારે મટશે તે કૃપા કરી કહો.

ગૌતમ કહેછે—જ્યારે ગરૂડ સોમહરણ[1] કરવા આવશે ત્યારે તે સોગના પડવાથી તું શાપ મુક્ત થઈશ એવું ઇંદ્રને કહી પોતાની પ્રિયાને શાપ આપ્યો કે પતિવ્રતાપણાનો ત્યાગ કરી તું બીજા સાથે વર્ત્તી હે દુષ્ટે મારાથી વિમુખ થઇ માટે શિલા થઇશ. તે સાંભળી અહલ્યાએ કહ્યું.

અહલ્યા કહેછે—હે પ્રભુ આ અપરાધ મારાથી અજાણ્યાં થયોછે, માટે ક્ષમા કરી શાપની અવધી કહેવા કૃપા કરો.

ગૌતમ કહેછે—વિશ્વામિત્ર સાથે શ્રીરામચંદ્ર અહિં આવશે તેના ચરણની રજના સ્પર્શથી તું પવિત્ર દિવ્યદેહવાળી થઇશ.

સૂત કહેછે—શાપનો અનુગ્રહ કરી પોતાની પ્રિયા સહિત ગૌતમ પાછા વાલખિલ્ય આશ્રમ પ્રત્યે પ્રાપ્ત થયા.

सूतउवाच ॥ शापस्यानुग्रहं कृत्वा विमृश्य प्रियया सह ॥
पुनः प्रत्याजगामाथ वालखिल्याश्रमं मुनिः ॥ ९१ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો
પંચાવનમો અધ્યાય સંપૂર્ણ.

---

ऋषयऊचुः ॥ वालखिल्याश्रमेगत्वा गौतमोमुनिसत्तमः ॥
किं चकार महाभाग एतन्नो ब्रूहि सूतज ॥ १ ॥

ઋષિઓ કહેછે—હે સૂત મુનિવર્ય ગૌતમે વાલખિલ્ય આશ્રમમાં આવી શું કર્યું તે કહો.

સૂત કહેછે—મુનિને આવ્યા જોઇ વાલખિલ્ય મહર્ષિઓએ સ્વાગતા કરી આદરથી અર્ધ્યપાદ્ય વિગેરેથી પૂજા કરી, તે આશ્રમમાં નિવાસ કરતાં મુનિને ધ્યાન કરવા વિચાર થયો કે તપ કરવા સારૂ કયે એકાંતસ્થળે જાઉં ? એવું ધારી તેમને શિવપૂજન કરવા પ્રીતિ થઇ તેથી નિશ્ચય કર્યો કે પૂર્વે અહિં આશ્રમથી પાંચ ગાઉપર મેં દિવ્ય તપ કર્યું હતું માટે ત્યાં જાઉં તો સારૂં એવું ચિંતવી પોતાની સ્ત્રી પ્રત્યે કહેવા લાગ્યા, હે સુભગે ! મહાલય શ્રાદ્ધનો દિવસ આવેછે માટે હે સુંદરી તું અહિ પવિત્ર આશ્રમમાં રહે, હું ગંગાસ્નાન કરવા જાઉંછું એવાં પતિનાં વાક્ય સાંભળી અહલ્યાએ કહ્યું હે મુનિવર્ય હું અહિં એકલી રહીશ નહીં કારણ પૂર્વે એકલી રહી હતી ત્યારે મને ઇંદ્રથી કલંક પ્રાપ્ત થયું હતું. એટલામાટે હે સ્વામિન્ હું ત-

---

૧ અમૃત હરણ.

મારી સાથે આવીશ એવાં અહલ્યાનાં વચન સાંભળી ગૌતમે તેને કહ્યું હે સુભગે ! તું પણ વૃદ્ધ છો અને હું પણ વૃદ્ધ થયોછું માટે બંનેથી તીર્થયાત્રાનું દુઃખ અને શ્રમ સહન થઇ શકે નહીં તોપણ હે કલ્યાણી હું ભાગીરથીમાં સ્નાન કરવા ઇચ્છા રાખુંછું. શક્તિવાળો, પંડિત, ગુણવાન, અને દાનશીલ જો ગંગાસ્નાન કરે નહી તો તેનો જન્મ વ્યર્થ છે, કુલીનતા, વિદ્યા, યજ્ઞ, તપ, અને દાન પણ વૃથા છે. જો કલિયુગમાં ગંગા યાત્રા કરે નહીં તો સર્વ વ્રત વ્યર્થછે ત્રૈલોક્યમાં જેટલાં તીર્થો અને પવિત્ર ક્ષેત્રો છે તે સર્વે તથા સર્વ ધર્મ સઘળા યજ્ઞ અને સર્વતપ તથા અંગ સહિત ચાર વેદ, ધર્મ, અર્થ, કામ અને મોક્ષાદિચાર પુરૂષાર્થ તથા વિવિધ પ્રકારની સર્વ શક્તિઓ ગંગામાં સૂક્ષ્મ રૂપથી રહેલાંછે. જેણે ગંગાનું સેવન કર્યું તે સર્વ તીર્થમાં નહાયો, તથા તેણે સર્વ યજ્ઞ અને વ્રતો કર્યાં સર્વ વર્ણ અને આશ્રમથી તથા વેદને જાણનારાઓથી અને સર્વ શાસ્ત્રના અર્થનો પાર પામેલાથી ગંગાસ્નાન કરનાર, જો કે મનવાણી અને કાયાથી થયેલા ઘણા પ્રકારના દોષે કરી યુક્ત હોય તોપણ તે વિશેષછે, ગંગાદર્શનથી પુરૂષ પવિત્ર થાય છે. સત્યયુગમાં સર્વ તીર્થો, ત્રેતામાં કેવળ પૂષ્કર ક્ષેત્ર, દ્વાપરમાં કુરૂક્ષેત્ર અને કલિયુગમાં કેવળ ગંગા શ્રેષ્ઠછે. સત્યયુગમાં ધ્યાનથી મોક્ષ મળતો હતો અને ત્રેતામાં તપ મોક્ષદાયક હતું, દ્વાપરમાં તપ અને યજ્ઞ બંનેથી મુક્તિ મળતી પરંતુ કળિયુગમાં કેવળ ગંગા, મોક્ષદાયકછે. પૂર્વ જન્મની અનેક વાસનાઓના આવરણને મટાડનાર ગંગાતીરપર નિવાસ, શંકરના પરમ અનુગ્રહથી થાયછે શરીર પડે ત્યાં સુધી જે ગંગાતીરનો ત્યાગ કરે નહીં તેજ વદાંતનો જ્ઞાતા, યોગી અને સદા બ્રહ્મચારી અતિ પુણ્યવાન્છે. કળિયુગમાં ક્લિષ્ટ ચિત્તવાળા પાપ અને દ્રવ્ય પર પ્રીતિવાળા અને વિધિરહિત વ્રતવાળાઓની ગંગાવિના ગતિ નથી. દરિદ્રપણું, દુષ્ટસ્વપ્ન અને દુર્વાસના વિગેરે દુર્વિચારો, ગંગા ગંગા એરીતે જપ કરનારના શરીરમાં પ્રવેશ કરી શકતા નથી. યજ્ઞ, દાન, તપ, યોગ, જપ, અને યમ સહિત નિયમ પણ, ગંગા સેવનના પુણ્યના હજારમા અંશને લગતાં નથી. અષ્ટાંગ, યોગ, તપ અને યજ્ઞથી શું ? ગંગાતીરે નિવાસ કરવો તેજ બ્રહ્મ જ્ઞાનને આપનારછે, જતાં, ઉભાં રહેતાં, સૂતાં, ધ્યાન કરતાં, જાગતાં જમતાં, બગાસુ ખાતાં અને ઠેસ ખાતાં જે ગંગાનું સ્મરણ કરે તે બંધનથી મુક્ત થાયછે. કોઇ કામ પ્રસંગથી, ભાડાથી, અથવા વેઠથી વ્યાપારથી કે સેવા પ્રસંગથી કે કામની આસક્તિથી પણ ગંગામાં સ્નાન કરનાર સ્વર્ગે જાય

ગૌતમ કહેછે—જ્યારે ગરૂડ સોમહરણું કરવા આવશે ત્યારે તે સો-
મના પડવાથી તું શાપ મુક્ત થઈશ એવું ઇંદ્રને કહી પોતાની પ્રિયાને
શાપ આપ્યો કે પતિવ્રતાપણાનો ત્યાગ કરી તું બીજા સાથે વર્ત્તી હે દુષ્ટે
મારાથી વિમુખ થઇ માટે શિલા થઇશ. તે સાંભળી અહલ્યાએ કહ્યું.

અહલ્યા કહેછે—હે પ્રભુ આ અપરાધ મારાથી અજાણ્યાં થયોછે,
માટે ક્ષમા કરી શાપની અવધી કહેવા કૃપા કરો.

ગૌતમ કહેછે—વિશ્વામિત્ર સાથે શ્રીરામચંદ્ર અહિં આવશે તેના
ચરણની રજના સ્પર્શથી તું પવિત્ર દિવ્યદેહવાળી થઇશ.

સૂત કહેછે—શાપનો અનુગ્રહ કરી પોતાની પ્રિયા સહિત ગૌતમ
પાછા વાલખિલ્ય આશ્રમ પ્રત્યે પ્રાપ્ત થયા.

सूतउवाच ॥ शापस्यानुग्रहं कृत्वा विमृश्य प्रियया सह ॥
पुनः प्रत्याजगामाथ वालखिल्याश्रमं मुनिः ॥ ९१ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો
પંચાવનમો અધ્યાય સંપૂર્ણ.

---

ऋषयऊचुः ॥ वालखिल्याश्रमेगत्वा गौतमोमुनिसत्तमः ॥
किं चकार महाभाग एतन्नो ब्रूहि सूतज ॥ १ ॥

ઋષિઓ કહેછે—હે સૂત મુનિવર્ય ગૌતમે વાલખિલ્ય આશ્રમમાં
આવી શું કર્યું તે કહો.

સૂત કહેછે—મુનિને આવ્યા જોઇ વાલખિલ્ય મહર્ષિઓએ સ્વાગ-
તા કરી આદરથી અર્ધ્યપાદ્ય વિગેરેથી પૂજા કરી, તે આશ્રમમાં નિવાસ
કરતાં મુનિને ધ્યાન કરવા વિચાર થયો કે તપ કરવા સારૂ કયે એકાંતસ્થળે
જાઉં ? એવું ધારી તેમને શિવપૂજન કરવા પ્રીતિ થઇ તેથી નિશ્ચય કર્યો કે
પૂર્વે અહિં આશ્રમથી પાંચ ગાઉપર મેં દિવ્ય તપ કર્યું હતું માટે ત્યાં જાઉં
તો સારૂં એવું ચિંતવી પોતાની સ્ત્રી પ્રત્યે કહેવા લાગ્યા, હે સુભગે ! મહા-
લય શ્રાદ્ધનો દિવસ આવેછે માટે હે સુંદરી તું અહિ પવિત્ર આશ્રમમાં રહે,
હું ગંગાસ્નાન કરવા જાઉંછું એવાં પતિનાં વાક્ય સાંભળી અહલ્યાએ કહ્યું
હે મુનિવર્ય હું અહિં એકલી રહીશ નહીં કારણ પૂર્વે એકલી રહી હતી
ત્યારે મને ઇંદ્રથી કલંક પ્રાપ્ત થયું હતું. એટલામાટે હે સ્વામિન્ હું ત-

---

૧ અમૃત હરણ.

મારી સાથે આવીશ એવાં અહલ્યાનાં વચન સાંભળી ગૌતમે તેને કહ્યું હે સુભગે ! તું પણ વૃદ્ધ છે અને હું પણ વૃદ્ધ થયોછું માટે બંનેથી તીર્થયાત્રા નું દુઃખ અને શ્રમ સહન થઇ શકે નહીં તોપણ હે કલ્યાણી હું ભાગીરથી માં સ્નાન કરવા ઇચ્છા રાખુંછું. શક્તિવાળો, પંડિત, ગુણવાન, અને દાનશીલ જે ગંગાસ્નાન કરે નહી તો તેનો જન્મ વ્યર્થ છે, કુલીનતા, વિદ્યા, યજ્ઞ, તપ, અને દાન પણ વૃથા છે. જે કલિયુગમાં ગંગા યાત્રા કરે નહીં તો સર્વ વ્રત વ્યર્થછે ત્રૈલોક્યમાં જેટલાં તીર્થો અને પવિત્ર ક્ષેત્રો છે તે સર્વે તથા સર્વ ધર્મ સઘળા યજ્ઞ અને સર્વ તપ તથા અંગ સહિત ચાર વેદ, ધર્મ, અર્થ, કામ અને મોક્ષાદિચાર પુરૂષાર્થ તથા વિવિધ પ્રકારની સર્વ શક્તિઓ ગંગામાં સૂક્ષ્મ રૂપથી રહેલાંછે. જેણે ગંગાનું સેવન કર્યું તે સર્વ તીર્થમાં નહાયો, તથા તેણે સર્વ યજ્ઞ અને વ્રતો કર્યાં સર્વ વર્ણ અને આશ્રમથી તથા વેદને જાણનારાઓથી અને સર્વ શાસ્ત્રના અર્થનો પાર પામેલાથી ગંગાસ્નાન કરનાર, જો કે મનવાણી અને કાયાથી થયેલા ઘણા પ્રકારના દોષે કરી યુક્ત હોય તોપણ તે વિશેષછે, ગંગાદર્શનથી પુરૂષ પવિત્ર થાય છે. સત્યયુગમાં સર્વ તીર્થો, ત્રેતામાં કેવળ પૂષ્કર ક્ષેત્ર, દ્વાપરમાં કુરૂક્ષેત્ર અને કલિયુગમાં કેવળ ગંગા. શ્રેષ્ટછે. સત્યયુગમાં ધ્યાનથી મોક્ષ મળતો હતો અને ત્રેતામાં તપ મોક્ષદાયક હતું, દ્વાપરમાં તપ અને યજ્ઞ બંનેથી મુકિત મળતી પરંતુ કળિયુગમાં કેવળ ગંગા, મોક્ષદાયકછે. પૂર્વ જન્મની અનેક વાસનાઓના આવરણને મટાડનાર ગંગાતીરપર નિવાસ, શંકરના પરમ અનુગ્રહથી થાયછે શરીર પડે ત્યાં સુધી જે ગંગાતીરનો ત્યાગ કરે નહીં તેજ વદાંતનો જ્ઞાતા, યોગી અને સદા બ્રહ્મચારી અતિ પુણ્યવાનછે. કળિયુગમાં ક્લિષ્ટ ચિત્તવાળા પાપ અને દ્રવ્ય પર પ્રીતિવાળા અને વિધિરહિત વ્રતવાળાઓની ગંગાવિના ગતિ નથી. દરિદ્રપણું, દુષ્ટસ્વપ્ન અને દુર્વાસના વિગેરે દુર્વિચારો, ગંગા ગંગા એરીતે જપ કરનારના શરીરમાં પ્રવેશ કરી શકતા નથી. યજ્ઞ, દાન, તપ, યોગ, જપ, અને યમ સહિત નિયમ પણ, ગંગા સેવનના પુણ્યના હજારમા અંશને લગતાં નથી. અષ્ટાંગ, યોગ, તપ અને યજ્ઞથી શું ? ગંગાતીરે નિવાસ કરવો તેજ બ્રહ્મ જ્ઞાનને આપનારછે, જતાં, ઉભાં રહેતાં, સૂતાં, ધ્યાન કરતાં, જાગતાં જમતાં, બગાસું ખાતાં અને ઠેસ ખાતાં જે ગંગાનું સ્મરણ કરે તે બંધનથી મુક્ત થાયછે. કાંઇ કામ પ્રસંગથી, ભાડાથી, અથવા વેઠથી વ્યાપારથી કે સેવા પ્રસંગથી કે કામની આસક્તિથી પણ ગંગામાં સ્નાન કરનાર સ્વર્ગે જાય

છે. ગંગાએ જવા સારૂં નીકળેલો અધવચ માર્ગે મરણ પામે તેને પણ ગંગાનાસ્નાન તથા દર્શનનું ફળ મળેછે એમાં સંશય નથી, સૂર્ય કિરણથી તપેલું ગંગાજળ જે પીએછે તે અનેક ભવના પાપથી મુક્ત થાયછે, ગંગાજળનું સેવન કરનારને અને દેહશુદ્ધિ માટે હજાર ચાંદ્રાયણ કરનારને સરખું ફળ મળે છે. હજાર યુગ સુધી એક પગે ઉભો રહી તપ કરનારથી યથેષ્ટ ગંગાજળનું પાન કરનાર વિશેષ પુણ્યવાનછે, નીચું મસ્તક રાખી દશ હજાર વર્ષ તપ કરનાર અને એક માસ ગંગાજળનું સેવન કરનાર, સરખા પુણ્યવાનછે; ગંગાનું સેવન કરવાથી મોટા પાપે ગ્રસ્ત થયેલા ઘોર નરકમાં પડેલા અનેક મનુષ્યોનો ઉદ્ધાર થાયછે. જે પુરૂષ ગંગાનાં દર્શન અને ધ્યાન કરેછે તથા ગંગા ગંગા એ રીતે કીર્ત્તન કરેછે તે પોતાની આગલી પેઢીના સાત પુરૂષોનો અને પોતા પછીના સાત પુરૂષોનો ઉદ્ધાર કરેછે. ગંગાના શ્રવણ કીર્તન ધ્યાન દર્શન અને સ્નાન કરવાના પુણ્યથી હજારો પુરૂષોને પવિત્ર કરેછે, ગંગા બેઉ વંશને એટલે માતાપિતાના વંશને તારેછે ગંગા દર્શનના લાભથી બીજો લાભ નથી ગંગાજ પરમ પુરૂષ રૂપછે (વિષ્ણુરૂપછે) માટે નિત્ય ગંગાનું સેવન કરવું.

સૂત કહેછે—એવું પોતાની સ્ત્રીને ગંગા માહાત્મ્ય સંભળાવી કહેવા લાગ્યા કે હે કલ્યાણી ! મહાલયશ્રાદ્ધ આવેછે માટે જો ગંગામાં ન જવાય તો પૂર્વે તપથી મેં શંકરને પ્રસન્ન કર્યા હતા તેણે મને વરદાન આપ્યું છે કે તું જ્યાં સ્નાન કરવાસારૂ ગંગાનું સ્મરણ કરીશ ત્યાં તે પ્રાપ્ત થશે, એવું સંભારી શિવલિંગ સ્થાપી ધ્યાન યોગથી ઉગ્રતપ કરવા લાગ્યા હે વિપ્રો તે તપથી પ્રસન્ન થયેલાં ગંગા કે જેણે દિવ્યરૂપ ધારણ કર્યુંછે તથા દિવ્ય પુષ્પમાળા અને ચંદનથી ચર્ચિત દિવ્ય વસ્ત્રને ધરનાર દિવ્ય ભૂષણોથી શણગારેલાં દેવી ભાગીરથી, પ્રસન્ન થઇ પ્રગટ થયાં અને કહેવા લાગ્યાં કે હે સુવ્રત તું વર માગ.

ગૌતમ કહેછે—હે ગંગે જો તમે પ્રસન્ન થયાં હોતો નિરંતર અહિં રહો. એવાં તેનાં વચન સાંભળી ગંગા આવાં વચન કહેવા લાગ્યાં.

ગંગા કહેછે—હે વિપ્રર્ષિ ભાદરવા સુદ પૂર્ણિમાને દીવસે અભિજીત્ મુહૂર્તમાં (મધ્યાન્હમાં) નિત્ય આ આશ્રમમાં આવીશ.

સૂત કહેછે—એવાં ગંગાનાં વચન સાંભળી વાલખિલ્ય આશ્રમમાં રહેલા પોતાના શિષ્યોદ્વારા વાલખિલ્ય મુનિઓને બોલાવી કહેવા લાગ્યા. હે શ્રેષ્ઠ વિપ્રો નિત્યકર્મ કરવા તમે અહિં આવો ભાદરવા સુદ પુર્ણિમાએ

આ સ્થળે ગંગા પ્રગટ થશે એવાં ગૌતમનાં વચન સાંભળી વાલખિલ્ય મુનિઓ હર્ષ પામી ગૌતમને આશ્રમે ગયા પછી ભાદ્રપદની પુર્ણિમાને દીવસે અભિજીત મુહુર્તમાં ગંગા પ્રગટ થયાં ત્યારે તેઓએ વેળુથી તેની પાળ કરી ગંગાના પ્રવાહ પીપળાને પડખે પ્રદક્ષિણા કરવા લાગ્યો શુદ્ધ સ્ફટિક સરખું તથા ડોલર અને ચંદ્રમા સરખું ઉજ્વળ શુદ્ધ મનોહર અતિ પવિત્ર અદ્‌ભુત ગંગાજળ, જોઇ ગૌતમમુનિ, વિપ્રોસહિત હર્ષ પામ્યા, તે પ્રવાહમાં સર્વ વિપ્રોએ સોળ શ્રાદ્ધ કર્યાં પછી મુનિની પ્રશંસા કરી પોતાને આશ્રમે ગયા તે દીવસથી તે તીર્થના મહિમા વિખ્યાત થયો. જે કોઈ પુરૂષ પીતૃને ઉદ્દેશી તે નિમિત્તે ગંગાજળમાં તલ સહિત દૂધ, મધ, ઘી, અને ગોળ વિગેરે નાખેછે તેના પીતૃઓ સો વર્ષ સુધી તૃપ્ત રહેછે, તેથી વિવિધ; કામનાઓને સિદ્ધ કરેછે તે ત્રિવેણીપર આવી એકવાર જે પિંડપ્રદાન કરેછે તેના પીતૃઓ ભવસાગરથી ઉદ્ધાર પામેછે પીતૃકર્મમાં જેટલા તલ હોય તેટલા હજાર વર્ષ સુધી પીતૃઓ સ્વર્ગમાં રહેછે જે સુજ્ઞ પુરૂષ, ગંગાજળથી પીતૃતર્પણ કરેછે તેના જન્મ સફળછે અને તે ઉત્તમ પુરૂષને ધન્યછે દૂર રહેલો પણ જે પુરૂષ સવારે, મધ્યાન્હે અને સાંજે ગંગા ગંગા એ રીતે જપ કરે તેને પણ પરમ ગતિ મળેછે ત્યાર પછી તે ગૌતમ મુનિના તપથી પ્રસન્ન થયેલા મહાદેવે તેને કહ્યું કે તું વર માગ.

ગૌતમ કહેછે—હે દેવ મહેશ્વર જ્યાં સુધી સૂર્ય ચંદ્ર અને આ બ્રહ્માંડગોલ, રહે ત્યાં સુધી ગંગા અને આપ અહિં સ્થિતિ કરો.

સૂત કહેછે—તે સાંભળી તથાસ્તુ કહી શિવ અંતર્હિત થયા, ત્યારે તે ગૌતમ મુનિએ યથાર્થ શ્રદ્ધાપૂર્વક ચંદન પુષ્પ નૈવેદ્ય અને ધૂનકંબલથી મહાદેવનું પૂજન કર્યું.

શૌનક કહેછે—હે સૂત કયા કયા સ્થાનકમાં ગૌતમ મહર્ષિએ ગંગાને પધરાવ્યાંછે એ અમને કહો. સૂત કહેછે હે વિપ્રો પૂર્વે દંડકારણ્યમાં ગૌતમી ગંગા લાવી તે ગૌતમ મુનિએ ગૌતમેશ્વર નામે શિવલિંગ સ્થાપ્યું હતું તથા અર્બુદારણ્યમાં ગંગા લાવ્યાછે ત્યાં મહેશ્વરની સ્થાપના કરીછે અને મેદપાટ દેશમાં (મેવાડમાં) ગોધૂમ પર્વત ઉપર ગંગા લાવ્યાછે તથા પૂર્વે શ્રીપુરનેવિષે પણ ગંગાને પધરાવી શંકરનું સંથાપન કર્યું છે તેમજ વાલખિલ્ય આશ્રમમાં ગંગા લાવી ચંદ્રશેખર મહાદેવનું સ્થાપન કર્યું છે હે વિપ્રો! વાલખિલ્યાશ્રમમાં મહાદેવ ગંગાહર નામથી વિખ્યાતછે. ગંગાતી-

ર્થમાં સ્નાન, દાન, જપ, તપ, જેઓ પીતૃનું તર્પણ દેવ પૂજન અને બ્રહ્મભોજ વિગેરે કરેછે તેને અનંત પુણ્ય મળેછે હે વિપ્રો ગંગાની ઉત્પત્તિ અને ગૌતમેશ્વરના સ્થાપનની કથા મેં તમને સવિસ્તર કહી હવે બીજું શું કહું તે કહો?

समुद्भवश्च गंगायाः स्थापितोयत्र शंकरः ॥
तत्सर्वं कथितं विप्राः किंभूयः कथयामि वः ॥

ઇતિશ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડમાં गंगाख्यान નામે ગુર્જર ભાષાંતરનો છપનમો અધ્યાય સંપૂર્ણ.

---

शौनक उवाच ॥ वदसूत महाभाग घृतकंबलजं विधिं ॥
येनैव पूजनाच्छंभुर्ददाति विपुलां श्रियं ॥

શૌનક કહેછે—મ્હોટા ભાગ્યવાળા હે સૂત! ઘૃતકંબલનો વિધિ કહો કેમ કે જે ઘૃતકંબલેકરી પૂજા કરવાથી પ્રસન્ન થયેલા મહાદેવ પુષ્કલ લક્ષ્મી આપેછે.

સૂત કહેછે—મકર સંક્રાંતિથી આરંભી ત્રિશ દિવસો સુધી ઘૃતકંબલથી શિવપૂજન કરવું. કપિલા ગાયનું ઉજ્વળ ઘી, ચંદ્રથી સુવાસિત નિર્મળ જળ અને તેમાં કેસર મેળવવું એ ઘૃત કંબળથી પંચામૃતથી અને ચંદન વિગેરેથી પ્રયત્નેકરી પંચાયતનનું પૂજન કરવું. ઇચ્છિત ફળની ઇચ્છાવાળા પુરૂષોએ પ્રથમ ઘૃતકંબલથી વિઘ્નોને મટાડનાર ગણપતિનું પૂજન કરવું જેથી વિઘ્નો દૂર થાયછે, તે પછી ચંડિકા (હિમજા અંબિકા) સૂર્ય, શંકર, અને વિષ્ણુનું વિધિપૂર્વક ક્રમથી પૂજન કરવું. તે ઘૃત કંબલવડે પૂજન કરવાથી વિઘ્નરાજ, વિઘ્નોનો નાશ કરેછે. તેથી ચંડિકાનું પૂજન કરવાથી તે અંબિકા સર્વ ઈચ્છેલી કામનાને પરિપૂર્ણ કરેછે તેથીજ પૂજન કરાએલા સૂર્ય, દુષ્ટ વ્યાધિઓને મટાડેછે વળી તે ઘૃત કંબળથી પુજાએલા શંકર, કૈલાસમાં અખંડ નિવાસ આપેછે, અને તેજ ઘૃતકંબલથી પુજેલા વિષ્ણુ, પોતાનો અવિનાશિ સર્વદા આરોગ્યમય ગોલોક આપેછે, હે ઋષીશ્વરો! એ રીતે ઘૃત કંબલથી શિવપૂજનનો વિધિ અને તેનું ફલ મે તમને કહ્યું હવે બીજું શું પુછવા ઈચ્છા છે તે કહો.

एवं मया समाख्यातो घृतकंबलजो विधिः ॥
पूजनस्य फलं विप्राः किं भूयः परिपृच्छथ ॥ ८ ॥

ઇતીશ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડમાં ગુર્જરભાષાંતરનો સતાવનમો અધ્યાય સંપૂર્ણ.

---

शौनकउवाच ॥ सौते कथयतामेतां विस्तरेण कथां शुभां ॥
ऋषयो वालखिल्या ये ब्रह्मवीर्यसमुद्भवाः ॥ १ ॥

મહાબુદ્ધિવાળા હે સૂત! બ્રહ્માના પુત્ર વાલખિલ્ય મુનિઓએ કૈલાસ પર્વતમાં જંબુવતીને વિષે શું કર્યું? તથા બલવાન્ ગરૂડ, શીરીતે ઉત્પન્ન થયા? વળી તે પક્ષિરાજ, નાગના શત્રુ શા માટે થયા, તથા તેણે નાગને જીતી અમૃતહરણ શી રીતે કર્યું હતું? હે સૌમ્ય! તમારા પિતાજીની પેઠે અતિ મધુર અને સુંદર વાક્યો કહોછો તે સાંભળી અમને ઘણો ઉત્સાહ થાય છે તેમજ જેવી રીતે તમારા પિતાએ તમને કહ્યું હોય તે રીતે તે આખ્યાન કહો.

સૂત કહેછે—મારા પિતાની પાસેથી આ આયુષ્યદાયક આખ્યાન મેં જે રીતે સાંભળ્યું છે તે રીતે સવિસ્તર કહુંછું. હે બ્રહ્મન્ પૂર્વે સત્યયુગમાં દક્ષપ્રજાપતિની સરખા રૂપવાળી કદ્રુ અને વિનતા નામે બે પુત્રીઓ હતી. તે દક્ષપ્રજાપતિએ કશ્યપ પ્રજાપતિને પરણાવી હતી; બેઉ ધર્મપત્નિઓ, પ્રીતિથી કશ્યપ મુનિની સેવા કરતી હતી તેથી પ્રસન્ન થયેલા કશ્યપ મુનિએ તેમને વરદાન માગવા કહ્યું ત્યારે કદ્રુએ સરખા તેજસ્વી હજાર નાગપુત્રોનું વરદાન માગ્યું અને વિનતાએ તે કદ્રુના પુત્રથી અધિક બળ પરાક્રમ અને તેજવાળા બે પુત્રોનું વર માગ્યું, બેઉને કશ્યપે તેમ થશે એવું વરદાન આપ્યું યથેચ્છ વરદાન મળવાથી વિનતા સંતુષ્ટ થઇ અને કદ્રુ પણ હજાર પુત્રોનું વર મળવાથી પ્રસન્ન થઇ, મહાતપસ્વી કશ્યપમુનિએ બેઉ પત્નિને કહ્યું કે આ ગર્ભનું તમે યત્નથી રક્ષણ કરજો એવું કહી પોતે તપોવનમાં ગયા મહામુનિ કશ્યપના કહ્યા પ્રમાણે, બેઉ બહેનો પોતાના ગર્ભનું રક્ષણ કરવા લાગી એમ કરતાં કેટલોએક કાળ ગયા બાદ કદ્રુને હજાર ઇંડાં થયાં અને વિનતાને બે ઇંડાં થયાં તેને દાસીઓએ છિદ્રવાળા પાત્રોમાં સંભાળથી સાચવ્યાં, પાંચસો વર્ષ ગયા પછી હજાર ઇંડાંમાંથી કદ્રુના પુત્રો નીકળ્યા, વિનતાનાં બે ઇંડામાંથી જોડલું ન થયું તે જોઇ પુત્રની ઇચ્છાવાળી શરમાએલી તપસ્વિની વિનતાએ એક ઇંડું ફોડયું ત્યારે તે ઇંડાની અંદર રહેલો સાથળથી ઉપરનાં સઘળાં અંગવાળા અતિ તેજસ્વિ પુત્ર પ્રકટ થયો તે નીકળવા માત્રમાં ક્રોધથી લાલ મુખવાળો તથા જેનું અરધું અંગ તૈયાર થયુંછે એવા તે બાલકે માતાને શાપ આપ્યો કે હે જનનિ કદ્રુના ખોળામાં રમતા કાદ્રવેય નાગને જોઈ ને દ્વેષથી મારૂં ઇંડું

ફોડયું તેથી મારાં સઘળાં અંગ સિદ્ધ થયાં નહીં માટે હે પક્ષિણી માત, હું તને શાપ આપું છું કે તે શોકયના પુત્રોની તું દાસી થઈશ; તેથી કંપેલી વિનતાએ આવું વચન કહ્યું કે ઉરૂ વગરના હે અરૂણ પુત્ર ! મને માતાને શાપની અવધિ કહે.

અરૂણ કહેછે—બીજું ઇંડું ફોડશો નહીં મારૂં જે ભાગ્યમાં હતું તે થયું આ ઇંડામાં જે ઉત્પન્ન થશે તે તમને દાસીપણાથી મુક્ત કરશે. હે માતા મારી પેઠે એ ઇંડાને ચલિત કરશો નહીં તે તપસ્વિના દેહને અંગ રહિત નહીં કરશો ધીરજ રાખી તેના જન્મ સમય સુધી તમારે તેનું પાલન કરવું, વધારે બળવાન થવાની ઇચ્છા રાખતાં હો તો પાંચસો વર્ષ ઉપરાંત તે ઇંડાંનું રક્ષણ કરવું એ રીતે વિનતાને કહી અરૂણ આકાશમાં ગયો. હે બ્રહ્મન્ સૂર્યે તેને પોતાના રથનો સારથી કરેલોછે જે પ્રભાત સમયે સૂર્યોદય પહેલાં દેખાયછે.

સૂત કહેછે—હે તપોધન એટલા સમયના અંતરમાં દેવગણો જેનું પૂજન કરતા હતા તે અમૃત મથન કરતાં ક્ષીરસાગરમાંથી ઉત્પન્ન થયેલો અશ્વમાં રત્ન રૂપ ઉચ્ચૈઃશ્રવા નામનો અશ્વ કે જે અમોઘ બળવાન વાયુ સરખો વેગવાન કાંતિમાન જરા રહિત દિવ્ય અશ્વ લક્ષણસંપન્નછે તે બંને બહેનોની નજરે પડયો કદ્રુએ વિનતાને કહ્યું કે હે ભદ્રે ઉચ્ચૈઃશ્રવા કેવા વર્ણવાળો છે તથા તે ધોળો છે કે કાબરો છે તે વિલંબ ન કરતાં તત્કાળ કહે, હે નિષ્પાપ કલ્યાણી તને જે ગમે તે હોડ ( શરત ) કર રમત વિના સમય જતો નથી.

વિનતા કહેછે—હે બેહેન એમાં પણ (શરત ) કરવાની શી જરૂરછે, હોડ કર્યા વિના હું એમજ કહું છું કે તને જીતવાથી મને શું વધારે લાભ ! અને મને જીતવાથી તને શું વધારે સુખ થવાનું છે, એવું જાણી સ્નેહને ઇચ્છનારે અન્યોન્ય શરત કરવી નહીં એકનો વિજય થવાથી ખરેખર બીજાને ક્રોધ થાયછે.

કદ્રુ કહેછે—હે બહેન ! આ તો એક રમતછે એમાં ક્રોધનું કંઈ પણ કારણ નથી રમતનો આવો વ્યવહાર ( દસ્તુર અથવા ચાલ ) છે કે શરતમાં કાંઇક કહેવું જોઇએ.

વિનતા કહેછે—હે બહેન ! તારી મરજીમાં આવે તેમ કર તે સાંભળી કુટિલ મનવાળી કદ્રુએ વિનતાને કહ્યું કે જે હારે તે જીતનારીની

દાસી થાય આપણા આ, પણમાં ( શરતમાં ), આ સર્વ સખીઓ સાક્ષીછે, એ રીતે સર્પિણી અને પક્ષિણી બંને બહેનોએ માંહોમાંહિ શરત કરીને કદ્રુએ કહ્યું કે અશ્વ કાબરોછે અને વિનતાએ કહ્યું કે તે ધોળોછે તેનો નિશ્ચય કરવા કયારે જવું ? એવી તે બંનેએ જવાની એક અવધી ઠરાવી, રમતથી વિરામ પામી બંને પોતાને ઘેર ગઇ વિનતા ગયા પછી કદ્રુએ પોતાના નાગ પુત્રોને બોલાવી કહ્યું કે અરે પુત્રો મારા વચનથી તમે તત્કાળ ક્ષીરસમુદ્રમાંથી નીકળેલા ઉચ્ચૈઃશ્રવા અશ્વની પાસે જાઓ દેવ અને દૈત્યોએ જ્યારે સમુદ્ર મથન કર્યું હતું ત્યારે મંદરાચળના ઘસાવાથી તે શ્વેત અશ્વ, કાબરો થઇ ગયોછે, એવું મારૂં વચન સત્ય કરવા તે દૂધ વરણો અશ્વ કે જે પોતાના કારણ રૂપ ક્ષીરસાગર સરખો છે કેમકે કાર્ય કારણ સરખું હોય માટે તે અશ્વની કેશવાળી અને પુંછડામાં રહી કેશરૂપ થઇ રહો. ઝેરના ફુંફવાડાથી તેનાં શ્વેત રોમને તમે કાબરાં કરો ? એવાં કદ્રુનાં વચન સાંભળી સર્વ નાગ, અન્યોન્ય વિચાર કરી માતા પ્રત્યે કહેવા લાગ્યા હે માત ! તમે અમને ઘણાં લાડ લડાવોછો તથા અમે જે દૂર રમતા હતા તે તમારા બોલાવવાથી હર્ષ પામી અમે તમારી પાસે આવ્યા કે આજ માતા અમને કાંઇક મીઠું ખાવાને આપશો તે તો દૂર રહ્યું પરંતુ તમે વિષથી અધિક કડવું કહોછો જે મંત્ર કે ઔષધથી શાંત થાય તેવું નથી. અમે ત્યાં જઇશું નહીં અમારૂં જે થવાનું હોય તે થાઓ વાંકુ ગમન કરનાર વિષયુક્ત મુખવાળા કાદ્રવેયનાગે એમ કહ્યું.

સૂત કહેછે—વાંકું ચાલનારા પારકા છિદ્રને સેવનારા ક્રૂર હૃદયવાળા પુત્રો માતા પિતાને દુઃખી કરેછે, દુષ્ટ મદવાળા જેઓ માતા પિતાની વાણીનો તિરસ્કાર કરેછે, તે આ લોકમાં પોતાના અપરાધનું ફળ ભોગવી થોડા વખતમાં નષ્ટ થાયછે. નાગનાં વચન સાંભળી કદ્રુએ ક્રોધ યુક્ત થઇ શાપ આપ્યો કે પાંડવના પુત્ર બુદ્ધિમાન જન્મેજય રાજર્ષિના સર્પસત્રમાં તમને પાપી અપરાધીઓને બાળશે, મારા વાકયનું ઉલ્લંઘન કર્યું માટે તમે સઘળા ગરૂડના ભક્ષરૂપ થશો. જન્મેલાં માત્ર પોતાનાં બાળકને નાગણી ભક્ષ કરશે, દૈવયોગથી એવો અતિ ક્રૂરશાપ સાંભળી સર્વ દેવગણ સહિત બ્રહ્માએ તે કદ્રુના શાપને તથાસ્તુ કહી અનુમોદન આપ્યું કારણ કે તે ક્રૂર સર્વ જગતમાં વૃદ્ધિ પામત તો પ્રજાને અતિ દુઃખ થાત માટે પ્રજાના હિતસાર તીક્ષણ ઝેર રૂપ પરાક્રમવાળા કરડનાર મહાબળવાન સર્પોના વિષને ઉતાર-

નારી વિષહરણી વિદ્યા બ્રહ્માએ મહાત્મા કશ્યપને આપી. શાપ રૂપ અગ્નિથી ભય પામેલા કેટલાએક સર્પો પાતાળમાં જઇ રહ્યા જીવવાની ઇચ્છાવાળા બીજા બે ત્રણ સર્પોએ માતાના વચન પ્રમાણે ઉચ્ચૈઃશ્રવાની કેશવાળી અને પુંછમાં રહી તેને કાબરા કેશવાળો કર્યો, એટલામાં પોતાની શરત બાબત વિવાદ કરતી તે બંને શોકયોને સાયંકાળ થઇ ગયો ત્યાર પછી રાત્રી વિત્યા બાદ બંને બહેનો કદ્રુ અને વિનતા, જેણે હારનારને દાસીપણું કરવું જોઇએ એવું પણ કરેલું છે તેથી રીસે ભરાએલી વઢતી બંને ઉચ્ચૈઃશ્રવા અશ્વની પાસે સમુદ્ર ઓળંધી થોડા વખતમાં પ્રાપ્ત થઇ, બંનેએ જ્યાં અશ્વ જોયો ત્યાં તેને કંઇક કાબરો ભાસ્યો વિશ્વને માનવા યોગ્ય સત્યવાદી વિનતાએ તડકાથી જેનાં નેત્ર અંજાઇ ગયાં હતાં એવી ક્રૂર નાગણી કદ્રુને કહ્યું કે હેભદ્રે તું જીતી,કારણ કે ચંદ્રમાની કિરણ સરખો ઉજ્વળ આ ઉચ્ચૈઃશ્રવા અશ્વ આજ કાબરાજેવો જણાયછે. હે નાગણી દૈવ બળવાનછે જય પરાજયમાં કાંઇ નિયમ રહેતો નથી કોઈ વખતે ક્રૂર મનુષ્ય જીતે અને સૌમ્ય મનુષ્ય હારે છે.

સૂત કહેછે—નમ્ર આચરણવાળી વિનતા, એરીતે યથાર્થ કહી ઘેર ગઇ કદ્રુ પણ પોતાને ઘેર આવી પણથી હારેલી વિનતા દાસી થઇ તેના દુઃખથી અતિ તાપ પામવા લાગી એટલામાં સમય પૂર્ણ થતાં મહા બળવાન તેજસ્વી ગરૂડ, ઇંડામાંથી ઉત્પન્ન થયો ઇચ્છા પ્રમાણે રૂપનેધરનાર યથેચ્છ ઉડનાર મહાપરાક્રમી અગ્નિની જ્વાળા સરખો ઉત્પન્ન થયો ત્યારે તેની માતા ન હતી અતિ ભયંકર વીજળી સરખો પ્રદીપ્ત પીંગળા અંગવાળો પ્રલય કાળના અગ્નિ સરખો મહોટી કાયાવાળો તે પક્ષી, એકદમ વધી આકાશમાં ગયો ભયંકર શબ્દવાળા પ્રચંડ અગ્નિ સરખા તે ગરૂડને જોઈ દેવતા વિગેરે સઘળી પ્રજા, વિષ્ણુરૂપી અગ્નિને શરણે જઇ પ્રણામ કરી કહેવા લાગી હે અગ્નિદેવ તમે વૃદ્ધિ પામશો નહીં કૃપા કરી અમને દગ્ધ નહીં કરશો, આ તમારી પ્રચંડ જ્વાલા ચો તરફ ફેલાઇછે એવાં તેનાં વચન સાંભળી અગ્નિએ કહ્યું.

અગ્નિ કહેછે—અસુરોનો નાશ કરનારા હે દેવતાઓ તમે જેમ કહો છો તેમ નથી મારા સરખો તેજસ્વી અતિ બળવાન તે ગરૂડછે, એવું કહી સર્વ દેવ અને ઋષિગણને સાથે લઇ અગ્નિ ગરૂડની પાસે આવી સ્તુતિ કરવા લાગ્યા. હે પક્ષીઓના રાજા તમે મહાતેજસ્વી ઋષિછો, સૂર્ય સરખા

પ્રકાશવાળા તમે અમારા સમર્થ સ્વામીછો તમેજ અમારા અતિ ઉત્તમ રક્ષક છો.

સૂત કહેછે—અગ્નિ વિગેરે દેવતાઓએ એ રીતે સ્તુતિ કરાએલા ગરૂડ, જેટલામાં સ્વર્ગમાંથી અમૃત કળશ લઇ જંબુવતી નદીને તટે જંબુવૃક્ષની ડાળપર બેઠા તેટલામાં તે શાખા ભાંગી તેમાં ઉત્તર દિશામાં મુખ રાખી વાલખિલ્ય મહર્ષિઓ તપ કરતાં હતા તેમના શાપના ભયથી ડરેલા ગરૂડે તે શાખાસહિત વાલખિલ્યોને પોતાના જમણા પગમાં ગ્રહણ કરી રાખ્યા, મુખમાં અમૃત કળશ લઈ પોતાને આશ્રમે આવી તે અમૃતથી પોતાની માતાને દાસીપણાથી મુક્ત કર્યાં હે વિપ્રો એ રીતે મહાત્મા ગરૂડનાં પરાક્રમ વિખ્યાત છે.

कृता तेनैव तन्माता ऋणमुक्ता द्विजोत्तमाः ॥
एवं पराक्रमः ख्यातो गरुडस्य महात्मनः ॥ ८२ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર
ભાષાંતરનો અઠાવનમો અધ્યાય સંપૂર્ણ.

---

ऋषयऊचु ॥ कथं तेषां समुत्पन्नः शक्रस्योपरि सूतज ॥
प्रकोपो वालखिल्यानां संजातो गरुडः कथं ॥ १ ॥

ઋષિઓ કહેછે—હે સુત ! તે વાલખિલ્ય મુનિઓને ઈંદ્ર ઉપર શા માટે ક્રોધ થયો હતો અને કશ્યપ વિપ્રને પક્ષીનો રાજા ગરૂડ કે જે સર્વ પ્રાણીઓથી ન જીતાય તેવો અને દેવદૈત્યોથી ન હણાય તેવો પુત્ર કેમ ઉત્પન્ન થયો હતો.

સૂત કહેછે—આ પુરાણનો વિષય તમે જે રીતે પૂછયો તે સર્વ સંક્ષેપથી કહુંછું. પૂર્વે કશ્યપ પ્રજાપતિએ પુત્રની કામના સિદ્ધ થવા પરિપૂર્ણ દક્ષિણાવાળો યજ્ઞ વિધિથી આરંભ્યો હતો જેમાં નિમંત્રણ થતાં ઈંદ્રાદિ સર્વ દેવ તથા દેવર્ષિઓ રાજર્ષિઓ મુનિઓ યજ્ઞકર્મમાં કુશળ વિપ્રો, ગૃહસ્થો, અને વાનપ્રસ્થો પ્રાપ્ત થયા હતા ઉત્તમ વ્રતવાળા વાલખિલ્ય મુનિઓ કશ્યપ મુનિને સહાય કરવા એક સમિધ્ લઇ યજ્ઞમાં આવતા હતા માર્ગમાં થાકી ગયેલા તેઓ ભારથી પીડાયા હતા તેટલામાં સમયવિના થયેલા વરસાદના જળથી ભરાએલા ગાયના ખરીઆમાં તેઓ આમ તેમ ક્લેશ પામી તરતા હતા. સમિધના ભારથી દબાએલા તેઓને યજ્ઞમાં

આવતા ઈંદ્રે માર્ગમાં જોયા, ઘણી વારસુધી તેના સામું જોઇ કૌતુકથી હસી ઐશ્વર્યના મદથી છકેલો ઇંદ્ર તેનું ઉલ્લંઘન કરી કશ્યપના યજ્ઞમાં ગયો. ઇંદ્રથી પોતાનો પરાભવ થયો જોઇ કોપ પામેલા તે વાલખિલ્યો, કશ્યપના યજ્ઞથી નિવૃત્ત થઇ પોતાને આશ્રમે આવી મંત્રનો નિશ્ચય કરવા લાગ્યા એ પાપીએ આપણું ઉલ્લંઘન કર્યું માટે તેને ઇંદ્રાસનથી ભ્રષ્ટ કરવો; મારણ પ્રયોગવાળા અથર્વવેદના મહાસૂક્તોવડે તે મદથી ગર્વિષ્ટ ઇંદ્રને હણવો. યજ્ઞના પુણ્યની સમૃદ્ધિથી છકેલો તુચ્છબુદ્ધિ અને થોડા પરાક્રમવાળો તે ઇંદ્ર, પાછો વિપ્રોનું અપમાન કરે નહીં મંત્ર બળથી આપણે બીજો ઈંદ્ર કરવો એવું ધારી પવિત્ર થઇ ક્ષુરિકે કહેલા કાર્તિકસ્વામિના સૂક્તથી દિવસે અને રાત્રીએ અગ્નિનો હોમ કરવા લાગ્યા વિષ્ણુસૂક્ત સહિત કામ્ય એવા રૂદ્રશીર્ષથી ગર્ભોપનિષદ અને નીલરૂદ્રથી મંડળમાં જળપૂર્ણ કળશને સ્થાપી તેની અંદર પ્રથમ કહેલા મંત્રથી અભિમંત્રણ કરવા લાગ્યા, હોમની અંતે તે મંત્રેલા જળથી કળશનો સ્પર્શ કરવા લાગ્યા તેટલામાં પોતાના નાશને માટે થતા દારૂણ ઉત્પાતો ચોતરફ ઇંદ્રને દેખાવા લાગ્યા, વારંવાર તેનું ડાબું નેત્ર અને હાથ ફરકવા લાગ્યા નાકનો અગ્રભાગ તેને જોવામાં આવતો નહો તો તથા જીહ્વાનો અગ્રભાગ તથા દાઢી પણ જોવામાં આવ્યાં નહીં, પોતાની છાયા માથા વગરની દેખાવા લાગી આકાશમાં બે સૂર્ય જણાવા લાગ્યા અરૂંધતી, ધ્રુવ, વિષ્ણુપદ, શનૈશ્વર અને આકાશ ગંગા તેના જોવામાં આવ્યાં નહીં રાત્રીએ સુતો હોય ત્યાં કાળી છુટા કેશવાળી તથા કાળા દાંતવાળી ભયંકર હથિયારવાળી નગ્ન નારી, જોવામાં આવતી હતી, એવા મહા ઉત્પાત જોઇ ભયથી ત્રાસ પામેલા ઇંદ્રે બૃહસ્પતિને પુછયું કે હે ગુરૂ ! આ મહોટા ઉત્પાત અને માઠાં શકુનો જુદાં જુદાં દેખાયછે તેથી મારો શો વિનાશ થશે હે મહાપ્રાજ્ઞ મારા ત્રૈલોકયના રાજ્યનો અને સમૃદ્ધિનો વિનાશ તો નહીં થશે ?

બૃહસ્પતિ કહેછે—હે ઇંદ્ર મદથી મત્ત થયેલા તેં માર્ગમાં ગાયના ખરીયાને તરવા ઇચ્છતા વાલખિલ્ય મુનિઓને ઓળંઘ્યાછે તેમણેજ તારે માટે અથર્વવેદના મંત્રોથી હોમ કર્યોછે અને કળશનું અભિમંત્રણ કર્યુંછે, હે સર્વ દેવના અધિપતિ તે સઘળું તારા નાશ માટેછે અથર્વવેદના મંત્રથી બીજો ઇંદ્ર થશે તેમાં સંશય નથી વિપ્રોના શાપથી નહુષ રાજા, અજગર થયો હતો તથા હરિશ્ચંદ્ર રાજા રાજ્ય લક્ષ્મીથી ભ્રષ્ટ થયો હતો.

મીઠાજળવાળો સમુદ્રપણ ખારો થયોછે પૂર્વે તે વાલખિલ્યમુનિના શાપથી વિષ્ણુ, વામનપણાને પ્રાપ્ત થયા હતા એ વિગેરે બીજા ઘણા રાજાઓ વિપ્રના શાપથી નાશ પામ્યાછે તે વાલખિલ્યનો કોપ તારા પર થયોછે તેમણે જે આરંભ કર્યોછે તે અન્યથા નહીં થાય.

સૂત કહેછે—એવાં તે ગુરૂનાં વચન સાંભળી ભયભીત થયેલો ઇંદ્ર દીન થઇ કશ્યપની પાસે જઇ કહેવા લાગ્યો.

ઇંદ્ર કહેછે—હે પ્રજાપતિ મારા નાશ માટે વાલખિલ્ય મુનિઓએ આરંભ કર્યોછે માટે જ્યાં સુધી બીજો ઇંદ્ર થયો નથી ત્યાં સુધીમાં તમે પોતે જઇને તેમને વારો, તે અમને રાજ્યથી ભ્રષ્ટ કરવાને સમર્થ છે કેમ કે તે તપસ્વિઓને કાંઇ અસાધ્ય નથી એવાં ઇંદ્રનાં વચન સાંભળી ઇંદ્રાદિદેવગણ સહિત કશ્યપ, વાલખિલ્યોની પાસે આવી હસીને વિનયથી આવાં વચન કહેવા લાગ્યા. હે વિપ્રો આ મહાભયંકર કર્મ તમે શું આરંભ્યુંછે જેથી ત્રૈલોક્ય વ્યાકુળ થયુંછે પોતાને આશ્રમે આવેલા તે કશ્યપને જોઇ વાલખિલ્યમુનિઓ હાથમાં અર્ઘ વિગેરે લઇ ભક્તિપૂર્વક તેમની યથાયોગ્ય પૂજા કરી અર્ઘ આપી પ્રણામ કરી ભલે પધાર્યા એવું કહી, કહેવા લાગ્યા હે પ્રજાપતિ ! જે માટે આપનું અહીં પધારવું થયું હોય તે આજ્ઞા કરો અમે અમારાં પ્રાણ આપીને પણ આપનું પ્રિય કરશું.

કશ્યપ કહેછે—સર્વ દેવને ભયંકર આ અતિ રૌદ્રકર્મ તમે જે સાવધાન થઈને આરંભ્યુંછે એ સારૂજ હું આંહી આવ્યોછું.

વાલખિલ્યો કહેછે—અમે તમારા યજ્ઞમાં જ્યારે ભક્તિથી આવતા હતા ત્યારે આ ઇંદ્રે મદથી હાસ્ય કરી અમારૂં ઉલ્લંઘન કર્યું હતું માટે તે શક્રનો ઉચ્છેદ કરી મંત્રના બળથી અમે બીજો ઇંદ્ર કરવા જે કર્મ આરંભ્યું હતું તેનો હોમ સુધાં કરી ચુકયા છીએ તે વેદમંત્રનું બળ અમારાથી નિષ્ફળ કેમ કરાય, હે પ્રભુ તેમાં વળી વિશેષ કરી વેદોક્તબળ અન્યથા કેમ થાય ! તમે જો અન્યથા કરવા સમર્થ હો તો કરો હે નાથ અમારી એવી શક્તિ નથી.

કશ્યપ કહેછે—હે મહાભાગ્યવાળા વિપ્રો આ ઈંદ્ર ત્રૈલોક્યમાં બ્રહ્માના નિયોગથી (આજ્ઞાથી) થયેલોછે અને તમે પણ ઈંદ્રને માટે યત્ન કરોછો હે શ્રેષ્ઠ વિપ્રો બ્રહ્માના વાક્યને મિથ્યા કરવા તમે યોગ્ય નથી તેમ તમારો કરેલો આ સંકલ્પ પણ મિથ્યા થવા યોગ્ય નથી એકાગ્ર થઇ બીજો ઇંદ્ર

કરવા વેદમંત્રથી તમે આ જે હોમ કર્યોછે તે તથા આ કળશનું અભિમંત્રણ કર્યુંછે તે તમારા વચનથી ઈંદ્ર કરતાં પણ અતિ પરાક્રમી તેજસ્વી બળવાન પ્રતાપી પક્ષીઓનો રાજા થશે. મારા વાક્યથી આ ઇંદ્રના અપરાધને ક્ષમા કરોઆઈંદ્રે, મૂઢ ભાવથી તમારૂં જે અપમાન કર્યું હતું તે ચિત્તમાં ધરવું નહિ. એવું કહી કશ્યપે ભયથી આતુર અને વિનયથી નમ્ર ઇંદ્ર, તે વાલખિલ્યોને દેખાડયો હાથ જોડી ઉભા રહેલા કંપતા તે ઇંદ્રને જોઇ વાલખિલ્યેએ કહ્યું હે શક્ર તું બ્રાહ્મણોનો અપરાધ કરીશ નહીં, જો તારે દેવના અધિપતિપણાની ઇચ્છા હોય તો કોઇ વિપ્રને દુવીશ નહિ આ લોક પરલોકની ઇચ્છા રાખનાર સુજ્ઞ પુરૂષોએ મંદ, મૂર્ખ અને ક્રિયાહીન વિપ્રનું પણ અપમાન કરવું નહીં હે ઇંદ્ર તારે પણ ફરીથી કોઇ દિવસે ઝેર કરતાં અતિ દુઃસહ કોપવાળા બ્રહ્મવાદી વિપ્રોને ગર્વથી તરછોડવા નહીં.

ઇંદ્ર કહેછે—હે વિપ્રો જાણ્યાં અજાણ્યાં જે કાંઇ મારાથી અપરાધ થયો તેની આપે સર્વે વિશેષે કરી આ મહામુનિનાં વાક્યથી ક્ષમા કરવી યોગ્ય છે.

સૂત કહેછે—એ રીતે પ્રસન્ન કરેલા તે તપસ્વિ વાલખિલ્યો, મુનિવર્યે કશ્યપનું પૂજન કરી કહેવા લાગ્યા હે પ્રજાપતિ અમારો સઘળાનો આ સમારંભ ઇંદ્રમાટે હતો તેથી ફળ સહિત આ કર્મને તમો ગ્રહણ કરો તેમજ આ કર્મના શ્રેયવાળા તમે પરમ કલ્યાણ પાંમશો. અથર્વ વેદના મંત્રોથી વાલખિલ્ય મુનિઓએ જે કળશનું અભિમંત્રણ કર્યું હતું તે કશ્યપ મુનિના વારવાથી તે કળશમાં પક્ષીના રાજા ગરૂડની સૂચના થઇ હતી તે કળશ લઇ મહામુનિ ઘેર આવ્યા તેજ સમયે દક્ષનાં પુત્રી યશવાળી વિનતાને પુત્રની કામના હતી તપ કરી વ્રતમાં તત્પર તે વિનતા પુંસવન (પુત્ર પ્રજા ઉત્પન્ન કરવાનું વ્રત) પવિત્ર થઇ નહાઈ પોતાના સ્વામી કશ્યપને સેવતાં હતાં, તે જોઈ કશ્યપે તેમને કહ્યું હે દેવી તારો ઇચ્છેલો આરંભ સફલ થશે વાલખિલ્યના તપથી અને મહારા સંકલ્પથી પવિત્ર અભિમંત્રણ કરેલા આ જળનું તું પાન કર હે ભદ્રે આથી ઇંદ્રના કરતાં અધિક બળવાન તેજસ્વી કીર્તિમાન સર્વ દાનવોથી ન જીતાય તેવો પુત્ર થશે એવાં મુનિનાં વચન સાંભળી તે સુંદર નિતંબવાળી વિનતાએ તે જળનું પાન કર્યું તેથી તત્કાળ ગર્ભ ધારણ કર્યો એ પ્રમાણે તે મંત્રેલા જળના મહિમાથી તેજસ્વી અને પરાક્રમી સર્વ સર્પને ભય કરનાર ગરૂડ, કશ્યપને પુત્ર થયો જેણે પરાક્રમથી ઇંદ્રનો પરાભવ કરી

માતૃભક્તિમાં પરાયણ થઈ અમૃત લાવી સર્પને આપ્યું; તેમજ જે ગરૂડ, વિષ્ણુને પ્રિય થવાથી તેમનું વાહન થયો છે. તથા તેના રથ અને ધ્વજાના અગ્રભાગમાં સદા રહ્યોછે. જે મહાત્મા ગરૂડે પૂર્વે પોતાની પાંખ ખરી ગઇ હતી તેથી તે બુદ્ધિશાળીએ પરમ પવિત્ર વાલખિલ્ય આશ્રમમાં તપ કરી ત્રિલોચન શંકરને પ્રસન્ન કર્યા હતા તેથી તે દેવનાદેવ મહાદેવની કૃપાએકરી પ્રથમ કરતાં વિશેષ સુંદર પાંખ મેળવી હતી.°

पक्षास्तियेन संजाता यस्य भूयोऽपि तादृशी ॥
देवदेवप्रसादेन विशिष्टाथ विनिर्मिता ॥ १ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડમાં गरुडोत्पत्ति નામે
ગુર્જર ભાષાંતરનો ઓગણસાઠમો અધ્યાય સંપૂર્ણ.

---

ऋषयऊचुः ॥ पणेन निर्जिता कद्रवा किं चकार पतत्रिणी ॥
कथं सा ऋणनिर्मुक्ता कृता सूत गरुत्मता ॥ १ ॥

ઋષિઓ કહેછે—હે સૂત ! હોડમાં જીતેલી વિનતાને ગરૂડે કદ્રુના દાસીપણાથી શી રીતે મુક્ત કરી, હે લોમહર્ષણના પુત્ર સૂત સ્વર્ગમાં ઇંદ્રને જીતી ગરૂડ શી રીતે અમૃત લાવ્યા હતા એ અમારા સંશયનું સમાધાન કરો.

સૂત કહેછે—ઇચ્છા પ્રમાણે ચાલનાર મહાપરાક્રમી બળવાન ગરૂડ, મહાસાગરને બીજે પાર માતાની પાસે આવ્યો હારેલી માતા વિનતા, દાસી થવાથી અતિશય દુઃખે કરી તાપ પામતી હતી, કોઇ એક દિવસે પોતાના પુત્રોની સમીપ પ્રણામ કરતી વિનતાને કદ્રુએ બોલાવી કહ્યું કે હે ભદ્રે સમુદ્રના મધ્યભાગમાં નાગને રહેવાના સ્થાનરૂપ સુંદર રમણક દ્વિપ (શંખોદ્ધાર બેટ) એકાંતમાં છે ત્યાં પુત્ર સહિત મને લઈ જા તે સાંભળી ગરૂડની માતા વિનતાએ સર્પની માતા કદ્રુને અને માતાની પ્રેરણાથી ગરૂડ, સર્પોને ઉચકી સૂર્ય સન્મુખ ચાલવા લાગ્યો સૂર્યની કિરણોથી સર્પો મૂર્છિત થવા લાગ્યા તે જોઇ કદ્રુએ ઈંદ્રની સ્તુતિ કરી દેવતાદેવ હે ઇંદ્ર તને પ્રણામ હો, નમુચિ દૈત્યને હણનાર સહસ્રનેત્રવાળા ઈંદ્રાણીના પતિ આપને હું પ્રણામ કરૂં છું મારા પુત્ર સર્પો સુર્યથી તાપ પામેછે માટે તમે જળની વૃષ્ટિ કરો. તમેજ મેઘ, વાયુ અને અગ્નિરૂપછો આકાશનેવિષે વિજળીરૂપ પણ તમેજછો તમેજ મેઘના પ્રેરકછો માટે મુનિઓ આપને મેઘરૂપ કહેછે. તમે અતિ ભયંકર વજ્રરૂપછો. તથા ભયંકર શબ્દવાળા બલાહક નામના મેઘરૂપે તમેછો;

કોઇથી જીતાઓ નહી તેવા તમે લોકોને ઉત્પન્ન કરનાર અને સંહાર [1]કરનાર છો સર્વ લોકના તેજરૂપ આદિત્ય અને અગ્નિરૂપ તમેછો. હે દેવેંદ્ર સર્વ ભુવનના ઐશ્વર્યરૂપ દેવગણના રાજા તમે હજારો નેત્રવાળા પરમ રક્ષણ કરવાના સ્થાન રૂપ વિષ્ણુરૂપછો. હે દેવ! પરમપૂજ્ય તમે અમૃતરૂપછો મુહુર્ત (બે ઘડી) લવ ક્ષણ શુક્લપક્ષ, કૃષ્ણપક્ષ, કલા કાષ્ટા ત્રુટિ સંવત્સર ઋતુ માસ રાત અને દિવસ રૂપ તમેછો હે પ્રભુ જેમને બીજો કોઇ રક્ષક નથી એવા તમે તાપથી પીડાએલા મારા નાગપુત્રોનું રક્ષણ કરો.

સૂત કહેછે—એવી કદ્રુની સ્તુતિ સાંભળી ભગવાન્ ઇંદ્ર શ્યામ વાદળાઓના સમૂહથી સઘળા આકાશને ઘેરવા લાગ્યો અત્યંત વિજળીના ચમકારથી ભયંકર એક બીજામાં અથડાતા ગર્જના કરતા મેઘ પુષ્કળ જળ વરસવા લાગ્યા અતિ અદ્ભુત જળની ધારાઓથી અત્યંત શબ્દ કરતા મેઘ, અતુલ જળ વરસવા લાગ્યા તેથી આકાશ સઘળી તરફ ધારા અને જલ પ્રવાહમય દેખાવા લાગ્યું મેઘની ગર્જનાઓથી આકાશ ગાજી રહ્યું ચોતરફ પૃથ્વી જળમય થઇ જવાથી નાગને અત્યંત હર્ષ થયો, ગરૂડે ઊંચકેલા નાગ સમુદ્રની મધ્યે ચો તરફ જળથી ઘેરાએલા રમરણક દ્વિપમાં પ્રાપ્ત થયા. કદ્રુના પુત્ર સર્પો વિહાર કરવા લાગ્યા તે પછી સર્પોએ પાછું ગરૂડને કહ્યું કે હે ખેચર! અમને નિર્મળ જળવાળા બીજા સુંદર દ્વિપમાં લઈ જાઓ ઘણા દેશમાં ફરીને વિવિધ પ્રકારનાં સ્થળો તમે જુઓછો, એવાં નાગનાં વચન સાંભળી ગરૂડ તે સર્પને બીજા વનમાં મૂકી સાયંકાળે પોતાને ઘેર આવ્યો; એક દિવસે જેની આંખમાં આંસુ આવી ગયાંછે તેવી નિસ્તેજ મુખ મુદ્રાવાળી ઉંડા નિસાસા નાખતી પોતાની માતા વિનતાને જોઇ ગરૂડ તેને પૂછવા લાગ્યો.

ગરૂડ કહેછે—હે માતા તમે હમેશાં સવારે ક્યાં જાઓછો તથા મનમાં ઉદાસી થઇ સાયંકાળે પાછાં નિસ્તેજ થઇ ક્યાંથી આવોછો ? ઉંડા નિસાસા નાખી આંખમાં શા માટે આંસુ લાવોછો; નપુંસક પુત્રોવાળી તથા પતિએ તરછોડેલ સ્ત્રીની પેઠે તમે કેમ દીન દેખાઓછો ? હે માત! તું પુત્રવાળી છતાં શા માટે ખેદ કરેછે કદી કાળે પણ તને દુવી હોય તો તેને હું ભય કરવા સમર્થછું હું પુત્ર જીવતાં છતાં તારે ખેદ કરવાનું કારણ શું ? હે તપસ્વિની આંખમાં અશ્રુ આવવાનું અને નિશ્વાસ નાખવાનું કારણ શું ? સારા ચરિત્રવાળી સ્ત્રીઓને વિષે આ અમંગળ ઉચિત નથી. જે પુત્રો જીવતાં છતાં

---

૧ સમયનાં નામછે.

જેની માતા દુઃખ ભોગવેછે તે પુત્રોને ધિક્કારછે; વંધ્ય મનોરથવાળા અર્થાત્ વ્યર્થ કામનાવાળા જે માતાના પુત્રોછે તે કરતાં તે વંધ્યા શ્રેષ્ઠછે એવું હિંમત ભરેલું પ્રતાપયુક્ત પુત્ર ગરૂડનું વચન સાંભળી માતૃભક્તિમાં પરાયણ તે ગરૂડને વિનતાએ કહ્યું. હે બાળ! હે પુત્ર! ક્રૂર ચિત્તવાળી કદ્રુની હું દાસી છું તેથી નિત્ય તેને અને તેના પુત્રોને પીઠ ઉપર ઉચકું છું કોઇ વખતે મંદરાચળ તો કોઇ વખતે મલયાચળ કોઇ વખતે આકાશમાં તો કોઇ વખતે પૃથ્વી અને સમુદ્રની વચ્ચે જેજે સ્થળે દુષ્ટ મદવાળા સર્પો મને લઇ જાય છે ત્યાં ત્યાં તેની માતાને અધીનછું માટે મારે જવું પડે છે.

ગરૂડ કહેછે—સુંદર લક્ષણવાળી હે માત!. દક્ષ પ્રજાપતિની પુત્રી બંને તમો મારા પિતા કશ્યપની પવિત્ર પ્રિયા છો. છતાં દાસીપણાનું કારણ શું?

વિનતા કહેછે—હે પુત્ર! પૂર્વે અમે ઉચ્ચૈઃશ્રવા અશ્વને માટે શરત કરી હતી. તેમાં હું હારી તેથી મારે તેની દાસી થવું પડયું છે.

સૂત કહેછે—એવાં માતાનાં વચન સાંભળી ગરૂડે કહ્યું કે હે માતા તમે આજ ત્યાં જઇ કાદ્રવેયને પૂછો કે તમારે જે દુર્લભ વસ્તુની ઇચ્છા હોય તથા જે વસ્તુ તમને અત્યંત ગમતી હોય તે લાવી આપું. જો તમે મને દાસીપણાથી મુક્ત કરો તો, એવાં પુત્રનાં વચન સાંભળી વિનતાએ તે પ્રમાણે સર્પને કહ્યું તેથી હર્ષ પામેલા સર્વ સર્પોએ કહ્યું હે વિનતામાતા તમને દાસીપણાથી મુક્ત કરવા તમારો પુત્ર અમને જો અમૃત લાવી આપે તો તમારી ઇચ્છા પ્રમાણે તમે દાસીપણાથી મુક્ત થશો. એ વાત વિનતાએ સ્વીકારી ગરૂડ પાસે જઈ હર્ષથી કહ્યું તે સાંભળી નાગના શત્રુ ગરૂડે ચિંતાથી આતુર માતાને કહ્યું, હે માત! હમણાં હું અમૃત લાવી આપીશ. એમ તમારે નિશ્ચે જાણવું, મને ભોજન આપો. તે સાંભળી હર્ષ પામેલી વિનતાએ કહ્યું હે સુપર્ણ! તું તત્કાળ સમુદ્ર પ્રત્યે જા તારૂં કલ્યાણ થશે. સમુદ્રને તટે રહેનાર નિષાદો (મચ્છમાર) ઘણાછે તે દુરાત્માઓનું ભક્ષણ કર દુષ્ટબુદ્ધિવાળા જેઓ બીજાના પ્રાણથી પોતાના પ્રાણનું પોષણ કરેછે તેમને પ્રયત્નથી શિક્ષા કરવી. કેમકે તેની શિક્ષા તેજ મહોટા કલ્યાણરૂપ છે. ઘણા જીવની હિંસા કરનારને હણવાથી સ્વર્ગ મળેછે અર્થાત્ અનેક પ્રાણિઓના ઘાતકીની હિંસા, સ્વર્ગના સાધનરૂપ છે. કેમકે તેવા દુષ્ટ કે જે અનેકને હણનારછે તેને હણવાથી અનેકનું રક્ષણ થાય છે. હે પુત્ર! તે નિષાદો-

માં જો કોઇ વિપ્ર આવી જાય તો તેનું તારે પ્રયત્ન પૂર્વક રક્ષણ કરવું; પણ તેનું કોઇ દિવસ ભક્ષણ કરવું નહિ. હે વત્સ! તારે બ્રાહ્મણને હણવા કોઇ દિવસે બુદ્ધિ કરવી નહિ કેમકે અગ્નિ સરખો બ્રાહ્મણ, સર્વ પ્રાણિઓને અવધ્યછે અર્થાત્ હણવા યોગ્ય નથી. કોપ પામેલો વિપ્ર, અગ્નિ, સૂર્ય, વિષ અને શસ્ત્રથી પણ દુ:સહછે અર્થાત્ વિપ્રનો વધ, અગ્નિ સૂર્ય વિષ અને શસ્ત્ર જેવો નાશકારક છે. વળી તે સર્વ પ્રાણિઓના અગ્રભાગમાં પ્રથમ ભોજન કરનાર સર્વ વર્ણોમાં શ્રેષ્ઠ પિતા અને સર્વને ગુરુરૂપ છે.

ગરૂડ કહેછે—હે માત, મત્સ્યઘાતિની અંદર રહેલો વિપ્ર કે જે અભક્ષ્યછે તેને મારે શી રીતે ઓળખવો, તેનું ચિન્હ (નિશાની) મને કહો.

વિનતા કહેછે—જેના કંઠમાં યજ્ઞોપવીત હોય એને નિર્મળ ઉત્તરીય[1] વસ્ત્ર જેણે ધરેલાં હોય તથા નિત્ય ધોએલાં વસ્ત્ર જેણે પહેરેલાં હોય ને લલાટમાં તિલક હોય તેમજ જેના હાથમાં પવિત્રિઓ હોય એટલે દર્ભની અથવા સુવર્ણની ત્રાંબાની કે રૂપાની પવિત્રઓ (મુદ્રિકા) જેના હાથમાં હોય તેમજ જેની નીવિ[2], દર્ભયુક્ત હોય તથા જેની શિખા બાંધેલી ગાંઠવાળી હોય તથા ઋગ્વેદ યજુર્વેદ અને સામવેદની એક ઋચામાત્ર પણ જેને આવડતી હોય અથવા માત્ર ગાયત્રીનો મંત્રજ જાણતો હોય તેને બ્રાહ્મણ જાણવો.

ગરૂડ કહેછે—હે જનનિ! સદા જે નિષાદની અંદર રહેતો હોય તેનાં તમે જે ચિન્હ કહ્યાં તેમાંથી એક પણ એવું નથી કે જેથી તરત ઓળખી શકાય, માટે તરત વિપ્રને જાણી શકાય એવું ચિન્હ કહો જેથી કંઠમાં આવેલા વિપ્રને હું તરત જાણી ભક્ષણ કરતાં ત્યાગ કરૂં. એવાં ગરૂડનાં વચન સાંભળી વિનતાએ કહ્યું હે પુત્ર! જે, તારા કંઠને ખેરના તાતા અંગાર જેવો દાહ કરે તેનો તારે તરત દૂરથી ત્યાગ કરવો. કેહેવામાત્ર દ્વિજની હિંસા પણ સઘળા કુલનો નાશ કરનારછે જેના વધથી, દેશ, વંશ, લક્ષ્મી અને પોતાને પણ કાળે કરી નિર્મૂળ કરેછે. વળી વિનતા ગરૂડપર સ્નેહ લાવી આવું વચન કહી આશિર્વાદ આપી અતુલ પરાક્રમ વધે તેવા રક્ષાકારક શ્લોક કહેવા લાગી. હે સુપુત્ર! વાયુદેવ, તારી પાંખોની રક્ષા કરો, ચંદ્ર, તારા પીઠ ભાગની રક્ષા કરો, અગ્નિ, તારા મસ્તકની રક્ષા કરો, અને વરૂણ દેવ, તારા સર્વ અંગનું રક્ષણ કરો; હે પુત્ર! હું પણ સદા તને સુખ શાંતિ રહેવા આશિર્વાદ આપી તારૂં અખંડ કલ્યાણ ચાહુંછું. હે

---

૧ ખેસ પોતિયું. ૨ કડામાં ખોસેલી દર્ભ રેખા.

પુત્ર! કાર્યસિદ્ધ કરવા તું વિકટ સ્થળમાં જઇશ ત્યાં પણ મારી આશિષથી તને સર્વ સહાય થશે.

સૂત કહેછે—એ રીતે માતાનાં વચન સાંભળી પાંખો ઉંચી કરી આકાશમાં ઉડી સમુદ્રતટે આવ્યા. ત્યાં રહેલા મછઆર નિષાદોને જોઇ કાળ સરખા ગરુડ ભૂખ્યા થયા હતા તેથી તેનું ભક્ષણ કરવા લાગ્યા, અને પોતાની પાંખથી રજને ઉડાડવા લાગ્યા તેથી આકાશ છવાઇ રહ્યું પાસે રહેલા પર્વતોને ચલાયમાન કરવા લાગ્યા અને સમુદ્રનું જલ સોસવા લાગ્યા પક્ષીના રાજા ગરૂડ, મોટું વિકરાલ મુખ ફાડી ભીલના માર્ગને રોકી રહ્યા. તેટલામાં તે નિષાદ લોકો ઉતાવળા તે ગરૂડના મુખમાં પેસવા લાગ્યા પીડાએલા પક્ષીઓ જેમ આકાશમાં જાય તેમ રજ અને વીટાળીઓ વાયુ અને વાદળાથી અકળાએલા તે નિષાદો, જ્યાં ભયંકર ઝડીથી સઘળાં ઝાડ કંપી રહ્યાં છે તેવાં વનની અંદર ઉઘાડેલા ગરૂડના મુખમાં પેઠા, શત્રુઓને પરિતાપ આપનાર અતી ચંચળ મોટી કાંતિવાળો ગરૂડ કે જે ઘણા દીવસનો ભુખ્યો હતો તે ઘણા પ્રકારના મચ્છઘાતીઓનો નાશ કરવા લાગ્યો.

સૂત કહેછે—ત્યારે તે ગરૂડના કંઠમાં પ્રાપ્ત થએલો સ્ત્રીસહિત બ્રાહ્મણ, ગળાને અત્યંત બાળવા લાગ્યો, ત્યારે ગરૂડે તેને કહ્યું હે વિપ્ર તું મારા ફાડેલા મુખમાંથી તત્કાળ બહાર નીકળ, સર્વ પ્રકારના પાપમાં રહેલા બ્રાહ્મણને હું હણતો નથી એ રીતે કહેતા ગરૂડને બ્રાહ્મણે કહ્યું હે ગરૂડ! મારી સાથે મારી સ્ત્રી નિષાદી ભીલડી મારી સાથે બહાર નીકળવી જોઇએ.

ગરૂડ કહેછે—હે વિપ્ર જ્યાં સુધી મારા પેટના અગ્નિથી તું જીર્ણ થયો નથી ત્યાં સુધીમાં તારી સ્ત્રી અને પુત્રોને લઇ તારા આત્માનું સંરક્ષણ કર.

સૂત કહેછે—એવાં ગરૂડનાં વચન સાંભળી નિષાદી સહિત વિપ્ર, બહાર નીકળ્યો ગરૂડને આશીષ આપી પોતાને સ્થાનકે ગયો. સ્ત્રી સહિત વિપ્ર નિકળ્યા પછી મન સરખા વેગવાળો ગરૂડ, પાંખ પહોળી કરી આકાશમાં ઉડી પોતાના પિતા પાસે આવી કહેવા લાગ્યો હે પિતાજી અમૃત લાવવા માટે મને સર્પોએ મોકલ્યોછે મારી માતાને દાસીપણાથી મુક્ત કરવાને હું તે અમૃત આજેજ લઈ આવીશ, મને ક્ષુધા લાગી હતી તેથી મારી માતા પાસે ભોજન માગ્યું ત્યારે તેણે મને નિષાદનું ભક્ષણ કરવા કહ્યું હતું હજારો નિષાદોનું મેં ભક્ષણ કર્યું તોપણ મને તૃપ્તિ થઇ નથી

માટે હે ભગવન્! મને આપ બીજું ભક્ષ બતાવો જે ખાવાથી હું અમૃત લાવવા સમર્થ થાઉ.

કશ્યપ કહેછે—હે પુત્ર અતિ તપસ્વિ વિભાવસુ નામે એક વિપ્ર હતો તેનો નહાનો ભાઈ સુપ્રતીક નામેહતો તેને સઇઆરૂં વેચેલું નહિ હતું તેથી એકઠું ધન રાખવા તેની ઈચ્છા ન હોતી તેથી હમેશાં ભાગ વહેચવાનું કહ્યા કરતો હતો એક દિવસે વિભાવસુએ સુપ્રતીકને કહ્યું કે હે ભાઇ ઘણા લોકો પોતાની અણસમજણથી હમેશાં વિભાગ કરવાનું ઇચ્છેછે, પણ જુદા થએલા ભાઈઓ, ભાગ વહેચ્યા પછી દ્રવ્યનાં લોભને લીધે એક બીજાને માનતા નથી, પોતાના સ્વાર્થમાં તત્પર મૂઢ અને જુદા થએલા ને શત્રુઓ મીત્ર રૂપે થઇ તેઓને ભાગ વહેચ્યો જાણી તેમના મનમાં ફુટ પડાવેછે, અર્થાત્ તેને જુદાઇ પડાવી દ્વેષ કરાવેછે બીજા લોકોએ ફુટ પડાવી જાણી સારા લોકો તેની વચમાં અર્થાત તે બંનેના સમાધાનમાં આવતા નથી. ફુટ પડેલા ભાઇઓને અર્થાત્ જુદા થએલાને થોડા વખતમાં મોટા અનર્થ આવી પડેછે સારાંશ કે તેને મોટું નુકસાન થાયછે; એટલામાટે ગુરૂજન એટલે મોટેરા અને શાસ્ત્રોની મર્યાદાથી સંપમાં રહેલા અન્યોન્ય એક બીજાની શંકા નહી ધરનાર ભાઈઓનો વિભાગ વહેચી આપવો એ વિષયને નીતિશાસ્ત્રના જાણનાર પંડિતો શ્રેષ્ઠ માનતા નથી. હે ભાઇ તું મને દબાવવાને એટલે પોતાના હુકમમાં રાખી શકવાનો નથી. મતલબ મારી સાથે રહેલો તું મને પોતાને તાબે રાખવા શક્તિમાન્ નથી તેમજ હું પણ તને નિયમમાં રાખી શકીશ નહીં. તું ભેદથી અર્થાત જુદો થઇ ધન લેવા ઇચ્છે છે તેથી હે સુપ્રતીક તું હાથી પણાને પ્રાપ્ત થઇશ એ રીતે વિભાવસુએ શાપ આપ્યો ત્યારે સુપ્રતીકે પણ તેને શાપ આપી કહ્યું કે હે વિભાવસુ તું પણ જળની અંદર રહેનાર કાચબો થઇશ એ રીતે બંને ભાઈઓએ એક બીજાને શાપ આપ્યો તેથી તેઓ દ્રવ્યને માટે મૂઢ મનવાળા બેઉ હાથી અને કાચબાપણાને પામેલાછે. શાપવાળા સ્વભાવના દોષથી બેઉ હલકી જીવયોની પામેલાછે સરખા બળીઆ બેઉ એક બીજા દ્વેષ કરેછે તેથી પુર્વે જન્મના વૈરભાવેકરી આ તલાવની અંદર પડેલાછે; જ્યારે હાથી આવેછે ત્યારે તેની ગર્જના સાંભળી કાચબો અંદર જલમાં પેસી જાયછે હાથી જ્યારે જલમાં પડેછે અને સઘળા તળાવને ડહોળી નાંખેછે ત્યારે માછલાં વિગેરે સઘળા જળજંતુઓ અકળાયછે જળને ઉછાળતો હાથી,

પોતાના દાંત સુંઢ અને પુછથી પાણીમાં રમતો, સરોવરની અંદર ચોતરફ ફરેછે ત્યારે કાચબો પણ ઉંચુ મસ્તક કરી સામો યુદ્ધ કરવા આવેછે. હાથી કે જે છ યોજન ઉંચો અને બાર યોજન પહોળોછે તથા કાચબો ત્રણ યોજન ઉંચો અને દશ યોજન પહોળોછે તે બંને જીતવાની આશાથી એક બીજા લડેછે હે પુત્ર આ પ્રસંગે તારૂં ઇચ્છિત સિદ્ધ કર.

સૂત કહેછે—એવું કહી કશ્યપે ગરૂડને આશીર્વાદ આપ્યો કે હે પુત્ર પૂર્ણ જળ કુંભવાળી સ્ત્રીઓ સામી મળવાથી જેમ ઉત્તમ શુકન થાય છે તેમ દેવતા સાથે યુદ્ધમાં તારો વિજય થશે, હે પુત્ર! તારૂં સદા કલ્યાણ થજો.

સૂત કહેછે—એવાં પિતાનાં વચન સાંભળી તીવ્ર વેગવાળો ગરૂડ, આકાશમાં ઉડી એક નોરથી હાથી અને બીજા નોરથી કાચબો લઇ આકાશમાર્ગે સાલંબ તીર્થમાં આવ્યો ત્યારે દેવ વૃક્ષો તેની પાંખના પવનથી ચલાયમાન થઇ ભય પામી કંપવા લાગ્યા. મનોહર ફળ અને અંકુરવાળા હલતા વનના દિવ્ય વૃક્ષોને જોઇ સોના સરખાં પીળાં, રૂપા સરખાં ધોળાં ફળ ફુલથી તથા વૈડૂર્યમણિ સરખી ચળકતી શાખાઓવાળાં બીજાં મ્હોટાં વૃક્ષો તરફ ગરૂડ પ્રાપ્ત થયો. સાગરને ઉછાળતા અને અનેક વૃક્ષોને ભાંગતા અતિ વેગવાળા ગરુડને અતિ ગંભીર મ્હોટા રોહણવૃક્ષે કહ્યું કે હે પક્ષિરાજ! સો યોજન પહોળી આ મારી શાખાછે તે પર બેસીને ગજ અને કચ્છપનું તું ભક્ષણ કર; તે સાંભળી હજારો પક્ષિઓથી ઘેરાએલ તે મ્હોટા વૃક્ષપર જેટલામાં બેસે છે તેટલામાં પર્વત સરખા મ્હોટા તે ગરૂડના શરીરના ભારથી તે વૃક્ષ, કંપવા લાગ્યું; અનેક પક્ષિઓ જેની અંદર રહેલાં છે એવી એ વૃક્ષની શાખા ભાંગવા લાગી તે જોઇ ગરુડ એકદમ ઉડયા.

સૂત કહે છે—બલવાન્ ગરૂડના પગનો સ્પર્શ થતાં તે ડાળ ભાંગી તે જોઇ તે શાખાને પગ ભરાવેલા નીચે ઉંધે મસ્તકે તપ કરતા વાલખિલ્યોને જોઇ તેનો નાશ થવાના ત્રાસથી ગરુડ તરત ઉડી તે મુનિઓની રક્ષા માટે તે ડાળને ગરૂડે ચાંચમાં ધરી રાખી. ઘણા પર્વતો પ્રત્યે તે ગરૂડ, ધીમે ધીમે ઉડવા લાગ્યો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે આ મુનિઓ તપ કરેછે તેને જરા હાનિ ન પહોચે તેમ આ શાખાને મારે સંભાળવી જોઇએ. નિચે મુખ કરી તપ કરતા આ મુનિઓવાળી, આ શાખા મારે ક્યાં મુકવી! એ રીતે ગરૂડ વિચાર કરવા લાગ્યો. તેથી તે ધીર મહાબલવાન ગરૂડે અત્યંત દૃઢ

પણાથી (અર્થાત મજબુત રીતે) નખથી ધરી રાખી. એ રીતે હાથી કાચબો અને ડાળ સહિત ગરૂડ ઘણા દેશો અર્થાત્ ઘણાં સ્થળો ફર્યો પરંતુ વાલખિલ્ય મુનિઓને સ્થાપવા લાયક સ્થાન તેના જોવામાં આવ્યું નહિ ત્યારે તે છેવટ અતિ ઉત્તગ એવા ગંધમાદન પર્વત પાસે આવ્યો. ત્યાં તપમાં રહેલ પોતાના પિતા કશ્યપને જોયા ત્યાં તે કશ્યપે દિવ્ય રૂપવાળા તેજ પરાક્રમ અને બળયુક્ત મન અને વાયુ સરખા વેગવાળા પર્વતના શીખર સરખો બ્રહ્મદંડ જેવો ઉચો અચિંત્ય ઓળખી શકાય નહીં તેવો સર્વ પ્રાણીઓને ભય કરનાર માયા તીર્થને ધરનાર અગ્નિમાં તપાવેલ સોના સરખી કાંતિવાળા ગરૂડને દીઠો કે જે દેવ દાનવ અને રાક્ષસોથી જીતાય નહી તેવો તથા પર્વતોના શીખરોને ભેદનાર નદીના જલનું શોષણ કરનાર લોકોને ખળભળાવનાર કાળસરખા ભયંકર આવેલા ગરૂડને જોઇ તેના મનનો સંકલ્પ જાણી કશ્યપે આવાં વચન કહ્યાં.

કશ્યપ કહેછે—હે પુત્ર સાહસ કર નહી ન મેળવી શકાય તેવા દુર્લભ અમૃત માટે વૃથા પીડા પામ નહી મરીચીનું રક્ષણ કરનાર ક્રોધ પામેલા વાલખિલ્ય મુનિઓ તને બાળશે નહીં.

સૂત કહેછે—પુત્રને અર્થે તપથી સિદ્ધ વાલખિલ્યોને અમૃત લાવવા માટે પ્રસન્ન કરી આ પ્રમાણે કહેવા લાગ્યા.

કશ્યપ કહેછે—તપ રૂપી ધનવાળા હે મુનિઓ! ગરૂડનો આ ઉદ્યોગ પ્રજાના હિત માટેછે તે મહોટા કામમાટે પુરૂષાથ કરવા ઇચ્છે છે માટે આપ તેને આજ્ઞા આપવા યોગ્યછો.

સૂત કહેછે—એ રીતે કશ્યપે કહ્યું ત્યારે તપની ઇચ્છાવાળા મુનિઓ શાખા છોડી હિમાલય તરફ ગયા ત્યાર પછી ગરૂડે પિતાને કહ્યું હે ભગવન્! આ ડાળથી મારી ચાંચ રોકાઇ ગયેલીછે માટે આ શાખા મારે ક્યાં મુકવી હે તાત! મનુષ્ય વગરનું એવું કોઇ સ્થળ મને બતાવો ત્યારે કશ્યપે હિમાલય પર્વત ઉપર તે ડાળ મુકવા કહ્યું કે જે પર્વતમાં કોઇ જઈ શકતું નથી તે મોટી ગુફાવાળા હિમાલય પર્વતપર ગરૂડ, મન સરખા વેગથી આવ્યો જેની ચાંચમાં વૃક્ષની શાખાછે અને જેના નોરમાં હાથી અને કાચબો રહ્યોછે એવો પક્ષિરાજ ગરૂડ, ક્ષણમાં ત્યાં પ્રાપ્ત થયો. તે વૃક્ષની મોટી શાખા લઇ ગરૂડ, થોડા વખતમાં હજારો યોજન પર આવી પહોચ્યો કે જ્યાં ઘણા કાળે કરીને પણ પહોચાય નહીં, તેવા પર્વતપર પિ-

તાના વચનથી એક ક્ષણમાં આવી જ્યાં શાખા મુકેછે ત્યાં તેનો મોટો શબ્દ થયો ગરૂડની પાંખના પવનથી સઘળો પહાડ કંપી ગયો વૃક્ષો પડવાથી ફુલ ખરવા લાગ્યાં તથા તે પહાડના કેટલાંએક શિખરો ચોતરફ તુટી પડયાં; તથા તે શાખાથી ભાંગેલાં કેટલાંએક વૃક્ષો ઢળી પડયાં. તે પર્વતના મણી અને કંચન સરખી વિચિત્ર સોના ગેરૂ હરીતાળ વીગેરે ધાતુઓ ચળકતા લાગી સોના સરખા ફુલથી તે પહાડ, જેમ વીજળીથી મેઘ મનોહર દેખાય તેમ સુંદર શોભીત દેખાવા લાગ્યો સોના સરખી પીળી છાલવાળાં તથા પર્વતોની ધાતુઓથી ખરડાએલાં વૃક્ષો સૂર્યની કિરણોથી ચકચકીત દેખાવા લાગ્યાં તે પર્વતની શિખરપર બેસી પક્ષીરાજ ગરૂડ હાથી અને કાચબાનું ભક્ષણ કરી તૃપ્ત થઇ અમૃતનું હરણ કરવા ગયો થોડા વખતમાં તે અમૃત લાવી નાગને આપી ને પોતાની માતા વિનતાને દાસીપણાથી મુક્ત કરી.

तदानीय ददौ सोमं नागेभ्यो नागनाशनः ॥
कृता दास्याद्विनिर्मुक्ता तेनैव च पतत्रिणी ॥ १३५ ॥

ઇતિશ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જરભાષાંતરમાં
सूपर्णाख्यान નામે સાઠમો અધ્યાય સંપૂર્ણ.

---

शौनकउवाच ॥ केनोपायेन पीयूषं लब्धं सूत गरुत्मता ॥
छलेन किं महाभाग[1] किंवा निर्जित्य नाकपान् ॥ १ ॥

શૌનક કહેછે—હે સૂત ગરૂડે અમૃત કયા ઉપાયથી લીધુ હતું હે મહાભાગ છળથી લીધું હતું કે દેવતાઓને જીતીને લીધું હતું તે આખ્માન સવિસ્તર કહો.

સૂત કહેછે—તે પર્વતની શિખરના અગ્રભાગ ઉપરથી મન સરખા વેગવાળો ગરૂડ એકદમ ઉડયો તેટલામાં દેવતાઓને ભયદાયક ઉત્પાતો થવા લાગ્યા ઇંદ્રનું ડાબું અંગ અને નેત્ર, ફરકવા લાગ્યું, નાકનો અગ્રભાગ ઇંદ્રને જોવામાં આવવા લાગ્યો નહીં, પોતાની છાયા માથા વગરની દેખાવા લાગી આકાશમાં બે સૂર્ય દેખાવા લાગ્યા ઇંદ્રનું પ્રિય હથીઆર વજ્ર બળવા લાગ્યુ આકાશમાંથી ધુંવાડા સહિત જ્વાળા પડવા લાગી, તથા આઠ વસુ રૂદ્ર આદિત્ય (સૂર્યદેવ) સાધ્ય અને વાયુ વિગેરે દેવતાઓનાં પોતપોતાનાં હથીઆરો એક બીજા સાથે લડવા લાગ્યાં જેમ પૂર્વે

---

[1] ગરૂડ.

પણાથી (અર્થાત્ મજબુત રીતે) નખથી ધરી રાખી. એ રીતે હાથી કાચબો અને ડાળ સહિત ગરૂડ ઘણા દેશો અર્થાત્ ઘણાં સ્થળો ફર્યો પરંતુ વાલખિલ્ય મુનિઓને સ્થાપવા લાયક સ્થાન તેના જોવામાં આવ્યું નહિ ત્યારે તે છેવટ અતિ ઉત્તમ એવા ગંધમાદન પર્વત પાસે આવ્યો. ત્યાં તપમાં રહેલ પોતાના પિતા કશ્યપને જોયા ત્યાં તે કશ્યપે દિવ્ય રૂપવાળા તેજ પરાક્રમ અને બળયુક્ત મન અને વાયુ સરખા વેગવાળા પર્વતના શીખર સરખો બ્રહ્મદંડ જેવો ઉચો અચિંત્ય ઓળખી શકાય નહીં તેવો સર્વ પ્રાણીઓને ભય કરનાર માયા તીર્થને ધરનાર અગ્નિમાં તપાવેલ સોના સરખી કાંતિવાળા ગરૂડને દીઠો કે જે દેવ દાનવ અને રાક્ષસોથી જીતાય નહી તેવો તથા પર્વતોના શીખરોને ભેદનાર નદીના જલનું શોષણ કરનાર લોકોને ખળભળાવનાર કાળસરખા ભયંકર આવેલા ગરૂડને જોઇ તેના મનનો સંકલ્પ જાણી કશ્યપે આવાં વચન કહ્યાં.

કશ્યપ કહેછે—હે પુત્ર સાહસ કર નહી ન મેળવી શકાય તેવા દુર્લભ અમૃત માટે વૃથા પીડા પામ નહી મરીચીનું રક્ષણ કરનાર ક્રોધ પામેલા વાલખિલ્ય મુનિઓ તને બાળશે નહીં.

સૂત કહેછે—પુત્રને અર્થે તપથી સિદ્ધ વાલખિલ્યોને અમૃત લાવવા માટે પ્રસન્ન કરી આ પ્રમાણે કહેવા લાગ્યા.

કશ્યપ કહેછે—તપ રૂપી ધનવાળા હે મુનિઓ! ગરૂડનો આ ઉદ્યોગ પ્રજાના હિત માટેછે તે મહોટા કામમાટે પુરૂષાર્થ કરવા ઇચ્છે છે માટે આપ તેને આજ્ઞા આપવા યોગ્યછો.

સૂત કહેછે—એ રીતે કશ્યપે કહ્યું ત્યારે તપની ઇચ્છાવાળા મુનિઓ શાખા છોડી હિમાલય તરફ ગયા ત્યાર પછી ગરૂડે પિતાને કહ્યું હે ભગવન્! આ ડાળથી મારી ચાંચ રોકાઇ ગયેલીછે માટે આ શાખા મારે ક્યાં મુકવી હે તાત! મનુષ્ય વગરનું એવું કોઇ સ્થળ મને બતાવો ત્યારે કશ્યપે હિમાલય પર્વત ઉપર તે ડાળ મુકવા કહ્યું કે જે પર્વતમાં કોઇ જઈ શકતું નથી તે મોટી ગુફાવાળા હિમાલય પર્વતપર ગરૂડ, મન સરખા વેગથી આવ્યો જેની ચાંચમાં વૃક્ષની શાખાછે અને જેના નોરમાં હાથી અને કાચબો રહ્યોછે એવો પક્ષિરાજ ગરૂડ, ક્ષણમાં ત્યાં પ્રાપ્ત થયો. તે વૃક્ષની મોટી શાખા લઇ ગરૂડ, થોડા વખતમાં હજારો યોજન પર આવી પહોચ્યો કે જ્યાં ઘણા કાળે કરીને પણ પહોચાય નહીં, તેવા પર્વતપર પિ-

ને ભાંગનાર અગ્નિ સૂરખા પ્રજ્વલિત શરીરથી શોભાયમાન દેખાતા હજારો હથીઆરવાળા દેવતાઓનું સૈન્ય, રણુ સંગ્રામમાં સૂર્યની કિરણથી ચળકતાં ઇંદ્ર ધનુષ સરખું ફેલાએલું ચોતરફ આકાશમાં દીપવા લાગ્યું.

સૂત કહેછે—હે વિપ્રવર્યો એવા રણુ સંગ્રામમાં દેવતાઓ સામે પક્ષીરાજ ગરૂડ, એકદમ આવ્યો અતીબળવાન ગરૂડને જોઇ સઘળા દેવ કંપી ગયા તેથી એક બીજા અન્યોન્ય સઘળા હથી આરોથી હણવા લાગ્યા, અપાર બળવાળો વીજળી અને અગ્નિ સરખી કાંતિવાળો મહા પરાક્રમી દેવ, ભોંયરામાં રાખેલા અમૃતનું રક્ષણુ કરતો હતો, તેને ગરૂડની સાથે યુદ્ધ થતાં ગરૂડે પોતાની પાંખ ચાંચ અને નખથી ચીરી નાંખ્યો મહા ભયંકર યુદ્ધને વિષે બે ઘડીમાં તે હણાયો ત્યાર પછી ગરૂડે પોતાની પાંખથી એટલી રજ ઉડાવી કે જેથી સઘળા દેવતાઓ અંજાઇ ગયા અને સઘલાં દેવતાઓના સ્થાન નિસ્તેજ, પ્રકાશહીન થયાં તે રજથી અકળાએલા અમૃતના રક્ષકો ઢંકાઇ ગયા હતા તેથી તેઓએ ગરૂડને દીઠા નહી, એ રીતે ગરૂડે સઘળું દેવતાનું સ્થાન સ્વર્ગ, ખળ ભળાવી દીધું, પાંખ અને ચાંચના પ્રહારથી કેટલાએક દેવને ચીરી નાંખ્યા તે જોઇ ઈંદ્રે તત્કાળ વાયુને આજ્ઞા કરી કે હે પવન આ ગરૂડે ઉડાડેલી રજની વૃષ્ટિને દૂર કર એવાં ઈંદ્રનાં વચન સાંભળી બળવાન વાયુએ વેગથી તે રજ દૂર કરી, તેટલામાં પ્રકાશ થતાં સર્વે ગરૂડ ઉપર ચડાઇ કરી તેને પીડવા લાગ્યા, સઘળા દેવગણુ પોતાને પ્રહાર કરેછે તો પણ સર્વને બીવરાવતો મેઘના સરખી ગર્જના કરતો મહાબળવાન પક્ષી ગરૂડ સામો ઉંચે સ્વરે નાદ કરવા લાગ્યો. શત્રુઓના યોદ્ધાને હણનાર મહાપરાક્રમી પક્ષિરાજ ગરૂડ, એકદમ ઉડી પોતાની ઉપર આકાશમાં રહેલો ગરૂડને બકતરવાલા સર્વે દેવ, નાના પ્રકારના શસ્ત્ર અસ્ત્રની વૃષ્ટિ કરી ઢાંકવા લાગ્યા પરિઘ, પટ્ટીશ, ત્રિશૂળ, ગદાઓ, તીખી ધારવાળાં ચળકતાં સૂર્ય સરખાં નાના પ્રકારના શસ્ત્ર અસ્ત્રમો પ્રહારથી ચોમેરથી તેને હણવા લાગ્યા, પ્રતાપી વિનતા પુત્ર ગરૂડ, દેવની સાથે આકાશમાં રહી ગર્જના કરતો દારૂણ યુદ્ધ કરવા લાગ્યો પરંતુ અનેક દેવગણુથી પોતે એકલો ડરયો નહી પાંખ અને હૃદયથી ચોતરફ દેવતાઓને ઉડાડવા લાગ્યો એ રીતે ગરૂડે નખ અને ચાંચના મારથી ચીરી નાંખેલા દેવતાના અંગમાંથી રૂધીર વહેવા લાગ્યું તેથી ગંધર્વ સહિત સાધ્ય દેવ પૂર્વ દિશા તરફ, વસુઓ દક્ષિણ દિશા પ્રત્યે, અને પક્ષિરાજે હરાવેલા રૂદ્ર સહિત બીજા કેટલાએક

દેવ દૈત્યોનો સંગ્રામ થતાં ઉત્પાતો થતા હતા તેવાજ તીક્ષ્ણ વાયુ વાવા લાગ્યા ચોતરફ આકાશમાંથી વીજળી સહિત ઉલ્કાપાત પડવા લાગ્યા, વાદળા વગરનું આકાશ મોટા ભયંકર શબ્દથી ગાજવા લાગ્યું, મેઘ લોહી વરસવા લાગ્યા, દેવતાનાં ફુલ કરમાવા લાગ્યાં તથા તેમના તેજ ક્ષીણ થવાં લાગ્યાં ઉત્પાતકારક મેઘ ભયંકર પરૂ વરસવા લાગ્યા ઉડેલી રજથી દેવતાના મુગટો ઝાંખા નિસ્તેજ થવા લાગ્યા, તે ત્રાસને લીધે ઉદ્વેગ પામેલો ઇંદ્ર દેવ સહિત પોતે ભયંકર ઉત્પાત જોઇ બૃહસ્પતિને પુછવા લાગ્યો.

ઇંદ્ર કહેછે—હે ભગવન્ યુદ્ધ માટે આપણને પરાભવ કરે તેવો કોઇ શત્રુ મારા જોવામાં નથી છતાં આવા ભયંકર ઉત્પાતો કેમ થાયછે.

બૃહસ્પતિ કહેછે—હે દેવેંદ્ર તારા પ્રમાદ અને અપરાધથી તથા વાલખિલ્યના તપવડે આ ભય ઉત્પન્ન થયું છે કશ્યપ અને વિનતાનો પુત્ર ગરૂડ કે જે બલવાન ઇચ્છા પ્રમાણે રૂપ લેનારછે તે અમૃતનું હરણ કરવા પ્રાપ્ત થયોછે. બલવાનમાં શ્રેષ્ઠ તે પક્ષી અમૃત હરવા સમર્થછે. ન સાધી શકાય તે વસ્તુ મેળવવામાં તેની શક્તિછે એ ગરૂડ સઘળું કરી શકે તેમછે એમ મને તેની પુરી ખાત્રી છે.

સૂત કહેછે—એવાં ગુરૂનાં વચન સાંભળી ઇંદ્રે અમૃતના રક્ષણ માટે રખવાળાઓને સાવચેતી આપી કે મહાપરાક્રમી બલવાન ગરૂડ અહીં અમૃત હરવા આવશે માટે તમને ચેતવણી આપું છું કે જેમ બળથી તે અમૃત લઇ શકે નહીં તેમ સાવધાન રહેવું કારણ કે ગુરૂએ તે ગરૂડનું અતુલ્ય બળ મને કહ્યું છે.

સૂત કહેછે—એવાં ઇંદ્રનાં વચન સાંભળી વિસ્મયથી સાવધાન રહેલા રખવાળો ચોતરફ અમૃતને વીંટી તેનું રક્ષણ કરવા લાગ્યા, ત્યાં પ્રતાપી ઇંદ્ર પણ સાવધાન થઇ રહ્યો વૈડૂર્યમણીથી જડેલા સોનાના અમૂલ્ય બખતરોને પહેરનાર શૂર વીર દેવતાઓ તીક્ષ્ણ અગ્ર ભાગ અને ધારવાળાં ભયંકર વિવિધ પ્રકારનાં શસ્ત્ર અસ્ત્રોને ઉઘાડાં રાખી ચોકી કરવા લાગ્યા જેની અંદરથી અગ્નિ ઝરી રહ્યોછે તેવાં ચકચકીત હજારો ચક્રો પરિઘો, ત્રિશૂળો અને ફરશીઓ તથા વિવિધ પ્રકારની સાંગ્યો અને તીક્ષ્ણ તરવારો વીગેરે હથીઆરો પોત પોતાના શરીરના કદ પ્રમાણે ધારણ કરી ફરવા લાગ્યા. ચળકતાં કીરણોવાળાં હથીઆરોથી શોભતાં દીવ્ય ઘરેણાઓવાળા પ્રકાશીત દેવતાઓ નિર્ભય થઈ સામા ઉભા રહ્યા અપાર બળ પરાક્રમ અને તેજવાળા અમૃતની સંભાળ કરવામાં સાવધાન મનવાળા દૈત્યોના નગર

ને ભાંગનાર અગ્નિ સરખા પ્રજ્વલિત શરીરથી શોભાયમાન દેખાતા હજારો હથીયારવાળા દેવતાઓનું સૈન્ય, રણ સંગ્રામમાં સુર્યની કિરણથી ચળકતાં ઇંદ્ર ધનુષ સરખું ફેલાએલું ચોતરફ આકાશમાં દીપવા લાગ્યું.

સૂત કહેછે—હે વિપ્રવર્યો એવા રણ સંગ્રામમાં દેવતાઓ સામે પક્ષીરાજ ગરૂડ, એકદમ આવ્યો અતીબળવાન ગરૂડને જોઇ સઘળા દેવ કંપી ગયા તેથી એક બીજા અન્યોન્ય સઘળા હથીયારોથી હણવા લાગ્યા, અપાર બળવાળો વીજળી અને અગ્નિ સરખી કાંતિવાળો મહા પરાક્રમી દેવ, ભોંયરામાં રાખેલા અમૃતનું રક્ષણ કરતો હતો, તેને ગરૂડની સાથે યુદ્ધ થતાં ગરૂડે પોતાની પાંખ ચાંચ અને નખથી ચીરી નાંખ્યો મહા ભયંકર યુદ્ધને વિષે બે ઘડીમાં તે હણાયો ત્યાર પછી ગરૂડે પોતાની પાંખથી એટલી રજ ઉડાવી કે જેથી સઘળા દેવતાઓ અંજાઇ ગયા અને સઘળાં દેવતાઓના સ્થાન નિસ્તેજ, પ્રકાશહીન થયાં તે રજથી અકળાએલા અમૃતના રક્ષકો ઢંકાઇ ગયા હતા તેથી તેઓએ ગરૂડને દીઠા નહી, એ રીતે ગરૂડે સઘળું દેવતાનું સ્થાન સ્વર્ગ, ખળ ભળાવી દીધું, પાંખ અને ચાંચના પ્રહારથી કેટલાએક દેવને ચીરી નાંખ્યા તે જોઇ ઇંદ્રે તત્કાળ વાયુને આજ્ઞા કરી કે હે પવન આ ગરૂડે ઉડાડેલી રજની વૃષ્ટિને દૂર કર એવાં ઇંદ્રનાં વચન સાંભળી બળવાન વાયુએ વેગથી તે રજ દૂર કરી, તેટલામાં પ્રકાશ થતાં સર્વે ગરૂડ ઉપર ચડાઇ કરી તેને પીડવા લાગ્યા, સઘળા દેવગણ પોતાને પ્રહાર કરેછે તો પણ સર્વને બીવરાવતો મેઘના સરખી ગર્જના કરતો મહાબળવાન પક્ષી ગરૂડ સામો ઉચે સ્વરે નાદ કરવા લાગ્યો. શત્રુઓના યોધાને હણનાર મહાપરાક્રમી પક્ષિરાજ ગરૂડ, એકદમ ઉડી પોતાની ઉપર આકાશમાં રહેલો ગરૂડને બકતરવાલા સર્વ દેવ, નાના પ્રકારના શસ્ત્ર અસ્ત્રની વૃષ્ટિ કરી ઢાંકવા લાગ્યા પરિઘ, પટ્ટીશ, ત્રિશૂળ, ગદાઓ, તીખી ધારવાળાં ચળકતાં સુર્ય સરખાં નાના પ્રકારના શસ્ત્ર અસ્ત્રમો પ્રહારથી ચોમેરથી તેને હણવા લાગ્યા, પ્રતાપી વિનતા પુત્ર ગરૂડ, દેવની સાથે આકાશમાં રહી ગર્જના કરતો દારૂણ યુદ્ધ કરવા લાગ્યો પરંતુ અનેક દેવગણથી પોતે એકલો ડર્યો નહી પાંખ અને હૃદયથી ચોતરફ દેવતાઓને ઉડાડવા લાગ્યો એ રીતે ગરૂડે નખ અને ચાંચના મારથી ચીરી નાંખેલા દેવતાના અંગમાંથી રૂધીર વહેવા લાગ્યું તેથી ગંધર્વ સહિત સાધ્ય દેવ પૂર્વ દિશા તરફ, વસુઓ દક્ષિણ દિશા પ્રત્યે, અને પક્ષિરાજે હરાવેલા રૂદ્ર સહિત બીજા કેટલાએક

ને ભાંગનાર અગ્નિ સરખા પ્રજ્વલિત શરીરથી શોભાયમાન દેખાતા હજારો હથીઆરવાળા દેવતાઓનું સૈન્ય, રણ સંગ્રામમાં સૂર્યની કિરણથી ચળકતાં ઇંદ્ર ધનુષ સરખું ફેલાએલું ચોતરફ આકાશમાં દીપવા લાગ્યું.

સૂત કહેછે—હે વિપ્રવર્યો એવા રણ સંગ્રામમાં દેવતાઓ સામે પક્ષીરાજ ગરૂડ, એકદમ આવ્યો અતીબળવાન ગરૂડને જોઇ સઘળા દેવ કંપી ગયા તેથી એક બીજા અન્યોન્ય સઘળા હથીઆરોથી હણવા લાગ્યા, અપાર બળવાળો વીજળી અને અગ્નિ સરખી કાંતિવાળો મહા પરાક્રમી દેવ, ભોંયરામાં રાખેલા અમૃતનું રક્ષણ કરતો હતો, તેને ગરૂડની સાથે યુદ્ધ થતાં ગરૂડે પોતાની પાંખ ચાંચ અને નખથી ચીરી નાંખ્યો મહા ભયંકર યુદ્ધને વિષે બે ઘડીમાં તે હણાયો ત્યાર પછી ગરૂડે પોતાની પાંખથી એટલી રજ ઉડાવી કે જેથી સઘળા દેવતાઓ અંજાઇ ગયા અને સઘલાં દેવતાઓના સ્થાન નિસ્તેજ, પ્રકાશહીન થયાં તે રજથી અકળાએલા અમૃતના રક્ષકો ઢંકાઇ ગયા હતા તેથી તેઓએ ગરૂડને દીઠા નહી, એ રીતે ગરૂડે સઘળું દેવતાનું સ્થાન સ્વર્ગ, ખળ ભળાવી દીધું, પાંખ અને ચાંચના પ્રહારથી કેટલાએક દેવને ચીરી નાંખ્યા તે જોઇ ઈંદ્રે તત્કાળ વાયુને આજ્ઞા કરી કે હે પવન આ ગરૂડે ઉડાડેલી રજની વૃષ્ટિને દૂર કર એવાં ઈંદ્રનાં વચન સાંભળી બળવાન વાયુએ વેગથી તે રજ દૂર કરી, તેટલામાં પ્રકાશ થતાં સર્વે ગરૂડ ઉપર ચડાઇ કરી તેને પીડવા લાગ્યા, સઘળા દેવગણ પોતાને પ્રહાર કરેછે તો પણ સર્વને ખીવરાવતો મેઘના સરખી ગર્જના કરતો મહાબળવાન પક્ષી ગરૂડ સામો ઉચે સ્વરે નાદ કરવા લાગ્યો. શત્રુઓના યોધાને હણનાર મહાપરાક્રમી પક્ષિરાજ ગરૂડ, એકદમ ઉડી પોતાની ઉપર આકાશમાં રહેલો ગરૂડને બકતરવાલા સર્વ દેવ, નાના પ્રકારના શસ્ત્ર અસ્રની વૃષ્ટિ કરી ઢાકવા લાગ્યા પરિઘ, પટ્ટીશ, ત્રિશૂળ, ગદાઓ, તીખી ધારવાળાં ચળકતાં સૂર્ય સરખાં નાના પ્રકારના શસ્ત્ર અસ્રમો પ્રહારથી ચોમેરથી તેને હણવા લાગ્યા, પ્રતાપી વિનતા પુત્ર ગરૂડ, દેવની સાથે આકાશમાં રહી ગર્જના કરતો દારૂણ યુદ્ધ કરવા લાગ્યો પરંતુ અનેક દેવગણથી પોતે એકલો ડર્યો નહી પાંખ અને હૃદયથી ચોતરફ દેવતાઓને ઉડાડવા લાગ્યો એ રીતે ગરૂડે નખ અને ચાંચના મારથી ચીરી નાંખેલા દેવતાના અંગમાંથી રૂધીર વહેવા લાગ્યું તેથી ગંધર્વ સહિત સાધ્ય દેવ પૂર્વ દિશા તરફ, વસુઓ દક્ષિણ દિશા પ્રત્યે, અને પક્ષિરાજે હરાવેલા રૂદ્ર સહિત બીજા કેટલાએક

દેવ દૈત્યોનો સંગ્રામ થતાં ઉત્પાતો થતા હતા તેવાજ તીક્ષ્ણ વાયુ વાવા લાગ્યા ચોતરફ આકાશમાંથી વીજળી સહિત ઉલ્કાપાત પડવા લાગ્યા, વાદળા વગરનું આકાશ મોટા ભયંકર શબ્દથી ગાજવા લાગ્યું, મેઘ લોહી વરસવા લાગ્યા, દેવતાનાં ફુલ કરમાવા લાગ્યાં તથા તેમના તેજ ક્ષીણ થવાં લાગ્યાં ઉત્પાતકારક મેઘ ભયંકર પરૂ વરસવા લાગ્યા ઉડેલી રજથી દેવતાના મુગટો ઝાંખા નિસ્તેજ થવા લાગ્યા, તે ત્રાસને લીધે ઉદ્વેગ પામેલો ઇંદ્ર દેવ સહિત પોતે ભયંકર ઉત્પાત જોઇ બૃહસ્પતિને પુછવા લાગ્યો.

ઇંદ્ર કહેછે—હે ભગવન્ યુદ્ધ માટે આપણને પરાભવ કરે તેવો કોઇ શત્રુ મારા જોવામાં નથી છતાં આવા ભયંકર ઉત્પાતો કેમ થાયછે.

બૃહસ્પતિ કહેછે—હે દેવેંદ્ર તારા પ્રમાદ અને અપરાધથી તથા વાલખિલ્યના તપવડે આ ભય ઉત્પન્ન થયું છે કશ્યપ અને વિનતાનો પુત્ર ગરૂડ કે જે બલવાન ઇચ્છા પ્રમાણે રૂપ લેનારછે તે અમૃતનું હરણ કરવા પ્રાપ્ત થયોછે, બલવાનમાં શ્રેષ્ઠ તે પક્ષી અમૃત હરવા સમર્થછે. ન સાધી શકાય તે વસ્તુ મેળવવામાં તેની શક્તિછે એ ગરૂડ સઘળું કરી શકે તેમછે એમ મને તેની પુરી ખાત્રી છે.

સૂત કહેછે—એવાં ગુરૂનાં વચન સાંભળી ઇંદ્રે અમૃતના રક્ષણ માટે રખવાળાઓને સાવચેતી આપી કે મહાપરાક્રમી બલવાન ગરૂડ અહીં અમૃત હરવા આવશે માટે તમને ચેતવણી આપુંછું કે જેમ બળથી તે અમૃત લઇ શકે નહીં તેમ સાવધાન રહેવું કારણ કે ગુરૂએ તે ગરૂડનું અતુલ્ય બળ મને કહ્યું છે.

સૂત કહેછે—એવાં ઇંદ્રનાં વચન સાંભળી વિસ્મયથી સાવધાન રહેલા રખવાળો ચોતરફ અમૃતને વીંટી તેનું રક્ષણ કરવા લાગ્યા, ત્યાં પ્રતાપી ઇંદ્ર પણ સાવધાન થઇ રહ્યો વૈડૂર્યમણીથી જડેલા સોનાના અમૂલ્ય બખતરોને પહેરનાર શૂર વીર દેવતાઓ તીક્ષ્ણ અગ્ર ભાગ અને ધારવાળાં ભયંકર વિવિધ પ્રકારનાં શસ્ત્ર અસ્ત્રોને ઉઘાડાં રાખી ચોકી કરવા લાગ્યા જેની અંદરથી અગ્નિ ઝરી રહ્યોછે તેવાં ચકચકીત હજારો ચક્રો પરિઘો, ત્રિશુળો અને ફરશીઓ તથા વિવિધ પ્રકારની સાંગ્યો અને તીક્ષ્ણ તરવારો વીગેરે હથીઆરો પોત પોતાના શરીરના કદ પ્રમાણે ધારણ કરી ફરવા લાગ્યા. ચળકતાં કીરણોવાળાં હથીઆરોથી શોભતાં દીવ્ય ઘરેણાઓવાળા પ્રકાશીત દેવતાઓ નિર્ભય થઇ સામા ઉભા રહ્યા અપાર બળ પરાક્રમ અને તેજવાળા અમૃતની સંભાળ કરવામાં સાવધાન મનવાળા દૈત્યોના નગર

ને ભાંગનાર અગ્નિ સૂરખા પ્રજ્વલિત શરીરથી શોભાયમાન દેખાતા હજારો હથીઆરવાળા દેવતાઓનું સૈન્ય, રણ સંગ્રામમાં સૂર્યની કિરણથી ચળકતાં ઇંદ્ર ધનુર્ષ સરખું ફેલાએલું ચોતરફ આકાશમાં દીપવા લાગ્યું.

સૂત કહેછે—હે વિપ્રવર્યો એવા રણ સંગ્રામમાં દેવતાઓ સામે પક્ષીરાજ ગરૂડ, એકદમ આવ્યો અતીબળવાન ગરૂડને જોઇ સઘળા દેવ કંપી ગયા તેથી એક બીજા અન્યોન્ય સઘળા હથીઆરોથી હણવા લાગ્યા, અપાર બળવાળો વીજળી અને અગ્નિ સરખી કાંતિવાળો મહા પરાક્રમી દેવ, ભોંયરામાં રાખેલા અમૃતનું રક્ષણ કરતો હતો, તેને ગરૂડની સાથે યુદ્ધ થતાં ગરૂડે પોતાની પાંખ ચાંચ અને નખથી ચીરી નાંખ્યો મહા ભયંકર યુદ્ધને વિષે બે ઘડીમાં તે હણાયો ત્યાર પછી ગરૂડે પોતાની પાંખથી એટલી રજ ઉડાવી કે જેથી સઘળા દેવતાઓ અંજાઇ ગયા અને સઘલાં દેવતાઓના સ્થાન નિસ્તેજ, પ્રકાશહીન થયાં તે રજથી અકળાએલા અમૃતના રક્ષકો ઢંકાઇ ગયા હતા તેથી તેઓએ ગરૂડને દીઠા નહી, એ રીતે ગરૂડે સઘળું દેવતાનું સ્થાન સ્વર્ગ, ખળભળાવી દીધું, પાંખ અને ચાંચના પ્રહારથી કેટલાએક દેવને ચીરી નાંખ્યા તે જોઇ ઈંદ્રે તત્કાળ વાયુને આજ્ઞા કરી કે હે પવન આ ગરૂડે ઉડાડેલી રજની વૃષ્ટિને દૂર કર એવાં ઈંદ્રનાં વચન સાંભળી બળવાન વાયુએ વેગથી તે રજ દૂર કરી, તેટલામાં પ્રકાશ થતાં સર્વે ગરૂડ ઉપર ચડાઇ કરી તેને પીડવા લાગ્યા, સઘળા દેવગણ પોતાને પ્રહાર કરેછે તો પણ સર્વને બીવરાવતો મેઘના સરખી ગર્જના કરતો મહાબળવાન પક્ષી ગરૂડ સામો ઉંચે સ્વરે નાદ કરવા લાગ્યો. શત્રુઓના યોધાને હણનાર મહાપરાક્રમી પક્ષિરાજ ગરૂડ, એકદમ ઉડી પોતાની ઉપર આકાશમાં રહેલો ગરૂડને બકતરવાલા સર્વ દેવ, નાના પ્રકારના શસ્ત્ર અસ્ત્રની વૃષ્ટિ કરી ઢાંકવા લાગ્યા પરિઘ, પટ્ટીશ, ત્રિશૂળ, ગદાઓ, તીખી ધારવાળાં ચળકતાં સૂર્ય સરખાં નાના પ્રકારના શસ્ત્ર અસ્ત્રમો પ્રહારથી ચોમેરથી તેને હણવા લાગ્યા, પ્રતાપી વિનતા પુત્ર ગરૂડ, દેવની સાથે આકાશમાં રહી ગર્જના કરતો દારૂણ યુદ્ધ કરવા લાગ્યો પરંતુ અનેક દેવગણથી પોતે એકલો ડર્યો નહી પાંખ અને હૃદયથી ચોતરફ દેવતાઓને ઉડાડવા લાગ્યો એ રીતે ગરૂડે નખ અને ચાંચના મારથી ચીરી નાંખેલા દેવતાના અંગમાંથી રૂધીર વહેવા લાગ્યું તેથી ગંધર્વ સહિત સાધ્ય દેવ પૂર્વ દિશા તરફ, વસુઓ દક્ષિણ દિશા પ્રત્યે, અને પક્ષિરાજે હરાવેલા રૂદ્ર સહિત બીજા કેટલાએક

દેવ દૈત્યોનો સંગ્રામ થતાં ઉત્પાતો થતા હતા તેવાજ તીક્ષ્ણ વાયુ વાવા લાગ્યા ચોતરફ આકાશમાંથી વીજળી સહિત ઉલ્કાપાત પડવા લાગ્યા, વાદળા વગરનું આકાશ મોટા ભયંકર શબ્દથી ગાજવા લાગ્યું, મેઘ લોહી વરસવા લાગ્યા, દેવતાનાં ફુલ કરમાવા લાગ્યાં તથા તેમના તેજ ક્ષીણ થવાં લાગ્યાં ઉત્પાતકારક મેઘ ભયંકર પરૂ વરસવા લાગ્યા ઉડેલી રજથી દેવતાના મુગટો ઝાંખા નિસ્તેજ થવા લાગ્યા, તે ત્રાસને લીધે ઉદ્વેગ પામેલો ઇંદ્ર દેવ સહિત પોતે ભયંકર ઉત્પાત જોઇ બૃહસ્પતિને પુછવા લાગ્યો.

ઇંદ્ર કહેછે—હે ભગવન્ યુદ્ધ માટે આપણને પરાભવ કરે તેવો કોઇ શત્રુ મારા જોવામાં નથી છતાં આવા ભયંકર ઉત્પાતો કેમ થાયછે.

બૃહસ્પતિ કહેછે—હે દેવેંદ્ર તારા પ્રમાદ અને અપરાધથી તથા વાલખિલ્યના તપવડે આ ભય ઉત્પન્ન થયું છે કશ્યપ અને વિનતાનો પુત્ર ગરૂડ કે જે બલવાન ઇચ્છા પ્રમાણે રૂપ લેનારછે તે અમૃતનું હરણ કરવા પ્રાપ્ત થયોછે. બલવાનમાં શ્રેષ્ઠ તે પક્ષી અમૃત હરવા સમર્થછે. ન સાધી શકાય તે વસ્તુ મેળવવામાં તેની શક્તિછે એ ગરૂડ સઘળું કરી શકે તેમછે એમ મને તેની પુરી ખાત્રી છે.

સુત કહેછે—એવાં ગુરૂનાં વચન સાંભળી ઇંદ્રે અમૃતના રક્ષણ માટે રખવાળાઓને સાવચેતી આપી કે મહાપરાક્રમી બલવાન ગરૂડ અહી અમ્રત હરવા આવશે માટે તમને ચેતવણી આપુંછું કે જેમ બળથી તે અમૃત લઇ શકે નહીં તેમ સાવધાન રહેવું કારણ કે ગુરૂએ તે ગરૂડનું અતુલ્ય બળ મને કહ્યું છે.

સુત કહેછે—એવાં ઇંદ્રનાં વચન સાંભળી વિસ્મયથી સાવધાન રહેલા રખવાળો ચોતરફ અમૃતને વીટી તેનું રક્ષણ કરવા લાગ્યા, ત્યાં પ્રતાપી ઈંદ્ર પણ સાવધાન થઇ રહ્યો વૈડૂર્યમણીથી જડેલા સોનાના અમૂલ્ય બખતરોને પહેરનાર શૂર વીર દેવતાઓ તીક્ષ્ણ અગ્ર ભાગ અને ધારવાળાં ભયંકર વિવિધ પ્રકારનાં શસ્ત્ર અસ્ત્રોને ઉઘાડાં રાખી ચોકી કરવા લાગ્યા જેની અંદરથી અગ્નિ ઝરી રહ્યોછે તેવાં ચકચકીત હજારો ચક્રો પરિઘો, ત્રિશૂળો અને ફરશીઓ તથા વિવિધ પ્રકારની સાંગો અને તીક્ષ્ણ તરવારો વીગેરે હથીઆરો પોત પોતાના શરીરના કદ પ્રમાણે ધારણ કરી ફરવા લાગ્યા. ચળકતાં કીરણોવાળાં હથીઆરોથી શોભતાં દીવ્ય ઘરેણાઓવાળા પ્રકાશીત દેવતાઓ નિર્ભય થઈ સામા ઉભા રહ્યા અપાર બળ પરાક્રમ અને તેજવાળા અમૃતની સંભાળ કરવામાં સાવધાન મનવાળા દૈત્યોના નગર

ને ભાંગનાર અગ્નિ સરખા પ્રજ્વલિત શરીરથી શોભાયમાન દેખાતા હજારો હથીઆરવાળા દેવતાઓનું સૈન્ય, રણ સંગ્રામમાં સુર્યની કિરણથી ચળકતાં ઇંદ્ર ધનુષ સરખું ફેલાએલું ચોતરફ આકાશમાં દીપવા લાગ્યું.

સૂત કહેછે—હે વિપ્રવર્યો એવા રણ સંગ્રામમાં દેવતાઓ સામે પક્ષીરાજ ગરૂડ, એકદમ આવ્યો અતીબળવાન ગરૂડને જોઇ સઘળા દેવ કંપી ગયા તેથી એક બીજા અન્યોન્ય સઘળા હથીયારોથી હણવા લાગ્યા, અપાર બળવાળો વીજળી અને અગ્નિ સરખી કાંતિવાળો મહા પરાક્રમી દેવ, ભોંયરામાં રાખેલા અમૃતનું રક્ષણ કરતો હતો, તેને ગરૂડની સાથે યુદ્ધ થતાં ગરૂડે પોતાની પાંખ ચાંચ અને નખથી ચીરી નાંખ્યો મહા ભયંકર યુદ્ધને વિષે એ ઘડીમાં તે હણાયો ત્યાર પછી ગરૂડે પોતાની પાંખથી એટલી રજ ઉડાવી કે જેથી સઘળા દેવતાઓ અંજાઇ ગયા અને સઘળાં દેવતાઓના સ્થાન નિસ્તેજ, પ્રકાશહીન થયાં તે રજથી અકળાએલા અમૃતના રક્ષકો ઢંકાઇ ગયા હતા તેથી તેઓએ ગરૂડને દીઠા નહી, એ રીતે ગરૂડે સઘળું દેવતાનું સ્થાન સ્વર્ગ, ખળ ભળાવી દીધું, પાંખ અને ચાંચના પ્રહારથી કેટલાએક દેવને ચીરી નાંખ્યા તે જોઇ ઇંદ્રે તત્કાળ વાયુને આજ્ઞા કરી કે હે પવન આ ગરૂડે ઉડાડેલી રજની વૃષ્ટિને દૂર કર એવાં ઇંદ્રનાં વચન સાંભળી બળવાન વાયુએ વેગથી તે રજ દૂર કરી, તેટલામાં પ્રકાશ થતાં સર્વે ગરૂડ ઉપર ચડાઇ કરી તેને પીડવા લાગ્યા, સઘળા દેવગણ પોતાને પ્રહાર કરેછે તો પણ સર્વને બીવરાવતો મેઘના સરખી ગર્જના કરતો મહાબળવાન પક્ષી ગરૂડ સામો ઉચે સ્વરે નાદ કરવા લાગ્યો. શત્રુઓના યોદ્ધાને હણનાર મહાપરાક્રમી પક્ષિરાજ ગરૂડ, એકદમ ઉડી પોતાની ઉપર આકાશમાં રહેલો ગરૂડને બકતરવાલા સર્વ દેવ, નાના પ્રકારના શસ્ત્ર અસ્ત્રની વૃષ્ટિ કરી ઢાકવા લાગ્યા પરિઘ, પટ્ટીશ, ત્રિશૂળ, ગદાઓ, તીખી ધારવાળાં ચળકતાં સૂર્ય સરખાં નાના પ્રકારના શસ્ત્ર અસ્ત્રમો પ્રહારથી ચોમેરથી તેને હણવા લાગ્યા, પ્રતાપી વિનતા પુત્ર ગરૂડ, દેવની સાથે આકાશમાં રહી ગર્જના કરતો દારૂણ યુદ્ધ કરવા લાગ્યો પરંતુ અનેક દેવગણથી પોતે એકલો ડર્યો નહી પાંખ અને હૃદયથી ચોતરફ દેવતાઓને ઉડાડવા લાગ્યો એ રીતે ગરૂડે નખ અને ચાંચના મારથી ચીરી નાંખેલા દેવતાના અંગમાંથી રૂધીર વહેવા લાગ્યું તેથી ગંધર્વ સહિત સાધ્ય દેવ પૂર્વ દિશા તરફ, વસુઓ દક્ષિણ દિશા પ્રત્યે, અને પક્ષિરાજે હરાવેલા રૂદ્ર સહિત બીજા કેટલાએક

દેવ, પશ્ચિમદિશા ભણી અને અશ્વિનીકુમાર વીગેરે કેટલાએક દેવ ઉત્તર દિશા પ્રત્યે નાસવા લાગ્યા. યુદ્ધ કરતા દેવતાઓ વારંવાર મહાપરાક્રમી ગરૂડને જોવા લાગ્યા, વળી તે ગરૂડને અશ્વકંદ, રેણુક, ખલાક, પ્રબલ, વાયુ, અને શૂર વીર સુર્ય વિગેરે દેવગણ તથા, ઉલુક, શ્વનાભિ, પ્રજંઘ, અને પ્રલિહ વિગેરે દેવદૂત સાથે દારૂણ યુદ્ધ કરવું પડતું હતું તથા તેમાંના કેટલા એક દેવદૂતોને અને પિનાકનેકાળ સરખા પ્રચંડ કોપાયમાન ગરૂડ, પોતાની પાંખ ચાંચ અને નખના પ્રહારથી હણવા લાગ્યો. મહાપરાક્રમી બલવાન દેવગણને ક્ષણમાત્રમાંજ ઉત્સાહહીન કરી દીધા; તેમજ તે ગરૂડે ઘાયલ કરેલા દેવગણો લોહિથી નાંહી રહ્યા હતા, તેથી સંધ્યાકાળનાં વાદળા સરખા દેખાવા લાગ્યા. કેટલાએકને તે ગરૂડે મૂર્છિત અને પ્રાણરહિત કરી દીધા. ત્યાર પછી અમૃત લેવા જાયછે તેટલામાં તેણે ચોતરફ આકાશમાં અગ્નિ જોયો કે જે મ્હોટી જ્વાલાઓથી ચોમેર વિંટાએલા વાયુના સુસવાટથી વૃદ્ધિ પામેલો તથા તીક્ષ્ણ કિરણોવાળા સૂર્યની પેઠે બાળતો હતો તેવા અગ્નિને જોઇ અતિ વેગથી નવસો નવાણું મુખ કરી તેમાં મહાત્મા ગરૂડ નદિઓ લાવી તેસહિત એકદમ વેગથી પાંખોરૂપી રથવાળો ગરૂડ પોતે, તે નદિઓથી તે અગ્નિને શાંત કરવા લાગ્યો. એ રીતે શાંત કરેલા અર્થાત્ ઠારેલા અગ્નિમાં જાંબૂનદ થઇને બલવાન પક્ષિરાજ, ગરુડ પોતે પ્રવિષ્ટ ( દાખલ ) થયો; જેમ જલનો વેગ સમુદ્રમાં પ્રવેશ કરે તેમ પોતે ત્યાં પેઠો એટલામાં તે અમૃતની પાસે જાયછે તેટલામાં તે અમૃતના રક્ષણમાટે દેવતાએ રાખેલું અગ્નિ અને સૂર્ય સરખું તીક્ષ્ણ ધારવાલું લોઢાનું ભયંકર યંત્ર ફરતું હતું જે કોઇ અમૃતનું હરણ કરવા આવે તેનું તે છેદન કરતું હતું ત્યાં લાગ જોઇ પોતાના અંગ સંકોચી અંદર ગયો ત્યાં નિચે બળતા અગ્નિ સરખી કાંતીવાલા મહાભયંકર ઉઘાડા મુખવાલા લાલચોળ નેત્રવાલાં બે સર્પરાજ તે અમૃતનું સાવધાનપણે આંખમાં મટકું પણ માર્યા વગર ઘણી સાવચેતીથી તે અમૃતની ચોકી કરતા હતા તેમાં નો એક પણ નાગ જેને ક્રોધથી જુવે તે તરત બળી ભસ્મ થાયછે તે બંનેની આંખો ગરૂડે પોતાની પાંખથી ઉડાડેલી રજેકરી બંધ કરી દીધી જ્યારે તે ગરૂડ તેના જોવામાં આવ્યો નહીં તેટલામાં તે અમૃતની વાવ ઉપર ઢાંકેલી પર્વતની શીલા ગરૂડે ઉખેડી નાખી ત્યાર પછી તે બંને નાગનાં અંગ દબાવી મધ્યમાંથી કાપી નાંખી અમૃત લઈ એકદમ

વેગથી આકાશમાં ઉડયો એરીતે બળથી તે દેવતાના અમૃતનું રક્ષણ કરનાર યંત્રને ભાંગી ચુરણ કરી પરાક્રમી પવિત્ર પક્ષી ગરૂડ વીશામો લીધા વગર ઉગતા સૂર્ય સરખી કાંતિવાળો ગરૂડ પોતાને સ્થાને ચાલ્યો ત્યારે સર્વે દેવે બ્રહ્મા પાસે જઇ અમૃત હરણનું વૃત્તાંત કહ્યું ત્યારે બ્રહ્માને સાથે લઈ વૈકુંઠપતિ વિષ્ણુને શરણે જઇ કહેવા લાગ્યા કે હે ભગવન્ અમારા પરમ જીવીતરૂપ અમૃતનું ગરૂડ અમને જીતી હરણ કરી જાયછે.

ततो वैकुंठनाथं ते गत्वा प्रोचुः सुधाभुजः ॥
निर्जित्य नीयते चक्रिन् सुधा नो जीवितं परं ॥ ६४ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાંલખિલ્યખંડના ગુર્જર
ભાષાંતરનો એકસઠમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ इत्याकर्ण्य हरिस्तेभ्योभयं दत्वा त्वरान्वितः ॥
कृत्वा युद्धं महाघोरं विशाहं घटिकाद्वयं ॥ १ ॥

સૂત કહેછે—એવાં દેવના વચન સાંભળી વિષ્ણુ તેને અભયદાન આપી તરત વેગથી ગરૂડ સાથે વીશ દીવસ અને બે ઘડીસુધી મહાઅદ્ભુત યુદ્ધ કરવા લાગ્યા, દેવ અને દાનવ કરતાં વધારે બળીઆ તે ગરૂડને જાણી તેના પરાક્રમી ચરિત્રથી પ્રસંન્ન થયેલા વિષ્ણુંએ તેને કહ્યું કે હે ગરૂડ હું તને વરદાન આપુંછું માટે તારી ઇચ્છા હોય તે માગ, તે સાંભળી ગરૂડે કહ્યું કે હે દેવ હું તમારી ઉપર બેસું ત્યારે તે નારાયણે ફરીથી માગવા કહ્યું ત્યારે તેણે અમૃતપાનવિના મને અજર અમરપણું મળે એવાં ગરૂડનાં વચન સાંભળી વિષ્ણું એ તથાસ્તુ કહ્યું એ રીતે બેવર લીધા પછી ગરૂડે વિષ્ણુંને કહ્યું કે આપ પણ વર માગો તે હું આપીશ, તે સાંભળી શ્રીકૃષ્ણે મહાબળવાન ગરૂડને કહ્યું કે તું મારૂં વાહન થા, તને મારા ઉપર રાખવા માટે હું મારા રથની ધજાપર રાખીશ. એવું કહીં વિષ્ણું પોતાના લોકમા ગયા ત્યાર પછી પોતાને ઘેર જતો ગરૂડ કે જે બળથી અમૃત હરી જાયછે માટે તેને ઇંદ્રે પોતાનું વજ્ર માર્યું ત્યારે સંગ્રામમાં પક્ષીરાજ ગરૂડ વજ્રથી હણાયા છતાં મનોહર વાણીથી હસી ઇંદ્રને કહેવા લાગ્યો હે ઇંદ્ર જેના અસ્થિથી આ વજ્ર થયું છે તે ઋષીનુવજનું અને તારૂં માન રાખવા માટે મારૂં એક પીખડું કાઢી નાંખુ છું હે ઇંદ્ર વજ્રના મારથી મને કંઇપણ વેદના નથી જો કે મારા પીછાનો કોઇથી નાશ થઈ

શકતો નથી તોપણ પહેલાં કહેલા માનમાટે તેમ થવા દઉંછું એવું કહી જે પીછું કાઢી નાંખ્યું તેમાંથી મોર નોળ અને શિળા વીગેરે સરપના વૈરી જંતુઓ થયા. ત્યારે વિસ્મય પામેલા સર્વ પ્રાણીઓ તે ગરૂડનું સુંદર પર્ણ (પીછું) જોઇ આ સુપર્ણ થજો એવું કહેવા લાગ્યા, તે આશ્ચર્ય જોઇ ઇંદ્ર વિસ્મય પામ્યો અને મનમાં વિચાર કરવા લાગ્યો, કે આ પક્ષી મહાબળવાન સમર્થછે એવું જાણી તેને[1] કહેવા લાગ્યો કે હે પક્ષિવર્ય તારૂં ઉત્તમ બળ જાણવા માટે મારી ઇચ્છાછે તથા તારી સાથે હું મિત્રતા કરવા ધારૂં છું.

ગરૂડ કહેછે—હે ઇંદ્ર તું ચાહેછે તો તારી સાથે હું મિત્રતા રાખીશ મારૂ અતી અસહ્ય બળછે જો કે વિદ્વાનો પોતાના બળના વખાણ કરતા નથી હે ઇંદ્ર પોતાના ગુણ વખાણવા સુજ્ઞને યોગ્ય નથી તો પણ હે મિત્ર તને સખામાની તેં મને પુછયું માટે કહુછું. પર્વતો, વનો, સમુદ્ર, અને નગરો સહિત આ સઘળી પૃથ્વીને અને સ્થાવર જંગમ સહિત સઘળાં લોકોને અને તુંને પણ એક પીછાથી ઉપાડી જાઉં તેમાં મને જરા પણ શાક લાગે નહીં આટલું મારૂં બળછે.

સૂત કહેછે—હે શૈનક એ રીતે કહેતા ગરૂડને શ્રીમાનમાં શ્રેષ્ઠ દેવેંદ્ર સર્વ પ્રાણીઓના હિતમાટે આ પ્રમાણે કહેવા લાગ્યો, હે ગરૂડ તેં જો મારી સાથે ઉત્તમ મિત્રાઈ કરીછે તો તારે આ અમૃતનું શું જરૂર છે તે મને આપતો સારૂં, જેને તું આ અમૃત આપીશ તેઓ અમને પીડા કરશે.

ગરૂડ કહેછે—હે ઇંદ્ર કંઇક અવશ્ય કારણસર આ અમૃત હું લઇ જાઉંછું પરંતુ હું કોઇને લેવા દઇશ નહી હે ઈંદ્ર અમૃત હું જયાં મુકું, ત્યાં તમો પોતે આવી તત્કાળ લઈ જજો.

ઇંદ્ર કહેછે—હે ગરૂડ તારા આ વાકયથી હું પ્રસન્નછું હે પક્ષિરાજ તારી ઇચ્છા હોય તે વરદાન મારી પાસેથી ગ્રહણ કર.

સૂત કહેછે—એવાં ઈંદ્રનાં વચન સાંભળી કદ્રુના પુત્રોને સંભારી તથા તેમણે કરેલાં પોતાની માતાને દાસીપણામાં થએલું સંકટ લક્ષમાં લાવી વિચાર કરવા લાગ્યો કે હું સઘળું કરવા સમર્થ છું તોપણ આ ઇંદ્રની પાસે મારે માગવાનું જરૂરછે એવું ધારી ગરૂડે કહ્યું હે ઇંદ્ર

---

૧ મિત્ર.

સઘળા નાગ મારા ભક્ષ થાય તે સાંભળી ઇંદ્રે તેમ થશે એમ કહ્યું વળી દાનવોને હણનાર તે ઇંદ્રે ગરૂડને કહ્યું કે ઘેર જઇ તું જ્યાં અમૃત મુકીશ ત્યાંથી હું હરણ કરીશ એવું કહી ઇંદ્ર સ્વર્ગમાં ગયો અને ગરૂડ માતા પાસે આવી સર્પોને બોલાવી સઘળાને હર્ષથી કહેવા લાગ્યો કે તમારે માટે હું અમૃત લાવ્યોછું તે હું દર્ભની અંદર મુકુંછું માટે તમે સઘળા સ્નાન કરી પવિત્ર થઈ વેદમંત્રોનાં આશીર્વાદ લઇ તેનું પાન કરો. હવેથી આમારી માતા તમારા દાસીપણાથી મુક્ત છે. જેમ તમોએ કહ્યું હતું તેમ સઘળું મે કરી આપ્યું, તે સાંભળી બહુ સારૂં કહી સઘળા સર્પો ત્યાંથી નીકળી નહાવા ગયા, ઇંદ્રપણ અમૃતનું હરણ કરી સ્વર્ગમાં ગયો, જ્યાં નાહી જપ કરી આનંદથી આશીર્વાદ લઈ દર્ભના આસનમાં અમૃત રાખ્યું હતું ત્યાં આવીને જુએછે તેટલામાં દેવની માયાથી તે અમૃત દીઠું નહી ત્યારે તે અમૃતના સ્થાન રૂપ દર્ભોને ચાટવા લાગ્યા કે અહીં અ-મૃત હતું તેથી તે સર્પોની બબે જીભો થઇ દર્ભ પણ અમૃતના સ્પર્શથી પવિત્ર થયા, એરીતે મહાત્મા ગરૂડે અમૃત લાવી આપ્યું અને સર્પોને બે જીભ વાળા કર્યા, ત્યાર પછી અત્યંત હર્ષ પામેલો ગરૂડ, વનમાં માતાની સાથે ફરવા લાગ્યો જેમને નાગનું ભક્ષણ મળેલું છે તથા જેમને દેવ ગણથી મોટું માન મળેલુંછે તેવો ઉદાર કીર્તિવાળો પક્ષિરાજ ગરૂડ, વિનતાને આનંદ આપવા લાગ્યો.

સૂત કહેછે—એ રીતે પોતાની માતાને દાસીપણાથી મુક્ત કરી વાલખિલ્યાશ્રમમાં આવી વાલખિલ્યમુનિઓ પાસે હાથ જોડી કહેવા લાગ્યો કે હે મુનિઓ આપની કૃપાથી માતાનું દાસીપણું છોડાવ્યું હવે વૈકુંઠમાં જગત્ગુરૂ વિષ્ણુના વાહન માટે જવા ઇચ્છુંછું તે સાંભળી વિ-પ્રોએ તેને આશીર્વાદ આપ્યો ત્યારપછી તે વૈકુંઠમાં પ્રાપ્ત થયો. આ કથાનું જે શ્રવણ કરે તથા ઉત્તમ બ્રાહ્મણોની સભામાં આ આખ્યાનનો જે પાઠ કરે તે પુણ્યવાન્ પુરૂષ, મહાત્મા પક્ષિરાજના ચરિત્રના કીર્ત્તનથી ખરે-ખર સ્વર્ગમાં જાયછે.

इमां कथां यः शृणुयान्नरः सदा पठेत वा द्विजजनमुख्यसंसदि ॥
असंशयं त्रिदिवमियात्सपुण्यभाक् महात्मनः पतगपतेः प्रकीर्त्तनात् ॥४१॥

ઇતિ શ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડનાં ગુર્જરભાષાંતરનો
गरुडाख्यान નામે બાસઠમો અધ્યાય સંપૂર્ણ.

मुनयऊचुः ॥ कथं तस्य गतौ पक्षौ गरुडस्य महात्मनः ॥
पुनर्लब्धौ कथं तेन कथं तुष्टो महेश्वरः ॥ १ ॥

મુનિઓ કહેછે—હે સૂત! મહાત્મા ગરૂડની પાંખો શાથી ગઇ હતી અને તે પાછી મહાદેવની કૃપાથી તેને શી રીતે મળી હતી એ અમને સવિસ્તર કહો.

સૂત કહેછે—હે વિપ્રો! પૂર્વે ભૃગુ વંશમાં ઉત્પન્ન થયેલો એક બ્રાહ્મણ, ગરૂડનો બાલમિત્ર હતો તે વિપ્રને દેવકન્યા, ગંધર્વકન્યા, દૈત્યકન્યા અને નાગકન્યાથી અતિશય રૂપાળી ઔદાર્યાદિ સદ્દગુણ અને શુભલક્ષણ યુક્ત માધવી નામે કન્યા હતી. મહોટા ભાગ્યવાળી તે કન્યાને યોગ્ય વરને આપવા પોતાના મિત્ર પક્ષિરાજ ગરૂડને વિનયથી તે વિપ્રે કહ્યું.

વિપ્ર કહેછે—હે પક્ષિરાજ! આમારી કન્યાને યોગ્ય, રૂપ ગુણયુક્ત વર તું શોધી કહાડ કે તેને હું આ કન્યા પરણાવું.

ગરૂડ કહેછે—હે દ્વિજવર્ય! તારી આ કન્યાને સાથે લઇ તું મહારા ખંભા પર બેસી સઘળી પૃથ્વીમાં ભમી શોધી કહાડ. તારી કન્યાને યોગ્ય ગુણવાન વરતું પોતેજ શોધ. મારી સાથે મિત્રાઇનું તને આ ફળ મળે તો સારૂં.

સૂત કહેછે—એવું સાંભળી તે વિપ્ર કન્યાને સાથે લઈ ગરૂડના ખંભાપર બેઠો અને પૃથ્વીમાં સુંદર ગુણયુક્ત વરનો શોધ કરવા લાગ્યો. યુવાવસ્થાવાળા જે જે વિપ્રકુમારને તે જોતો હતો તે તે કોઈ પણ પ્રકારે તે વિપ્રના મનને પ્રસન્ન પડતા નહીં કોઇનું સુંદર રૂપ હોય તો તેનું નિર્મળ કુળ દેખાયું નહીં, કુળને રૂપ બંને જેનાં સારાં હતાં તેનામાં સારા ગુણો જોવામાં આવ્યા નહીં, જે ગુણી હતા તેનું ઉત્તમ રૂપ ન હોતું, બીજાં કેટલાંએક વરનાં લક્ષણો જોતાં તે ગરૂડની સાથે ફરતા વિપ્રને પૃથ્વીપર હજાર વર્ષ વીતી ગયાં એ રીતે ચોતરફ ભમતા તે બેઉ થાકી ગયા, વિષ્ણુના દર્શન માટે તેઓ આ ક્ષેત્રમાં આવ્યા હતા ત્યાર પછી શ્વેતદ્વિપ, બદરિકાશ્રમ, ક્ષીરસાગર અને વૈકુંઠ વિગેરે વિષ્ણુને રેહેવાનાં સ્થાનકો તેમણે ઘણાં જોયાં, માર્ગમાં તેમને બ્રહ્માના પુત્ર નારદને જોયા, તેને પ્રણામ કરી સનાતન પરબ્રહ્મ વિષ્ણુવિષે પૂછ્યું કે હે મુનિવર્ય! અમે ચોતરફ વિષ્ણુનાં સર્વ સ્થાન જોયાં પણ અમને કોઇ સ્થળે કેશવનાં દર્શન થયાં નહીં હે દેવર્ષિ! કમળ નેત્ર તે વિષ્ણુ દેવ, હમણાં ક્યાં વિરાજે છે?

નારદ કહેછે—હાલમાં ચાતુર્માસ છે, માટે ચાર માસ સુધી તે પોતાના પવિત્ર સ્થાનમાં જળશાયીના રૂપથી બિરાજેછે માટે તમારે દર્શન કરવાં હોય તો ત્યાં ચાલો વિલંબ નહી કરો, હું પણ તેમનાં દર્શન માટેજ જાઉંછું. દેવતાનું કાર્યછે માટે તમારી સાથેજ હું આવુંછું.

સૂત કહેછે—હે વિપ્રો! તે બ્રાહ્મણ, ગરૂડ અને નારદ મુનિ જ્યાં જળશાયિ વિષ્ણુ હતા ત્યાં આવ્યા, અતિ ઉગ્ર વિષ્ણુનું તેજ, દૂરથી જોઇ મુનીશ્વર નારદ અને ગરૂડે તે બ્રાહ્મણને કહ્યું કે હે વિપ્રવર્ય પ્રલય કાળના અગ્નિ સરખા ઉગ્ર વિષ્ણુના તેજથી દૂર અહીં પુત્રીયુક્ત તમે રહો; નહિ તો અગ્નિમાં પડેલા પતંગની પેઠે ભસ્મ થશો, અહીં રાત્રીએ ચુપ ચુપ પડયા રહો. અમે તેમને પ્રસન્ન કરી આ દુસહ દુઃખથી તમને મુક્ત કરશું; તમે સંકોચ પામી મનમાં દુઃખી થશો નહીં; એવું તે બ્રાહ્મણને કહી ગરૂડ અને નારદ જ્યાં જળમાં વિષ્ણુ સૂતાછે ત્યાં આવી હાથ જોડી પ્રણામ કરી દિવ્ય સ્તુતિ કરતાં સર્વ અંગમાં રોમાંચિત થઇ આનંદાશ્રુથી ભીજાઇ ગયા ત્રણવાર તે વિષ્ણુને પરિક્રમા કરી સાષ્ટાંગ પ્રણામપૂર્વક તેમનાં ચરણારવિંદ પાસે બેઠા. ચરણ કમળપાસે બેઠેલાં સેવામાં આસક્ત વિષ્ણુનાં શ્રીમુખનાં દર્શનમાં જેનું મુખ લીન થઇ રહ્યુંછે એવાં લક્ષ્મીને જોયાં તથા શ્વેત વસ્ત્રવાળાં સારી રીતે ધ્યાનમાં તત્પર વૃદ્ધાવસ્થાવાળી વિષ્ણુની પાસે બેઠેલી બાર સૂર્ય સરખી કાંતિવાળી કૃશ અંગવાળી રોમાંચિત બીજી સ્ત્રી, તેમના જોવામાં આવી ઉત્સાહથી હર્ષ પામેલા તે બંનેને વિષ્ણુએ પ્રેમથી બોલાવી પૂછ્યું કે હે મુનીંદ્ર તથા પક્ષિરાજ! તમે બેઉ જે કાર્ય સારૂ આવ્યા હો તે કહો.

નારદ કહેછે—હે કેશવ! દેવનું કાર્ય કરવા હું આપની પાસે આવ્યોછું તથા આ ગરૂડ, બ્રાહ્મણને માટે આવેલછે.

શ્રીભગવાન્ કહેછે—હે મુનિવર્ય! સર્વ દેવ કુશળછે! ઇંદ્રને કાંઇ દાનવોનો ભય તો ઉત્પન્ન થયો નથી? ઇંદ્રાદિ સર્વ દેવને યજ્ઞ ભાગ સારી રીતે મળેછે! કાંઇ દૈત્ય તો પૃથ્વીપર ઉત્પન્ન થયો નથી?

નારદ કહેછે—હે વિષ્ણુ! બ્રહ્માની પાસે ભારથી દબાએલી અને દૈત્યોથી અત્યંત પીડા પામેલી પૃથ્વી, હમણાં આવી હતી તે રૂદન કરી અતિ દુઃખ યુક્ત થઇ આ પ્રમાણે કહેતી હતી.

---

૧ શેષશાયિ.

પૃથ્વી કહેછે—હે બ્રહ્મન્! સમર્થ વિષ્ણુએ પૂર્વે જે કાળનેમિ નામના મહાદૈત્યને હણ્યો હતો તે હાલમાં ઉગ્રસેનનો પુત્ર કંસ થયોછે. અરિષ્ટાસુર, ધેનુકાસુર, કેશી, પ્રલંબ અને મહાભયંકર દાનવો ચો તરફ દોડી રહ્યા છે તે શીવાય બીજા કેટલાએક દૈત્યથી હું પીડાઉંછું. મૃત્યુલોકમાં સઘળા લોકો ઉંચા હાથ કરી પોકાર કરી રહ્યાછે મારાપર ઘણા પાપીઓ વધ્યા છે, માટે હે દેવ! તત્કાળ મારો ભાર ઉતારો નહિં તો હું રસાતળ જઇશ એમાં સંશય નથી. એવાં પૃથ્વીનાં વચન સાંભળી લોકના કર્તા બ્રહ્માએ ઇંદ્રાદિદેવ સાથે સલાહ કરી મને તમારી પાસે મોકલ્યોછે અને કહ્યું છે કે તમે જઇ વિષ્ણુને નિવેદન કરો જેથી તે પૃથ્વીપર અવતરી પૃથ્વીનો ભાર ઉતારે હે વિભુ! પૃથ્વીપર આપ જન્મ લઇ ભુમીનો ભાર દૂર કરો એટલા માટે હું અહીં આવ્યોછું.

શ્રી ભગવાન્ કહેછે—હે મુનિ! બ્રહ્મા અને ઇંદ્રાદિ દેવની સાથે વિચાર કરી ભૂમીનો ભાર ઉતારીશ એવું નારદ મુનિને કહી ગરૂડને પૂછ્યું કે તમે અહીં શું કામ આવ્યાછો.

ગરૂડ કહેછે—હે ભગવન્! એક ભૃગુવંશી બ્રાહ્મણ મારો અતિ પ્રિય બાળ મિત્ર છે, કમળ સરખી નેત્રવાળી માધવી નામે તેને કન્યાછે તે મહાત્મા વિપ્રે તે કન્યા માટે યોગ્ય વર શોધ્યો પરંતુ મળ્યો નહીં ત્યારે તેણે મને કહ્યું કે હે મિત્ર તું આ મારી કન્યાને યોગ્ય વર લાવી આપ ત્યારે મેં તેને કહ્યું કે હે વિપ્રવર્ય યોગ્યવર શોધવા તું મારી સાથે ચાલ, સઘળી પૃથ્વી શોધતાં યોગ્ય ગુણવાન વર મળ્યો નહીં ત્યારે હે કમળનેત્ર! મને આપ યાદ આવ્યા સર્વગુણસંપન્ન આપ તે કન્યાને યોગ્ય પતિ છો માટે હે સુરેશ્વર આપ તેનું પાણીગ્રહણ કરો એવી મારી પ્રાર્થનાછે. અત્યંત રૂપ યુક્ત તે કન્યાને, આપ મારા વચનથી સ્વીકારો.

શ્રી ભગવાન્ કહેછે--હે પક્ષીવર્ય! તે કમળલોચની કન્યાને અહીં લાવ, જેથી હું પોતે તેને જોઇ તારા કહેવા પ્રમાણે કરૂં.

ગરૂડ કહેછે--હે દેવ! તમારા તેજના ભયથી તે પિતા પુત્રીને મેં દૂર રાખેલછે તે આપની આજ્ઞા હોય તો લાવું.

શ્રી ભગવાન્ કહેછે—હે પક્ષીવર્ય! તે વિપ્ર અને કન્યાને મારૂં તેજ બાળશે નહીં માટે સત્વર લાવ.

,સુત કહેછે—પરમ સમર્થ વિષ્ણુના કહેવાથી ગરૂડ તે ભગુવંશી વિપ્ર, અને કન્યાને ત્યાં લાવ્યો ત્યારે તે વિપ્ર, મધુસુદનને તથા લક્ષ્મીને પ્રણામ કરી ગરૂડ પાસે બેઠો અને સુંદર કટીપશ્ચાત ભાગવાળી અનિંદિત તે કન્યા, પોતાના બાળસ્વભાવથી વિષ્ણુની જમણી બાજુ પલંગપર બેઠી, ત્યારે મુખ્ય પટરાણી લક્ષ્મીએ કોપાગમાન થઈ તે કન્યાને સપત્નિ (શોક્ય) જાણી શાપ આપ્યો હે પાપણિ મારી સમક્ષ લજ્જાને દૂર કરી તું મારા પતિના પલંગપર જમણી બાજુ બેઠી માટે તું અશ્વમુખી થઇશ જ્યારે લક્ષ્મીએ એવો શાપ આપ્યો ત્યારે ત્યાં રહેલા સઘળા લોકો હાહાકાર કરવા લાગ્યા. પુત્રીને શાપ થયેલો જાણી કોપાયમાન થયેલા વિપ્રે આ પ્રમાણે કહ્યું.

• બ્રામ્હણ કહેછે—કન્યાની હજાર જણાએ માગણી કરી હોય પરંતુ તેનું પાણીગ્રહણ એકજ કરેછે કોઇ પણ પ્રકારે માત્ર વાણીથી તે કન્યાને પતિભાવ થતો નથી જ્યાં સૂધી અગ્નિ, વિપ્ર અને માતા પિતા સમક્ષ ગૃહ્યસૂત્રમાં કહેલા વિધિથી સારી રીતે સંકલ્પ કરી કન્યાદાન અપાય નહીં ત્યાં સૂધી પત્નીભાવ થતો નથી. હે પાપિણિ તેવા પ્રકારના દોષથી રહિત. મારી આ કન્યાને તેં સપત્નિ તુલ્ય માની અશ્વમુખી થવાનો શાપ આપ્યો તેથી તું પણ હાથીના મુખવાળી થઈશ, એવું કહી તે વિપ્રે વિષ્ણુને કહ્યું કે તમારી પત્નિએ જેવી જોઇએ તેવી અમારી પરાણોગત કરી માટે હું ત્યાં જઇશ કે જ્યાં મારી પુત્રી તેવી થશે.

શ્રી ભગવાન્ કહેછે—હે વિપ્રવર્ય! આકૃત્ય માટે તમારે કાંઇ પણ સંતાપ કરવો નહી મારી પાસે આવેલાઓનું કોઇ દિવસ અશુભ થતું નથી, હે વિપ્ર! તમારી પુત્રી આ જન્મમાં અશ્વમુખી નહીં થતાં બીજા જન્મમાં થશે માટે આ કન્યાને લઇ તમે ઘેર જાઓ અને ઇચ્છિત વરને આપો, શય્યા ઉપર સ્ત્રીઓનો વામ ભાગ કહેલોછે અને જમણી બાજુએ બંધૂ લોકોને બેસવું યોગ્ય છે, હે વિપ્ર આ તમારી કન્યા મારા બંધૂના સ્થાનપર બેઠી તેથી બીજા જન્મમાં તે મારી નાની બહેન થશે, પૃથ્વીમાં હું દેવનું કાર્ય કરવા અવતરીશ ત્યારે આ મારી સ્ત્રી લક્ષ્મીના શાપથી થયેલી અશ્વ મુખી બેનની સાથે તપ કરી તેને સુંદર મુખવાળી તથા લક્ષ્મીને પણ સુંદર મુખવાળી કરીશ એ રીતે વાણીથી વિષ્ણુએ વિપ્રને સંતુષ્ટ કર્યો; ત્યાર પછી ગરૂડ સાથે વિચિત્ર પ્રકારની મનોહર વાતો કરવા લાગ્યા વચમાં વાતનો પ્રસંગ નિકળતાં ગરૂડે તેજસ્વી વૃદ્ધ સ્ત્રીને જોઇ વિષ્ણુને કહ્યું હે

સુર શ્રેષ્ટ! તમારી પાસે રહેલી આ અપૂર્વ વૃદ્ધ સ્ત્રી કોણ છે? તે અહીં કેમ રહી છે, હે જનાર્દન! તે ક્યાંથી આવીછે. તે કહો? તે સાંભળી ભગવાને કહ્યું કે પક્ષીવર્ય આ લોકમાં સર્વને જાણનાર બ્રહ્મચર્યમાં પરાયણ તે વિખ્યાત વૃદ્ધ કન્યા શાંડિલીછે કે જે તપસ્વી સર્વ દેવોએ વંદન કરવા યોગ્યછે, હે ખગેંદ્ર તે સરખી આ ત્રૈલોક્યમાં કોઇ પણ નારી નથી.

સૂત કહેછે—એવાં વિષ્ણુનાં વચન સાંભળી ઘણીવાર સૂધી તેને જોઇ ગરૂડે હાસ્ય કરી કહ્યું; કે હે ભગવન્! અતિશય મોટું તપ કરવું તથા અદ્‌ભુત દાનો આપવાં તે પણ આશ્ચર્ય નથી તેમજ યુદ્ધમાં શોભનાર વીર પુરૂષો દારૂણ સંગ્રામ કરે તેમાં પણ આશ્ચર્ય નથી હે પુરૂષોત્તમ! ઘણું કરી યૌવન અવસ્થા પ્રાપ્ત થતાં અખંડિત બ્રહ્મચર્ય પાળવું એજ મહોટું આશ્ચર્યછે તેમાં વિશેષે કરી સ્ત્રી જાતીને માટે તો મને વિશ્વાસજ બેસતો નથી અવશ્ય યુવાવસ્થામાં તથા પશુયોનીમાં પ્રાણીએ પણ વિકાર યુક્ત થવાયછે માટે યૌવન તો કોઇ પણ યોગ્ય અધિકારને માટે કહેવાયજ નહીં જો તે અબળા જાતીને કોઇ પણ પ્રકારે પુરૂષ પ્રાપ્ત થાય નહીં તો તેઓ કામબાણથી પીડિત થઇ અન્યોન્ય કોટી કરેછે. કુષ્ટી, રોગી, વૃદ્ધ અને અંગરહિત પુરૂષને પણ તે પુરૂષ ન મળતાં કામ તુલ્ય માનેછે અગ્નિ, કાષ્ટથી, સમુદ્ર નદીઓથી, કાળ સર્વ પ્રાણીઓથી, અને સ્ત્રી પુરૂષોથી, તૃપ્ત થતી નથી વળી તે સ્ત્રીઓ રાજાના અને ગુરૂજનના ભય શિવાય માત્ર પરલોકના ભયથી મર્યાદા ધરતી નથી. એવાં ગરૂડનાં વચન સાંભળી મૌનવ્રતને ધારણ કરનાર બ્રહ્મચારીણી શાંડિલીએ ઉત્પન્ન થયેલા કોપને હૃદયમાં સમાવ્યો તેટલામાં પક્ષીરાજ ગરૂડની બેઉ પાંખો પડી જતાં તે રૂંઢ મૂંઢ માંસના લોચા સરખો થયો તેથી એક પગલું પણ ચાલવા સમર્થ રહ્યો નહીં.

સૂત કહે છે—એવી ગરૂડની સ્થિતિ જોઇ ક્ષણમાં આ શું થયું એ રીતે વિષ્ણુ વિસ્મય પામ્યા અને મનમાં વિચાર કરવા લાગ્યા કે ખરેખર એ ગરૂડે મહાત્મા તુલ્ય પવિત્ર સ્ત્રીઓની નિંદા કરી તથા તે શાંડિલીને જોઈ બ્રહ્મચર્યને વખોડ્યું તેથી આ સતીના મહિમાથી ગરૂડની પાંખો પડી ગઈ ત્રૈલોક્યમાં આવી બીજાની શક્તિ જણાતી નથી ત્યારે વિષ્ણુ વિનય યુક્ત થઇ તે ગરૂડનેમાટે શાંડિલીને પ્રસન્ન કરવા હાસ્ય કરી કહેવા લાગ્યા.

શ્રી ભગવાન્ કહે છે—હે મહોટા ભાગ્યવાળી! આ ગરૂડે સર્વ સ્ત્રી જાતીને સાધારણ વચન કહ્યું હતું. છતાં તમે આની આવી દશા કરી તેનું કારણ શું?

શાંડિલી કહે છે—હે જનાર્દન ! મારા મુખસામું જોઈ હાસ્ય કરી આ ગરૂડે, પૂરી રીતે સાચી છતાં પણ સ્ત્રીજાતી માત્રની નિંદા કરી તેથી મેં એનો નિગ્રહ કર્યો હે કેશવ ! હે જગતૂગુરૂ ! મન વચન કે કર્મથી મેં એને શાપ આપ્યો નથી.

શ્રી ભગવાન્ કહે છે—હે નિષ્પાપ કલ્યાણી જો મને પરમ પૂજ્ય માનતાં હોતો મારી આજ્ઞાને અનુસરી આ ગરૂડને પ્રસન્ન થાઓ.

શાંડિલી કહે છે—હે દેવ ! શુભ અથવા અશુભ જે કાંઇ મેં મનથી ધાર્યું હોય તે અન્યથા થતું નથી તો વિશેષે કરી દોપયુક્ત થઇ મારા મનમાં જે કાંઇ ચિંતવાય તે વ્યર્થ કેમ થાય, માટે મારી આજ્ઞાથી આ ગરૂડ પાછી પાંખો મળવા શંકરનું આરાધન કરે તે દેવને આપવાની શક્તિ છે બીજાને નથી. હે કમળ નેત્ર ! અથવા આવી દશાવાળો આ ગરૂડ આપનું તથા શિવનું સ્વરૂપ સ્થાપી લોકમાં સુખી થશે એ હું સત્ય કહું છું.

સૂત કહે છે—એવાં તે શાંડિલીનાં વચન સાંભળી વિષ્ણુએ માંસના લોચા સરખા દીનતા પામેલા ગરૂડને કહ્યું, હે પક્ષીવર્ય ! પાંખને માટે શિવનું આરાધન કરવું એજ આ બ્રહ્મચારિણીનું વરદાન છે. માટે તેના ઉપદેશ પ્રમાણે તું શિવ સેવન કર, નિરંતર આળસ રહિત થઇ એકાગ્રચિત્ત રાખી ચંદ્રશેખર મહાદેવનું તું તત્કાળ આરાધન કર તેના પ્રતાપથી થોડા વખતમાં તારૂં પૂર્વ સરખું શરીર થશે. હે કશ્યપ પુત્ર ! તું વિલંબ નહીં કર. એવાં વિષ્ણુનાં વચન સાંભળી તત્કાળ પશુપતિવ્રત (શિવ સંબંધી વ્રત) ધારણ કરી શિવનું સ્થાપન કરી ચાંદ્રાયણ સાંતપન પ્રાજાપત્ય અને કૃચ્છ્ર પરાક આદિ વ્રતો તેની પાસે કરી તેમને પ્રસન્ન કરવા લાગ્યો ત્રણે કાળ સ્નાન કરી વિભુતી ચોળી રૂદ્રશિર્ષ તથા નીલરૂદ્ર વિગેરે બીજા મંત્રોનો જપ કરતો ગરૂડ યથાવિધિ શિવ લિંગને નવરાવી બળિદાન આપી વિધિ પૂર્વક પૂજા કરી નાના પ્રકારનાં નૈવેદ્ય આપવા લાગ્યો એ રીતે પૂજામાં તત્પર વ્રતમાં રહેલા ગરૂડને હજાર વર્ષે પ્રસન્ન થયેલા મહાદેવે કહ્યું કે હે પક્ષીવર્ય હું તને વરદાન દેવા આવ્યોછું માટે ઇચ્છા હોય તે માંગ.

ગરૂડ કહેછે—હે ઈશ્વર ! શાંડિલીએ મારી પાંખો પાડી નાંખીછે મારી આ દશા આપે જોઇ મારી આપને એજ પ્રાર્થના છે, હે મહાદેવ ! જો મને ઈચ્છિત વર આપતા હો તો મારા સ્થાપેલા આ લિંગમાં આપ સદા સ્થિતિ કરો.

મહાદેવ કહેછે—હે ગરૂડ આજથી આરંભી આ લિંગમાં હું નિવાસ કરીશ તથા તું પહેલાં જેવો હતો તેવો થઇને આગળ કરતાં વિશેષ બળ અને વેગવાળો થઇશ એમાં સંદેહ નથી એવું કહી પોતાના હસ્ત કમળથી મહાદેવે ગરૂડનો સ્પર્શ કર્યો તે ક્ષણેજ ગરૂડને સુંદર પાંખો તથા પીછડાં આવ્યાં. કે જે સુવર્ણ સરખાં દિવ્ય ચળકવા લાગ્યાં. પ્રસન્ન થયેલા ગરૂડ, મહાદેવને પ્રણામ કરી આજ્ઞા લઇ પોતાને ઘેર ગયો. મહાદેવ પણ પોતાના વચનથી તે લિંગમાં પ્રભાત બપોર અને સાયંકાળને સમયે નિવાસ કરવા લાગ્યા.

સૂત કહેછે—ગરૂડને પાંખો મળી પણ પ્રથમ જેવો પરિપૂર્ણ બળવાન ન રહ્યો ત્યારે તેણે વિષ્ણુને નમસ્કાર કરી કહ્યું કે હે નાથ હું નિર્બળછું તે વિશેષ બળવાન શી રીતે થાઉં ?

વિષ્ણુ કહેછે—હે ગરૂડ તું તત્કાળ વાલખિલ્યાશ્રમમાં જા. અને વિપ્રોને પ્રસન્ન કરી જેમણે પૂર્વે અથર્વ વેદના મંત્રથી તને ઉપેંદ્ર (બીજો ઈંદ્ર) કરેલોછે. પ્રાર્થના કરવાથી તેઓ તને અધિક બળ આપશે. જેમની કૃપાથી ઈંદ્રદ્યુમ્ન મુક્તિ પામ્યો તથા રતિનો કુષ્ટ મટયો વિગેરે ઘણા રાજાઓ પરમ સિદ્ધિને પ્રાપ્ત થયાછે, હે ખગ ! તે વાલખિલ્યાશ્રમમાં તું અધિક બળ પામીશ એવાં વિષ્ણુનાં વચન સાંભળી ત્યાં જઇ ગરૂડે વાલખિલ્ય મુનિઓને પ્રણામ કરી કહ્યું કે હે વિપ્રો ! શાંડિલીના શાપથી મારી આ બેઉ પાંખો પડી ગઇ હતી તે પાછી શિવની ભક્તિથી પ્રાપ્ત થઇ પરંતુ મને વિશેષ બળ મળ્યું નહીં ત્યારે મેં વિષ્ણુને પૂછતાં તેમણે મને આપની પાસે મોકલ્યોછે હે વિપ્રવર્યો આપ આજ્ઞા કરો તેમ હું કરૂં તે સાંભળી વિપ્રોએ કહ્યું હે ગરૂડ આ આશ્રમને વિષે બ્રહ્મસરોવરમાં સ્નાન કરી વિષ્ણુના માસમાં[1] શિવ લિંગ સ્થાપી તેનું પૂજન કરો તેથી તમે વિશેષ બળવાન થશો તે સાંભળી ગરૂડે કહ્યું હે મુનીશ્વરો મારે કયે સ્થાને શિવ લિંગ સ્થાપવું ?

વાલખિલ્યો કહેછે—હે પક્ષીવર્ય બ્રહ્મકુંડમાં નાહી સિદ્ધનાથને અભિવંદન કરી આ આશ્રમમાં શિવ લિંગ સ્થાપી મહાદેવનું સારી રીતે આરાધન કરો તેથી તું વિશેષ બળ પામશે.

સૂત કહેછે—એવું સાંભળી બ્રહ્મ કુંડમાં સ્નાન કરી સિદ્ધનાથને પ્રણામ કરી તે આશ્રમમાં સર્વ કામના અને ફળને આપનાર શિવ લિંગનું

---

૧ માગશરમાં.

विधिथी स्थापन करी तेना पासे सो वर्ष सुधी तप कर्यु तेथी प्रसन्न थयेला महादेवे कह्युं के हे सुव्रत वर माग.

गरुड कहेछे—हे शंभो! पहेलां करतां सो गणुं बळ मने आपो तथा आ स्थापेलुं लिंग पक्षीश्वर ए रीते मारा नामथी विख्यात थाओ, ते सांभळी अंगं थशे एवुं कही महादेव अंतर्हित थया. शिवना प्रतापथी अतिशय बळवान थयेला गरुडे विप्रोने कह्युं हे मुनीश्वरो विश्वने धारण करनार विष्णु, कृष्ण अवतार धरशे त्यां सुधी हुं आ आश्रममां शिव समीप रहीश.

सूत कहेछे—ते दिवसथी मांडी ते गरुडनुं स्थापेलुं शिव लिंग पक्षीश्वर एवा नामथी विख्यात थयुं. ब्रह्मघाती, मद्यपानी सतीनी निंदा करनार, खळ, बाळघाती, सुवर्णने चोरनार अने गुरुनी निंदा करनार विगेरे अपवित्र पापीओ पण गरुडेश्वरनां दर्शन करवाथी तत्काळ पाप मुक्त थायछे.

भ्रूणहा स्वर्णहारीच गुरुनिंदाकरोऽशुचिः ॥
गरुडशं नरो दृष्ट्वा सद्यः पापात्प्रमुच्यते ॥

इति श्री स्कंदपुराणमांना वालखिल्यखंडना गुर्जर भाषांतरनो त्रेसठमो अध्याय संपूर्ण.

---

ऋषयऊचुः ॥ यदेतद्भवता पूर्वं प्रोक्तं देवेन विष्णुना ॥
माधवीं भगिनीं प्राप्य जन्मांतरमुपास्थितां ॥ १ ॥

ऋषिओ कहेछे—हे सूत तमे प्रथम कह्युं के बीजा जन्ममां ते विप्रकन्या माधवी विष्णुनी बेन थशे के जेने अश्वमुखी मटाडी तप करी सुंदर मुखवाळी करीश एम विष्णुए कह्युंछे तेथी तपकरी तेने सुंदर मुखवाळी शीरीते करी. आश्चर्य कारक ते आख्यान अमने सविस्तर कहो, जे सांभळवा अमने अति उत्साह छे.

सूत कहेछे—नारदनां वचनथी देवनो समाचार सांभळी ब्रह्मा अने इंद्रादि देव सहित सलाहनो निश्चय करी पृथ्वी उपरथी दानवोनो भार उतारवा द्वापर युगनी अंते वसुदेवनां स्त्री देवकीजीने उदरे दैत्योना गर्वने उतारनार विष्णु प्रगट थया. तथा वसुदेवनां बीजां स्त्री रोहिणीने उदरे प्रतापी बळभद्र प्रथमथीज जन्म्या हता., वसुदेवनी त्रीजी स्त्री सुप्रभाने विषे

તે અશ્વમુખા માધવી, ઉત્પન્ન થઇ વિકરાળ રૂપવાળી તે પુત્રીને જોઇ વસુદેવ અને સુપ્રભા અત્યંત વિષાદ યુક્ત થયાં તથા સર્વે યાદવો શાંતિક પૌષ્ટિક વિગેરે કર્મ કરી ભય પામી પ્રાર્થના કરવા લાગ્યા. કે અમારા કુળમાં અખંડ કલ્યાણ થજો. એ રીતે સમય જતાં તે માધવી અશ્વમુખીને કોઇ વરતું ન હતું ત્યારે ભગવાન વિષ્ણુએ પોતાની બ્હેનને વિકૃતરૂપ જાણી તથા માતા પિતાને ખેદ પામતાં જોઇ તે માધવીને સાથે લઇ બળદેવ સહિત પવિત્ર શાર્ઙ્ગક ક્ષેત્રમાં તપ કરવા ગયા. ધર્મને જાણનાર શ્રીકૃષ્ણે વિપ્રોને પ્રણામ કરી પૂછ્યું કે હે મુનીશ્વરો આ મારી બહેનને શાપથી મુક્ત થવા પવિત્ર તીર્થ બતાવો.

વાલખિલ્યો કહેછે—હે શ્રીકૃષ્ણ! પ્રથમ બ્રહ્મકુંડમાં સ્નાન કરી તેથી પૂર્વ દિશાએ શાપથી મુક્ત કરનાર સૌભાગ્યહ્રદછે તેમાં નાહી પવિત્ર મનવાળી આ તમારી બહેન માધવી બ્રહ્માનું ધ્યાન કરે તેથી તેનું અશ્વ મુખ મટશે અને સુંદર દિવ્ય મનુષ્યના મુખવાળી થશે.

સૂત કહેછે—તે વિપ્રોનાં વચનથી બ્રહ્મતીર્થમાં સ્નાન કરાવી શ્રી કૃષ્ણે સારી રીતે વ્રતમાં તત્પર તે માધવીને, બ્રહ્માને પ્રસન્ન કરવા સારૂ તપ કરવા આજ્ઞા કરી તથા પોતે પણ તપ કરવા લાગ્યા. વિવિધ પ્રકારનાં વ્રત અને દાનથી બ્રાહ્મણોને પ્રસન્ન કરવા લાગ્યા. નાનાપ્રકારના તર્પણેકરી એક વર્ષની અંતે સંતોષ પામેલા બ્રહ્માએ આવી વિષ્ણુને કહ્યું હે શ્રીકૃષ્ણ ઇચ્છા હોય તે વર માગો.

વિષ્ણુ કહેછે—હે બ્રહ્મન્! આ મારી ભગિની જે અશ્વમુખીછે તે તમારી કૃપાથી સુંદર મુખવાળી થાય એ મારી ઇચ્છાછે.

બ્રહ્મા કહેછે—હે શ્રીકૃષ્ણ! આ સૌભાગ્ય-હ્રદમાં તેને સ્નાન કરાવો એટલે મારા વરદાનથી તે સુંદર મુખવાળી થશે દિવ્ય દેહવાળી તે તમારી બહેન સુભદ્રા નામથી વિખ્યાત થશે. વીરપુત્રને ઉત્પન્ન કરનારી પતિને વહાલી આ સુભદ્રાના રૂપનું જે મનુષ્ય અહિં ભક્તિથી પૂજન કરશે, તે દિવ્યદેહ થશે, તેમ સહિત આ સુભદ્રાનું જે માઘ સુદી બારશને દીવસે ચંદન અને પુષ્પથી પૂજન કરશે તેનાં સર્વ મનવાંચ્છિત સિદ્ધ થશે. હે કેશવ! જે કોઇ સ્ત્રી ત્રીજને દિવસે આ સુભદ્રાને પૂજશે તથા ભક્તિયુક્ત થઇ તેની પરિક્રમા કરશે તે સુંદર પુત્રયુક્ત થઇ અખંડ સૌભાગ્ય પામી સર્વદા સુખી રહેશે. પતિએ ત્યાગ કરેલી સ્ત્રીને પતિની પ્રીતિ થશે અને વંધ્યાને લાંબી

આયુષ્યવાળી પુત્ર સંતતી થશે. તથા તે ઉત્તમ ઐશ્વર્ય પામી સર્વ ગુણયુક્ત થશે એવું કહી બ્રહ્મા વિરામ પામ્યા. ત્યારે તેમની આજ્ઞાથી સૌભાગ્ય-હૃદમાં તે કન્યાએ સ્નાન કર્યું કે તત્કાળ અશ્વમુખ મટી દિવ્ય દેહવાળી થઈ. હે વિપ્રો ત્યારે તેનું સુભદ્રા નામ વિખ્યાત થયું. જે કોઇ સૌભાગ્ય-હૃદમાં નાહી પિતૃતર્પણ, દાન અને પિંડપ્રદાન વિગેરે કરશે તે મહાદુર્ભાગ્ય યુક્ત પણ અતિ સુખી થશે. પ્રસન્ન થયેલા શ્રીકૃષ્ણ ચંદ્ર સરખી મુખવાળી વિશાળલોચની તે બહેનને લઇ બળદેવ સહિત પોતે બ્રહ્માની આજ્ઞા લઇ દ્વારિકામાં પ્રાપ્ત થયા હે વિપ્રો લક્ષ્મીના શાપથી એ રીતે તે માધવી મુક્ત થઇ સુંદર રૂપ પામી. જે સુંદર હાસ્યવાળી સુભદ્રાને પાંડવના પુત્ર અર્જુનને પરણાવ્યા હતા. તથા તેને અભિમન્યુ નામે વીરપુત્ર ઉત્પન્ન થયો હતો. માધવીના જન્મનું વૃત્તાંત ગરૂડની કથાના પ્રસંગથી, મેં તમને કહ્યું જે ભક્તિયુક્ત મનુષ્ય આ સઘળું આખ્યાન સાંભળે ને જન્મથી આરંભી મરણ પર્યંત થયેલાં પાપથી મુક્ત થાય છે.

यश्चैतत्पठ्यते मर्त्यो भक्त्यायुक्तः शृणोतिहि ॥
मुच्यते स नरः पापादाजन्ममरणांतिकात् ॥ ३४

ઇતિ શ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર
ભાષાંતરનો ચોસઠમો અધ્યાય સંપૂર્ણ.

---

ऋषयऊचुः ॥ ब्रह्मकुंडात्पूर्वतो यो ह्रदः सौभाग्यसंज्ञिकः ॥
कथमत्रैव चोत्पन्नश्चिरशापविमोक्षदः ॥ १ ॥

ઋષિઓ કહેછે—ઘણા કાળના શાપથી મુક્ત કરનાર તે સૌભાગ્ય હ્રદ એ આશ્રમમાં બ્રહ્મકુંડથી પૂર્વ દિશાએ શા રીતે થયો હતો, જેમાં સ્નાન કરવાથી માધવીને દિવ્ય શરીર પ્રાપ્ત થયું. લક્ષ્મીએ તેને જે શાપ આપ્યો હતો તે પરિણામ સુધી એટલે શાપથી મુક્ત થઇ ત્યાં સુધી સર્વ સવિસ્તર કહ્યું તે અમે સાંભળ્યું પરંતુ તે મહાત્મા બ્રાહ્મણના શાપથી હસ્તીમુખ થયેલી લક્ષ્મી પાછાં સુંદર મુખવાળી શીરીતે થયાં ? ૧

સૂત કહેછે—હે વિપ્રો ! તે વિપ્રના શાપથી તે ક્ષણેજ લક્ષ્મી હસ્તીમુખી થયાં તેને વિષ્ણુએ કહ્યું મહા વિસ્મય કરનારી હે કલ્યાણી આ રૂપથી કેટલાએક કાળસુધી તું સ્થીર રહે દ્વાપર યુગની અંતે હું પૃથ્વીપર અવતરીને તપ કરી તેને સુંદર મુખવાળી કરીશ. એવાં વિ

ષ્ણુનાં વચન સાંભળી અતિ દુઃખ પામેલી લક્ષ્મીએ બ્રહ્મકુંડથી પૂર્વ દિશાએ સ્નાન કરી તે ક્ષેત્રમાં રહી નિરંતર સાવધાનપણે બ્રહ્માને પ્રસન્ન કરવા લાગ્યાં. એક વર્ષે સંતોષ પામેલા બ્રહ્માએ તેને કહ્યું હે વિષ્ણુપ્રિયે ! હું તમને પ્રસન્ન થયોછું તમારી મરજી હોય તે વર માગો.

શ્રી લક્ષ્મી કહેછે—હે દેવ ! કોઇ એક કારણથી ક્રોધ પામેલાં ભૃગુવંશી વિપ્રે મને શાપ આપી હાથી સરખા મુખવાલી કરીછે માટે હે પિતામહ મને પ્રથમ જેવા રૂપવાળી કરો બીજું કાંઇ માગતી નથી.

સૂત કહેછે—ત્યારે કમંડળનું જળ તેના મસ્તકપર છાંટયુ તે સૌભાગ્યથી લક્ષ્મી સુંદર મુખવાળી થઈ તે જળથી તે સ્થળે હૃદ થયો તે સૌભાગ્ય નામે વિખ્યાત થયો તે લક્ષ્મીએ ત્યાં બ્રહ્માની મૂર્તિ સ્થાપી જળનું પ્રોક્ષણ કર્યા પછી બ્રહ્માએ કહ્યું સુંદર સુખવાળી હે કલ્યાણી ! મારા વરદાનથી તમારૂં સુંદર મુખ પ્રથમ કરતાં વિશેષ રમણિય થયું હવે તમારે સ્થાન કે જાઓ. હે કલ્યાણી ! આજથી હું તમને પ્રણીપદ આપું છું કે તમે હવેથી આ જગતમાં મહાલક્ષ્મી કહેવાશો. તમારા હસ્તીમુખીરૂપનું જે મનુષ્ય ભક્તિથી પૂજન કરશે તે પૃથ્વીમાં હાથીઓનો અધિપતિ થશે અર્થાત અતુલ્ય સમૃદ્ધિ પામશે. જે મનુષ્ય બીજને દીવસે તમારાં મહાલક્ષ્મી એ રીતે નામનો જપ કરતો તથા ભક્તિથી લક્ષ્મિ સૂક્ત વડે તમને પૂજશે તે સાત જન્મમાં નિર્ધન થશે નહીં ભાદરવા શુદી આઠમને અર્ધ રાત્રીએ તમને હસ્તી મુખને જેઓ પૂજશે તેઓ સુખી થશે એવું કહી બ્રહ્મા શાંત થયા. હર્ષ પામેલાં લક્ષ્મી વિષ્ણુની પાસે ગયાં પાપને મટાડનારી આ પવિત્ર કથાનું જે શ્રવણ કરે તે લાંબું આયુષ્ય પામી ધનધાન્ય સુખ ભોગવશે.

इमां यः शृणुयात्पुण्यां कथां पापप्रणाशिनीं ॥
स चिरायुः सुखी भोगी धनवान् रूपवांस्तथा ॥

ઇતિ શ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડનાં ગુર્જરભાષાંતરનો પાંસઠમો અધ્યાય સંપૂર્ણ.

---

ऋषयऊचुः ॥ अनूरुणा कथं लब्धो रथः सूर्यस्य सूतज ॥
सारथ्यं तु कथं प्राप्तमेतद्विस्तरतो वद ॥ १ ॥

ઋષિઓ કહેછે—હે સૂત ! અરૂણને સૂર્યના રથનું સારથીપણું શી રીતે મળ્યું તે અમને સવિસ્તર કહો.

સૂત કહેછે—પાંચસો વર્ષ પછી જ્યારે વિનતાએ ઇંડું ફોડયું ત્યારે તેમાંથી અરધા શરીરવાળા ઉત્પન્ન થયેલા અરૂણે ક્રોધથી શાપ આપીને વિચાર્યું કે હવે હું વાલખિલ્ય આશ્રમમાં જાઉં એવું ધારી ત્યાં આવી વાલખિલ્યોને પ્રણામ કરી આદરથી આવું પૂછવા લાગ્યો.

અરૂણ કહેછે—હે કૃપાળુ વિપ્રો અંગ વગરનો હું દુઃખીછું. તેનું આપ પાલન કરવા યોગ્ય છો તથા આ દુઃખથી મુક્ત થવાનો ઉપાય કૃપા કરી કહો.

વાલખિલ્યો કહેછે—હે ખગ ! આ આશ્રમથી વાયુ ખૂણામાં રમણીય દૂર્વાવનમાં બ્રહ્મકુંડછે તેમાં સ્નાન કરી સૂર્યનું સેવન કરો. હે અરૂણ સૂર્યની કૃપાથી તમે પરમ સુખ પામશો.

સૂત કહેછે—તે મુનિઓનાં વચન સાંભળી અરૂણે બ્રહ્મકુંડમાં નાહી દૂર્વાનું (ધ્રોનું) ચંદન પુષ્પ વિવિધ પ્રકારનાં નૈવેદ્ય અને વિરૂહવડે પૂજન કર્યું ત્યાર પછી સૂર્ય મૂર્તિ સ્થાપી દેવતાનાં સોવર્ષ તપ કર્યું તેથી પ્રસન્ન થયેલા સૂર્યે આવી તે પક્ષિરાજને કહ્યું કે સુંદરવ્રતવાળા હે અરૂણ ! હું તને વર આપવા આવ્યો છું માટે વર માગ.

અરૂણ કહેછે—કમળોને પ્રફુલ્લિત કરનાર હે સૂર્ય ! મને આપ સુંદર વાહન આપો. જેથી હું નિરંતર તે પર બેસું. તેમજ આપે કૃપા કરી નિત્ય અહિં રહેવું. હે સૂર્ય મેં આપની મૂર્તિ ભક્તિથી અહીં સ્થાપીછે હે દિવાકર ! તે આપની કૃપાથી મારા નામથી વિખ્યાત થાઓ.

સૂર્ય કહેછે—વિનતાના પુત્ર હે અરૂણ ! આગળથી અંધકારને દૂર કરતો તું જગતના હિત માટે હમેશાં મારા રથપર રહે. અહિં તારો સ્થાપેલી મારી મૂર્તિનું જેઓ સેવન કરશે તેને આ આશ્રમમાં કોઇથી ભય થશે નહી આ મારા અરૂણાદિત્ય સ્વરૂપનું જેઓ પૂજન કરશે તેઓને દુઃખ દારિદ્ર, પાપ, રોગો અને કોઇ પણ પ્રકારના ઉપદ્રવો પરાભવ કરશે નહીં તથા તેઓને શોકરૂપ અગ્નિ દગ્ધ કરશે નહીં.

સૂત કહેછે—એવું કહી સૂર્ય તે અરૂણને રથમાં બેસાડી પોતાના લોકમાં લઈ ગયા. હે વિપ્રો અદ્યાપિ સુધી તે અરૂણ સૂર્યના રથમાં રહ્યોછે તે પ્રભાતમાં ઉદય પામેછે. જે મનુષ્ય પ્રભાતમાં ઉઠી પ્રતિદિવસ સૂર્ય સહિત અરૂણને નમસ્કાર કરે, તેમને કોઇથી દુઃખનું ભય થતું નથી. ભાદરવા સુદી આઠમને દીવસે એટલે ધ્રો આઠમે વિષ્ણુના શરીરથી ઉત્પન્ન થયેલી દૂર્વાનું સ્થાપન કરી વિવિધ પ્રકારનાં ચંદન પુષ્પથી અને વાંસનાં પાત્રમાં

ષ્ણુનાં વચન સાંભળી અતિ દુઃખ પામેલી લક્ષ્મીએ બ્રહ્મકુંડથી પૂર્વ દિશાએ સ્નાન કરી તે ક્ષેત્રમાં રહી નિરંતર સાવધાનપણે બ્રહ્માને પ્રસન્ન કરવા લાગ્યાં. એક વર્ષે સંતોષ પામેલા બ્રહ્માએ તેને કહ્યું હે વિષ્ણુપ્રિયે ! હું તમને પ્રસન્ન થયોછું તમારી મરજી હોય તે વર માગો.

**શ્રી લક્ષ્મી કહેછે**—હે દેવ ! કોઇ એક કારણથી ક્રોધ પામેલાં ભૃગુવંશી વિપ્રે મને શાપ આપી હાથી સરખા મુખવાલી કરીછે માટે હે પિતામહ મને પ્રથમ જેવા રૂપવાળી કરો બીજું કાંઇ માગતી નથી.

**સૂત કહેછે**—ત્યારે કમંડળનું જળ તેના મસ્તકપર છાંટ્યુ તે સૌભાગ્યથી લક્ષ્મી સુંદર મુખવાળી થઈ તે જળથી તે સ્થળે હૃદ થયો તે સૌભાગ્ય નામે વિખ્યાત થયો તે લક્ષ્મીએ ત્યાં બ્રહ્માની મૂર્તિ સ્થાપી જળનું પ્રોક્ષણ કર્યો પછી બ્રહ્માએ કહ્યું સુંદર મુખવાળી હે કલ્યાણી ! મારા વરદાનથી તમારૂં સુંદર મુખ પ્રથમ કરતાં વિશેષ રમણિય થયું હવે તમારે સ્થાન કે જાઓ. હે કલ્યાણી ! આજથી હું તમને પ્રણીપદ આપુંછું કે તમે હવેથી આ જગતમાં મહાલક્ષ્મી કહેવાશો. તમારા હસ્તીમુખીરૂપનું જે મનુષ્ય ભક્તિથી પૂજન કરશે તે પૃથ્વીમાં હાથીઓનો અધિપતિ થશે અર્થાત અતુલ્ય સમૃદ્ધિ પામશે. જે મનુષ્ય બીજને દીવસે તમારાં મહાલક્ષ્મી એ રીતે નામનો જપ કરતો તથા ભક્તિથી લક્ષ્મિ સૂક્ત વડે તમને પૂજશે તે સાત જન્મમાં નિર્ધન થશે નહીં ભાદરવા શુદી આઠમને અર્ધ રાત્રીએ તમને હસ્તી મુખને જેઓ પૂજશે તેઓ સુખી થશે એવું કહી બ્રહ્મા શાંત થયા. હર્ષ પામેલાં લક્ષ્મી વિષ્ણુની પાસે ગયાં પાપને મટાડનારી આ પવિત્ર કથાનું જે શ્રવણ કરે તે લાંબું આયુષ્ય પામી ધનધાન્ય સુખ ભોગવશે.

इमां यः शृणुयात्पुण्यां कथां पापप्रणाशिनीं ॥
स चिरायुः सुखी भोगी धनवान् रूपवांस्तथा ॥

ઇતિ શ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડનાં ગુર્જરભાષાંતરનો
પાંસઠમો અધ્યાય સંપૂર્ણ.

---

ऋषयऊचुः ॥ अनूरुणा कथं लब्धो रथः सूर्यस्य सूतज ॥
सारथ्यं तु कथं प्राप्तमेतद्विस्तरतो वद ॥ १ ॥

**ઋષિઓ કહેછે**—હે સૂત ! અરૂણને સૂર્યના રથનું સારથીપણું શી રીતે મળ્યું તે અમને સવિસ્તર કહો.

સૂત કહેછે—પાંચસો વર્ષ પછી જ્યારે વિનતાએ ઈંડું ફોડયું ત્યારે તેમાંથી અરધા શરીરવાળા ઉત્પન્ન થયેલા અરૂણે ક્રોધથી શાપ આપીને વિચાર્યું કે હવે હું વાલખિલ્ય આશ્રમમાં જાઉં એવું ધારી ત્યાં આવી વાલખિલ્યોને પ્રણામ કરી આદરથી આવું પૃછવા લાગ્યો.

અરૂણ કહેછે—હે કૃપાળુ વિપ્રો અંગ વગરનો હું દુઃખીછું. તેનું આપ પાલન કરવા યોગ્ય છો તથા આ દુઃખથી મુક્ત થવાનો ઉપાય કૃપા કરી કહો.

વાલખિલ્યો કહેછે—હે ખગ! આ આશ્રમથી વાયુ ખૂણામાં રમણીય દૂર્વાવનમાં બ્રહ્મકુંડછે તેમાં સ્નાન કરી સૂર્યનું સેવન કરો. હે અરૂણ સૂર્યની કૃપાથી તમે પરમ સુખ પામશો.

સૂત કહેછે—તે મુનિઓનાં વચન સાંભળી અરૂણે બ્રહ્મકુંડમાં નાહી દૂર્વાનું (ધ્રોનું) ચંદન પુષ્પ વિવિધ પ્રકારનાં નૈવેદ્ય અને વિરૂહવડે પૂજન કર્યું ત્યાર પછી સૂર્ય મૂર્તિ સ્થાપી દેવતાનાં સોવર્ષ તપ કર્યું તેથી પ્રસન્ન થયેલા સૂર્ય આવી તે પક્ષિરાજને કહ્યું કે સુંદરવ્રતવાળા હે અરૂણ! હું તને વર આપવા આવ્યો છું માટે વર માગ.

અરૂણ કહેછે—કમળોને પ્રફુલ્લિત કરનાર હે સૂર્ય! મને આપ સુંદર વાહન આપો. જેથી હું નિરંતર તે પર બેસું. તેમજ આપે કૃપા કરી નિત્ય અહિં રહેવું. હે સુર્ય મેં આપની મૂર્તિ ભક્તિથી અહીં સ્થાપીછે હે દિવાકર! તે આપની કૃપાથી મારા નામથી વિખ્યાત થાઓ.

સૂર્ય કહેછે—વિનતાના પુત્ર હે અરૂણ! આગળથી અંધકારને દૂર કરતો તું જગતના હિત માટે હમેશાં મારા રથપર રહે. અહિં તારી સ્થાપેલી મારી મૂર્તિનું જેઓ સેવન કરશે તેને આ આશ્રમમાં કોઇથી ભય થશે નહી આ મારા અરૂણાદિત્ય સ્વરૂપનું જેઓ પૂજન કરશે તેઓને દુઃખ દારિદ્ર, પાપ, રોગો અને કોઇ પણ પ્રકારના ઉપદ્રવો પરાભવ કરશે નહીં તથા તેઓને શોકરૂપ અગ્નિ દગ્ધ કરશે નહીં.

સૂત કહેછે—એવું કહી સૂર્ય તે અરૂણને રથમાં બેસાડી પોતાના લોકમાં લઈ ગયા. હે વિપ્રો અદ્યાપિ સુધી તે અરૂણ સૂર્યના રથમાં રહ્યોછે તે પ્રભાતમાં ઉદય પામેછે. જે મનુષ્ય પ્રભાતમાં ઉઠી પ્રતિદિવસ સૂર્ય સહિત અરૂણને નમસ્કાર કરે, તેમને કોઇથી દુઃખનું ભય થતું નથી. ભાદરવા સુદી આઠમને દીવસે એટલે ધ્રો આઠમે વિષ્ણુના શરીરથી ઉત્પન્ન થયેલી દૂર્વાનું સ્થાપન કરી વિવિધ પ્રકારનાં ચંદન પુષ્પથી અને વાંસનાં પાત્રમાં

રહેલાં વિરૂઢકેથી પૂજન કરે તેના વંશમાં કોઇ દિવસે પાંગળાઓ ઉત્પન્ન થતા નથી. જે ઉત્તમ પુરૂષ આ અરૂણાદિત્યનું માહાત્મ્ય સાંભળે તેમને કોઇ દિવસે કાંઇ પણ દુષ્કર્મ ઉત્પન્ન થતું નથી.

अरुणादित्यमाहात्म्यं यः शृणोति नरोत्तमः ॥
न तस्य दुष्कृतं किंचिद्भविष्यति कदाचन ॥ २१ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડમાં अरुणादित्याख्यान નામે ગુર્જરભાષાંતરનો છાસઠમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ वालखिल्याश्रमे विप्रा मुक्तेश्वर इति स्मृतः ॥
वेद्यास्तु पूर्वदिग्भागे स्थापितो द्विजोत्तमाः ॥ १ ॥

સૂત કહેછે—હે વિપ્રો! વાલખિલ્યઆશ્રમમાં વેદીથી પૂર્વ દિશાએ બ્રહ્માએ સારી રીતે શ્રદ્ધાથી સ્થાપેલા મુક્તેશ્વર છે જ્યાં બ્રહ્માએ યત્ન પૂર્વક તપ કર્યું હતું, તથા જપ અને ધ્યાનમાં તત્પર વાલખિલ્યોએ તેનું પૂજન કર્યું હતું. જેનાં દર્શનવડે મનુષ્ય મહાપાપથી મૂકાયછે.

ઋષિઓ કહેછે—હે સૂત! પૂર્વે બ્રહ્માએ ત્યાં શી રીતે તપ કર્યું હતું તથા વાલખિલ્યોએ તેનું કેવી રીતે પૂજન કર્યું હતું? હે લોમહર્ષણના પુત્ર એ સઘળું અમને કહો?

સૂત કહેછે—શંકર પાર્વતીના લગ્નમાં હિમાચળે બ્રહ્માનું પૂજન કરી કહ્યું, કે હે બ્રહ્મન્! વિવાહ કર્મ કરવા ગૃહ્યસૂત્રમાં કહેલા વિધિથી વેદનું સ્થાપન કરી શાસ્ત્ર વિહિત સવિસ્તર અગ્નિ હોમનું કાર્ય કરો! એવું સાંભળી બ્રહ્માએ તે કાર્યનો આરંભ કરી પાર્વતીનાં સુંદર અવયવો જેમજેમ જોવામાં આવ્યા તેમ તેમ તે કામવશ થયા. મુખવિના સર્વ અવયવો જોયા તેથી સ્મર-પીડિત થયેલા બ્રહ્માએ જેમ કોઇના જાણવામાં આવે નહી તેમ પાર્વતીના અવયવો જોયા. લજ્જાયુક્ત પાર્વતીએ મુખ ઉઘાડું કર્યું નહોતું તેથી અને શંકરની શરમને લીધે બ્રહ્માએ પ્રત્યક્ષ મુખ જોઇ શકાયું નહી તેથી તે જોવા સારૂ કામાર્ત્ત થયેલા બ્રહ્માએ લીલાં સમિધ અને ભીંજેયલા હુતદ્રવ્યમાં ઘીની થોડી આહુતી નાખી અતિશય ધૂમાડો કર્યો તેથી મહાદેવ અને મંડપમાં રહેલાં સઘળા લોકો અકળાઇ આંખો ચોળવા લાગ્યાં તેવા ધૂમાડામાં સઘળાના હાથ પોતાની આંખો ચોળવામાં લાગી રહ્યા હતા, તેવામાં બ્રહ્માએ

---

૧ જવારા.

વેદી મુળને સુધારતાં પાર્વતીનું મુખ જોઇ કામથી પીડાયા. તેથી સ્ખલિત થયા પૃથ્વીપર પડેલું હિમકણ સરખું પોતાનું રેત રેતીથી ઢાંકવા લાગ્યા જેથી કોઇને ખબર પડે નહી; તે દિવ્ય ચક્ષુથી જાણી ભગવાન શંભુએ સકોપ થઇ આવું કહ્યું હે બ્રહ્મન્! તમે આ નિંદિત કર્મ શું કર્યું મારી કાંતાનું મુખ જોયું તે યોગ્ય નહીં તમે જાણોછો કે આ મારૂં કર્મ શંકરના જાણવામાં નથી પરંતુ હે વિધિ સ્થાવર જંગમાદિ ત્રૈલોક્ય કાંઇપણ મારાથી અજાણ્યું નથી. હે બ્રહ્મન્ તલમાં રહેલા તેલની પેઠે હું વિશ્વમાં વ્યાપી રહ્યોછું મનુષ્યોમાં હાસ્ય થાય તેવું તમે આ લોક ગર્હિતકર્મ કર્યું, તમારૂં કામવશ થયેલાનું વેદીમાં પડેલું આ રેત, વ્યર્થ થશે નહીં જેટલા રેતીના કણ તેમાં ભીંજાયાછે તેટલા અંગુઠા જેવડા તપસ્વી પરાક્રમી શાપથી અનુગ્રહ કરવામાં સમર્થ ઉત્તમ વ્રતવાળા વાલખિલ્ય મુનિઓ થશે.

સૂત કહેછે—એવું શંકરે કહ્યું તેટલામાં તે વેદીમાંથી અંગુષ્ઠ જેવડા વેદવાદી વાલખિલ્ય મુનિઓ થયા. શરમાયેલા બ્રહ્મા નીચું મુખ કરી ઉભા રહ્યા ચોતરફ રહેલા ઇંદ્રાદિક સર્વ દેવ સહિત બ્રહ્માએ શિવને પ્રણામ કરી કહ્યું કે હે પ્રભુ આ મારા અપરાધની આપ ક્ષમા કરો આ પાપની શુદ્ધિ માટે પ્રાયશ્ચિત્ત કહો તથા કરવું ઘટે તેવું યોગ્ય શિક્ષણ કરો જેથી પાપ દૂર થાય.

શંકર કહેછે—હે બ્રહ્મન્! વેદીથી પૂર્વભાગમાં મારૂં લિંગ સ્થાપી મારા આરાધનમાં તત્પર તમે ધ્યાન નિષ્ટ થઇ તપ કરો જેથી તમે પાપ મુક્ત થશો એમાં સંશય નથી.

સૂત કહેછે—એવી શિવની આજ્ઞાથી લોકના પિતામહ બ્રહ્માએ પાપથી મુક્ત થવા ઉગ્ર તપ કર્યું. ત્યારે પ્રસન્ન થયેલા મહાદેવે કહ્યું હે સુવ્રત હું તમારા તપથી સંતુષ્ટછું માટે વર માગો.

બ્રહ્મા કહેછે—વૃષભધ્વજ! મેં પાર્વતીનું મુખ જોયું તે મારૂં માનસી પાપ દૂર થાઓ તથા આ મારૂં સ્થાપેલું આપનું લિંગ તમારી કૃપાથી સર્વ પાપને હરનાર થાઓ પરસ્ત્રીના ગમનથી થયેલું પાપ આપના મુક્તેશ્વર સ્વરૂપના દર્શનથી દૂર થાય તથા આ શિવલિંગ યુગયુગમાં મુક્તેશ્વર નામે ખ્યાતિ પામો.

---

૧ વીર્ય.

ઇશ્વર કહેછે—હે વિધિ ! તમે જે મારી પાસે ઇચ્છિત વર માગ્યું તે સર્વ મારા વચનથી સિદ્ધ થશે.

સૂત કહેછે—એવું કહી શિવ કૈલાસ પ્રત્યે ગયા. કામ વશ થયેલા બ્રહ્માનું, પાર્વતીના મુખ જોવાથી થયેલું પાપ મટયું. ત્યારે બ્રહ્મા વિશ્વકર્માને આજ્ઞા કરી સ્વધામ ગયા માઘ શુદી ચઉદશ અને શિવરાત્રીએ આ મુક્તેશ્વર પાસે જે સોરૂદ્રી કરે તેમની સર્વ મનવાંચ્છિત કામના પૂર્ણ થાયછે તથા એકસો આઠ રૂદ્રી કરનારને પરમગતિ મળેછે તેમાં સંદેહ નથી. જે દ્વિજ તેની પાસે નિત્ય એક રૂદ્રિ કરે તે નિત્યે કરેલા પાપથી મૂકાયછે હે વિપ્રો તતકાળ સર્વ પાપને નાશ કરનાર મહામંગળરૂપ આયુષ્ય અને કીર્તિને વધારનાર આ મુક્તેશ્વરનું માહાત્મ્ય મેં તમને કહ્યું આ માહાત્મ્ય સદા આદરથી શ્રવણ કરવા યોગ્ય છે.

मांगल्यं परमं ह्येतदायुष्यं कीर्त्तिवर्द्धनं ॥
मुक्तेश्वरस्य माहात्म्यं तस्माच्छ्रोतव्यमादरात् ॥ ४४ ॥

ઈતિશ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના મુક્તેશ્વરાવિર્भાવ નામે સડસઠમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ आश्रमाद्दक्षिणे विप्रा ब्रह्मतीर्थमिति स्मृतं ॥
ब्रह्मणा स्थापितं विप्राः सर्वपातकनाशनं ॥ १ ॥

સૂત કહેછે—હે વિપ્રો ! આશ્રમથી દક્ષિણે બ્રહ્માનું સ્થાપેલું બ્રહ્મતીર્થ સર્વ પાપને મટાડનારછે જ્યાં બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વર રહ્યાછે તેમજ પાપનો નાશ કરનાર હિમાચળેશ્વર તે સ્થળેછે.

ઋષિઓ કહેછે—હે સૂત ! આ આશ્રમમાં બ્રહ્માએ તીર્થ સ્થાપ્યુંછે તે બ્રહ્મતીર્થનું માહાત્મ્ય વિસ્તારથી કહો !

સૂત કહેછે—પૂર્વે શંકર પાર્વતીના વિવાહમાં બ્રહ્માએ વિધિથી બાવન હાથની નવ અંગસહિત સરખી વેદી સ્થાપી હતી. શંકરને પરણાવવા સારૂ બ્રહ્મા પોતે આચાર્ય થયા હતા વિષ્ણુ બ્રહ્માને આસને બેઠા હતા ઇંદ્ર યજમાન થયો હતો ત્યારે પાર્વતીના મુખ દર્શનથી મોહિત થયેલા બ્રહ્માથી ઉત્પન્ન થયેલા વાલખિલ્યોને જોઇ વિષ્ણુ સહિત શંકરે બ્રહ્માને કહ્યું કે હે સુવ્રત ! વર માગો ?

બ્રહ્મા કહેછે—હે મહેશ્વર! આ મારી સ્થાપન કરેલી વેદી, મારા નામથી એટલે બ્રહ્મતીર્થ એવા નામથી યુગ યુગમાં ખ્યાત થાઓ અને આપ અહિં આ તીર્થ સમીપે નિવાસ કરો. હે શંકર! આ મારા પુત્રો જે અહિં વેદીમાં ઉત્પન્ન થયા તેઓનું આ સ્થળ ઉત્પત્તિ અને લયના સ્થાનરૂપ થાઓ, મારા વીર્યથી ઉત્પન્ન થયેલા જે વિપ્રોનો અહિં દેહાંત થાય તે મને તમારી કૃપાથી મારૂં સાયુજ્ય પામો, હે દેવેશ! આપે પાર્વતી સહિત સદા અહીં સ્થિતિ કરવી.

સૂત કહેછે—તથાસ્તુ કહી શિવ અંતર્હિત થયા બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ ત્રણે નામનાં શિવલિંગ ઉત્તરાભિમુખછે તથા ત્રણેય પ્રાસાદો ઉત્તરાભિમુખછે પૂર્વ દિશામાં પાર્વતી અને મહાદેવછે તેનો પ્રાસાદ વિશ્વકર્માએ કરેલોછે. હે વિપ્રો આ બ્રહ્મતીર્થનું માહાત્મ્ય કહું તે સાંભળો. કાશીનેવિશે મરણ થવાથી મનુષ્યને જે ગતિ મળે તે અહિં બ્રહ્મ તીર્થમાં અગ્નિદાહ કરવાથી મળેછે, પ્રભાસ, કુરૂક્ષેત્ર, પ્રયાગ, અને પુષ્કર વિગેરેમાં દેહાંત થવાથી જે ગતિમળે તે અહીં બ્રહ્મ તીર્થમાં દાહ માત્રથી મળેછે. ભાદરવા વદી અમાવાસ્યા અને ચતુર્દશીને દિવસે જે બ્રહ્મા, વિષ્ણુ અને શિવનું ભક્તિથી પૂજન કરેછે તેનાં આ લોકમાં સર્વ મનોરથ પૂર્ણ થાયછે અને અંતે પર લોકમાં સુખથી વસેછે, જે મનુષ્ય આ બ્રહ્મતીર્થના માહાત્મ્યનું શ્રવણ કરે તે સર્વ પાપથી મુકાઇ બ્રહ્મલોકમાં વસેછે.

यश्चैनं शृणुयान्मर्त्यो ब्रह्मतीर्थसमुद्भवं ॥
सर्वपापविनिर्मुक्तो ब्रह्मलोके महीयते ॥ २० ॥

ઈતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડમાં ब्रह्मतीर्थाख्यान નામે
ગુર્જરભાષાંતરનો અડસઠમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ ततश्चाग्नेयादिग्भागे पंचेशानाः शुभप्रदाः ॥
पंचभिर्लोकपालैश्च स्थापिताः पापनाशनाः ॥ १ ॥

સૂત કહેછે—ને આશ્રમથી અગ્નિખુણામાં પાંચ લોકપાળના સ્થાપેલા પાપને મટાડનાર કલ્યાણદાયક પંચેશ્વર અર્થાત્ પાંચ મહાદેવછે.

ઋષિઓ કહેછે—હે સૂત! લોકપાળોએ શી રીતે લિંગ સ્થાપ્યા હતાં અને કેવી રીતે તપ કર્યું હતું તે વિસ્તારથી કહો.

સૂત કહેછે—પૂર્વે ક્રોધયુક્ત શંકરે પાંચ લોકપાળને શાપ આપ્યો હતો તેથી તેઓ તીર્થ યાત્રા કરતા કરતા તીર્થ યાત્રાના પ્રસંગથી શાપથી મુક્ત થવા એ આશ્રમમાં પ્રાપ્ત થયા ત્યારે તેમણે મહર્ષિઓનાં સ્થાપેલાં શિવલિંગો અને કૈલાસના શિખર સરખા ઉંચા પ્રાસાદો જોયાં, આ ક્ષેત્ર શાપથી મુક્ત કરનાર છે એવું જાણી તેમણે પાંચ લિંગ સ્થાપ્યા ઇંદ્રનું સ્થાપેલું ઇંદ્રેશ્વર નામે શિવલિંગ પૂર્વમાંછે, ધર્મ રાજનું દક્ષિણમાં, વરૂણનું પશ્ચિમમાં, કુબેરનું ઉત્તરમાં અને અગ્નિનું સ્થાપેલું શિવલિંગ મધ્યમાંછે એ રીતે તેમણે શિવલિંગ સ્થાપી દેવતાનાં સો વર્ષ સુધી તપ કર્યું તેથી પ્રસન્ન થયેલા મહાદેવે કહ્યું કે તમારા તપથી હું સંતુષ્ટછું માટે ઉત્તમ વર માગો.

લોકપાલો કહેછે—હે પ્રભુ ! હે સ્વામિન્ ! જો આપ અમારા ઉપર પ્રસન્ન થયા હો તો હે વૃષધ્વજ મહેશ્વર ! અમારા પૂર્વના અધિકારો અમને આપો અમે સ્થાપેલાં આ આપનાં લિંગ તમારી કૃપાથી અમારા નામે વિખ્યાત થાઓ,

સૂત કહેછે—એવાં લોકપાળનાં વચન સાંભળી તથાસ્તુ કહી શિવ અંતર્હિત થયા. હે વિપ્રો તે પાંચ લિંગ તેમના નામથી ખ્યાત થયાં તેમના પાંચ પ્રાસાદો વિશ્વ કર્માએ રચ્યા હતા જેઓ આ પાંચ લિંગનું પૂજન કરે છે. તેઓની સર્વ કામના પૂર્ણ થાય છે. શતપત્ર નામના કમળથી ઇંદ્રેશ્વરનું કરવીરના[1] પુષ્પથી યમેશ્વરનું[2], જાયના ફૂલથી વરૂણેશ્વરનું, ચંપાથી ધનદેશ્વરનું અને ધોળા પદ્મનામના કમળોથી અગ્નીશ્વરનું જેઓ ધૂપદીપ અને નૈવેદ્યપૂર્વક પૂજન કરેછે, તેમને મનવાંચ્છિત સર્વ સુખ મળેછે. આસુ વદી પાંચમને દીવસે પાંચમા નક્ષત્રમાં એટલે મૃગ શિરમાં જે આ પંચેશ્વરનું પૂજન કરેછે તેની વિવિધ કામના પૂર્ણ થાયછે હે વિપ્રો ! આ પંચેશ્વરની ઉત્પત્તિની કથા મેં તમને કહી જે આ આખ્યાનનો પાઠ તથા શ્રવણ કરેછે તેને ઉત્તમ સમૃદ્ધિ મળે છે.

एष वः कथितो विप्राः पंचेश्वरसमुद्भवः ॥
यः पठेच्छृणुयाद्वापि स लभेच्छ्रियमुत्तमां ॥ १७ ॥

ઈતિ શ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો ઓગણોતેરમો અધ્યાય સંપૂર્ણ.

---

૧ કણેરને. ૨ ધર્મરાજને સ્થાપેલા.

सूतउवाच ॥ आश्रमाद्दक्षिणे भागे संस्थितश्च पितामहः ॥
स्थापयित्वा स्वपुत्राणामाश्रमं द्विजसत्तमाः ॥ १ ॥

સૂત કહેછે—આશ્રમથી દક્ષિણે બ્રહ્મા રહ્યાછે હે વિપ્રો પોતાના પુત્રને માટે આશ્રમનું સ્થાપન કરી પોતે બ્રહ્મતીર્થમાં સ્થિતિ કરીછે જેનાં દર્શનથી સત્વર મહાપાપથી મુકાય છે. તેની પશ્ચિમે ધનવંતરીના સ્થાપેલા પાપને મટાડનાર વૈદ્યનાથ છે.

ઋષિઓ કહેછે—ધર્મને જાણનાર હે સૂત ત્યાં ધનવંતરીએ શા માટે મહોટું તપ કર્યું હતું ? એ આખ્યાન અમને કહો.

સૂત કહેછે—પૂર્વે બ્રહ્માએ ક્રોધથી વૈદ્યના નાથ ધનવંતરીને શાપ આપ્યો હતો તેથી તેમણે એ આશ્રમમાં જઇ બ્રહ્મકુંડ પાસે શિવલિંગ સ્થાપી વિધિથી દારૂણ તપ કર્યું હતું તેથી પ્રસન્ન થયેલા મહાદેવે તેને કહ્યું કે હું તમને વરદાન દેવા માટે સંતુષ્ટ થયોછું. તેથી ઈચ્છિત વર માગો.

ધનવંતરી કહેછે—હે દેવેશ ! જો આપ સંતુષ્ટ થયા હોતો મને આ ત્રણ વર આપો હે ચંદ્રશેખર ! સૂર્ય અહિં આવી રહે જેથી તમારી પાસે હુ તેનું સ્થાપન કરૂં તથા આ લિંગ મારા નામથી ખ્યાતિ પામો એવું સાંભળી તથાસ્તુ કહી શિવ અંતર્હિત થયા ત્યાર પછી તે મહાદેવ સહિત સુર્ય ત્યાં પ્રગટ થયા તેને માટે વિશ્વકર્માએ સુંદર પ્રાસાદો બનાવ્યાં.

સૂત કહેછે—જે મનુષ્ય રવિ, અને સાતમને દિવસે આ વૈદ્યનાથનું પૂજન કરે કુષ્ટ વ્યાધિથી મુક્ત થઇ તત્કાળ આરોગ્ય પામેછે જે સ્ત્રી દીવો કરી તેની પ્રદક્ષિણા કરે તે વૈધવ્ય, દુઃખ, શોક, અને રોગથી પીડાતી નથી હે વિપ્રો ! વાયુ પૂત્ર હનુમાનની ઉત્પતિની કથા કહું તે સાંભળો. પૂર્વે મહા બળવાન વાયુના પૂત્ર હનુમાને રત્યાદિત્યની પાસે સન્મૂખ રહી ઉગ્ર તપ કર્યું તેથી પ્રસન્ન થયેલા સૂર્યે તેને કહ્યું કે હે મહાભાગ સુંદર મનવાળા મારૂતિ, હું તમને પ્રસન્ન થયોછું માટે વર માગો.

હનુમાન્ કહેછે—હે સૂર્ય તમે જો મને પ્રસન્ન થયા હોતો સદા હું તમારી પાસે રહું તથા જે કોઇ મનુષ્ય રવિ સોમ અને સાતમને દીવસે તેલ આકડાના પુષ્પ અને કરેણથી મારૂં પૂજન કરે તેની સર્વ કામના સિદ્ધ થાય હે દિવાકર ! એ વર માગુંછું.

સૂત કહેછે—તે સાંભળી તથાસ્તુ કહી સૂર્ય અંતર્હિત થયા હે વિપ્રો તે દિવસથી આરંભી હનુમાન અહિં રહ્યાછે તેનો દક્ષિણે ગુહાદેવીછે જેના

પૂજન માત્રથી મનુષ્યનાં સર્વ દુઃખ મટેછે તેની પશ્ચિમે ખિલ નામના ગણપતિછે સર્વ કાર્યની સિદ્ધિ થવા વાલખિલ્યોએ તેમની પ્રતિષ્ઠા કરી હતી જે મનુષ્ય માગશર શુદી ચોથને દીવસે તેમનું પૂજન કરી સિંદુર અને શતપત્ર નામનાં કમળો ચડાવેછે તથા ઘીથી ચુચવતા મોદક આદિ વિવિધ પ્રકારના નૈવેદ્યથી તેમને પ્રસન્ન કરેછે તેમની મન વાંચ્છિત સર્વ કામના પૂર્ણ થાયછે. હે વિપ્રો! વૈદ્યનાથની હનુમાનની અને ખિલ નામના ગણપતિની ઉત્પત્તિની કથા મેં તમને કહી જે મનુષ્ય ભક્તિથી આ કથા સાંભળેછે તેને ઉત્તમ સમૃદ્ધિ મળેછે.

विघ्नेशस्य खिलाख्यस्य वायुपुत्रसमुद्भवं ॥
यः श्रृणोति नरोभक्त्या सलभेच्छ्रियमुत्तमां ॥ २२ ॥

ઇતિ શ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડમાં वैद्यनाथ हनुमन खे
लगणेशाख्यान નામે સિંતેરમો અધ્યાય સંપૂર્ણ.

सूतउवाच ॥ अत्र चिंतामणिर्विप्रा विख्यातो गणनायकः ॥
यस्य संदर्शनात्कामांश्चिंतितान् लभतेनरः ॥ १ ॥

સૂત કહેછે—હે વિપ્રો! ચિંતવેલાં સઘળાં કાર્ય જેના દર્શનથી મનુષ્યને સિદ્ધ થાયછે તે ચિંતામણી ગજાનન એ ક્ષેત્રનેવિષે વિખ્યાતછે.

ઋષિઓ કહેછે—હે સૂત! આ આશ્રમમાં ચિંતામણી ગણપતિ શી રીતે થયા તેનું ઉત્પત્તિ સહિત માહાત્મ્ય કહો. પૂર્વે વાલખિલ્ય ઋષિઓએ યજ્ઞ આરંભ્યો હતો તેમાટે તેઓ હુત દ્રવ્ય લાવ્યા હતા તે જાણી દૈત્યો આવી હુતદ્રવ્ય લઇ સઘળા પોતાને સ્થાનકે ગયા ત્યારે વિપ્રોએ વિચાર કર્યો કે આપણા યજ્ઞમાં ખરેખર વિઘ્ન પ્રાપ્ત થયું માટે શું કરવું એવું ચિંતવી તે સઘળાઓએ ગજાનનનું ધ્યાન કર્યું સ્મરણ માત્રથી તે ક્ષણેજ પ્રત્યક્ષ દર્શન આપી ગણપતિએ કહ્યું.

ગજાનન કહેછે—હે વિપ્રો! તમારે મારા લાયક શું મહોટું કાર્ય પ્રાપ્ત થયું છે તે મને આજ્ઞા કરો એટલે હું સિદ્ધ કરીશ.

વાલખિલ્યો કહેછે—હે વિઘ્નેશ! યજ્ઞ અર્થે જે હુત દ્રવ્ય લાવ્યા હતા તે દૈત્યો હરી ગયા અમારા યજ્ઞમાં વિઘ્ન આવ્યુંછે તે દૂર કરી અમારૂં કાર્ય પરિપૂર્ણ કરો!

સૂત કહેછે—એવું તે વિપ્રોએ કહ્યું તે ક્ષણે ગણપતિએ યજ્ઞનું હુત દ્રવ્ય પરિપૂર્ણ કર્યું તેથી તે વિપ્રોએ વિધિપૂર્વક યજ્ઞ કરી તે ગણપતિનું ત્યાં સ્થાપન કર્યું અમારી ચિંતવેલી સઘળી ક્રિયા તમે નિર્વિઘ્નપણે સિદ્ધ કરી માટે ત્રૈલોકયમાં ચિંતામણી એવા નામથી વિખ્યાત થશો. જે કોઇ મનુષ્ય માઘ શુદ ચોથને દિવસે આ ચિંતામણી ગણપતિનું પૂજન કરેછે તેની સર્વ કામના પરિપૂર્ણ થાયછે હે વિપ્રો ! આ ચિંતામણીનું માહાત્મ્ય મેં તમોને કહ્યું હવે ક્ષેત્રપાળનું મહાત્મ્ય કહું તે સાંભળો વાલખિલ્ય આશ્રમથી પૂર્વ દ્વારે આ ક્ષેત્રની રક્ષા સારૂ બ્રહ્માએ ક્ષેત્રપાળ સ્થાપ્યાછે જેને એ આશ્રમમાં સુખથી વસવા ઇચ્છા હોય તેણે ભક્તિથી નિત્ય ક્ષેત્રપાળનું પૂજન કરવું, પાંચમ, આઠમ, અને ચઉદશને દીવસે રતાંજળી, પુષ્પ, વિવિધ પ્રકારનાં નૈવેદ્યથી જેઓ, એકાગ્ર થઇ ક્ષેત્રપાળને પૂજેછે તેમને ડાકિની, શાકિની, ક્રૂર કોટરા, કૂષ્માંડ, બ્રહ્મરાક્ષસ, ભૂત, પ્રેત, પિશાચ, ઝોટીંગ અને નાગ વિગે. રેની પીડા થતી નથી. તેના દક્ષિણદ્વારની રક્ષા માટે બ્રહ્માએ સ્થાપેલી દ્વારવાસિની દેવીછે. તેને માટે દેવ વિશ્વકર્માએ મનોહર પ્રાસાદ બનાવેલોછે, હે વિપ્રો જેના પૂજનથી સઘળા પ્રકારની સમૃદ્ધિ મળેછે તેથી પૂર્વે ગયા તીર્થની પાસે સર્વ મનોરથને પરિપૂર્ણ કરનાર ઢુંઢિરાજ નામે ગણપતિ છે તે ગણપતિ પૂર્વેકાશીમાં ઉત્પન્ન થયા હતા તેણે અહિં આવી પોતાની મૂર્ત્તિનું સ્થાપન કર્યું ત્યારે તે શાપથી મુક્ત થયા હતા હે વિપ્રો માગશિર સુદ ચોથે તે ઢુંઢીરાજનું જેઓ પુજન કરેછે તેની સર્વકામના સિદ્ધ થાયછે તેના સન્મુખે પાપને મટાડનારી વિધાત્રી દેવીછે તેણે પૂર્વે બ્રહ્માના શાપથી એ આશ્રમમાં તપ કર્યું હતું જે વિધાત્રીના પૂજનથી તત્કાળ મનુષ્યનાં દુઃખ મટેછે. ગયા તીર્થની પાસે સાત ઋષિનાં સ્થાપેલાં સાત શિવલિંગછે જેનાં દર્શનથી મનુષ્ય નિષ્પાપ થાયછે.

गयातीर्थस्य पार्श्वेतु सप्तलिंगानि संतिवै ॥
सप्तर्षीणां महाभागाः स्थापितानि महर्षिभिः ॥ २६ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડમાં ગુર્જરભાષાંતરનો
એકાતેરમો અધ્યાય સંપૂર્ણ.

પૂજન માત્રથી મનુષ્યનાં સર્વ દુઃખ મટેછે તેની પશ્ચિમે ખિલ નામના ગણપતિછે સર્વ કાર્યની સિદ્ધિ થવા વાલખિલ્યોએ તેમની પ્રતિષ્ઠા કરી હતી જે મનુષ્ય માગશર શુદી ચોથને દીવસે તેમનું પૂજન કરી સિંદુર અને શતપત્ર નામનાં કમળો ચડાવેછે તથા ઘીથી ચુચવતા મોદક આદિ વિવિધ પ્રકારના નૈવેદ્યથી તેમને પ્રસન્ન કરેછે તેમની મન વાંચ્છિત સર્વ કામના પૂર્ણ થાયછે. હે વિપ્રો! વૈદ્યનાથની હનુમાનની અને ખિલ નામના ગણપતિની ઉત્પત્તિની કથા મેં તમને કહી જે મનુષ્ય ભક્તિથી આ કથા સાંભળેછે તેને ઉત્તમ સમૃદ્ધિ મળેછે.

विघ्नेशस्य खिलाख्यस्य वायुपुत्रसमुद्भवं ॥
यः श्रृणोति नरोभक्त्या सलभेच्छ्रि यमुत्तमां ॥ २२ ॥

ઇતિ શ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડમાં वैद्यनाथ हनुमन रवे लगणेशाख्यान નામે સિંતેરમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ अत्र चिंतामणिर्विप्रा विख्यातो गणनायकः ॥
यस्य संदर्शनात्कामांश्चिंतितान् लभतेनरः ॥ १ ॥

સૂત કહેછે—હે વિપ્રો! ચિંતવેલાં સઘળાં કાર્ય જેના દર્શનથી મનુષ્યને સિદ્ધ થાયછે તે ચિંતામણી ગજાનન એ ક્ષેત્રનેવિષે વિખ્યાતછે.

ઋષિઓ કહેછે—હે સૂત! આ આશ્રમમાં ચિંતામણી ગણપતિ શી રીતે થયા તેનું ઉત્પત્તિ સહિત માહાત્મ્ય કહો. પૂર્વે વાલખિલ્ય ઋષિઓએ યજ્ઞ આરંભ્યો હતો તેમાટે તેઓ હુત દ્રવ્ય લાવ્યા હતા તે જાણી દૈત્યો આવી હુતદ્રવ્ય લઇ સઘળા પોતાને સ્થાનકે ગયા ત્યારે વિપ્રોએ વિચાર કર્યો કે આપણા યજ્ઞમાં ખરેખર વિઘ્ન પ્રાપ્ત થયું માટે શું કરવું એવું ચિંતવી તે સઘળાઓએ ગજાનનનું ધ્યાન કર્યું સ્મરણ માત્રથી તે ક્ષણેજ પ્રત્યક્ષ દર્શન આપી ગણપતિએ કહ્યું.

ગજાનન કહેછે—હે વિપ્રો! તમારે મારા લાયક શું મ્હોટું કાર્ય પ્રાપ્ત થયુંછે તે મને આજ્ઞા કરો એટલે હું સિદ્ધ કરીશ.

વાલખિલ્યો કહેછે—હે વિઘ્નેશ! યજ્ઞ અર્થે જે હુત દ્રવ્ય લાવ્યા હતા તે દૈત્યો હરી ગયા અમારા યજ્ઞમાં વિઘ્ન આવ્યુંછે તે દૂર કરી અમારૂં કાર્ય પરિપૂર્ણ કરો!

સૂત કહેછે—એવું તે વિપ્રોએ કહ્યું તે ક્ષણે ગણપતિએ યજ્ઞનું હુત દ્રવ્ય પરિપૂર્ણ કર્યું તેથી તે વિપ્રોએ વિધિપૂર્વક યજ્ઞ કરી તે ગણપતિનું ત્યાં સ્થાપન કર્યું અમારી ચિંતવેલી સઘળી ક્રિયા તમે નિર્વિઘ્નપણે સિદ્ધ કરી માટે ત્રૈલોક્યમાં ચિંતામણી એવા નામથી વિખ્યાત થશો. જે કોઇ મનુષ્ય માઘ શુદ ચોથને દિવસે આ ચિંતામણી ગણપતિનું પૂજન કરેછે તેની સર્વ કામના પરિપૂર્ણ થાયછે હે વિપ્રો ! આ ચિંતામણીનું માહાત્મ્ય મેં તમોને કહ્યું હવે ક્ષેત્રપાળનું મહાત્મ્ય કહું તે સાંભળો વાલખિલ્ય આશ્રમથી પૂર્વ દ્વારે આ ક્ષેત્રની રક્ષા સારૂ બ્રહ્માએ ક્ષેત્રપાળ સ્થાપ્યાછે જેને એ આશ્રમમાં સુખથી વસવા ઇચ્છા હોય તેણે ભક્તિથી નિત્ય ક્ષેત્રપાળનું પૂજન કરવું, પાંચમ, આઠમ, અને ચઉદશને દીવસે રતાંજળી, પુષ્પ, વિવિધ પ્રકારનાં નૈવેદ્યથી જેઓ, એકાગ્ર થઇ ક્ષેત્રપાળને પૂજેછે તેમને ડાકિની, શાકિની, કૂર કોટરા, કૃષ્માંડ, બ્રહ્મરાક્ષસ, ભૂત, પ્રેત, પિશાચ, ઝોટીંગ અને નાગ વિગે રેની પીડા થતી નથી. તેના દક્ષિણદ્વારની રક્ષા માટે બ્રહ્માએ સ્થાપેલી દ્વારવાસિની દેવીછે. તેને માટે દેવ વિશ્વકર્માએ મનોહર પ્રાસાદ બનાવેલોછે, હે વિપ્રો જેના પૂજનથી સઘળા પ્રકારની સમૃદ્ધિ મળેછે તેથી પૂર્વે ગયા તીર્થની પાસે સર્વ મનોરથને પરિપૂર્ણ કરનાર ઢુંઢિરાજ નામે ગણપતિ છે તે ગણપતિ પૂર્વે કાશીમાં ઉત્પન્ન થયા હતા તેણે અહિં આવી પોતાની મૂર્તિનું સ્થાપન કર્યું ત્યારે તે શાપથી મુક્ત થયા હતા હે વિપ્રો માગશિર સુદ ચોથે તે ઢુંઢીરાજનું જેઓ પુજન કરેછે તેની સર્વકામના સિદ્ધ થાયછે તેના સન્મુખે પાપને મટાડનારી વિધાત્રી દેવીછે તેણે પુર્વે બ્રહ્માના શાપથી એ આશ્રમમાં તપ કર્યું હતું જે વિધાત્રીના પૂજનથી તતકાળ મનુષ્યનાં દુઃખ મટેછે. ગયા તીર્થની પાસે સાત ઋષિનાં સ્થાપેલાં સાત શિવલિંગછે જેનાં દર્શનથી મનુષ્ય નિષ્પાપ થાયછે.

गयातीर्थस्य पार्श्वेतु सप्तलिंगानि संतिवै ॥
सप्तर्षीणां महाभागाः स्थापितानि महर्षिभिः ॥ २६ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડમાં ગુર્જરભાષાંતરનો
એકોતેરમો અધ્યાય સંપૂર્ણ.

———<>———

सूतउवाच ॥ वालखिल्याश्रमे यज्ञवाराहः परिकीर्तितः ॥
सांबार्कसन्मुखो विप्रा महापातकनाशनः ॥ १ ॥

સૂત કહેછે—હે વિપ્રો! વાલખિલ્ય આશ્રમમાં સાંબાદિત્યની સન્મુખ મહાપાપને મટાડનાર યજ્ઞવારાહછે જે પૂર્વે પાતાળમાંથી પૃથ્વીને દાઢના અગ્રભાગમાં ધારણ કરી લાવ્યા હતા તથા જેણે વારાહ રૂપથી હિરણ્યાક્ષને હણ્યા હતા તે પ્રભુ અહીં આવી રહ્યાછે તેનું માહાત્મ્ય કહું તે સાંભળો. પાપને મટાડનાર તે વારાહે આ ક્ષેત્રને પવિત્ર જાણી સ્થિતિ કરીછે તેમનો પ્રાસાદ કૈલાસ શિખર સરખો ચુનાથી અજવાળેલો વિશ્વકર્માએ બનાવેલ અતિ મનોહરછે. તે વારાહનું વાલખિલ્ય વિપ્રો દેવતાઓ યક્ષો, સિદ્ધો, અપ્સરાઓ અને મરૂતગણોએ પૂજન કરેલું છે, પુષ્કર હૃદમાં ન્હાઈ વારાહને પ્રણામ કરે તેના સર્વે મનોરથ થોડા વખતમાં સિદ્ધ થાયછે; આશુ શુદિ એકાદશી અને દ્વાદશિને દિવસે નિયમથી વ્રત ધારણ કરી જે મનુષ્ય, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, આરતી અને વિવિધ પ્રકારનાં નૈવેદ્ય ધરી નાનાં પ્રકારની સ્તુતિ અને ગીત પાઠથી પૂજન કરે તે જો નિર્ધન હોય તો ધન મળે રોગી હોય તો રોગથી મૂકાય વંધ્યાને પુત્ર મળે અને બંધાવાન, બંધનથી છૂટેછે. જે મનુષ્ય એ યજ્ઞવારાહ પાસે ઘીની દીપમાળ પુરે તે આ લોકનાં સુખ ભોગવી અંતે વિષ્ણુ લોકમાં જાય આ યજ્ઞ વારાહની ઉત્પત્તિનું આખ્યાન તથા માહાત્મ્ય જે સાંભળે તે આ લોકમાં સર્વ સુખ ભોગવી અંતે પરલોકમાં સુખથી વસેછે.

यश्चैष शृणुया द्यज्ञवाराहस्य समुद्भवं ॥
समाप्नोत्यखिलान्कामा निहलोके परत्रच ॥ १ ॥

ઇતી શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડમાં યજ્ઞવારાહ મહિમાવર્ગન નામે ગુર્જર ભાષાંતરનો બહોતેરમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ अत्रैवोत्तरतोविप्रादिलीपेशः प्रकीर्त्तितः ॥
स्थापितोसौ दिलीपेन महापातकनाशनः ॥ १ ॥

સૂત કહેછે—આ આશ્રમની ઉત્તરે મહાપાપને મટાડનાર દિલીપ રાજાના સ્થાપેલા દિલીપેશ્વરછે.

ઋષિઓ કહેછે—એ પરમ ધાર્મિક દિલીપ નામે રાજા કોણ હતા? કે જેણે અહિં મહાપાપને મટાડનાર શિવલિંગ સ્થાપ્યું છે ધર્મને જાણનાર હે સૂત! એ અમને સવિસ્તર કહો.

સૂત કહેછે—સૂર્ય વંશમાં ઉત્પન્ન થયેલા દિલીપ નામે રાજા પૂર્વે હતા કે જે સમુદ્ર, દ્વિપ અને નગર સહિત સઘળી પૃથ્વીનું પાલન કરતા હતા; વૃદ્ધાવસ્થામાં તે તીર્થયાત્રા કરવા નીકળ્યા હતા. કાશી, પ્રયાગ, પ્રભાસ, નૈમીશારણ્ય વિગેરે તીર્થોમાં ફરતાં મુનિઓનાં વચનથી તેમણે સાંભળ્યું કે ત્રૈલોક્યમાં વિખ્યાત આ વાલખિલ્યાશ્રમ નામે તીર્થનો મહિમા સાંભળ્યો તેથી તેણે ત્યાં પ્રાપ્ત થઇ મુનિઓને પ્રણામ કરી પૂછ્યું ત્યારે તે વિપ્રોએ તને ઉત્તર દિશા બતાવી ત્યાં જઇ શિવલિંગ સ્થાપી તપ કર્યું તેથી પ્રસન્ન થયેલા મહાદેવે તેને કહ્યું કે હે રાજેંદ્ર! હું તને સર્વ આપું છું વર માગ્ય. એ સાંભળી રાજા દિલીપે શિવ પ્રત્યેં કહ્યું.

દિલીપ કહેછે—હે દેવ! મારા તપ અને આરાધનથી આપ સંતુષ્ટ થયાં હો તો હે વૃષધ્વજ! મહેશ્વર દેવ! દેવતાઓને દુર્લભ હું જે વરદાન માગું તે મને આપો, હે દેવ! તમારૂં લિંગ જે અહીં મેં સ્થાપ્યુંછે તે ત્રૈલોક્યમાં મારા નામથી ખ્યાતિ પામો. જેઓ આ તમારા શિવલિંગનું પૂજન કરે તેની આ લોકપરલોકમાં સર્વ કામના સિદ્ધ થાય એવું સાંભળી શિવ તથાસ્તુ કહી અંતર્હિત થયા.

સૂત કહેછે—હે વિપ્રો! કાર્તક શુદી ચઉદશને દીવસે જે પુરૂષ દિલીપેશ્વરનાં દર્શન કરે તે તત્કાળ નિષ્પાપ થાયછે દિલીપેશ્વરનું પૂજન કરનાર મનુષ્ય, મનમાં જે જે કામના ધારે તે સઘળી તેની કૃપાથી પરિપૂર્ણ થાયછે; જે મનુષ્ય આ દિલીપેશ્વરની ઉત્પત્તિની કથા સાંભળે તે સત્વર નિષ્પાપ થઇ પરમ સમૃદ્ધિને પ્રાપ્ત થાયછે.

यश्चेदं शृणुयान्मर्त्यो दिलीपेश समुद्भवं ॥
विपाप्माजायते सद्यः प्राप्नोति परमांश्रियं ॥ १ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડમાં દિલીપેશ્વર વર્ણન નામે ત્રોતેરમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ आश्रमादीशभागेच लिंगं कोणेश्वराभिधं ॥
कोणाख्येनगणेंद्रेण स्थापितं द्विजसत्तमाः ॥ १ ॥

સૂત કહેછે—આશ્રમથી ઇશાન ખુણામાં કોણ નામના ગણનું સ્થાપેલું કોણેશ્વરનામે શિવલિંગછે જેના દર્શનથી મનુષ્ય કોઇ દિવસ પાપથી લેપાતા નથી.

ઋષિઓ કહેછે—હે સૂત તે કોણ નામને ગણે, શી રીતે શિવલિંગ સ્થાપ્યું હતું તથા તેણે શી રીતે શંકરનું આરાધન કર્યું હતું, એ અમને કહો.

સૂત કહેછે—કોણ નામના શિવના ગણે કોણપેંદ્ર નામના રાક્ષસોજી ત્યા હતા તેથી પૃથ્વીમાં તેનું કોણ એવું નામ થયું હતું તેણે એ આશ્રમમાં દારૂણ તપ કર્યું ત્યારે પ્રસન્ન થયેલા મહાદેવે કહ્યું કે હે સુવ્રત! વર માગ.

ગણ કહેછે—હે દેવ! મેં જે આ આપનું લિંગ સ્થાપ્યું તે કોણેશ્વર નામે યુગ યુગમાં વિખ્યાત થાઓ તે સાંભળી એમ થશે એવું કહી શિવ અદૃશ્ય થયા.

સૂત કહેછે—હે વિપ્રો માગશર શુદ ચઉદશને દિવસે અથવા શિવરાત્રીએ એ કોણેશ્વરનું જે પૂજન કરે તે આ લોકમાં સુંદર યશ મેળવી પરમ સુખી થઇ પરલોકમાં જાયછે હે વિપ્રો! તે કોણ ગણનું બનાવેલું મનોહર પવિત્ર સરોવરછે જેમાં નહાવાથી મનુષ્ય તરત નિષ્પાપ થાયછે આયુષ્યને આપનાર ઉત્તમ અતિપવિત્ર આ કોણેશ્વરના આખ્યાનનું જે શ્રવણ કરે તેની સર્વ ધારણા પૂર્ણ થાયછે.

तत्रस्नानेन विप्रेंद्राः सद्यः पापात्प्रमुच्यते ॥
इदं पवित्रमायुष्यं कोणेशाख्यान मुत्तमं ॥
यः शृणोति नरोनूनं सर्वान्कामानवाप्नुते ॥ १९ ॥

ઇતિશ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડમાં कोणेशमहिमावर्णन નામે અમ્મોતેરમો અધ્યાય સંપૂર્ણ.

---

शौनकउवाच ॥ वालखिल्याश्रमात्पूर्वे वलीशस्य समीपतः ॥
देवो नारायणो विप्रैः स्थापितःपापनाशनः ॥ १ ॥

શૌનક કહેછે—વાલખિલ્ય આશ્રમથી પૂર્વે બળીશ્વરની પાસે પાપને મટાડનાર નારાયણ, વિપ્રોએ સ્થાપ્યાછે જેનાં દર્શનથી સત્તર મહાપાપ મટેછે.

ઋષિઓ કહેછે—હે સૂત! જગતના ગુરૂ દેવનાદેવ વિષ્ણુ તે વાલખિલ્ય આશ્રમમાં વિપ્રોએ શા માટે સ્થાપ્યાછે? એ અમને કહો.

સૂત કહેછે—પૂર્વે કુજંભ નામના દૈત્યોએ વાલખિલ્યાશ્રમને ચો તરફથી ઘેરયો હતો ત્યારે વાલખિલ્ય વિપ્રોએ વિચાર કર્યો કે આ દૈત્ય અમરછે માટે આપણે શો ઉપાય કરવો એ રીતે ચિંતા કરતા વિપ્રોને જોઇ આકાશવાણીએ કહ્યું કે હે વિપ્રે સર્વ પ્રકારના દુઃખથી મુક્ત કરનાર સર્વ

અસુરને સંહારનાર ભોગ મોક્ષને આપનાર, નારાયણનો જપ કરો, જેણે પૂર્વે ઘણા દૈત્યો હણ્યાછે, દેવની પીડાને દૂર કરનાર તે નારાયણ આ દૈત્યોને હણશે તે સાંભળી વાલખિલ્ય વિપ્રો નાના પ્રકારનાં સ્તોત્રથી નારાયણની સ્તુતિ કરવા લાગ્યા.

**વાલખિલ્યો કહેછે**—વિશુદ્ધ સત્વ ગુણ રૂપ સ્થાનવાળા ભક્તોના પતિ પરમાત્મા હંસ રૂપ આપ ભગવાનને નમસ્કાર હો, હે પ્રભો! યજ્ઞમય આપ સાક્ષાત્ ઋગવેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ મયછો. હે સ્વામિન્! યોગીઓની મધ્યે પરમ યોગી રૂપ તથા યતિઓની અંદર પરમ યતિરૂપ આપ મુમુક્ષુ પુરૂષોને ગતિ આપનાર છો; બ્રહ્મચારિઓને આપ બ્રહ્મ રૂપછો. સહસ્ર મસ્તકવાળા, સર્વ પ્રાણીઓના પતિ, વ્યાપક, વિશ્વના નેત્રરૂપ જગત્કર્તા વિપ્રોના પતિ આપને અમે પ્રણામ કરીએ છીએ.

**સૂત કહેછે**—એ રીતે તેમની સ્તુતિ સાંભળી પ્રગટ થયેલા જગતના ગુરૂ વિષ્ણુએ પોતાનું મેઘ સરખું શ્યામ ચાર ભુજાથી શોભતું શંખ, ચક્ર ગદા અને પદ્મથી પ્રદીપ્ત પીતાંબર ધારી કૌસ્તુભ મણિથી શોભાયમાન વનમાળાયુક્ત પોતાનું સ્વરૂપ પ્રદર્શિત કર્યું અને કહેવા લાગ્યા.

**શ્રીનારાયણ કહેછે**—હે વિપ્રો તમારી આ સ્તુતિથી હું પ્રસન્ન થયોછું માટે ઉત્તમ વર માગો.

**વાલખિલ્યો કહેછે**—હે વિષ્ણુ! આ કુજંભ નામના દૈત્યોનો નાશ કરો અસુરની પીડાને મટાડનાર હે ઇશ્વર! આ દાનવો અમારા આશ્રમને રોકી રહ્યાછે.

**સૂત કહેછે**—એવાં તેમનાં વચન સાંભળી ભગવાન્ વિષ્ણુ તે દૈત્યોની સાથે સંગ્રામમાં બાણ, પ્રાસ, તોમર ચક્ર, અને શક્તિથી યુદ્ધ કરવા લાગ્યાં તે શસ્ત્ર અસ્ત્રવડે દૈત્યોને હણવા લાગ્યા એ રીતે પરમસમર્થ તે વિષ્ણુએ સર્વ દૈત્યોને હણી તે વિપ્રોને કહ્યું કે હે દ્વિજો! તમારી ઇચ્છા હોય તો બીજું વર માગો ક્લેશરહિત તમે સર્વ મારા વચનથી આ આશ્રમમાં નિશ્ચિંત રહો. એવાં વિષ્ણુનાં વચન સાંભળી હર્ષ પામેલા વિપ્રોએ આ પ્રમાણે કહ્યું.

**વાલખિલ્યો કહેછે**—હે વિભુ! વિપ્રોનું રક્ષણ કરવા ધર્મના સ્થાપન માટે તથા અધર્મિ દાનવોનો નાશ કરવા,આ આશ્રમમા આપ રહો.

વિષ્ણુ કહેછે—હે દ્વિજો! તમારા વચનથી જ્યાં લગી પૃથ્વી, પર્વતો અને ચંદ્રસુર્યછે ત્યાં સુધી આ આશ્રમમાં નિવાસ કરીશ. એવું કહી વિષ્ણુ અંતર્હિત થયા તે ક્ષણેજ વિશ્વકર્માએ મહોટો પ્રાસાદ કર્યો આળસ રહિત તે વિપ્રોએ ચંદન, પુષ્પ પવિત્ર ધૂપ, દીપ, આરતી અને નૈવેદ્ય વિગેરે અર્પણ કરી નારાયણનું પૂજન કર્યું.

સૂત કહેછે—હે વિપ્રો! જે મનુષ્ય વિષ્ણુને દીવસે એટલે એકાદશીને દીવસ દેવના ઇશ્વર વિષ્ણુનું પૂજન કરેછે તેની આ લોક તથા પર લોકમાં સર્વ કામના સિદ્ધ થાયછે વિષ્ણુનું પૂજન કરી વિધિ પૂર્વક વૃષભેશ્વરનું (નંદીકેશ્વરનું) પૂજન કરે તે જન્મથી આરંભી મરણ પર્યંત થયેલાં કયિક, વાચિક અને માનસિક પાપથી મુકાયછે હે વિપ્રો! આ નારાયણની ઉત્પત્તિની કથામં તમને કહી જે પુરૂષ આ કથા સાંભળે તે પણ વિષ્ણુના લોકમાં પૂજાયછે.

एतद्वः कथितो विप्रानारायण समुद्भवः ॥
यः शृणोतिनरः सोपि विष्णुलोके महीपते ॥ २७ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડમાં नारायणाविर्भावनामे
પંચોતેરમો અધ્યાય સંપૂર્ણ.

---

ऋषयऊचुः ॥ तस्य पार्श्वेपुरासूत कीर्त्तितो वृषभेश्वरः ॥
माहात्म्यं चतदुस्मा त्त्विवदनो लोमहर्षणे ॥ १ ॥

સૂત કહેછે—પૂર્વે જ્યારે સતી દક્ષને ઘેર ગયાં ત્યારે શંકરે ગણોની સાથે નંદીને ત્યાં મોકલ્યો હતો ગણો સતીને નંદીપર બેસાડી માથે છત્ર ધારણ કરી દક્ષના યજ્ઞમાં લાવ્યા હતા. જ્યારે સતિ પોતાનો દેહ ત્યાગ કરવા તૈયાર થયાં ત્યારે તે ગણોએ વાર્યાં તો પણ સતિએ તેમનું માન્યું નહીં, સતિને મરણ પામેલાં જોઇ ગણોએ દેવ સાથે મહાદારૂણ યુદ્ધ કર્યું ત્યારે તે નંદી દક્ષને મંદિરે બરાડયો (ભાંભર્યો હતો) દક્ષના યજ્ઞમાં રહેલા દેવતાઓએ તેનું અંગ પ્રહારથી ભાંગી નાંખ્યું હતું તેથી તેના ભયથી નાસી ગયેલા નંદીએ શરમાઇ કૈલાસમાં ન જતાં વાલખિલ્યાશ્રમમાં આવી હજાર વર્ષ સુધી વાયુનો આહાર કરી અર્થાત્ નિરાહાર રહી દારૂણ તપ કર્યું તેથી પ્રસન્ન થયેલા મહાદેવે કહ્યું કે હે સુવ્રત તારા આ તપથી હું પ્રસન્ન થયોછું માટે વર માગ.

નંદી કહેછે—હે શંકર! મારૂં સ્થાપેલું આ આપનું લિંગ અહિ મારા નામથી ખ્યાતિ પામો હે દેવેશ! આજથી તમારી પાસે નિયમ પૂર્વક તમને પ્રસન્ન કરવા અતિશય દૃઢ તપ કરીશ.

સૂત કહેછે—એવાં નંદીના વચન સાંભળી શંકરે કહ્યું કે વૃષભ! મારા આરાધન પૂર્વક ઉગ્ર તપ કરી તારૂં સ્થાપેલું આ લિંગ, યુગ યુગમાં વૃષભેશ્વર નામે ખ્યાત થશે. હે મહાભાગ! આ આશ્રમમાં તું મહારી નિશ્ચલ ભક્તિ કરી સર્વ કામનાને પૂર્ણ કરનાર કૈલાસમાં પ્રાપ્ત થઇશ. એવું કહી મહાદેવ અંતર્હિત થયા. તે નંદીકેશ્વર પણ શિવની ભક્તિ કરી શિવલિંગ સ્થાપી પોતાની મૂર્તિને ત્યાં રાખી શિવલોકમાં ગયો.

સૂત કહેછે—જ્યારે સતિ દેહ ત્યાગ કરવા તૈયાર થયા હતાં ત્યારે તેમને વારવા જે સાત સખીઓ આવી હતી તેમણે પણ અહિ આવી ઉગ્ર તપ કર્યું ત્યારે પ્રસન્ન થયેલા મહાદેવે તેમને કહ્યું કે હે સુંદરીઓ તમારે જે જોઇએ તે ઉત્તમ વર માગો.

સખીઓ કહેછે—હે ત્રિપુરારિ અહિ રહી અમે આપની ભક્તિ કરશું, જે ભક્તિવડે મહર્ષિઓ ઉત્તમ લોકને પામ્યાછે એવાં સખીનાં વચન સાંભળી મહાદેવ આવાં વચન બોલ્યા.

શિવ કહેછે—આ આશ્રમમાં નિત્ય મહારા વચનથી તમે નિશ્ચિત થઇ રહો તમે સાત માત્રિકાઓ સર્વને શાંતિ દાયક થાઓ.

સૂત કહેછે—એવું તમને કહી ચંદ્રશેખર મહાદેવ અંતર્હિત થયા. જે મનુષ્ય શિવ રાત્રીને દીવસે સાત માત્રિકાઓનું અને વૃષભેશ્વરનું પૂજન કરેછે તેના સર્વે મનોરથ પૂર્ણ થાયછે હે વિપ્રો પુષ્કર -હદમાં નાહી વૃષભેશ્વરનું તથા સાત માત્રિકાનું પૂજન કરનારને જે ફળ થાય તે કહું, તે સાંભળો. પુત્રના અર્થીને પુત્ર, ધનના અર્થીને ધન, વિદ્યાના અર્થીને વિદ્યા સુખની ઇચ્છાવાળાને સુખ મળેછે. પાપને મટાડનાર આ આખ્યાનનું શ્રવણ કરે તે આ લોકમાં સર્વ કામનાને પ્રાપ્ત થઇ પરલોકમાં વસેછે.

यइदं शृणुयात्पुण्यमाख्यानं पापनाशनं ॥
स लभेद्वांछितान्कामानिह लोके परत्रच ॥ १ ॥

ઇતિશ્રી સ્કંદ પુરાણમાંના વાલમિત્સ્યખંડનાં વૃષભોપાખ્યાન નામે
છોનેરમો અધ્યાય સંપૂર્ણ.

सूतउवाच ॥ तत्रैवोत्तरतो विप्रा लिंगं ब्रह्मेश्वराभिधं ॥
ब्रह्मणा स्थापितं पूर्वं महापातकनाशनं ॥ १ ॥

સૂત કહેછે—તે આશ્રમમાં ઉત્તરે પૂર્વે બ્રહ્માનું સ્થાપેલું મહાપાતકને મટાડનાર બ્રહ્મેશ્વર નામે શિવલિંગછે.

ઋષિઓ કહેછે—હે સૂત! બ્રહ્મેશ્વર નામે શિવલિંગ બ્રહ્માએ શી-રીતે સ્થાપ્યું હતું તથા બ્રહ્મ સરોવર કેમ થયું એ અમને કહો.

સૂત કહેછે—હે ઋષિઓ! ભક્તિવડે જેનું શ્રવણ કરવાથી સર્વ પાપ મુકાયછે તે આ પુરાતની કથા સર્વે સાંભળો. પૂર્વે ચતુરાનન બ્રહ્માના મુખથી વક્તાઓમાં શ્રેષ્ઠ ચાર મુખ અને અષ્ટ ભૂજાવાળી પુષ્ટ અંગવાળી શોભતી ઉંડી નાભી અને ત્રિવલીથી મનોહર પાતલા મધ્યભાગવાળી નાના પ્રકારોનાં આભરણોથી શોભતી સર્વ લક્ષણયુક્ત સુંદર મુખવાળી સરસ્વતી ઉત્પન્ન થઇ ત્યારે બ્રહ્માનું સ્થાન શૂન્ય જાણી બ્રહ્માને મોહિત કરવા દેવતાઓએ કામને મોકલ્યો તે બ્રહ્માની ઉપર મોહ બાણ ફેંકવા લાગ્યો તેથી મોહિત થયેલા બ્રહ્મા આશ્ચર્ય કારક સરસ્વતીનું સુંદર રૂપ જોઇ તેની પાછળ દોડયા તેટલામાં નારદે તેને જોયા અને કહ્યું કે હે કમળાસન! પોતાની પુત્રીપ્રત્યે અત્યંત કામવશ થઈ દોડોછો તે શું યોગ્ય કહેવાય? એવું કહી તેને વાર્યા. નારદના વચનથી શરમાયેલા બ્રહ્માએ વિચાર કર્યો કે અહો! આ ઇંદ્રજાળ સરખું શું દેખાયું? તેટલામાં કોપાયમાન થયેલાં સરસ્વતી તેને શાપ આપવા લાગ્યાં.

સરસ્વતી કહેછે—હે બ્રહ્મન્! મને પુત્રીને જોઇ તમે અતિશય કામવશ થયા તેથી પાંચ દેવમાં, શિવ. વિષ્ણુ, દુર્ગા સૂર્ય અને ગણપતિ વિગેરેમાં તમે અપુજ્ય થશો. તથા દેવાલયમાં તમારી પ્રતિષ્ઠા થશે નહીં.

સૂત કહેછે—એ રીતે શાપ આપ્યો તે સાંભળી બ્રહ્મા ઉત્તર દિશામાં ગયા. હે વિપ્રો! વાલખિલ્ય મુનિઓ એ વિચાર કર્યો કે બ્રહ્મા વિના આપણને અહિં રહેવાથી સુખ થશે નહીં માટે ચાલો, તેની પાસે જઈએ એવું ધારી તેઓ બ્રહ્માને પાછા લેવા ગયા અને કહેવા લાગ્યા કે હે બ્રહ્મન! અમારા આશ્રમમાં આપ પધારો ત્યારે બ્રહ્માએ તેઓને કહ્યું હે વિપ્રો તમારા વચનથી હું સંતોષ પામ્યોછું માટે અહિંજ રહિશ, એવું કહી એક ગાઉ ઉપર શિવલિંગ સ્થાપી પોતે દેવતાના સો વર્ષ સુધી દારૂણ તપ કર્યું ત્યારે તેના તપથી પ્રસન્ન થયેલા શિવે તેને કહ્યું કે હે બ્રહ્મન્! હું તમારા આ તપથી સંતુષ્ટછું માટે વર માગો.

બ્રહ્મા કહેછે—હે શંકર ! જો આપ પ્રસન્ન થયા હો તો મને નિષ્પાપ કરો, હે મહેશ્વર ! ગંગા યમુના અને મારી પુત્રી સરસ્વતી એ ત્રણે નદીઓ અહીં મને સ્નાન કરાવવા માટે પ્રાપ્ત થાઓ.

સૂત કહેછે—તે સાંભળી તથાસ્તુ કહી શિવ અંતર્હિત થયા. હે વિપ્રો ! ત્યારે ત્રિસ્રોત ( ત્રિવેણી ) નામે મહોટું સરોવર થયું બ્રહ્માએ રચ્યુ માટે તે બ્રહ્મસર કહેવાયું. બ્રહ્મસરમાં નાહી જૈ બ્રહ્મેશ્વરનું પૂજન કરે તે જીવિત પર્યંતના ત્રણ પ્રકારના પાપથી મુકાયછે આ આખ્યાનનું શ્રવણ કરનાર મનુષ્યપણ મહાપાપથી મુક્ત થાયછે.

स पापात्रिविधान्मुच्येदा जन्ममरणांतिकात् ॥
यइदं शृणुयान्मर्त्यो महापापात्प्रमुच्यते ॥ २४ ॥

ઇતિશ્રી સ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો સતો
તેરમો અધ્યાય સંપૂર્ણ

---

सूतउवाच ॥ अस्ति दक्षिणदिग्भागे पंचक्रोशाद्‌द्विजोत्तमाः ॥
लक्ष्म्या चाराधितः पूर्वं प्रादुर्भूतस्त्रिलोचनः ॥ १ ॥

સૂત કહેછે—હે વિપ્રો ! દક્ષિણ દિશાએ પંચ કોશ ઉપર લક્ષ્મિના આરાધન કરેલા લક્ષ્મીશ્વર નામે મહાદેવ પૂર્વે પ્રગટ થયેલાછે જેનાં દર્શનથી મનુષ્યનાં મહા પાપ મટેછે આઠમ ચઉદશ અને સોમવારે જે લક્ષ્મીશ્વરનું પૂજન કરે તેને પુષ્કળ ધન મળેછે દશાર્ણદેશમાં સાત વ્યાધ ( પારાધી ) રહેતા હતા તેઓ તપ કરવાથી યક્ષ થયા હતા તે સાત યક્ષોનં દર્શન કરવાથી મહાપાપ દૂર થાયછે, હવે શક્તિઓની કથા કહું તે સાંભળો. પૂર્વે નવદુર્ગા રહીછે, ઇશાનમાં વિંધ્યવાસિનીછે ઉત્તરમાં આમલા અને ધારાદેવીછે, વાયવ્ય ખુણામાં મારૂતીછે ઉત્તરે ચામુંડા અને તેની પાસે વાગેશ્વરી દેવીછે નૈરૃત્ય ખુણામાં શિવા દિતિ વારાહિ અને વાયુદેક્ષણા છે અગ્નિખુણામાં આશાપુરી ભોલતોતળા અને જીનસારકાછે પૂર્વમાં દ્વારવાસિકા કાલિકા અને કર્ણિકા વિગેરે દેવીઓછે, પશ્ચિમમાં ચોસઠ યોગિણીછે ઉત્તરમાં પ્રાલેતાં અને ચઉદ માત્રિકાઓ છે કુંતાસર અને પાપનાશક ગોષ્પદ ( ગાયનું પદ ) નામે તીર્થછે તેની પાસે રામેશ્વર ધ્રુવેશ્વર અને કશ્યપેશ્વર નામે શિવછે પવિત્ર કપોત હ્રદ પાસે વાલખિલ્યેશ્વરછે હે વિપ્રો એવાં અનેક તીર્થો અને પ્રાસાદો શક્તિઓ અને અસંખ્ય શિવ લિંગોછે તલ જેટલી

પણ ભૂમી શિવલિંગ વિગરની નથી માટે તે તીર્થનો મહિમા મારાથી કહી શકાય તેમ નથી. હે વિપ્રો! તેમાં સવા લક્ષ લિંગ વિખ્યાત નામે ધારીછે એ તીર્થ કાશીથી બે યવભાર અધિકછે. તેથી પશ્ચિમમાં વારાણસી (કાશી) મુખ્ય કહેવાયછે આ આખ્યાનનું જે મનુષ્ય શ્રવણ કરે તેના સર્વ મનોરથ પૂર્ણ થાયછે.

तेन वाराणसी मुख्या पश्चिमे परिकीर्तिता ॥
यइदं श्रणुयान्मर्त्यः सर्वान्कामानवाप्नुते ॥ १९ ॥

ઇતિ શ્રીસ્કંદ પુરાણમાંના વાલખિલ્ય ખંડના ગુર્જર ભાષાંતરનો
અઠયોતેરમો અધ્યાય સંપૂર્ણ.

---

ऋषयऊचुः ॥ कर्ममार्गं समाचक्ष्व यदि जानासि तत्वतः ॥
येनैव कर्मणा जंतुः सर्वपापात्प्रमुच्यते ॥ १ ॥

ૠષિઓ કહેછે—હે સૂત તમો જે તત્વથી જાણતા હો તો અમોને કર્મ માર્ગ કહો. કેમકે જે કર્મથી ચીત સુધી પામેલો પુરૂષ સર્વ પાપથી મુકાઇછે રાજ્ય સ્વર્ગ બ્રહ્મ લોક અને મુક્તિ પણ કર્મથી મળેછે. મહાપ્રાજ્ઞ અમારા હીત માટે કર્મ જ્ઞાન કહો જે કર્મથી સિદ્ધ થયેલો પુરૂષ વીષ્ણુની સાયુજ્ય મુક્તિને પામેછે.

સૂત કહેછે—હે ૠષીઓ કર્મમાર્ગ કહુંતે સાંભળો સુખદાયક કર્મ જ્ઞાનના શ્રવણથી મનુષ્યના સઘળા પાપ મટેછે. કર્મયોગથી જ્ઞાન થાયછે અને જ્ઞાનથી પરમપદ અર્થાત મુકિત મળેછે. હે બ્રહ્મન્ કર્મ જ્ઞાનને ઉપન્ન કરનારછે અને કર્મ રહીતને જ્ઞાન થતુ નથી, માટે કર્મનેવીષે નિયમિત મનવાળાનેજ સનાતન તત્વનું જ્ઞાન થાયછે તથા તેજ સત્વ સ્વરૂપમાં સમાયછે કર્મનિષ્ટ પુરૂષને વીશે મુખ્યત્વ કરી આઠ આત્મીક (સ્વભાવિક) ગુણો કહેછે ક્ષમા, દયા, અનસુયા, શૌચ, ગુણની રક્ષા, અનાયાશ (મહેનત વગર), નિર્લોભ અને નિસ્પૃહતા એ આઠ ગુણો તેવા કર્મનિષ્ઠમાં રહેછે. બ્રાહ્મણને ગર્ભથી આઠમે વરસે જનોઇ આપવી તેને મૃગચર્મ મેખલા મૌંજી અને દંડવગેરે ધારણ કરવાં. રાતનો ચોથો પોર અરધો બાકી રહે ત્યારે બ્રાહ્મસમય કહેવાયછે તે બ્રાહ્મમુહૂર્તમાં ઉઠી વીષ્ણુનું ચિંતન કરવું જેથી સઘળાં પાપ મટેછે ત્યારપછી દિશા શૌચે જવા સારૂ નૈરુત્ય દિશાએ જવું ગામડાથી સોપગલાં દૂર

જવું અને નગરથી ગામ કરતાં ચોગણું દૂર જવું પૃથ્વી ઉપર ઘાંસ પાથરી દિશાએ જવું ત્યારે માથા ઉપર વસ્ત્ર વીંટવું, જનોઇ કાને ચડાવવું, સવારે અને સાંજે ઉતર દિશામાં મુખ રાખી બેસવું અને રાત્રીએ દક્ષિણ દિશાએ મુખ રાખી બેસવું મળમૂત્ર કરતી વખતે મુંગું રહેવું શરીરને કોઇ પ્રકારનું સંકટ હોય ત્યારે રાત્રે કે દીવસે જેમ સવળ પડે તેમ છાયામાં કે અંધારામાં જેમ પોતાને ઠીક પડે તે દીશાએ મુખ રાખીં શૌચે જવું ઉભા રહી મળ-મુત્ર કરવું નહીં, જળ, બ્રાહ્મણ, ગાય, અગ્નિ અને જેદીશાએ પવન આવવાનું દ્વાર હોય તે સન્મુખ શૌચે જવું નહીં. દિશાએ જતી વખતે ચોતરફ આસ પાસના ભાગ કે આકાશના તારા નક્ષત્રો તથા દિવસ હોય તો સૂર્યને જોવો નહીં શૌચ ગયા પછી શુદ્ધિ કરતી વખતે મર્મસ્થાન ઉપર એક વાર માટી લગાડવી ત્રણ વાર બેઉ હાથમાં લગાડવી અને બબે વાર પાછી પ્રત્યેક હાથ ઉપર લગાડવી, એક એક પગને પાંચ પાંચ વાર માટી લગાડી ધોવા, ત્યારપછી બેઉ હાથ સાત વાર માટીથી ધોવા. એ રીતે શૌચની પવિત્રતા કરી હાથ પગ ધોઈ શિખા બાંધી દ્વિજવર્ણે આચમન લેવું, પોતાની નજરે જોએલું પરપોટા અને ફીણ વગરનું તાજું પાણી લઇ પૂર્વે અથવા ઉત્તર દિશાએ મુખ રાખી કોગળા કરવા ત્યાર પછી મોંઢું શુદ્ધ કરવા દાતણ લેવું કેમકે જ્યાસુધી દાતણ કારય નહીં ત્યાં સુધી આચમન કરેલુ હોય તો પણ અપવિત્ર કહેવાયછે માટે પૂર્વે અથવા ઉત્તર દિશાએ મુખ રાખી સુખાસન ( માંચી પાટલા વીગેરે ) ઉપર બેસી ટચલી આંગળી જેવું જાડુ છાલવાળું વેઢા તથા વીંધ વગરનું સરખું બાર આંગળ લીલું લેવું તેની જાડી બાજુ તરફ કુચો કરવો આંબા, આમ્રાતક, આમળી, અંકોળ, ખેર, ખીજડી, અઘેડો, ખજુરી, સેલુ, શ્રીપર્ણી પીલું, રાજાદન, નારંગી કશાય, બહું કંટક, અને દુધવાળા વૃક્ષનું દાંતણ કહેલું છે ચૌઉદસ, આઠમ, અમાસ, પુનમ. સંક્રાતી અને નંદા તીથીઓમાં, એટલે પડવો, છઠ, એકાદશી અને નોમ વીગેરેમાં દંત ધાવન વર્જિત કહેલું છે, તેમજ તેવી નિષિદ્ધ તિથીમાં તથા દાંતણ મળી શકે નહીં તેવા સ્થળમાં બાર કોગળા પાણીના કરવા અથવા વનસ્પતિના પાનથી દાતણ કરવું ત્યારપછી કેશ ઓળવા દર્પણ લઇ અંજન કરવું અને ઘર વિગેરેના કચરા દૂર કરી પ્રાતઃસ્નાન કરવું દર્ભ અને દુર્વા વિગેરે લઇ નહાવું. હે મિત્રો પ્રાતઃસ્નાનથી વિધી સ્નાનનું સોગણું ફળ છે શુદ્ધ. માટી, દર્ભ, તલ, અને છાણ પવીત્ર સ્નાનમાં મુકી આચમન લઇ સ્નાન કરવું ઉપચડ વાળી શીખા બાંધી

જલની અંદર પ્રવેશ કરી हरुगुंहीं એ મંત્રથી જળનું આવર્તન કરી, સૂષ્ટી-થી येतशतं એ મંત્ર જપી જળદેવને બોલાવવો सुमित्रिया એ મંત્રથી પહે-લાં જળની અંજળી ભરી સૂર્ય સામી ફેકવી. इदं विष्णु એ મંત્રને જપી અંગપર માટી લગાડવી માથાપર એકવાર માટી લગાડવી નાભી ઉપર બે વાર લગાડવી તથા નાભીથી નીચે ત્રણ વાર માટી લગાડવી અને છ વાર પગને લગાડી ધોવા अपों अस्मान् એ મંત્ર જપી પ્રવાહની સન્મુખ બેસી નહાવું उदिदाभ्यं शुचि એ મંત્રથી ડુબકી મારી બાર નીકલવું मान स्तोके એ મંત્ર જપી શરીરે છાણ લગાડવું इमम् मे वरुण એ મંત્રને આદી લઇ પોતાના શરીરનું પ્રોક્ષણ કરવું तत्वायामि તથા ત્વન્ન સત્વન્ન અને उदुतमं धाम्नो धाम्न તથા आपो औषधी यदाहुरघ्न्यैसुचंतुमा मेर्तीरापय એ આઠ મંત્રોથી પોતાના આત્માનું અભિષેચન કરવું ત્યાર પછી ઉંકાર અને મહા વ્યારૂતી અને ગાયત્રીમંત્રથી સુકૃતી પુરૂષે પોતાના શરીર પર નહાવું अपोहिष्टा એ ત્રણ માંથી પોતાનું પ્રોક્ષણ કરવું એટલા મંત્ર પવીત્ર કહેલા છે इदमापोहविष्मतीं देवीराप अपोदेवा द्रुपदादिव शंनोदेवी आ-पोदेवीअपाङ्गुरसं पुनंतुमा એ નવ મંત્રો પાવમાન કહેલાછે ત્યારપછી અ-ઘમર્ષણ જપી દ્રુપદા એ મંત્ર જપવા વિધિ પ્રમાણે જળની અંદર અથવા તેથી બહાર આવી પ્રાણાયામ કરવા ત્રણ વાર ઉંકાર જાપવો અથવા ત્રણવાર વિષ્ણુનું સ્મરણ કરવું એ રીતે સ્નાન કરી વસ્ત્ર નીચોવી ધોએલા વસ્ત્રો પહેરવાં ત્યાર પછી આચમન લઇ દર્ભસહિત પ્રાતઃસંધ્યા કરવી ઘણું કરી જે બ્રાહ્મણ સંધ્યા કરે નહીં તેને જીવતાંજ શુદ્રસરખો જાણવો તથા તે મરણ પામ્યા પછી ખરેખર શ્વાન થાયછે, સંધ્યારહિત વિપ્ર અપવિત્રછે અને નિત્ય સઘળા કર્મમાં તે યોગ્ય નથી તે જે કંઇ પુણ્ય કરેછે તેનું તેને ફળ મળતું નથી પહેલાં ઉંકાર કરી દર્ભાસન લહિ चतुःशूक्ति એ મંત્ર ભણી એકાગ્ર ચિત્ત થઇ પૂર્વ દિશા તરફ તથા ઉત્તર દિશા તરફ મુખ રાખી શિખા બાંધી ત્રણ વાર પ્રદક્ષિણ એટલે જમણો હાથ અંદર રહે તે રીતે ત્રણ વાર માર્જન કરી ગાયત્રી અથવા સાત વ્યાહૃતી જપી ઓંકાર સહીત ત્રણ વાર જપકરવો તે પ્રાણાયામ કહેવાયછે ઇંદ્રીઓ અને મનને નિયમમાં રાખી પ્રાણાયામ કરવાથી રાત્રી દિવસના પાપ તાપ દૂર થાયછે દશ અથવા બાર પ્રાણાયામ જો મનને નિયમમાં રાખી કર્યા હોય તો તેને સઘળા તપનું ફળ મળેછે વ્યાહૃતી અને ઓંકાર સહીત શોળ પ્રાણાયામ કરવાથી

બ્રાહ્મહત્યા જેવા મહાપાપથી પણ એક માશની અંદર પવીત્ર થાયછે-અર્થાત્ ઉપર કહેલા જેવા મહા પાપીઓને પણ પ્રાણાયામ પવિત્ર કરેછે જે રીતે અગ્નિમાં ધંમવાથી સોના વીગેરે ધાતુના મેલ દુર થાયછે તેમ ઇંદ્રીઓથી કરાએલા દોષો પ્રાણાયામથી દૂર થાયછે એક બ્રાહ્મણને જમાડવાથી જેટલું પુણ્ય થાયછે તેટલું શ્રદ્ધાપૂર્વક કરેલા બાર પ્રાણાયામથી થાયછે સાત અથવા દશ પ્રાણાયામથી તેમજ પ્રાણાયામની સાત અથવા દશ આવૃત્તિથી સ્વર્ગે જાયછે ગાયત્રીનો વીશવાર જપ કરવાથી તેને દેવી, ઈશ્વરના ધામમાં પ્રાપ્ત કરેછે. તેમજ ગાયત્રીનો એકસો આઠ વાર જપ કરવાથી જન્મમરણના ફેરાથી ઊદ્ધાર કરેછે એક બ્રહ્મહત્યા વિના સઘળાં પ્રકારનાં પાપ એકઠા થયાં હોય તો તે ગાયત્રીનો સહસ્ત્ર જપ કરવાથી શુદ્ધ થાયછે. ગાયત્રીનો જપ જો દશ હજાર થયો હોયતો તે પરમ શુદ્ધીરૂપ ગણાયછે. ગાયત્રી સરખો બીજો કોઈ મંત્ર નથી અને તેથી બીજો વધારે શ્રેષ્ઠ જપ નથી વિષ્ણુથી અધિક બીજો દેવ નથી એમ વ્યાસે પોતે કહ્યુંછે. એક લક્ષ ગાયત્રી જપથી તે દેવી, મહાપાપથી મુક્ત કરેછે સુવર્ણની ચોરી કરનાર બ્રહ્મઘાતી ગુરૂની શય્યાપર ગમન કરનાર અને મદ્યપાનીપણ એક લાખ ગાયત્રીના જપથી શુદ્ધ થાયછે કરોડ ગાયત્રીનો જપ કરવાથી મોટા બ્રહ્મ ઘાત જેવા પાપથી પણ મુકાયછે તથા એશી લાખ ગાયત્રીના જપથી મદ્ય પાનના પાપથી મુકાયછે અને સીતેર લાખ ગાયત્રી જપથી સુવર્ણની ચોરીના પાપથી મુક્ત થાયછે. ગુરૂ શય્યામાં ગમનથી થએલા પાપવાળાને સાઠ લાખ ગાયત્રીજપ મુક્ત કરેછે. જે બ્રાહ્મસ્નાનથી નાહેલોછે તે બહાર અને અંદર પવીત્રછે વરૂણના અગ્નિના વાયુના ઇંદ્રના મંત્ર સ્નાનથી પણ બ્રાહ્મ સ્નાન શ્રેષ્ઠછે એરીતે કદી સેકડો પ્રકારના સ્નાનથી નહાએલા હોયતો પણ ભાવથી દુષિત પુરૂષો શુદ્ધ થતા નથી, જેઓ અંતઃકરણથી શુદ્ધછે તેમને વિભૂતી પવીત્ર કરેછે વીભ્રાટ્ એ અનુવાક અથવા પુરૂષ સૂક્ત, શિવ સંકલ્પ અથવા બ્રાહ્મણ મંડલનો પાઠ કરી સૂર્યનું પૂજન કરી તર્પણનો આરંભ કરવો. પાંચ, સાત, અથવા નવ સરખા સમૂળ અગ્રભાગ સહિત કાપ્યા વગરના દર્ભ જમણા હાથમાં લઈ સવ્યથી આવાહન કરેલા છ વિનાયકને અને બ્રહ્મા આદી દેવ અને મરીચી આદી મુનીઓ અને સનક વીગેરેને પીતૃઓને મનુષ્યોને તૃપ્ત કરવા. અપસવ્ય કરી દર્ભને બેવડાવાળી તલ નાખી નામનો ઉચ્ચાર કરી ચૌદ યમનું તરપણું કરવું ત્યાર પછી પોતાનું ગોત્ર કહી.

પોતાના પિતૃઓનું હર્ષથી તરપણ કરવું, સવ્ય ગોઠવણવાળી મુગુ રહી પિતૃતીર્થથી એક એક અંજળી દેવને આપવી, અને બબ્બે અંજળી સનકાદીકને આપવી પિતૃઓને ત્રણ ત્રણ અંજળી આપવી અને સ્ત્રીઓને એક એક અંજળી આપવી જનોઈ કંઠીની પેઠે કરી યવ નાખો બંને હાથના અંગુઠા વચ્ચે દર્ભને સીધો રાખી કવ્યવાળાનલ વીગેરેનું તરપણ કરવું આંગળીના અગ્ર ભાગપર દેવ તીર્થ કહેવાયછે અને આંગળીના મૂળ ભાગમાં ઋષિ તીર્થ કહેવાયછે અંગુઠાના મૂળમાં બ્રહ્મતીર્થછે અને હાથના મધ્યભાગમાં એટલે હથેળીમાં પ્રજાપતિ તીર્થછે અંગુઠો અને આંગળી વચ્ચે પિતૃ તીર્થ કહેલુ છે નવરૂચા કહી સુજ્ઞ વિપ્રે પિતૃતરપણ કરવું **उदीरतायं अवांगिरस आयंतुन उर्जमवहंति पितृभ्य स्वधा येचेहपितरः** અને **मधुवाता** વિગેરે ત્રણ રૂચાઓ અને **नमो वः पितरः** એ મંત્ર ભણી પૃથ્વી ઉપર જળ છાંટવું બ્રહ્માથી આરંભી સ્તંભ ( થુબડા ) પર્યંત સર્વ જગત દેવ ઋષી પિતૃઓ મનુષ્યો આશા નાનો અને સર્વે પિતૃઓ તથા જેઓ અમારા કુળ ગોત્રમાં સ્ત્રી પુત્ર વગરના મરણ પામેલા હોય તે સર્વે આ નીચો વેલા વસ્ત્ર જળથી તૃપ્ત થજો ત્યાર પછી અગ્નિ કાર્ય કરી વેદ અભ્યાસ કરવો હે વિપ્રો એ રીતે વિપ્રોનું પ્રભાતનું કૃત્ય કહ્યું અથવા પ્રભાતમાં ઉઠી સૌચ વિગેરે કરી હાથ પગ ધોઈ કોગળા કરી દાંતણ કરવું ત્યાર પછી સ્નાન કરી સર્વ અંગ શુધ કરી પ્રાતઃ સધ્યા કરવી ત્યાર પછી વેદના અર્થો ઉચ્ચરવા તથા બુદ્ધીમાન પવિત્ર શિશ્યોને વિવિધપ્રકારનાં શાસ્ત્રો શિખવવાં યોગક્ષેમ વિગેરે ( આજીવકા ) માટે પોતાના આશ્ચર્ય દાતા પાશે જવું મધ્યાન સંધ્યા માટે પણ પહેલાં કહ્યા પ્રમાણે સ્નાન કરવું સ્વીકાર અર્થાત મુળ પાઠ લેવો તે અર્થ વિચારણ એટલે અર્થ સહીત શિખવું ક્રમ સહિત શિખવું તે અભ્યાસ અને જપ તથા શિશ્યોને શિખવવું એ રીતે વેદનો અભ્યાસ પાંચ પ્રકારનોછે. સ્નાન કરી વિચક્ષણ વિપ્રે મધ્યાન્હ સંધ્યા કરવી દેવ પુજન કરી નિત્ય વિધિ પ્રમાણે કર્મ કરવું પંચાગ્ની પ્રજ્વલત કરી પંચ અગ્નોમાંનો વૈશ્વ દેવ કરવો નિત્ય શરાદમાં દર્ભના મટ વિગેરેનું કે દેવતાઓ વગરનું નિયમવિના પણ કરી શકાયછે વાતા ભોગતા અને દક્ષીણા રહીત નિત્ય સરાધ કરાયછે એ રીતે પિતૃયજ્ઞ કરી અતિથી પૂજન કરવું વટેમાર્ગુ આજીવકા વિગરનો નિર્ધન તથા ગુરૂની સેવામાં તત્પર ગુરૂનું પોષણ કરનાર વિદ્યાર્થી સન્યાસી અને બ્રહ્મચારીએ છ, જણા ધર્મના ભીક્ષુકછે વટે માર્ગુને

અતિથી કહેવાયછે. અને વેદનો પાર પામેલો અભ્યાસી વિદ્યાર્થી એ બ્રહ્મ લોકની ઇચ્છાવાળા ગ્રહસ્થોને માન્યછે ત્યાર પછી કાગડાઓ અને કીડીઓ વિગેરે પ્રાણીઓને માટે ભૂત બલી બહાર પૃથ્વીપર નાંખવું અને કહેવું કે પૃથ્વી ઉપર નાંખેલા આ પિંડનું ઇંદ્ર વરૂણ વાયુ, યમ અને નિરૂતી ( મૃત્યુદેવ ) વિગેરેના સંબંધી વાયસો ( કાગ પક્ષીઓ ) ગ્રહણ કરો એ રીતે ભૂત બલી આપી ગાયને દોતા જેટલો વખત થાય તેટલી વાર બાર પર ઉભુ રહી કોઇ અતિથીની વાટ જોવી ત્યાર પછી પોતાના ભોજન ગ્રહમાં આવી નિર્દોષ આસન ઉપર બેસી બાલપરીવારસહીત ભોજન કરવું સુગંધી ચંદન ચરચી પ્રસન્ન મન રાખી ફુલની માળા પહેરી પવિત્ર ધોએલા વસ્ત્ર ઉપર વસ્ત્ર સહિત ગ્રહસ્થ દ્વીજે પૂર્વાભીમુખ અથવા ઉત્તર દિશાએ મુખ રાખી પિતૃઓને નિવેદન કરેલું અન્ન અપોસન વિધિપૂર્વક જમવું પહેલાં એકવાર આચમન લઇ ઘી નાંખેલા ભાતના પાંચ ગ્રાસ પ્રાણ આદી પાંચ વાયુને અહોતીરૂપ કલ્પી લેવા દર્ભ હાથમાં રાખી અને ભોજન કરે તેને કોઇ પ્રકારનું દોષ બાદ કરતો નથી. જ્યાંસુધી પોતાની રૂચી હોય ત્યાંસુધી અન્ન જમવું પરંતુ ભોજન સંબંધી પદાર્થોના જ્યાંસુધી ગુણ દોષ કહ્યા ન હોય ત્યાંસુધી તે અન્ન પિતૃઓ જમેછે માટે સુજ્ઞે અન્નના ગુણ દોષ કહેવા નહી માટે જે મનુષ્ય મૌન રહી જમે તે કેવળ અમૃતનું ભોજન કરેછે બુદ્ધિમાન પુરૂષો ભોજન કરી રહ્યા પછી આચમન લઇ ઉઠવું હાથ અને મુખ ધોઇ પવિત્ર થઈ મુખ વાસ લઇ જમેલાઅન્નના પાચન માટે આ મંત્રો કહેવા.

अगस्त्यं कुंभकर्णं च शनिं च वडवानलं ॥
आहारपरिपाकार्थं स्मरेद् भीमंच पंचमं ॥ १ ॥

"આ શ્લોક બીજી પ્રતિમાં છે" અગસ્ત્ય, કુંભકર્ણ, શનિ, વડવાલનળ અને પાંચમા ભીમસેનનું સ્મરણ કરવું જેથી ભોજન કરેલું અન્ન સારી રીતે પાચન થાયછે.

प्राणापानसमानानामुदानव्यानयोस्तथा ॥
अन्नं पुष्टिकरं चास्तु ममास्त्वव्याहतं सुखं ॥ १०१ ॥
समुद्रो वडवानग्निर्ब्रह्मो ब्रह्मस्य नंदनः ॥
ममाभ्यवहृतं यत्तदशेषं जरयंत्विमे ॥ १०२ ॥

પ્રાણ, અપાન, સમાન, ઉદાન, અને વ્યાન વિગેરે વાયુને આ અન્ન પુષ્ટિકારક થજો અને મને અખંડિત સુખ થજો. સમુદ્ર, વડિવાનળ, અગ્નિ,

સૂર્ય, અને સૂર્યના પુત્ર શનૈશ્ચર વિગેરે, મેં ખાધેલા સઘળા અન્નનું પાચન કરજો. એવું કહી મુખશુદ્ધિ કરી અર્થાત્ મુખવાસને જળપાન વિગેરેથી અને કોગળા કરી શુદ્ધ થઇ પુરાણ વિગેરેના શ્રવણથી બાકી રહેલા દિવસના ભાગને ગુજારવો. ત્યાર પછી સંધ્યા કરવી ઘર, ગૌશાળા, નદીતીર, વીગેરેમાં ક્રમે દશગણી ફળદાયક છે એટલે ઘરથી ગૌશાળામાં સંધ્યા કરવાથી દશગણું ફળ મળે અને તેથી નદીતીરે કરવાથી દશગણી ફળદાયક થાયછે તીર્થોનો સંગમ થતો હોય એટલે ત્રીવેણી અથવા નદી સાગરના સંગમમાં સંધ્યા કરવાથી સોગણી ફળ દાયકછે અને શીવ પાસે કરવાથી અનંત ફળદાયક છે બહાર કરેલી સંધ્યા દિવસે કરેલા મિથુનના પાતકને દૂર કરેછે તથા અસત્યથી થએલું પાપ પણ સંધ્યા વંદનથી નિવૃત થાયછે એમાં સંશય નથી ચાર, ત્રણ, બે, અથવા એક વેદ યથા શક્તિ ભણવાથી વિપ્રને સઘળી પૃથ્વી સોનેથી ભરપુર કરી આપવા જેટલું ફળ મળેછે વિપ્રે હમેશા વેદાધ્યયન કરવું તથા તપ કરવું એજ તેનું પરમ તપછે અર્થાત તેજ તેનું પરમ બળ છે વિપ્રોનું શ્રેષ્ઠપણું જ્ઞાનથી છે ક્ષત્રીઓનું પરાક્રમથી વૈશ્યોનું ધાન્ય ધનથી અને શૂદ્રોનું મોટાપણું માત્ર વિપ્રોના સેવન સત્કારથી કહેલું છે જ્યાંસુધી વેદ ભણે અને વેદમાં કહેલા કર્મનું આચરણ કરે ત્યાં સુધી બ્રહ્મચારી રહેવું. ઉપરાંત ભણી રહ્યા પછી ગુરૂની આજ્ઞા લઇ ગ્રહસ્થાશ્રમી થવું. ગ્રહસ્થાશ્રમને ત્યાગ, કરી પાછો જે બ્રહ્મચારી થાયછે તે સન્યાસી કે વાનપ્રસ્થ કહેવાતા સઘળા આશ્રમથી સહીત ગણાયછે વિપ્રે એક દિવશ પણ આશ્રમ વિના રહેવું નહી કેમકે આશ્રમ વિના રહેલો તે વિપ્ર પ્રાયશ્ચિતનો અધિકારી થાયછે માટે આશ્રમમાંજ રહેવું આશ્રમથી ભ્રષ્ટ થએલો જપ, હોમ, દાન, વેદાધ્યયન, પિતૃતર્પણ, વિગેરે, કરતો હોય તો પણ તેને ને કર્મનું ફળ મળતું નથી ગુરૂની આજ્ઞાથી સ્નાન કરી "સમાવર્તન કરતી વખતે વેદ અને બ્રહ્મચર્યવ્રતને સમાપ્ત કરી "સરખા વર્ણવાળી એટલે જોતીસ શાસ્ત્રપ્રમાણે પોતાનો જે વર્ણ થતો હોય તે વર્ણવાળી અથવા પોતાના સરખી જાતીવાળી તથા સારી લક્ષણવાળી પિતાના સરખા ગોત્રમાં થએલી ન હોય તેવી તેમજ માતાના પણ સપિંડપણુમાં થએલી ન હોય" તેવી કન્યા ધર્મની વૃદ્ધિ માટે વિપ્રે પર્ણવી હીન અંગવાળી કુલ હીન રોગીણી વીકાર યુક્ત પિંગળી બડબડાટ કરનારી અર્થાત વધારે વાચાળ જેને સઘળા વખાણતા ન હોય તેવી તથા જેના અંગ વધારે

હોય તેવી કન્યા પરણવી નહી તેમજ જેનું એક પણ અંગ ઓછું અદકું હોય તેવી અતિ લાંબી નહીં, અતિ ઠીંગણી નહીં, અતિ દુબળી નહીં તેમ જેને માથે વાળ ન હોય તેવી તથા જેને અતિરૂવાડાં હોય તેવી સ્નેહ વગરની ( હેતાળ અને માયાળુપણા વગરની ) માથાના જાડા વાળવાળી કુલહીન કન્યા પરણવી નહીં કારણ કે તેની પરણવાથી સંતાનો પણ તેવાં હીન થાયછે માટે પહેલાં લક્ષણની પરીક્ષા કરી શુદ્ધ સુલક્ષણી સદાચરણી કન્યા સાથે લગન કરવું જેથી પતીના આયુષ્યની વૃદ્ધી થાયછે નિરોગી, ભાઇવાળી પોતાથી કાંઇક નહાની સુંદર મુખવાળી પ્રિય અને મધુર ભાષણવાળી ભાર્યા સાથે દ્વિજે વિવાહ કરવો ચતુર, પ્રજાવાળી, પતિવ્રતા, સુંદર વાણીવાળી પ્રિયંવદા ( પ્રિય ભાષણી ) પત્ની, જો પોતાને વશ રહી વર્તતી હોય તો ગૃહસ્થાશ્રમથી બીજું વિશેષ નથી, આટલા ગુણવાળી જો સ્ત્રી હોય તો તે પ્રત્યક્ષ મૂર્તિવાળી લક્ષ્મીરૂપ છે. તેવી સ્ત્રી ગૃહસ્થાશ્રમના સુખમાટે શ્રેષ્ઠછે કેમકે તે ભાર્યા સઘળા ગૃહસ્થાશ્રમ સંબંધી સુખનું મૂળ છે માટે સર્વ સુખ તેમાં છે. સોમ[1] સંસ્થા, હુતદ્રવ્યની વ્યવસ્થા, અને પાકની યોજના વિગેરે સ્ત્રિયો કરેછે પતિની સ્થિતિ પ્રમાણે દ્રવ્ય ખરચ વિગેરે સુશીલ સ્ત્રિયો નિયમ પ્રમાણે કરેછે.

ગૃહસ્થાશ્રમિ પુરૂષોએ દ્રવ્ય સંપાદન માટે યત્ન કરતા રહેવું. શુદ્ધ, શબલ અને કૃષ્ણ એ રીતે ત્રણ પ્રકારનું દ્રવ્ય કહેલુંછે તેમજ તે દ્રવ્યના સાત વિભાગ કહેલાછે. શાસ્ત્રથી મળેલું, શૌર્યથી મેળવેલું, તપથી પ્રાપ્ત થયેલું, વિવાહમાં કન્યાદાન લેતી વખતે મળેલું, શિષ્યોએ આપેલું યજમાનોથી મળેલું અને બાપ દાદા વિગેરે વંશના પૂર્વજોનું વારસા તરીકે મળેલું વિગેરે ધન, સાત પ્રકારનું છે તે શુદ્ધછે તથા તેનો ઉદય (ફળ ભાગ ) પણ સાત્વિક છે. વ્યાજ, ખેડ, વ્યાપાર, પડલું, શિષ્યો તરફની આજીવિકાથી મળેલું, તથા અપકારથી મળેલું, એટલા પ્રકારનું ધન શબલ મિશ્રિત કહ્યુંછે, જુગાર, ચોરી, ભેળસેળ, ( વસ્તુઓમાં ઉંચો નીચો માલ મેળવે તે ) એક ચિજ દેખાડી તેને બદલે બીજી આપવી વિગેરે કપટ, અને ધાડ ( લુટ ) પાડી લાવેલું ધન, તથા છળ દગાથી મેળવેલું ધન કૃષ્ણ ( અતિ તામસી ક્ષુદ્ર ) કહેલુંછે. જેવા દ્રવ્યથી જે કર્મ કરેછે તેને આ લોકમાં અને મરણ પામ્યા પછી પરલોકમાં પણ તેવું ફળ મળે છે શૂદ્રનું અન્ન

---

૧ સોમવલ્લી હોમવાનો યજ્ઞ.

સૂર્ય, અને સૂર્યના પુત્ર શનૈશ્ચર વિગેરે, મેં ખાધેલા સઘળા અન્નનું પાચન કરજો. એવું કહી મુખશુદ્ધિ કરી અર્થાત્ મુખવાસને જળપાન, વિગેરેથી અને કોગળા કરી શુદ્ધ થઇ પુરાણ વિગેરેના શ્રવણથી બાકી રહેલા દિવસના ભાગને ગુજારવો. ત્યાર પછી સંધ્યા કરવી ઘર, ગૌશાળા, નદીતીર, વીગેરેમાં ક્રમે દશગણી ફળદાયક છે એટલે ઘરથી ગૌશાળામાં સંધ્યા કરવાથી દશગણું ફળ મળે અને તેથી નદીતીરે કરવાથી દશગણી ફળદાયક થાયછે તીર્થોનો સંગમ થતો હોય એટલે ત્રીવેણી અથવા નદી સાગરના સંગમમાં સંધ્યા કરવાથી સોગણી ફળ દાયકછે અને શીવ પાશે કરવાથી અનંત ફળદાયક છે બહાર કરેલી સંધ્યા દિવશે કરેલા મિથુનના પાતકને દૂર કરેછે તથા અસત્યથી થએલું પાપ પણ સંધ્યા વંદનથી નિવૃત થાયછે એમાં સંશય નથી ચાર, ત્રણ, બે, અથવા એક વેદ યથા શક્તિ ભણવાથી વિપ્રને સઘળી પૃથ્વી સોનેથી ભરપુર કરી આપવા જેટલું ફળ મળેછે વિપ્રે હમેશા વેદાધ્યયન કરવું તથા તપ કરવું એજ તેનું પરમ તપછે અર્થાત તેજ તેનું પરમ બળ છે વિપ્રોનું શ્રેષ્ઠપણું જ્ઞાનથી છે ક્ષત્રીઓનું પરાક્રમથી, વૈશ્યોનું ધાન્ય ધનથી અને શૂદ્રોનું મોટાપણું માત્ર વિપ્રોના સેવન સત્કારથી કહેલું છે જ્યાંસુધી વેદ ભણે અને વેદમાં કહેલા કર્મનું આચરણ કરે ત્યાં સુધી બ્રહ્મચારી રહેવું. ઉપરાંત ભણી રહ્યા પછી ગુરૂની આજ્ઞા લઇ ગ્રહસ્થાશ્રમી થવું. ગ્રહસ્થાશ્રમને ત્યાગ, કરી પાછો જે બ્રહ્મચારી થાયછે તે સન્યાસી કે વાનપ્રસ્થ કહેવાતા સઘળા આશ્રમથી સહીત ગણાયછે વિપ્રે એક દિવશ પણ આશ્રમ વિના રહેવું નહી કેમકે આશ્રમ વિના રહેલો તે વિપ્ર પ્રાયશ્ચિતનો અધિકારી થાયછે માટે આશ્રમમાંજ રહેવું આશ્રમથી ભ્રષ્ટ થએલો જપ, હોમ, દાન, વેદાધ્યયન, પિતૃતર્પણ, વિગેરે, કરતો હોય તો પણ તેને તે કર્મનું ફળ મળતું નથી ગુરૂની આજ્ઞાથી સ્નાન કરી"સમાવર્તન કરતી વખતે વેદ અને બ્રહ્મચર્યવ્રતને સમાપ્ત કરી "સરખા વર્ણવાળી એટલે જોતીસ શાસ્ત્રપ્રમાણે પોતાનો જે વર્ણ થતો હોય તે વર્ણવાળી અથવા પોતાના સરખી જાતીવાળી તથા સારો લક્ષણવાળી પિતાના સરખા ગોત્રમાં થએલી ન હોય તેવી તેમજ માતાના પણ સપિંડ ગણમાં થએલી ન હોય"તેવી કન્યા ધર્મની વૃદ્ધિ માટે વિપ્રે પરણવી હીન અંગવાળી કુલહીન રોગીણી વીકાર યુક્ત પિંગળી બડબડાટ કરનારી અર્થાત વધારે વાચાળ જેને સઘળા વખાણતા ન હોય તેવી તથા જેના અંગ વધારે

હોય તેવી કન્યા પરણવી નહીં તેમજ જેનું એક પણ અંગ ઓછું અદકું હોય તેવી અતિ લાંબી નહીં, અતિ ઠીંગણી નહીં, અતિ દુબળી નહીં તેમ જેને માથે વાળ ન હોય તેવી તથા જેને અતિરૂવાડાં હોય તેવી સ્નેહ વગરની (હૈતાળ અને માયાળુપણા વગરની) માથાના જાડા વાળવાળી કુલહીન કન્યા પરણવી નહીં કારણ કે તેવી પરણવાથી સંતાનો પણ તેવાં હીન થાયછે માટે પહેલાં લક્ષણની પરીક્ષા કરી શુદ્ધ સુલક્ષણી સદાચરણી કન્યા સાથે લગન કરવું જેથી પતીના આયુષ્યની વૃદ્ધી થાયછે નિરોગી, લાઇવાળો પોતાથી કાંઇક નહાની સુંદર મુખવાળો પ્રિય અને મધુર ભાષણવાળી ભાર્યા સાથે દ્વિજ વિવાહ કરવો ચતુર, પ્રજાવાળી, પતિવ્રતા, સુંદર વાણીવાળી પ્રિયંવદા (પ્રિય ભાષણી) પત્ની, જો પોતાને વશ રહી વર્તતી હોય તો ગૃહસ્થાશ્રમથી બીજું વિશેષ નથી, આટલા ગુણવાળી જો સ્ત્રી હોય તો તે પ્રત્યક્ષ મૂર્તિવાળી લક્ષ્મીરૂપ છે. તેવી સ્ત્રી ગૃહસ્થાશ્રમના સુખમાટે શ્રેષ્ઠછે કેમકે તે ભાર્યા સઘળા ગૃહસ્થાશ્રમ સંબંધી સુખનું મૂળ છે માટે સર્વ સુખ તેમાં છે. સોમ[1] સંસ્થા, હુતદ્રવ્યની વ્યવસ્થા, અને પાકની યોજના વિગેરે સ્ત્રિયો કરેછે પતિની સ્થિતિ પ્રમાણે દ્રવ્ય ખરચ વિગેરે સુશીલ સ્ત્રિયો નિયમ પ્રમાણે કરેછે.

ગૃહસ્થાશ્રમિ પુરૂષોએ દ્રવ્ય સંપાદન માટે યત્ન કરતા રહેવું. શુદ્ધ, શબલ અને કૃષ્ણ એ રીતે ત્રણ પ્રકારનું દ્રવ્ય કહેલુંછે તેમજ તે દ્રવ્યના સાત વિભાગ કહેલાછે. શાસ્ત્રથી મળેલું, શૌર્યથી મેળવેલું, તપથી પ્રાપ્ત થયેલું, વિવાહમાં કન્યાદાન લેતી વખતે મળેલું, શિષ્યોએ આપેલું યજમાનોથી મળેલું અને બાપ દાદા વિગેરે વંશના પૂર્વજોનું વારસા તરીકે મળેલું વિગેરે ધન, સાત પ્રકારનું છે તે શુદ્ધછે તથા તેનો ઉદય (ફળ ભાગ) પણ સાત્વિક છે. વ્યાજ, ખેડ, વ્યાપાર, પડલું, શિષ્યો તરફની આજીજીકાથી મળેલું, તથા અપકારથી મળેલું, એટલા પ્રકારનું ધન શબલ મિશ્રિત કહ્યુંછે, જુગાર, ચોરી, ભેળસેળ, (વસ્તુઓમાં ઉંચો નીચો માલ મેળવે તે) એક ચિજ દેખાડી તેને બદલે બીજી આપવી વિગેરે કપટ, અને ધાડ (લુટ) પાડી લાવેલું ધન, તથા છળ દગાથી મેળવેલું ધન કૃષ્ણ (અતિ તામસી ક્ષુદ્ર) કહેલુંછે. જેવા દ્રવ્યથી જે કર્મ કરેછે તેને આ લોકમાં અને મરણ પામ્યા પછી પરલોકમાં પણ તેવું ફળ મળે છે શૂદ્રનું અન્ન

---

૧ સોમવલ્લી હોમવાનો યજ્ઞ.

શુદ્રસાથે સહવાસ શુદ્રની સાથે ભોજન શુદ્રથી વિદ્યા શીખવી વિગેરે અનર્થો, અગ્નિ સરખા તેજસ્વી વિપ્રને પણ પોતાના આશ્રમધર્મથી પાડેછે અર્થાત્ પતિત કરેછે. વેદમાં કહ્યા પ્રમાણે કર્મથી જો બ્રાહ્મણ પોતાની જીવિકા કરી શકે નહી તો તેણે ક્ષત્રિયના ધર્મથી નિર્વાહ કરવો. તેઓનો આપદ્ ધર્મછે અને બ્રાહ્મણ અને ક્ષત્રિય એ બંનેની જીવિકાથી કોઇ પણ વિપ્ર પોતાનો નિર્વાહ કરી શકે નહીં તો તેણે ખેડ ગોરક્ષા વીગેરે વૈશ્ય વૃત્તિનો આશ્રય કરી આજીવીકા ચલાવવી સર્વ રસ, રાંધેલું અન્ન, તલ, પાશાણ લવણ, ખાર, પશુ, મનુષ્યો, સર્વ પ્રકારનાં ઝાડની છાલ, વસ્ત્ર, સર્વ રંગ, સણ, રેશમ, ઉન, શસ્ત્રો (હથીઆરો) વિષ, સોમવલ્લી, અને સઘળા પ્રકારના ગંધો, દૂધ, મધ, દહીં, ઘી, તેલ, ગોળ, વીગેરે વેચવાં નહીં. એટલા પદાર્થો જે વિપ્ર વેચેછે તે દર્ભને પાથરીને તેના પર રાંધેલા પોતાના આત્માને મારગમાં નાંખેછે, તલધેનું હાથી, પ્રેતનું અન્ન (સુતકીનું અન્ન) એકાદશા વીગેરેનું, મૃગચર્મ, મણી અને વીઆતી ગાય એ સાત દાનો ભયંકર છે, સોનું પૃથ્વી ઘોડો અને વસ્ત્ર તલ અને ઘી વિગેરેના દાન પણ મધ્યમછે; વૃદ્ધ માતાપિતા પતિવ્રતા સ્ત્રી અને બાળક સંતાનનું, અનર્થ ન થાય તે રીતે સેકડો યોગ્ય કાર્ય કરી અર્થ સંપાદનથી પોષણ કરવું, ખોટી સાક્ષી, અસત્ય વચન, અને વાણીની તીક્ષણતાનો ત્યાગ કરવો. ધર્મ વિરૂદ્ધ અસત્ શાસ્ત્ર મિથ્યા વાદ દુષ્ટોસાથે ભાષણ અને નીચની સેવા વિગેરેનો ત્યાગ કરવો વેદ ભણવામાં અનધ્યાઓનો ત્યાગ કરવો. અજીઠે મોઢે બીજાની સાથે ભાષણ કરવું નહીં તથા કોઇને દ્વેષ કરવો નહી. એક વસ્ત્ર પહેરી ભોજન કે દેવપૂજન કરવું નહીં નગ્ન સ્નાન કે શયન કરવું નહીં. પડવો અમાસ ક્ષય તિથિ વિગેરે દિવસોમાં વેદનો પાઠ કરવો નહીં. ગુરૂની નિંદા કરવી નહી કદી તે ક્રોધ કરે તો તેને પ્રસન્ન કરવા, બીજાઓ અપવાદ કરતા હોય તોપણ પોતે સાંભળવો નહીં ઉપાન વસ્ત્ર અને ફૂલ બીજાના ધારણ કરેલાં ધરવાં નહીં. જનોઇ વિગેરે પેરેલાનો ત્યાગ કરવો. કોઈની ચુગલી તથા નિંદા કરવી નહીં મૂર્ખ, છકેલો, વ્યસની, ઘેલો, કપટી, તથા લુલા પાંગળા, કાંણા, અને ગરીબોને મશ્કરી કરી ખીજવવા નહી. ગુરૂ, પતિવ્રતા, યજ્ઞ કરનાર, તપસ્વી, વિગેરેનો કોઇ દિવસે હસવામાં પણ અપવાદ કહેવો નહીં, હે શ્રેષ્ઠ વિપ્રો આ રીતે જે મનુષ્ય આચારની રીતિનું શ્રવણ કરે તેને સદાચારનું ફળ મળેછે એવું મારૂ વચનછે એમાં સંશય નથી.

---

૧ ગાયના મૂલ્ય પ્રમાણે તલનું દાન.

आचार पद्धतिं होतां यः शृणोति द्विजोत्तमाः ॥
स्वाचारफलमाप्नोति ममवाक्यान्न संशयः ॥ १४९ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડમાં ગુર્જર ભાષાંતરનો
स्वाचार धर्मवर्णन નામે ઓગણાએંશીમો અધ્યાય સંપૂર્ણ.

---

वालखिल्याऊचुः ॥ पितामह वदास्माकं श्राद्धधर्मानशेषतः ॥
तथैवावश्यकांश्चैव ब्रह्मन्वैवाहिकांस्तथा ॥ १ ॥

વાલખિલ્યો કહેછે—હે પિતામહ! અમને સઘળા શ્રાદ્ધ ધર્મો તથા નિત્ય કર્મ સહિત વિવાહ સંબંધી ધર્મો વિસ્તારથી કહો.

બ્રહ્મા કહેછે—હે વાલખિલ્યો! શ્રાદ્ધ ધર્મ-તથા વાર્ષિક ધર્મ (વિવાહ ધર્મ) અને અવસાન કાળમાં કરવા યોગ્ય સંસ્કાર, ધર્મોપણ સવિસ્તર કહું તે સાંભળો. હે મુનીશ્વરો! બાર શ્રાદ્ધ, પિતૃઓને તૃપ્તિ દાયકછે. તે કહુંછું. નિત્ય, નૈમિત્તિક, કામ્ય, વૃદ્ધિ શ્રાદ્ધ સપિંડન, પાર્વણ, ગોષ્ટી શ્રાદ્ધ શુદ્ધિ શ્રાદ્ધ નવમું કર્માંગશ્રાદ્ધ, દૈવિક, યાત્રા પ્રસંગે કરવા યોગ્ય, અને બારમું પુષ્ટિ માટે કરવા યોગ્ય શ્રાદ્ધછે. જે હંમેશા કરાય તે નિત્ય શ્રાદ્ધ, કોઇ પણ પ્રસંગ પર કરાયતે નૈમિત્તિક તેપણ પિતૃઓના ચટ અને દેવતા વગરનું કરવું; તેમાં એકી બ્રાહ્મણો જમાડવા, ઇચ્છેલો અર્થ સિદ્ધ થવા સારૂ કામના માટે કરેલું શ્રાદ્ધ કામ્ય કહેવાયછે હે વિપ્રવર્યો પર્વણીના વિધાનથી કરેલું શ્રાદ્ધ પાર્વણછે, જે શ્રાધ્ધ વૃદ્ધિમાં કરાય છે તે વૃધ્ધિ શ્રાધ્ધ છે તે સઘલું પૂર્વાહ્નમાં (દિવસના પહેલા ભાગમાં) સવ્ય જનોઇથી જમણો હાથ અંદર રહે તેમ કરવું, ચાર પાત્રોમાં જળ નાંખી ચંદન છાટી યવ તલ નાખી પિતૃના પાત્રમાં અર્ધ આપવો. येसमाना એ બે મંત્રથી સપિંડન કરવું, સ્ત્રીનું પણ એકોદ્દિષ્ટ, નિત્ય શ્રાદ્ધ સરખુ કરવું. અમાવાસ્યા અથવા બીજા પર્વમાં જે શ્રાદ્ધ કરાય તે પાર્વણ કહેલું છે, ઘણા વિદ્વાનોની ગોષ્ટિમાં (મંડલામાં) સંપત્તિ તથા સુખ સારૂં પિતૃઓની તૃપ્તિ માટે કરેલું શ્રાદ્ધ ગોષ્ટિ શ્રાદ્ધ કહેવાયછે. હે વિપ્રો શુદ્ધિ માટે બ્રાહ્મણો જમાડી કરેલું શ્રાદ્ધ શુદ્ધિ શ્રાદ્ધ છે ગર્ભાધાન સમયે, સોમપાન વખતે તથા સીમંત અને પુંસવનમાં તથા કામનાના અંગમાં કરેલું શ્રાદ્ધ કામ્ય, કહેવાયછે. સમિધ અને ઘીથી દેવ નિમિત્તે જે શ્રાદ્ધ કરાય તે દૈવ શ્રાદ્ધ કહેવાયછે. માતા પિતાના સંવત્સરને દિવસે જે મનુષ્ય આદરથી

શૂદ્રસાથે સહવાસ શૂદ્રની સાથે ભોજન શૂદ્રથી વિદ્યા શીખવી વિગેરે અનર્થો, અગ્નિ સરખા તેજસ્વી વિપ્રને પણ પોતાના આશ્રમધર્મથી પાડેછે અર્થાત્ પતિત કરેછે. વેદમાં કહ્યા પ્રમાણે કર્મથી જો બ્રાહ્મણ પોતાની જીવિકા કરી શકે નહી તો તેણે ક્ષત્રિયના ધર્મથી નિર્વાહ કરવો. તેઓનો આપદ્ ધર્મછે અને બ્રાહ્મણ અને ક્ષત્રિય એ બંનેની જીવિકાથી કોઇ પણ વિપ્ર પોતાનો નિર્વાહ કરી શકે નહી તો તેણે ખેડ ગોરક્ષા વીગેરે વૈશ્ય વૃત્તિનો આશ્રય કરી આજીવીકા ચલાવવી સર્વ રસ, રાંધેલું અન્ન, તલ, પાશાણ લવણ, ખાર, પશુ, મનુષ્યો, સર્વ પ્રકારનાં ઝાડની છાલ, વસ્ત્ર, સર્વ રંગ, સણ, રેશમ, ઉન, શસ્ત્રો (હથીઆરો) વિષ, સોમવલી, અને સઘળા પ્રકારના ગંધો, દૂધ, મધ, દહી, ઘી, તેલ, ગોળ, વીગેરે વેચવાં નહીં. એટલા પદાર્થો જે વિપ્ર વેચેછે તે દર્ભને પાથરીને તેના પર રાંધેલા પોતાના આત્માને મારગમાં નાંખેછે, તલધેનું હાથી, પ્રેતનું અન્ન (સુતકીનું અન્ન) એકાદશા વીગેરેનું, મૃગચર્મ, મણી અને વીઆતી ગાય એ સાત દાનો[1] ભયંકર છે, સોનું પૃથ્વી ઘોડો અને વસ્ત્ર તલ અને ઘી વિગેરેના દાન પણ મધ્યમછે; વૃદ્ધ માતાપિતા પતિવ્રતા સ્ત્રી અને બાળક સંતાનનું, અનર્થ ન થાય તે રીતે સેકડો યોગ્ય કાર્ય કરી અર્થ સંપાદનથી પોષણ કરવું, ખોટી સાક્ષી, અસત્ય વચન, અને વાણીની તીક્ષણતાનો ત્યાગ કરવો. ધર્મ વિરૂદ્ધ અસત્ શાસ્ત્ર મિથ્યા વાદ દુષ્ટોસાથે ભાષણ અને નીચની સેવા, વિગેરેનો ત્યાગ કરવો વેદ ભણવામાં અનધ્યાઓનો ત્યાગ કરવો. અજીઠે મોઢે બીજાની સાથે ભાષણ કરવું નહીં તથા કોઇને દ્વેષ કરવો નહીં. એક વસ્ત્ર પહેરી ભોજન કે દેવપૂજન કરવું નહીં નગ્ન સ્નાન કે શયન કરવું નહીં. પડવો અમાસ ક્ષય તિથિ વિગેરે દિવસોમાં વેદનો પાઠ કરવો નહીં. ગુરૂની નિંદા કરવી નહીં કદી તે ક્રોધ કરે તો તેને પ્રસન્ન કરવા, બીજાઓ અપવાદ કરતા હોય તોપણ પોતે સાંભળવો નહીં ઉપાન વસ્ત્ર અને ફૂલ બીજાના ધારણ કરેલાં ધરવાં નહીં. જનોઇ વિગેરે પેરેલાનો ત્યાગ કરવો. કોઈની ચુગલી તથા નિંદા કરવી નહીં મૂર્ખ, છકેલો, વ્યસની, ઘેલો, કપટી, તથા લુલાં પાંગળા, કાંણા, અને ગરીબોને મશ્કરી કરી ખીજવવા નહી. ગુરૂ, પતિવ્રતા, યજ્ઞ કરનાર, તપસ્વી, વિગેરેનો કોઇ દિવસે હસવામાં પણ અપવાદ કહેવો નહીં, હે શ્રેષ્ટ વિપ્રો આ રીતે જે મનુષ્ય આચારની રીતિનું શ્રવણ કરે તેને સદાચારનું ફળ મળેછે એવું મારૂ વચનછે એમાં સંશય નથી.

---

[1] ગાયના મૂલ્ય પ્રમાણે તલનું દાન.

आचार पद्धातिं होतां यः शृणोति द्विजोत्तमाः ॥
स्वाचारफलमाप्नोति ममवाक्यान्न संशयः ॥ १४५ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડમાં ગુર્જર ભાષાંતરનો
સ્વાચાર ધર્મવર્ણન નામે ઓગણાએંશીમો અધ્યાય સંપૂર્ણ.

---

वालखिल्याऊचुः ॥ पितामह वदास्माकं श्राद्धधर्मानशेषतः ॥
तथैवावश्यकांश्चैव ब्रह्मन्वैवाहिकांस्तथा ॥ १ ॥

વાલખિલ્યો કહેછે—હે પિતામહ! અમને સઘળા શ્રાદ્ધ ધર્મો તથા નિત્ય કર્મ સહિત વિવાહ સંબંધી ધર્મો વિસ્તારથી કહો.

બ્રહ્મા કહેછે—હે વાલખિલ્યો! શ્રાદ્ધ ધર્મ-તથા વાર્ષિક ધર્મ (વિવાહ ધર્મ) અને અવસાન કાળમાં કરવા યોગ્ય સંસ્કાર, ધર્મોપણ સવિસ્તર કહું તે સાંભળો. હે મુનીશ્વરો! બાર શ્રાદ્ધ, પિતૃઓને તૃપ્તિ દાયકછે. તે કહુંછું. નિત્ય, નૈમિત્તિક, કામ્ય, વૃદ્ધિ શ્રાદ્ધ સપિંડન, પાર્વણ, ગોષ્ટી શ્રાદ્ધ શુદ્ધિ શ્રાદ્ધ નવમું કર્માંગશ્રાદ્ધ, દૈવિક, યાત્રા પ્રસંગે કરવા યોગ્ય, અને બારમું પુષ્ટિ માટે કરવા યોગ્ય શ્રાદ્ધછે. જે હંમેશા કરાય તે નિત્ય શ્રાદ્ધ, કોઇ પણ પ્રસંગ પર કરાયતે નૈમિત્તિક તેપણ પિતૃઓના ચટ અને દેવતા વગરનું કરવું; તેમાં એકી બ્રાહ્મણો જમાડવા, ઇચ્છેલો અર્થ સિદ્ધ થવા સારૂ કામના માટે કરેલું શ્રાદ્ધ કામ્ય કહેવાયછે હે વિપ્રવર્યો પર્વણીના વિધાનથી કરેલું શ્રાદ્ધ પાર્વણછે, જે શ્રાદ્ધ વૃદ્ધિમાં કરાય છે તે વૃદ્ધિ શ્રાદ્ધ છે તે સઘલું પૂર્વામાં (દિવસના પહેલા ભાગમાં) સવ્ય જનોઇથી જમણો હાથ અંદર રહે તેમ કરવું, ચાર પાત્રોમાં જળ નાંખી ચંદન છાટી યવ તલ નાખી પિતૃના પાત્રમાં અર્ઘ આપવો. યેસમાના એ બે મંત્રથી સપિંડન કરવું, સ્ત્રીનું પણ એકોદ્દિષ્ટ, નિત્ય શ્રાદ્ધ સરખું કરવું. અમાવાસ્યા અથવા બીજા પર્વમાં જે શ્રાદ્ધ કરાય તે પાર્વણ કહેલું છે, ઘણા વિદ્વાનોની ગોષ્ટિમાં (મંડલીમાં) સંપત્તિ તથા સુખ સારૂં પિતૃઓની તૃપ્તિ માટે કરેલું શ્રાદ્ધ ગોષ્ટિ શ્રાદ્ધ કહેવાયછે. હે વિપ્રો શુદ્ધિ માટે બ્રાહ્મણો જમાડી કરેલું શ્રાદ્ધ શુદ્ધિ શ્રાદ્ધ છે ગર્ભાધાન સમયે સોમપાન વખતે તથા સીમંત અને પુંસવનમાં તથા કામનાના અંગમાં કરેલું શ્રાદ્ધ કામ્ય કહેવાયછે. સમિધ અને ઘીથી દેવ નિમિત્તે જે શ્રાદ્ધ કરાય તે દૈવ શ્રાદ્ધ કહેવાયછે. માતા પિતાના સંવત્સરને દિવસે જે મનુષ્ય આદરથી

શ્રાદ્ધ કરે નહીં તેને પિતૃઘાતી, અધમ જાણવો. દુધપાક, અથવા ખીર રાધેલા, ચોખા; સાથવો, લોટ ગોળ અને ચરૂથી પિંડદાન કરાયછે. એટલાના અભાવમાં અર્થાત્ તે ન મેળેતો કંદ મૂળ ફૂલ અને દર્ભથીપણ પિતૃ તૃપ્તિ માટે શ્રાદ્ધ કરવું; સર્વેના અભાવમાં ( કાંઇ પણ ન હોય તેવી સ્થિતિમાં ) વનમાં જઇ ઝાડના મુળ ઝાલી સૂર્ય વિગેરે લોકપાળને ઉદ્દેશી ઉંચા સ્વરથી પોકારી આમ કહેવું કે પિતૃઓ મારે દ્રવ્ય વૈભવ તથા શ્રાદ્ધ યોગ્ય બીજું કાંઇ પણ સાધન મારી પાસે નથી વૃક્ષના મુળમાં બે હાથ ઉંચા કરી કહુંછું, કે હે પિતૃઓ મારી ભક્તિથી તૃપ્ત થાઓ એ રીતે પોતાનું પ્રયોજન પિતૃઓને સંભળાવે તેને શ્રાદ્ધ કરવાનું ફળ મળેછે બને ત્યાં સુધી શક્તિ પ્રમાણે અને અયનમાં એટલે ઉતરાયણના તથા દક્ષિણાયનના સૂર્ય થાય ત્યારે વિષુવ ( સમાન રેષામાં જ્યારે સૂર્ય આવેછે ત્યારે ) સંક્રાંતિ, ગ્રહણ અમાસ, પિતૃપક્ષ, માતપિતાની સાવંત્સરી, ગજછાયપર્વ, તેરસ અને ભરણી નક્ષત્રમાં પિતૃના ઋણથી મુક્ત થવા શ્રાદ્ધ કરવું. ભાદરવા વદમાં જ્યારે સૂર્ય કન્યા રાશિના થાય ત્યારે મહાલય શ્રાદ્ધમાં ગજછાય નામનું પર્વ હોય ત્યારે તેમજ આર્દ્રા નક્ષત્ર પછીના પાંચમા પક્ષમાંના ( શ્રાદ્ધના ). સોળ દિવસો યજ્ઞતુલ્યછે, તેમાં આપેલું શ્રાદ્ધ દાન. પિતૃઓને અપાર તૃપ્તિદાયકછે, શ્રાદ્ધ પક્ષ સિવાયની અંધારી તેરસમાં શ્રાદ્ધ કરવું નહીં તે, જયેષ્ટ પુત્રને હાનિકારક ગણાયછે તેમજ શ્રાદ્ધ પક્ષ વગરના ભરણીમાં શ્રાદ્ધ કરવાથી કનિષ્ટ પુત્રને અનિષ્ટ ભાવરૂપ કહેલુંછે. શ્વાન કરડવાથી મરેલા ડુકર, જીવડાઓ, ઝાડ, શિંગડાવાળા પ્રાણી, ગાડું પછડાટ, અગ્નિ, દાવાનળ, હથીઆર, પાશાણ, ઝેર, ફાંસી, જળ, જળનાથા સર્પ, હાથી, રાજા, ચોર શત્રુ, અને નાર વિગેરેથી મરણ પામેલાં શય્યામાં મરેલા પતિવ્રતા અને સંસ્કાર વગરના મરેલા, તથા મહામારી ( ટુંટીયું ) વિગેરે દુષ્ટ રોગ, ચકરી, વાઇ, અને હાથ ધોણાં વિગેરેથી મરેલા તથા શાકિની ડાકિની આદિ ભૂત દોષથી અને વીજળી પડવાથી મરેલા અસ્પૃશ્ય સ્પર્શથી ( નઅડાય તેવા અપવિત્રના સ્પર્શથી ) પતિત થએલા, જેઓ ઉપર કહેલા છત્રીશ પ્રકારથી મરણ પામેલા હોય તેમને ચૌદશે એકોદિષ્ટ વિધિથી તૃપ્ત કરવા. પોતાને દેશ કાળથી વિઘ્ન થાય તેવા ઉત્પાત સમય આવી પડે તો દ્વિજે[1] પણ કાચા અન્નથી શ્રાદ્ધ કરવું! શુદ્રે હમેશાં આમાન્ન (કાચા-

૧ વિપ્ર, ક્ષત્રિય વૈશ્યે.

અન્ન)થી શ્રાદ્ધ કરવું. તથા, શ્રાદ્ધમાં કોઇ પણ પ્રકારનું વિઘ્ન પડે ત્યારે એ કાચા અન્નથી, શ્રાદ્ધ કરવું. અમાવાસ્યા આદિ નિયતમાસ અને સંવત્સરી વિના, વાર્ષિકમાં (વર્ષિને દિવસે) કદિ સ્ત્રી રજસ્વલા થઇ હોય તો પાંચમે દિવસે નહાયા પછી વાર્ષિક શ્રાદ્ધ કરવું. સંવત્સરીને દિવસે સ્ત્રી રજસ્વલા થઇ હોય તો તે દિવસે શ્રાદ્ધ નહિ કરતાં પાંચમે દિવસે સ્નાન કર્યા પછી શ્રાદ્ધ કરવું. સ્ત્રીને જો પુત્ર હોય નહિ અને સ્વામિનું (સંવત્સરી) શ્રાદ્ધ હોય તેમાં કદિ રજોદર્શનનો પ્રસંગ આવે તો તેણે નહાઇને પાંચમે દિવસે શ્રાદ્ધ કરવું. પરદેશમાં ગયેલા પતિનો કદિ મરણ દિવસ જાણવામાં ન હોય ને માત્ર માસ જાણવામાં હોય તો તે મહિનાની અમાસે સંવત્સરી શ્રાદ્ધ કરવું. કદિ જો મહિનો કે દિવસ કશું જાણવામાં ન હોય તો માગશર અથવા માઘ માસના અમાસે સંવત્સરીશ્રાદ્ધ કરવું. સર્વ આશ્રમ સ્વીકારવાના ફળથી તથા સર્વ તીર્થોમાં સ્નાન કરવાના પુણ્યથી અને સર્વયજ્ઞના પુણ્ય કરતાં શ્રાદ્ધ કરવાથી અધિક પુણ્ય થાયછે. મહાપાપ અને ઉપપાપથી યુક્ત પણ શ્રાદ્ધના દાનથી નિષ્પાપ થાયછે; સર્વ દાનોમાં શ્રાદ્ધનુંદાન, વિશેષછે; મેરૂ જેટલાં પાપ શ્રાદ્ધના દાનથી દૂર થાયછે. પિતૃઓ નથીજ એવું માની જેઓ શ્રાદ્ધ કરતા નથી તેમનું તે પિતૃઓ રૂધિર પિએછે. છેવટ અતિ અશક્ત સ્થિતિમાં જેઓ માત્ર જલથી કે શાક પત્રથી પણ પિતૃઓની તૃપ્તિ અર્થે અમાસને દિવસે શ્રાદ્ધ કરતા નથી તેમને પિતૃઓ શાપ આપી ચાલ્યા જાયછે. શ્રાદ્ધ કરવાથી પ્રસન્ન થયેલા પિતૃઓ, મોતી, વૈદૂર્યમણી, અમૂલ્યવસ્ત્રો, ઘોડા, અને હાથી, સોનું, રૂપું, વિગેરે અપાર સમૃદ્ધિ આપેછે. પ્રજા, પુષ્ટિ, સ્મરણશક્તિ, ધારણા શક્તિવાળી સુંદર બુધ્ધિ, રાજ્ય, આરોગ્યતા વિગેરે સઘળાં સુખ, પ્રસન્ન થયેલા પૂર્વજો, મનુષ્યોને આપે છે. પિતૃઓના શ્રાધ્ધમાં તૃપ્ત કરેલા, વસુઓ, રુદ્રો, દેવતાઓ, પિતૃઓ, શ્રાધ્ધના દેવતાઓ, શ્રાધ્ધ કરનાર મનુષ્યોને આનંદિત કરે છે, દેવ સંબંધિ કર્મ, દિવસના પહેલા ભાગમાં કરવું પિતૃકર્મ, દિવસના ત્રિજા ભાગમાં એટલે અપરાહ્ણ કાળમાં કરવું. વૃધ્ધિનિમિત્તનું કાર્ય પ્રભાતમાં કરવું તથા એકોદ્દિષ્ટ, મધ્યાન્હમાં કરવું. અમાસ વિગેરેમાં શ્રાધ્ધ સંપત્તિને દિવસે છ પિંડ કરવાં, અન્વષ્ટકા (એ નામના શ્રાધ્ધમાં) નવ પિંડ કરવાં, અને મહાલયમાં બાર પિંડ કરવાં. હે વિપ્રો પિતૃઓના ક્ષયાહમાં (મરણ દિવસે) ત્રણ પિંડ કરવા. ગયામાં, વૃધ્ધિમાં, અને અન્વષ્ટકામાં માતાનું

શ્રાદ્ધ કરે નહીં તેને પિતૃઘાતી અધમ જાણવો. દુધપાક, અથવા ખીર રાઘેલા, ચોખા; સાથવો, લોટ ગોળ અને ચરૂથી પિંડદાન કરાયછે. એટલાના અભાવમાં અર્થાત્ તે ન મેળેતો કંદ મૂળ ફૂલ અને દર્ભથીપણ પિતૃ તૃપ્તિ માટે શ્રાદ્ધ કરવું, સર્વેના અભાવમાં (કાંઇ પણ ન હોય તેવી સ્થિતિમાં) વનમાં જઇ ઝાડના મુળ ઝાલી સૂર્ય વિગેરે લોકપાળને ઉદ્દેશી ઉંચા સ્વરથી પોકારી આમ કહેવું હે પિતૃઓ મારે દ્રવ્ય વૈભવ નથી શ્રાદ્ધ યોગ્ય બીજું કાંઇ પણ સાધન મારી પાસે નથી વૃક્ષના મુળમાં બે હાથ ઉંચા કરી કહુંછું, કે હે પિતૃઓ મારી ભક્તિથી તૃપ્ત થાઓ એ રીતે પોતાનું પ્રયોજન પિતૃઓને સંભળાવે તેને શ્રાદ્ધ કરવાનું ફળ મળેછે બને ત્યાં સુધી શક્તિ પ્રમાણે અને અયનમાં એટલે ઉતરાયણના તથા દક્ષિણાયનના સૂર્ય થાય ત્યારે વિષુવ (સમાન રેષામાં જ્યારે સૂર્ય આવેછે ત્યારે) સંક્રાંતિ, ગ્રહણ અમાસ, પિતૃપક્ષ, માતપિતાની સાવંત્સરી, ગજછાયપર્વ, તેરસ અને ભરણી નક્ષત્રમાં પિતૃના ઋણથી મુક્ત થવા શ્રાદ્ધ કરવું ભાદરવા વદમાં જ્યારે સૂર્ય કન્યા રાશિના થાય ત્યારે મહાલય શ્રાદ્ધમાં ગજછાય નામનું પર્વ હોય ત્યારે તેમજ આર્દ્રા નક્ષત્ર પછીના પાંચમા પક્ષમાંના (શ્રાદ્ધના). સોળ દિવસો યજ્ઞતુલ્યછે, તેમાં આપેલું શ્રાદ્ધ દાન. પિતૃઓને અપાર તૃપ્તિદાયકછે, શ્રાદ્ધ પક્ષ સિવાયની અંધારી તેરસમાં શ્રાદ્ધ કરવું નહીં તે, જ્યેષ્ટ પુત્રને હાનિકારક ગણાયછે તેમજ શ્રાદ્ધ પક્ષ વગરના ભરણીમાં શ્રાદ્ધ કરવાથી કનિષ્ટ પુત્રને અનિષ્ટ ભાવરૂપ કહેલુંછે. શ્વાન કરડવાથી મરેલા ડુકર, જીવડાઓ, ઝાડ, શિંગડાવાળા પ્રાણી, ગાડું પછડાટ, અગ્નિ, દાવાનળ, હથીઆર, પાશાણ, ઝેર, ફાંસી, જળ, બળવાથી સર્પ, હાથી, રાજા, ચોર શત્રુ, અને નાર વિગેરેથી મરણ પામેલાં શય્યામાં મરેલા પવિત્રતા અને સંસ્કાર વગરના મરેલા, તથા મહામારી (ડુંટીયું) વિગેરે દુષ્ટ રોગ, ચકરી, વાઇ, અને હાથ ઘોણાં વિગેરેથી મરેલા તથા શાકિની ડાકિની આદિ ભૂત દોષથી અને વીજળી પડવાથી મરેલા અસ્પૃશ્ય સ્પર્શથી (નઅડાય તેવા અપવિત્રના સ્પર્શથી) પતિત થએલા, જેઓ ઉપર કહેલા છત્રીશ પ્રકારથી મરણ પામેલા હોય તેમને ચૌદશે એકોદ્દિષ્ટ વિધિથી તૃપ્ત કરવા. પોતાને દેશ કાળથી વિઘ્ન થાય તેવા ઉત્પાત સમય આવી પડે તો દ્વિજ[1] પણ કાચા અન્નથી શ્રાદ્ધ કરવું! શૂદ્રે હમેશાં આમાન્ન (કાચા-

---

૧ વિપ્ર, ક્ષત્રિય વૈશ્યે.

અન્ન)થી શ્રાદ્ધ કરવું. તથા, શ્રાદ્ધમાં કોઇ પણ પ્રકારનું વિઘ્ન પડે ત્યારે એ કાચા અન્નથી, શ્રાદ્ધ કરવું. અમાવાસ્યા આદિ નિયતમાસ અને સં-વત્સરી વિના, વાર્ષિકમાં (વર્ષને દિવસે) કદિ સ્ત્રી રજસ્વલા થઇ હોય તો પાંચમે દિવસે નહાયા પછી વાર્ષિક શ્રાદ્ધ કરવું. સંવત્સરીને દિવસે સ્ત્રી રજસ્વલા થઇ હોય તો તે દિવસે શ્રાદ્ધ નહિ કરતાં પાંચમે દિવસે સ્નાન કર્યા પછી શ્રાદ્ધ કરવું. સ્ત્રીને જો પુત્ર હોય નહિ અને સ્વામિનું (સંવ-ત્સરી) શ્રાદ્ધ હોય તેમાં કદિ રજોદર્શનનો પ્રસંગ આવે તો તેણે નહાઇને પાંચમે દિવસે શ્રાદ્ધ કરવું. પરદેશમાં ગયેલા પતિનો કદિ મરણ દિવસ જાણવામાં ન હોય ને માત્ર માસ જાણવામાં હોય તો તે મહિનાની અમાસે સંવત્સરી શ્રાદ્ધ કરવું. કદિ જો મહિનો કે દિવસ કશું જાણવામાં ન હોય તો માગશર અથવા માઘ માસના અમાસે સંવત્સરીશ્રાદ્ધ કરવું. સર્વ આ-શ્રમ સ્વીકારવાના ફળથી તથા સર્વ તીર્થોમાં સ્નાન કરવાના પુણ્યથી અને સર્વયજ્ઞના પુણ્ય કરતાં શ્રાદ્ધ કરવાથી અધિક પુણ્ય થાયછે. મહાપાપ અને ઉપાપથી યુક્ત પણ શ્રાદ્ધના દાનથી નિષ્પાપ થાયછે; સર્વ દાનોમાં શ્રાદ્ધનુંદાન, વિશેષછે; મેરૂ જેટલાં પાપ શ્રાદ્ધના દાનથી દૂર થાયછે. પિત્રુ ઓ નથીજ એવું માની જેઓ શ્રાદ્ધ કરતા નથી તેમનું તે પિતૃઓ રૂધિર પિએછે. છેવટ અતિ અશક્ત સ્થિતિમાં જેઓ માત્ર જલથી કે શાક પત્રથી પણ પિતૃઓની તૃપ્તિ અર્થે અમાસને દિવસે શ્રાદ્ધ કરતા નથી તે-મને પિતૃઓ શાપ આપી ચાલ્યા જાયછે. શ્રાદ્ધ કરવાથી પ્રસન્ન થયેલા પિતૃઓ, મોતી, વૈદૂર્યમણી, અમૂલ્યવસ્ત્રો, ઘોડા, અને હાથી, સોનું, રૂપું, વિગેરે અપાર સમૃદ્ધિ આપેછે. પ્રજા, પુષ્ટિ, સ્મરણશક્તિ, ધારણા શક્તિ-વાળી સુંદર બુદ્ધિ, રાજ્ય, આરોગ્યતા વિગેરે સઘળાં સુખ, પ્રસન્ન થયેલા પૂર્વજો, મનુષ્યોને આપે છે. પિતૃઓના શ્રાધ્ધમાં તૃપ્ત કરેલા, વસુઓ, રૂદ્રો, દેવતાઓ, પિતૃઓ, શ્રાધ્ધના દેવતાઓ, શ્રાધ્ધ કરનાર મનુષ્યોને આનંદિત કરે છે, દેવ સંબંધિ કર્મ, દિવસના પહેલા ભાગમાં કરવું પિતૃકર્મ, દિવસના ત્રિજા ભાગમાં એટલે અપરાહ્ણ કાળમાં કરવું. વૃધ્ધિનિમિત્તનું કાર્ય પ્રભાતમાં કરવું તથા એકોદ્દિષ્ટ, મધ્યાન્હમાં કરવું. અમાસ વિગેરેમાં શ્રાધ્ધ સંપત્તિને દિવસે છ પિંડ કરવાં, અન્વષ્ટકા (એ નામના શ્રાધ્ધમાં) નવ પિંડ કરવાં, અને મહાલયમાં બાર પિંડ કરવાં. હે વિપ્રો પિતૃઓના ક્ષયાહમાં (મરણ દિવસે) ત્રણ પિંડ કરવા. ગયામાં, વૃધ્ધિમાં, અને અન્વષ્ટકામાં માતાનું

શ્રાદ્ધ જુદું કરવું, તે શિવાયના બીજા સ્થલમાં પિતાની સાથેજ કરવું. ભાદરવા માસના શ્રાદ્ધ પક્ષમાં દ્વાદશ દેવતાવાળું (બાર દેવ સહિત) શ્રાદ્ધ કરવું, પ્રથમ શ્રાદ્ધ કરી પછી એકોદ્દિષ્ટ કરવું. આચાર્ય, ગુરુ, શિષ્યો, મિત્રો, જામિઓ (સ્ત્રીવર્ગ) વિગેરેને તેમજ ભાઈ, બહેન, પુત્ર, બંધુ, માતાઓ નિમિત્તે અન્વષ્ટકા નામના શ્રાદ્ધમાં નવપિંડ આપવા કહ્યા છે. પિતાનું પ્રથમ કરવું, માતાનું મધ્યમાં કરવું, ત્યાર પછી નાના વિગેરેનું શ્રાદ્ધ કરવું. માતપિતાના તથા નાના વિગેરેના, શ્રાદ્ધમાં પિંડ, સરખે ભાગે આપવા અર્થાત્ એ શ્રાદ્ધમાં પિંડ સરખી ગણુતરીથી આપવા. ક્ષયાહને દિવસે (સંવત્સરી) ને દિવસે અમાવાસ્યા આવે તો પ્રથમ ક્ષય તિથિ કરીને પછી અમાવાસ્યાનું શ્રાદ્ધ કરવું. સપિંડીકરણ પછી મહાલયમાં પિંડદાન કરે તેણે વિધિ મિથ્યા કર્યો વળી તે પિતૃઘાતી કહેવાય છે આમ શ્રાદ્ધ કરીને વિપ્ર ભોજન કરાવે તો કરનાર અને કરાવનાર બેઉ પ્રત્યવાયી (પાપભાગી) થાય છે જ્યાંસુધી પિંડ મુકયા ન હોય ત્યાંસુધી તે પિતૃઓનો પાક (પીતૃઓ માટે કરેલી રસોઈ) વિપ્ર, અગ્નિ, યતિ (સંન્યાસી) દેવતાઓ અને બ્રહ્મચારિને આપવો નહીં. પીંડ મુકયા પહેલાં દહી, ઘી, દાણા, ભિક્ષા, (રાંધેલી અથવા સુકી રસોઇ) લુણ, શાક, (છાશ) સીધાલુણ, બીજાને આપવાં નહીં, હે વિપ્રો જે પિતૃઓ તૃપ્ત થાય છે તે કહું છું સાંભળો મનુષ્ય જે અન્ન પૃથ્વી ઉપર ફેંકે છે તેથી પિશાચ યોનિ પામેલા પિતૃઓ તૃપ્તિ પામે છે સ્નાનથી અને વસ્ત્રો નીચોવવાના જળથી વૃક્ષપણાંને પામેલા પિતૃઓ, તૃપ્ત થાય છે. તેમજ પિતૃઓના શ્રાદ્ધમાં બ્રાહ્મણોના પૂજન સમયે ઉડેલા ચંદનના છાંટાઓ પૃથ્વી ઉપર પડેછે તેથી દેવપણું પામેલા પિતૃઓ તૃપ્ત થાયછે. દાંત વગરના બાળકો તથા ક્રીયા કરવાને યોગ્ય અને સંસ્કાર વગરના મરણ પામેલા વંશજો, બ્રાહ્મણોના ચરણામૃતથી તથા ભોજનમાં કરેલા આચમનથી તૃપ્ત થાયજે જેવા બ્રાહ્મણના ચરણામૃતથી અને ભોજન સમયે કરેલા આચમનથી પિતૃઓ તૃપ્ત થાયછે તેવા બીજાથી તૃપ્ત થતા નથી. તેમજ ઉપર કહેલા સિવાયના બીજા પૂર્વજો પણ વિપ્રોએ કરેલાં માર્જન અને આચમનથી તૃપ્ત થાય છે બીજી અનેક જાતની જીવયોની પામેલા પૂર્વજો શ્રદ્ધાથી કરેલા બ્રહ્મભોજનથી તથા શ્રાદ્ધથી તૃપ્ત થાયછે હે વિપ્રે માટે પિતૃઓને તૃપ્તી આપનાર શ્રાદ્ધ કરવું હે મહર્ષિઓ તે શ્રાદ્ધ વિધી કહુ તે સાંભળો શ્રાદ્ધ કરતી વખતે ગોઠણ અંદર હાથ રાખવા નહીં તથા ક્રોધ કરવો નહીં; નિંદું

(ગળીના રંગવાળું) રાતું, હીરાગળ, મૃગચર્મ, સાંધેલું, બળેલું, પારકું રાતા છેડાવાળું, કફ, અને મળમુત્રને અડેલું વસ્ત્ર, શ્રાદ્ધમાં પેરવું નહીં. નીલાં વસ્ત્ર પહેરી સ્નાન, દાન, જપ, હોમ, વેદાધ્યયન, પિતૃતર્પણ કરનારનો, મોટો યજ્ઞ પણ વ્યર્થ થાયછે. (દુધી) ગાજર, ડુંગળી, પીંડસુલક (પંડોલાં) વિગેરે બીજાં જે શાક પત્રો રસ અને વર્ણથી હલકાં હોય તથા તાંદુળજો, ખારા, રાતો ગુંદ, મીઠું¹ સુરણ, ધોળાં રીંગણાં, અને કોળું વિગેરે તજવાં, વ્રીહિ (વરી નામની શાળ) જવ, ઘઉં, મગ, અડદ તલ, ગાયનાં દૂધ દહી વિગેરે તથા ખડ્ગ પાત્રો (ગેંડાનાં પાત્રો) શાકર, ગોળ, ખાંડ, ચોખું મધ, વિગેરે હવિષ્ય પદાર્થો આપવા તથા નિચે કહેલી ચીજો વર્જવી. કોદ્રા, ચોળા, આઢકી, ચણા, કળથી, અને વટાણા, વિગેરે ધાન્યોને શ્રાદ્ધમાં ગ્રહણ કરવાં નહી. તથા રસોઇમાં અને પિરસવામાં લોહોઢાનું પાત્ર લેવું નહીં. પોતાના ગોત્ર વગરના બીજાએ ક્યારે પણ પાક કરવો નહીં જેને ગર્ભસ્રાવ થતો હોય તે સ્ત્રીને તથા પરગોત્રવાળી કે કાકવંધ્યાએ તથા જેનાં છોકરાં મરી જતાં હોય તેવી સ્ત્રીએ તથા કામ કાજમાં રીસાઇ ચીડાતી ક્રોધવાળી સ્ત્રીએ પિતૃપાક કરવો નહી, રાતે લાવેલું બોટેલું એઠું કરેલું તથા જેટલાથી એક ગાય તૃપ્ત થાય નહીં તેટલું દુર્ગંધી વાસવાળું ફીણવાળું જળ શ્રાદ્ધમાટે યોગ્ય નથી, લાંચ; કે, પતિતથી મળેલું તથા અન્યાયથી અથવા દીકરીના પડલાથી મળેલું દ્રવ્ય, શ્રાદ્ધના કામમાં ઉપયોગી નથી. આગલે દીવસે દેવ; અથવા પિતૃને માટે ધારેલા કર્મસારૂં પવિત્ર ઉત્તમ બ્રાહ્મણો નોતરવા તેમને સારી રીતે માન આપી બેસાડવા શ્રાદ્ધ કરનારે તથા શ્રાદ્ધમાં જમનાર વિપ્રોએ નિયમથી વર્તવું; હે વિપ્રો તે દીવસે જે કંઇ પુણ્ય કરે તે સઘળું અખુટ થાયછે. એમાં શંકા નથી પહેલાંથી જે નિમંત્રણ આપેલું હોય અને બીજાનો પ્રતિગ્રહ કરે અથવા પોતે જમીને ત્યાં જમવા જાય તેનું પુણ્ય ક્ષીણ થાયછે હે વિપ્રો આમંત્રણ આપવા શ્રાદ્ધ કરનારે પોતે જવું, જે વિપ્રો વેદ, તપ, તથા સદાચરણથી સંપન્નછે તેવાઓને પિતૃ શ્રાદ્ધમાં નોતરી પ્રેમથી પુજવા; વેદશાસ્ત્રોને જાણનાર પવિત્ર, ધર્મને વિષે દૃઢમનવાળા તથા સદા ગાયત્રી અને બ્રહ્મ તત્વનું પરિચિંતન કરનાર વિપ્ર, પિતૃ શ્રાદ્ધમાં ઉત્તમ ગણાય છે. રથંતર, બૃહત્ જ્યેષ્ઠ, સામવેદ અને ત્રિસસુપર્ણને જાણનાર તથા ત્રીમધુ વિગેરેને જાણનાર પિતૃ શ્રાદ્ધમાં પૂજવા યોગ્યછે. નાતો, દોહીત્રો, ભાણેજ

---

¹ રશોડી

માસીનો પુત્ર, તેનો પુત્ર, મામાનો પુત્ર, જમાઇ, બંધુ, અને જો પુત્ર વીગેરે સદાચારી સંબંધીઓ શ્રાધ્ધમાં પ્રવીન કહ્યાછે. અગ્નિહોત્રિ આવસથ્ય અગ્નિવાળો તથા પિતામાતાની ભક્તિમાં તત્પર વિપ્ર, દેવકર્મ અને પિતૃકર્મમાં જમાડવા યોગ્યછે. યુગને અનુસરતાં વિદ્યા અને આચરણવાળો છકર્મમાં પ્રીતિવાળો વિપ્ર પૂજવા યોગ્યછે વરૂણીનો બ્રાહ્મણ, ગુરૂ ઉપાધ્યાય આચાર્ય શ્રોત્રિય વીગેરે જ્ઞાતિસંબંધી કે બાંધવો શ્રાધ્ધમાં સદા પૂજવા યોગ્યછે, કાંણો પુનરભુ ( ધરઘેલી સ્રીનો ) પુત્ર રોગી ચાડી કરનાર વ્યાજ ખાનારો કરેલા ઉપકારને હણનાર ( કૃતઘ્ન ) મત્સરી ( પારકા ઉત્કર્ષને સહન નહીં કરનાર ) ક્રૂર મિત્રદ્રોહી તથા નઠારા નખવાળો મહારોગી પટ્કર્મરહિત કાળા દાંતવાળો અવકીર્ણક ( વ્યભિચારી ) વ્યંગ ( ઠુંઠો લંગડો વીગેરે ) વધારે અંગવાળો હાથ પગની આંગળીઓ જેને વધારે હોય તે, પર નિંદક, ઘેલો, નપુંસક કલંકવાળો વાણીથી નઠારો દાસને ભણાવનાર તથા કન્યાને દૂષણ લગાડનાર વણિકવૃત્તિ, અગ્નિહોત્ર વગરનો, સોમવિક્રય કરનાર, સ્રીને આધીન, સંતાન વગરનો કુંડાશી કુંડ ગોલક અનુરક્ત વૃત્તિવાળો ( આસક્ત વૃતિવાળો ) અજાણ, દુષ્ટનાં દાન લેનાર, નિત્ય પ્રતિગ્રહ કરનાર, મડદાને અડનાર, તેલ ચુવા વીગેરે કાઢનાર ઘણાને માગનાર, રાંધનાર, કામી આચાર રહિત વેદનો દ્વેષ કરનાર વિપ્રો શ્રાધ્ધમાં વર્જિત કહેલાછે મૂર્ખ પાસે રહેતો હોય અને ગુણવાન્ દૂર રહેતો હોય તો પણ મૂર્ખને નહીં આપતાં વિદ્વાન બ્રાહ્મણને આપવું, ભણનાર વીપ્રને તથા પાસે રહેનારને ભોજન કે દાનપ્રસંગમાં વીસારે તો તે સાત કુલને અપરાધથી દગ્ધ કરેછે, વાયુ ભૂત પિતૃઓ ઉત્તમ બ્રાહ્મણની અંદર પ્રવેશ કરેછે તેથી તેનું અપમાન કરનારના કુળને નિર્મૂળ કરેછે. વિપ્રના હાથમાં પિતા જમેછે, મુખમાં પિતામહ ( દાદો ) તાળવામાં પરદાદો અને કંઠમાં નાનો હૃદયમાં પરનાનો, અને નાભીમાં વડનાનો જમે છે; એ રીતે પાર્વણ શ્રાધ્ધ એકોદ્દિષ્ટ કરાયછે. માટે પિતૃશ્રાધ્ધમાં સારા વિપ્રને નોતરવો. તથા સુજ્ઞ દ્વિજ શ્રાધ્ધ યોગ્ય સારો દર્ભ લાવવો. યજ્ઞ કાર્યમાં લીલા સુકા વરણા, પાકયજ્ઞમાં પીળા. અને પિતૃકાર્યમાં હાથ જેવડા લીલા, સુકા, ચોકણા ( તુટે નહીં તેવા ) દર્ભ લેવા કહેલું છે. ચિતાનો, માર્ગનો, અને સ્મશાનભૂમિમાં થયેલો બીજાનાં આસ્તરણની ભૂમિમાં દર્ભ પાથરવાની જગામાં થએલો અને પિંડદાન કરવાની જગાપર થએલો એટલા દર્ભ વર્જવા. શ્રાધ્ધમાં સંકલ્પ

માટે (વીટી) પવિત્રી તથા નિવી બંધન સારૂ દર્ભની અંદરનો ભાગ કહાડી નાંખવો. એ રીતે કરેલી પવિત્રી અને નિવી બંધનથી પિતૃઓને આપેલું અક્ષય થાયછે ત્રણ સરવાળો દર્ભ કહેવાયછે ચાર શાખાવાળાને શાસ્ત્રમાં કુશ કહેલોછે જેથી નિવી બંધન કર્યું હોય અને જેથી પિતૃતર્પણ કર્યું હોય તે તથા જે સહિત મળ મુત્ર કરવા જવું પડયું હોય તે દર્ભનો ત્યાગ કરવો. અણીશુદ્ધ, લીલા તલના ખેતરમાં થએલા તથી મહાનદીને કાંઠે થએલા દર્ભ પિતૃકાર્યમાં વાપરવાથી તેઓ અનંત ફલદાયકછે. જે દ્વિજ પ્રતિદીવસ ભીંજાએલા દર્ભ સહીત સ્નાન કરે તેને ગયાશ્રાદ્ધ તથા યજ્ઞનું ફળ મળેછે, તથા જે દર્ભ સહિત (પવીત્રી રાખી) જમે-તેને યજ્ઞનું ફળ મળેછે. દર્ભના અગ્ર ભાગમાં દેવતાછે અને મુળ ભાગમાં પિતૃઓછે અને તેમાં જે લાગેલા નથી અર્થાત્ મુળ અને અગ્રભાગથી જુદા કુશ અને કુતપ કહેલાછે, દર્ભ અને કાળા તલ વિષ્ણુના શરીરથી થયાછે શ્રાદ્ધના રક્ષણ માટે પિતૃને તૃપ્ત કરવા સારૂ ધોળા તલથી દેવને તૃપ્ત કરવા તથા રાતા અને કાળાશવાળા તલથી મનુષ્ય તર્પણ કરવું, કાળાથી પિતૃ તર્પણ કરવું તથા તે બધી જાતના તલથી વિપ્રને તૃપ્ત કરવા. તીર્થ, ઘર, અને દક્ષિણા આપવાને સ્થળે પંચ ભૂમી સંસ્કાર કરી, શ્રાદ્ધ કરવું. બેલ, હાથી અને ઘોડા વિગેરેથી રોકાએલે ઠેકાણે તથા બાંધેલી અગાશી વિગેરે કૃત્રિમ પૃથ્વીમાં તથા પારકી જગામાં શ્રાદ્ધ ન કરવું. હે વિપ્રો! શ્રાદ્ધના સમય કહું તે સાંભળો, સવારની છઘડીને સંગવ કહેવાયછે, તે પછીની છ ઘડી તે મધ્યાન અને દિવસના ત્રીજા પહોરની છ ઘડી તે અપરાહ્ણ કહેવાયછે. છ ઘડીનો સાયંકાળ, કર્મમાં નિંદિતછે હે વિપ્રો! મધ્યાન્હે સૂર્ય મંદ થાયછે ત્યારે, કહલો મંત્ર અનંત ફળદાયક મનાયછે. દિવસના પહેલા ભાગમાં દેવનો સમયછે મધ્યાન્હે મનુષ્યનોછે, અને દિવસનો ત્રીજો ભાગ પિતૃઓનો કહેવાયછે. હે વિપ્રો શ્રાદ્ધમાં, ગેંડાનાં પાત્ર, તલ, દર્ભ, રૂપું, કાંબળી, (નેપાલ કંબલ) અને ગેંડાની વીટી વિગેરે ઉત્તમછે. હે વિપ્રો! શરીર, દ્રવ્ય, (પદાર્થો) સ્ત્રી, પૃથ્વી, મન, મંત્રો, અને બ્રાહ્મણ વિગેરે સાત પદાર્થોમાં શુદ્ધિ જાણવી. ત્યાર પછી શુદ્ધ મનવાળાએ શ્રાદ્ધનો આરંભ કરવો. દશ, સાત, પાંચ, ત્રણ અને એક સુધી પણ બ્રાહ્મણનો બ્રહ્મભોજ કરવો તથા તેનું પૂજન કરવું. વિશ્વેદેવને સ્થાને બેઠેલા વિપ્રોએ પૂર્વાભિમુખ બેસવું. અને પિતૃ નિમિત્તના ત્રણ વિપ્રોએ ઉત્તર દિશાએ મુખ રાખી બેસવું. બેઉ સ્થલે એ-

માસીનો પુત્ર, તેનો પુત્ર, મામાનો પુત્ર, જમાઇ, બંધુ, અને જો પુત્ર વીગેરે સદાચારી સંબંધીઓ શ્રાધ્ધમાં પવીત્ર કહ્યાછે. અગ્નિહોત્રિ આવસથ્ય અગ્નિવાળો તથા પિતામાતાની ભક્તિમાં તત્પર વિપ્ર, દેવકર્મ અને પિતૃકર્મમાં જમાડવા યોગ્યછે. યુગને અનુસરતાં વિદ્યા અને આચરણવાળો છકર્મમાં પ્રીતિવાળો વિપ્ર પૂજવા યોગ્યછે વરૂણીનો બ્રાહ્મણ, ગુરૂ ઉપાધ્યાય આચાર્ય શ્રોત્રિય વીગેરે જ્ઞાતિસંબંધી કે બાંધવો શ્રાધ્ધમાં સદા પૂજવા યોગ્યછે, કાંણો પુનરભુ (ધરવેલી સ્ત્રીનો) પુત્ર રોગી ચાડી કરનાર વ્યાજ ખાનારો કરેલા ઉપકારને હણનાર (કૃતઘ્ન) મત્સરી (પારકા ઉત્કર્ષને સહન નહીં કરનાર) ક્રૂર મિત્રદ્રોહી તથા નઠારા નખવાળો મહારોગી ષટ્-કર્મરહિત કાળા દાંતવાળો અવકીર્ણક (વ્યભિચારી) વ્યંગ (ઠુંઠો લંગડો વીગેરે) વધારે અંગવાળો હાથ પગની આંગળીઓ જેને વધારે હોય તે, પર નિંદક, ઘેલો, નપુંસક કલંકવાળો વાણીથી નઠારો દાસને ભણાવનાર તથા કન્યાને દૂષણ લગાડનાર વણિકવૃત્તિ, અગ્નિહોત્ર વગરનો, સોમ-વિક્રય કરનાર, સ્ત્રીને આધીન, સંતાન વગરનો કુંડાશી કુંડ ગોલક અનુ-રક્ત વૃત્તિવાળો (આસક્ત વૃતિવાળો) અજાણ, દુષ્ટનાં દાન લેનાર, નિત્ય પ્રતિગ્રહ કરનાર, મડદાને અડનાર, તેલ ચુવા વીગેરે કાઢનાર ઘણાને માગનાર, રાંધનાર, કામી આચાર રહિત વેદનો દ્વેષ કરનાર વિપ્રો શ્રાધ્ધમાં વર્જિત કહેલાછે. મૂર્ખ પાસે રહેતો હોય અને ગુણવાન્ દૂર રહેતો હોય તો પણ મૂર્ખને નહીં આપતાં વિદ્વાન બ્રાહ્મણને આપવું, ભણનાર વીપ્રને તથા પાસે રહેનારને ભોજન કે દાનપ્રસંગમાં વીસારે તો તે સાત કુલને અપરાધથી દગ્ધ કરેછે, વાયુ ભૂત પિતૃઓ ઉત્તમ બ્રાહ્મણની અંદર પ્રવેશ કરેછે તેથી તેનું અપમાન કરનારના કુળને નિર્મૂળ કરેછે. વિપ્રના હાથમાં પિતા જમેછે, મુખમાં પિતામહ (દાદો) તાળવામાં પરદાદો અને કંઠમાં નાનો હૃદયમાં પરનાનો, અને નાભીમાં વડનાનો જમે છે; એ રીતે પાર્વણ શ્રાધ્ધ એકોદ્દિષ્ટ કરાયછે. માટે પિતૃશ્રાધ્ધમાં સારા વિપ્રને નોતરવો. તથા સુજ્ઞ દ્વિજ શ્રાધ્ધ યોગ્ય સારો દર્ભ લાવવો. યજ્ઞ કાર્યમાં લીલા સુકા વરણા, પાકયજ્ઞમાં પીળા અને પિતૃકાર્યમાં હાથ જેવડા લીલા, સુકા, ચોકણા (તુટે નહીં તેવા) દર્ભ લેવા કહેલું છે. ચિતાનો, માર્ગનો, અને સ્મશાનભૂમિમાં થયેલો બીજાનાં આસ્તરણની ભૂમિમાં દર્ભ પાથરવાની જગામાં થએલો અને પિંડદાન કરવાની જગાપર થએલો એટલા દર્ભ વર્જવા. શ્રાધ્ધમાં સંકલ્પ

માટે (વીટી) પવિત્રી તથા નિવી બંધન સારૂ દર્ભની અંદરનો ભાગ કહાડી નાંખવો. એ રીતે કરેલી પવિત્રી અને નિવી બંધનથી પિતૃઓને આપેલું અક્ષય થાયછે ત્રણ સરવાળો દર્ભ કહેવાયછે ચાર શાખાવાળાને શાસ્ત્રમાં કુશ કહેલોછે જેથી નિવી બંધન કર્યું હોય અને જેથી પિતૃતર્પણ કર્યું હોય તે તથા જે સહિત મળ મુત્ર કરવા જવું પડ્યું હોય તે દર્ભનો ત્યાગ કરવો. અણીશુદ્ધ, લીલા તલના ખેતરમાં થએલા તથા મહાનદીને કાંઠે થએલા દર્ભ પિતૃકાર્યમાં વાપરવાથી તેઓ અનંત ફલદાયકછે. જે દ્વિજ પ્રતિદીવસ ભોંજાએલા દર્ભ સહીત સ્નાન કરે તેને ગયાશ્રાદ્ધ તથા યજ્ઞનું ફળ મળેછે, તથા જે દર્ભ સહિત (પવીત્રી રાખી) જમે તેને યજ્ઞનું ફળ મળેછે. દર્ભના અગ્ર ભાગમાં દેવતાછે અને મુળ ભાગમાં પિતૃઓછે અને તેમાં જે લાગેલા નથી અર્થાત્ મુળ અને અગ્રભાગથી જુદા કુશ અને કુતપ કહેલાછે, દર્ભ અને કાળા તલ વિષ્ણુના શરીરથી થયાછે શ્રાદ્ધના રક્ષણ માટે પિતૃને તૃપ્ત કરવા સારૂ ધોળા તલથી દેવને તૃપ્ત કરવા તથા રાતા અને કાળાશવાળા તલથી મનુષ્ય તર્પણ કરવું, કાળાથી પિતૃ તર્પણ કરવું તથા તે બધી જાતના તલથી વિપ્રને તૃપ્ત કરવા. તીર્થ, ઘર, અને દક્ષિણા આપવાને સ્થળે પંચ ભૂમી સંસ્કાર કરી, શ્રાદ્ધ કરવું. બેલ, હાથી અને ઘોડા વિગેરેથી રોકાએલે ઠેકાણે તથા બાંધેલી અગાશી વિગેરે કૃત્રિમ પૃથ્વીમાં તથા પારકી જગામાં શ્રાદ્ધ ન કરવું. હે વિપ્રો! શ્રાદ્ધના સમય કહું તે સાંભળો, સવારની છઘડીને સંગવ કહેવાયછે, તે પછીની છ ઘડી તે મધ્યાન અને દિવસના ત્રીજા પહોરની છ ઘડી તે અપરાહ્ણ કહેવાયછે. છ ઘડીનો સાયંકાળ, કર્મમાં નિંદિતછે હે વિપ્રો! મધ્યાન્હે સુર્ય મંદ થાયછે ત્યારે, કહેલો મંત્ર અનંત ફળદાયક મનાયછે. દિવસના પહેલા ભાગમાં દેવનો સમયછે મધ્યાન્હે મનુષ્યનોછે, અને દિવસનો ત્રીજો ભાગ પિતૃઓનો કહેવાયછે. હે વિપ્રો શ્રાદ્ધમાં, ગેંડાનાં પાત્ર, તલ, દર્ભ, રૂપું, કાંબળી, (નેપાલ કંબલ) અને ગેંડાની વીટી વિગેરે ઉત્તમછે. હે વિપ્રો! શરીર, દ્રવ્ય, (પદાર્થો) સ્ત્રી, પૃથ્વી, મન, મંત્રો, અને બ્રાહ્મણ વિગેરે સાત પદાર્થોમાં શુદ્ધિ જાણવી. ત્યાર પછી શુદ્ધ મનવાળાએ શ્રાદ્ધનો આરંભ કરવો. દશ, સાત, પાંચ, ત્રણ અને એક સુધી પણ બ્રાહ્મણનો બ્રહ્મભોજ કરવો તથા તેનું પૂજન કરવું. વિશ્વેદેવને સ્થાને બેઠેલા વિપ્રોએ પૂર્વાભિમુખ બેસવું. અને પિતૃ નિમિત્તના ત્રણ વિપ્રોએ ઉત્તર દિશાએ મુખ રાખી [illegible] વં, બેઉ સ્થલે એ

ટલે દેવ અને પિતૃઓના કાર્યમાં બબ્બે વિપ્રો અથવા એકેક વિપ્ર સ્થાપવો. પુરતી સંપત્તિ ન હોય ત્યારે આ ક્રમથી વર્ત્તવું. યોગ્ય સુપાત્ર વિપ્રને દેવ કાર્યમાં નિમંત્રણ કરવું. તેમજ પિતૃકાર્યમાં પણ તેવો યોગ્ય બ્રાહ્મણ લેવો. શ્રાદ્ધ કરવામાં અશક્ત હોય એટલે દુર્બળ સ્થિતિમાં હોય તેણે આરીતે શ્રાદ્ધ કરવું. શ્રાદ્ધ કરનારે ક્રોધ કરવો નહિ; વાળ બાંધવા નહિ, માથે બાંધી શ્રાદ્ધ કરવું નહિ. લીંપેલા મંડલવાળી ભૂમિપર પાત્રો ધોવાં. તે આસનપર બ્રાહ્મણોને બેસાડી દર્ભાસન આપવાં. પછી શ્રાદ્ધની રક્ષા માટે તલ છાંટવા. **विश्वे देवासः** એ મંત્રથી વિશ્વદેવનું આવાહન કરવું. ઇષ્ટિ શ્રાદ્ધમાં ક્રતુ અને દક્ષ નામના વિશ્વેદેવછે, નાંદીમુખ શ્રાદ્ધમાં સત્યને વસુ નામેછે, નૈમિત્તિક (પ્રેત શ્રાદ્ધમાં) કાલ અને કામ નામના વિશ્વદેવછે. કામ્ય શ્રાદ્ધમાં ધ્વનિ અને રોચન નામે વિશ્વદેવછે; પાર્વણમાં પુરુરવા, અને આર્દ્રવછે, વૃદ્ધિ અને ગયા શ્રાદ્ધમાં શુચિ નામે વિશ્વદેવછે, તથા સપિંડ શ્રાદ્ધમાં કાળ નામે વિશ્વદેવ કહેલાછે, અને સર્વે શ્રાદ્ધમાં અગ્રજ નામે તેર વિશ્વદેવછે, એ વિશ્વદેવનાં નામ ન જાણતા હોય તેમણે આ પ્રમાણે કહેલા શ્લોકોથી શ્રદ્ધા પૂર્વક શ્રાદ્ધ કરવું.

હે મહાભાગ વિશ્વદેવ! અહીં આવો જેઓ જે શ્રાદ્ધમાં કહેલાછે તેઓ સાવધાન થજો. **शंनोदेवि** એ મંત્રથી દર્ભ પવિત્રી સહિત પાત્રમાં જળ નાખવું. **यवान् यवोसि** એ મંત્રથી ચંદન પુષ્પ અને યવ નાખવા **या दिव्या** એ ઋચાથી હાથમાં અર્ઘ આપવો ચંદન પુષ્પ કરી યથાશક્તિ વસ્ત્રો આપવાં ત્યાર પછી અપસવ્ય કરી પિતૃઓનું આવાહન કરવું. **उशंतस्त्वा** એ ઋચાથી પિતૃઓનું આવાહન કરી **आयंतुन** એ ઋચા ભણવી **तिलोसि** એ મંત્રે કરી તલ છાટવા તથા પ્રથમની પેઠે સાવધાન થઈ વિપ્રોના હાથમાં અર્ઘ આપવો. પાત્રમાં સંસ્રવ એવી રીતે છાટવા કે જેવી રીતે પાત્ર(ન્યુબ્જ) ઢળી ઉંધું થાય તેમ તે પછી **पितृभ्यः स्थानमसि** એ ઋચાથી અગ્નૌકરણ કરવું. હું અગ્નૌ કરણ કરૂં એવું પુછનારને (कुरुष्व) કર એમ કહી ઘીમાં મેળવેલું અન્ન પિતૃ યજ્ઞની પેઠે અગ્નિમાં હોમવું. તેના અભાવમાં વિપ્રના હાથમાં આપવું **अग्नये कव्यवाहनाय स्वाहा** એ મંત્રથી પ્રથમ આહુતિ આપવી. તથા **सोमाय पितृमते स्वाहा** એ મંત્રથી બીજી આહુતિ આપવી. ત્યારપછી હોમતાં શેષ રહેલું પાત્રોમાં આપવું. **पृथिवीपात्रं** એથી અન્ન આપી પાત્રનું અભિમંત્રણ કરવું. અન્ન ઉપર બ્રાહ્મણોના અંગુઠા ધારણ કરાવી **इदं विष्णु**

એ ઋચા કહી સ્પર્શ કરવો. **મધુવાતા** એ ત્રણ ઋચા તથા ઓંકાર સહિત ગાયત્રી જપવી ત્યારે વિપ્રોએ યથેચ્છ જેમ સુખ થાય તેમ જમવું. ભોજન કરતી વખતે વાણી નિયમમાં રાખવી. હવિષ્યાન્ન, તથા મધુર અન્ન આનંદથી ક્રોધ રહિત થઇ શાંતપણે આપવું. તૃપ્તિ થાય ત્યાં સુધી પવિત્ર ગાયત્રી મંત્ર વિગેરેનો જપ કરવો. તમે તૃપ્ત થયાછો એવું કહી શેષ રહેલાં અન્નને માનપૂર્વક અભિનંદન કરવું. તે પછી તે અન્ન એક એકવાર પૃથ્વીપર છુટું છુટું ફેંકવું તથા થોડું જળ છાટવું. જયાં વિપ્રો જમ્યા હોય ત્યાં ઉચ્છિષ્ટપાસેજ પિંડ પ્રદાન કરવું. માતામહ (નાના) વિગેરેને એકેક આચમન આપવું. એક વાર (પિંડ આપવા દર્ભ પાથરી દક્ષિણ દિશા તરફ મુખરાખી પિંડ મુકવા. પૂર્વ દિશા તથા દક્ષિણ દિશા સન્મુખ પિંડ મુકાવવા એક હાથ જેટલા ઉંચા પિંડ લઇ પૃથ્વીપર મુકવા જેમ જળબિંદુઓ ઉડે નહિ તેમ પિંડો આપવા. પાર્વણમાં લીલાં આમળા જેવડા પિંડ કરવા, એકોદ્દિષ્ટ શ્રાદ્ધમાં બિલા જેવડો એક પિંડ આપવો. નવ શ્રાદ્ધમાં તેથી મોહોટા પિંડ આપવા. મહાલય શ્રાદ્ધમાં કોઠા જેવડા પિંડ આપવા, ગયા શિરમાં ખીજડીના પાન જેવડા પિંડ આપવા સપિંડકમાં પણ કોઠાં જેવડા પિંડો આપવા અપસવ્ય કરી ત્રણ વાર પૃથ્વીપર જળ છાંટી તે હુતશેષમાંથી સાવધાન થઈ ત્રણ પિંડો કરવા ઔદક વિધિથી દક્ષિણ દિશામાં મુખરાખી એકાગ્ર નિયમિત દ્વિજે, મંત્રપૂર્વક પિંડ આપવા. તે દર્ભમાં હસ્ત શુદ્ધ કરી પ્રાણાયામ કરી (માત્ર કુંભકથીજ) ઉત્તર દિશા તરફ જોઇ ત્રણ વાર આચમન કરવું; છ ઋતુઓને પ્રણામ કરી નીવી વિસર્જન કરીને **नमोवः पितरः** એ મંત્ર કહી જનોઇ વસ્ત્ર અને પુષ્પથી તે વિપ્રોનો સત્કાર કરવો, પિતૃ શ્રાદ્ધમાં મલ્લિકા કે જુઇ વાપરવી નહિ. જળમાં થયેલાં સર્વ પ્રકારનાં ફુલ, ચંપો, તુલસી, આમળી, ભાંગરો, ખીજડી, તગર, કમળ, અગથ્યાનાં ફુલ, તલનાં ફુલ, વિગેરે પિતૃ શ્રાદ્ધમાં શ્રેષ્ઠ તથા આંટલાં ફુલ લેવાં નહિ જેવાં કે, રાત્રિ કંટક, (રાત્રિગંધા) કીટા કીત વિગેરે પિતૃ શ્રાદ્ધમાં નિષિદ્ધછે. જાઈનું ફુલ જોઇ પિતૃઓ નિરાશ થઇ, પાછા ચાલ્યા જાયછે, તેમજ શ્રાદ્ધમાં રાતાં ફુલ લેવાં નહિ બિલી આમળી (મૃદ્વીકા) દ્રાખ, ફનસ, આમ્રાતક, દાડમી, નાળીયેરી, શ્રૃંગાટક (શીંગોડાં) પરુષક, કટ્ફલ, કતક, (લાકચ મોચ ઠોવચો) એટલાં ફલ ફુલ શ્રાદ્ધમાં ઉત્તમ કહ્યાંછે. એ રીતે પુજી અભિવાદન કરે ત્યારે સ્વસ્તિ વાચન કરવું. અક્ષય જળ આપી (આચમન) આપી પિતૃઓને સ્વધા કહી દ-

ક્ષિણા આપવી. પછી પ્રાર્થના કરવી કે હું કે જે આપને પ્રણામ કરૂં છું તેને કલ્યાણ કહો એ રીતે શ્રાદ્ધ કરનાર કહે ત્યારે તે વિપ્રોએ આયુષ્માન્ તું કલ્યાણ પામીશ એવું કહી સ્વધાકહી પૃથ્વીપર જળ મુકવું તે પછી વિપ્રોએ કહેવું કે વિશ્વેદેવ પ્રસન્ન થાઓ, અમોને આપનાર દાતાઓ વૃદ્ધિ પામો, વેદ અમને અતિશય ઉપસ્થિત ( યાદ ) કંઠસ્થ રહો અમને શુભ સંતતિ મળો, શ્રાદ્ધ કરનાર દ્વિજે કહેવું કે અમારી શ્રદ્ધા ઘટો નહિ, અમને દાન આપવા માટે ઘણું ધન મળો. એવી વિપ્રો અને શ્રાદ્ધકર્ત્તાએ પ્રિય વાણી કહી સંભળાવવી. તે પછી શ્રાદ્ધ કરનારે વિપ્રોને પ્રણામ કરી વાજે વાજે એ મંત્ર કહી પિતૃઓનું વિસર્જન કરવું પ્રદક્ષિણા કરી પિતૃશેષ અન્ન જમવું શ્રાદ્ધ કર્ત્તા યજમાનો અને વિપ્રોએ તે રાત્રિ બ્રહ્મચર્ય વ્રત ધારણ કરવું. કર્મ નિવૃત્ત થયા પછી તે પિંડો, બ્રાહ્મણ અગ્નિ ગાય, અજ, ( બકરા ) વિગેરેને આપવા, અથવા જળમાં નાખવા. વિકર પિંડ, અને વિપ્રોનું અ-જીઠું ગાયને કે વિપ્રને આપવું નહિ, તેમ જળમાં કે અગ્નિમાં પણ નાખવું નહિ. જો તે વિકર, વિપ્ર કે ગાય વિગેરેને આપે તો તેના પિતૃઓ, છ માસ સુધી તે અજીઠું ઓક્યા કરેછે. જે જ્ઞાનહીન એક શ્રાદ્ધ કરી બીજાના શ્રા-દ્ધમાં ભોજન કરે તો તે દાતા ભોક્તા બેઉને ફળદાયક થતું નથી પણ પાપ-દાયક થાયછે. દાંતણ, પાન, તેલમર્દન, રાત્રિ ભોજન અને કામને પ્રદીપ્ત કરે તેવાં ઔષધો, પારકું અન્ન, એટલી વસ્તુઓનો ત્યાગ કરવો. આ કહેલાંવા-નાંઓ શ્રાદ્ધ કર્યા પછી કરવાં નહિ. તેમજ જેણે શ્રાદ્ધમાં ભોજન કર્યું હોય તેણે, ફરીથી બીજી વાર ભોજન, અધ્યયન, ( વેદપઠન ) ભાર અને કાસીદું (પંથે ચાલવાની ખેપ) મૈથુન, અને દાનનો પ્રતિગ્રહ કરવો ( દાન લેવું ) વિગેરે એટલાં વાનાં, શ્રાદ્ધમાં જમનારે શ્રાદ્ધનું અન્ન જમ્યા, પછી કરવાં નહિ. તેમજ દેવ અને પિતૃ સંબંધિ કર્મ વસ્ત્ર ઉપવસ્ત્ર ધારણ કરી કરવાં, "હાથ ધોઇ કોગળા કરીને જે મનુષ્ય વિપ્રપંક્તિ જમતો હોય ને પોતે મોઢું ધુવેતો તે, દેવ પિતૃ સંબંધિ કર્મ અને પોતાના આત્માનો પણ ઘાતકી થાયછે. શ્રાદ્ધ પંક્તિમાં જમતા બ્રાહ્મણોનો સ્પર્શ કરવો નહિ. તેમ જે અન્ન જમેછે તેને અવશેષ રાખવું નહિ. પછીથી પણ એકસો આઠ ગા-યત્રી મંત્ર જપવા. શ્રાદ્ધભોજન કરતા વિપ્રોની પંક્તિમાં સર્વથી પ્રથમ જો મુખ ધોઇ કોગળા કરે તો તે વિપ્ર, બ્રહ્મઘાતી જેવો અપરાધી થાયછે, અને જે ભોજન કર્યું તેનું પણ તેને પાપ લાગેછે." શ્રાદ્ધમાં જમનાર વિપ્રે દશ

ગાયત્રી કરી જલપાન કરવું તેમજ તીર્થમાં ,સંધ્યા કરનાર વિપ્રને શ્રાદ્ધ ભોજનનો દોષ, બાધ કરતો નથી; આમશ્રાદ્ધ, પ્રેતશ્રાદ્ધ, તીર્થ શ્રાદ્ધ, સપિંડન, વિગેરેમાં વિકર પિંડ કરવો નહિ. પ્રમાદથી કરનાર પ્રત્યવાયી ( પાપભાગી ) થાયછે તથા નરકગામી થાયછે. આવાહન, સ્વધાકાર, પિંડ અગ્નૌકરણ, બ્રહ્મચર્યાદિનિયમ, વિશ્વદેવ, અને દક્ષિણા વગરનું નિત્ય શ્રાદ્ધ કરાયછે. માત્ર નિત્ય શ્રાદ્ધમાં છ બ્રાહ્મણોનો બ્રહ્મ ભોજ કરવાથી પણ શ્રાદ્ધ સાંગ મનાયછે. વિપ્રોને આસને બેસાડી ચંદન પુષ્પથી તેમનું પૂજન કરી, જમાડી યથાશક્તિ કાંઇ આપી વિદાય કરવા. નિત્ય પાર્વણ વિધિથી ક્ષેત્ર જ અને ઔરસ પુત્રે અથવા બીજાએ પણ એકોદ્દિષ્ટ શ્રાદ્ધ કરવું. અભ્યુદય સંબધમાં, તથા તેવા કામ્ય, સંકલ્પ, વ્રત કે દેવ સંબંધિ શ્રાદ્ધમાં હેમ શ્રાદ્ધ કરવું. આવાહન અર્ધ અગ્નૌકરણ, પિંડ, વિકર પિંડ, વિગેરે, સંકલ્પ શ્રાદ્ધમાં કરવા નહિ. તીર્થશ્રાદ્ધ, ગયા શ્રાદ્ધ, ષોડશક શ્રાદ્ધ વિગેરે વિકરવિના કરવાં. અર્ધ, આવાહન, અને વિપ્રના અંગુઠાનું નિવેશન, તૃપ્તિ પ્રશ્ન, વિસર્જનમાં અને તીર્થ શ્રાદ્ધમાં કરવાં નહિ. તેમજ આવાહન, સ્વધાકાર, અને મંત્રો કહેવા નહિં, બીજા કર્મોમાં તેનો ઉપરથી મંત્રનો અનુવાદ કરવો આરીતે આમ શ્રાદ્ધ વિધિ કહેલોછે. દેવતા વગરનું એક પવિત્રી અને એક અર્ધવાળું એકોદ્દિષ્ટ કરવું. તેમજ આવાહન, અગ્નૌકરણ વગરનું તે એકોદ્દિષ્ટ કરાયછે, તથા તે અપસવ્યથી કરવું. વિપ્રોને વિસર્જન કરતી વખતે अभिरम्यतां એવું કહે ત્યારે તે વિપ્રોએ કહેવું કે ( अभिरताःस्म ) અમે અભિરત છિએ, આશિષ, બેવડા દર્ભ, સ્વધા, ઓંકાર, અગ્નૌકરણ, ઉચ્છિષ્ટ, વિકર, પિતૃશબ્દ, ઉલ્લેખન, ઉલ્મુક, જલસેચન, આવાહન, અને અનુગમન ( પાછળ જવું ) વગેરે પ્રેતશ્રાદ્ધમાં વર્જવાં, હે વિપ્રો એ રીતે મે તમને શ્રાદ્ધધર્મો કહ્યા તે વિપ્રોએ આચરણ કરવા. જે કોઇ, મોહથી, અજ્ઞાનથી, અભિમાનથી આ કહ્યું તેથી ઉલટી રીતે કરે તો તેને ધર્મઘાતી જાણવો. તથા તે, વિપ્રપંક્તિને દૂષણ લગાડનારછે. સદા આ પ્રમાણે શ્રાદ્ધ ધર્મનું શ્રવણ કરી શ્રાદ્ધ કરનાર, બ્રહ્મતેજવાળા શ્રેષ્ઠ પુત્રો, ધન, ધાન્ય, સંપત્તિ સોના રૂપા વિગેરે સર્વ કામના અને જ્ઞાતિમાં શ્રેષ્ઠતાને પામેછે.

ब्रह्मवर्चस्विनः पुत्रान्स्वर्णरूप्यैः सकुप्यते ॥
ज्ञातिश्रैष्ठ्यं सर्वकामानाप्नोति श्राद्धदः सदा ॥ १८४ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો શ્રાદ્ધકલ્પ કથન નામે એંશીમો અધ્યાય સંપૂર્ણ.

ब्रह्मोवाच ॥ शृणुध्वं हि महाभागाः स्वाचारांश्चावसानिकान् ॥
येषां श्रवणमात्रेण स्वाचारफलभाग् भवेत् ॥ १ ॥

બ્રહ્મા કહેછે—મ્હોટા ભાગ્યવાળા હે વિપ્રો અવસાન કાળના આચાર ધર્મો કહું તે સાંભળો જે સાંભળવાથી મનુષ્યને પોતાના આચારનું ફળ મળેછે હે વાલખિલ્યો ! દ્વિજે ચોથો આશ્રમ (સંન્યાસ) લીધા પછી પણ બ્રહ્મલોકને આપનાર વાલખિલ્યોનું સેવન કરવું. સર્વ ઇંદ્રિયોથી શાંત થએલા કર્મ કરનાર વૃદ્ધે વાલખિલ્ય ક્ષેત્રમાં મરણ પામવું તે તપથી વધારે ફળદાયકછે; ઘેરથી તીર્થ કરવા નીકળે તેને પગલે પગલે ગૌદાનનું ફળ મળેછે વચમાં મરણ થાય તો પણ તેને તીર્થનું ફળ મળેછે તીર્થ સનમુખ થઇ અનશન વ્રત કરી (ઉપવાસ) કરી માર્ગે મરે તે ઋષિમંડળમાં વસેછે. તીર્થે કે ઘેર સંન્યાસ લઇ જે મરે તેને પ્રથમ કરતાં બમણું ફળ મળેછે, ઉપવાસ કરી જેટલા દીવસ જીવે તેટલા દિવસ તેને મોટી દક્ષિણવાળા યજ્ઞ સરખું ફળ આપનારછે. હે વિપ્રો સ્વસ્થ સ્થિતિમાં કે આતુર દશામાં મનુષ્યે મોક્ષદાયક સાધન અવશ્ય કરવાં, અનશન વ્રતથી વૈકુંઠ મળેછે. મરણ સમય પ્રાપ્ત થતાં તે આતુરને નવરાવી તેની પાસે વિષ્ણુપૂજન કરાવવું. ફુલ, ધૂપ, નમસ્કાર, સ્તુતિ, પુણ્ય, અને ધ્યાન યોગથી વિષ્ણુને પૂજી, દીન અનાથ વિપ્રોને દાન આપવાં. ભાઇઓ, સ્ત્રી, પુત્ર, મિત્ર, ખેતર ધાન્ય ધન અને સંબંધી વીગેરેમાંથી મમતા છોડી દેવી ओं नमो भगवते वासुदेवाय એ મંત્ર, સદા જપવો. તથા દેવના દેવ વિષ્ણુના મનોહર રૂપનું ધ્યાન કરવું જો ઉભાં રહેવા કે બેશવાની શક્તિ ન હોય તો ઉત્તર દિશામાં માથું રાખી સુવું, પુત્રે વિષ્ણુ સહસ્ર નામ તથા બૃહદારણ્યક સંભળાવવું જે પદાર્થોનું ચીંતન કરી અંતે દેહત્યાગ કરે ત્યારે તે જીવ, પાસે રહેલાં ફુલમાં જેમ સ્ફાટીકમણી તે તે વર્ણવાળો દેખાયછે તેમ જીવની અંતની ગતિ પ્રમાણે ગતી થાયછે યથા શક્તિ વિપ્રોને સોનું, તલ, ગાય, કપાસ, મીઠું, ઘી, પૃથ્વી અને બેલ વીગેરે આઠ દાનો આપવાં, તથા સાત ધાન્ય સામટાં અથવા એક એકું જુદું આપવું, મરણ પામેલાને નવરાવી વસ્ત્ર જનોઇ પેરાવવાં બીજા ચાર પુરૂષોએ નહાઇને શબને નવરાવી વસ્ત્ર પહેરાવી દૃઢ બાંધવો પુત્રે પ્રેમથી ઉપાડવો, મરણ પામેલાનાં પ્રાણ જે દિવસે ગયાં હોય ત્યારથી ક્રમે છપિંડ આપવાં, પ્રેત સંબંધી જે કર્મ કરે તે સઘળું અપસવ્યથી કરવું. જ્યાં મરણ પામ્યો હોય તે સ્થળે તથા બારણું, ચૌટા, જ્યાં શબને મુકી વીસામો ખાય ત્યાં તથા

કાષ્ઠ એકઠાં કરે ત્યાં તથા અસ્થિ સંચયમાં (હાડકાં ભેળાં કરતી વખતે) છ પિંડ આપવાં. શબ, પાંથ (વટેમાર્ગુ) ખચર, ભૂતસંજ્ઞ, સાધક અને સંચય, એવાં શવનાં નામછે પુત્રે તત્કાળ પ્રેતને ગામથી બહાર લઇ જવો જ્યાં સુધી ગામની અંદર શવ પડ્યું હોય અને તેની આસપાસના લોક અન્ન ખાય તે માંસતુલ્યછે અને પાણી, લોહી તુલ્યછે. જ્યાં સુધી શવ પડ્યું હોય ત્યાં સુધી ગામના લોકોએ દાંતણ કરવું નહીં તથા પાન ખાવું નહીં તેમજ ભોજન પણ કરવું નહીં પ્રેત પડ્યો હોય ત્યાં સુધી સ્નાન દાન, જપ, હોમ, તરપણ દેવપૂજન અને પીંડદાન વીગેરે જ્ઞાની પુરૂષે કરવું નહિ ચાર પુરૂષે શવને ઉપાડવું તથા પાંચમા અગ્નિ લેનારે આગળ ચાલવું કાંસાંના પાત્રમાં અગ્નિ લઇ જવો. ચંડાળનો; સુતકીનો, પતીતનો કે ચિતા વીગેરેનાં અપવિત્ર અગ્નિ લેવા સુજ્ઞોએ નિષેધ કરેલોછે, માટે પવિત્ર અગ્નિ લેવો. હે વિપ્રો દાહનો વિધિ કહું તે સાંભળો તમારી જન્મભૂમીમાં દાહ કરવો તે વધારે સારૂ છે બાવન હાથનું જે આ (બ્રહ્મ તીર્થ) છે ત્યાં તમો વાલખીલ્યો થએલા છો માટે આ સ્થળ દાહને માટે ઉત્તમછે જે સ્થળે તમો મારા તેજથી થયાછો ત્યાંજ તમે લય પામો, એકસોને અઠાવીશ કશ્યપ વિગેરે જે વિપ્રોછે તેઓમાંના મરણ પામેલાછે પણ અહી જળાશય પાસે દાહ કરવો તથા તેમનું રક્ષણ કરનાર પગથી થએલા સતૂશદ્રોનો દાહ પણ ઉતરાભિમુખ કરવો, નગરથી બહાર વીસામો લીધા પછી દક્ષીણ દીશાએ મુખ રાખવું ચીતા માટે દશ હાથ ભૂમી શુદ્ધ કરવી પંચભૂસંસ્કાર કરી ચિતા કરવી શબના આભુષણ અને વસ્ત્રો સ્મશાનવાસીને આપવાં પુત્ર વિગેરેએ પ્રેતને સ્નાન કરાવવું વસ્ત્ર વિગેરે જે પેહરાવેલાં હોય તે ઉતારી નગ્ન દેહ કરી દાહ કરવો નહી, પેહરાવેલાં વસ્ત્રો વિગેરે રહેવા દેવાં, અગ્નિહોત્રી બ્રાહ્મણને ચતો સુવરાવી ઉંચુ મુખ રાખી પૂર્વમાં માથું રાખી દાહ કરવો અગ્નિહોત્ર વગરનાને ઉત્તરમાં માથું રાખી લૌકિક અગ્નિથી બાળવો. બીજાઓના મસ્તક દક્ષીણ દિશામાં રાખવાં અર્થાત ક્ષત્રીય અને વૈશ્યનું માથું દક્ષિણદિશાએ રાખી દાહ કરવો શુદ્રનું મુખ ઉત્તર દિશાએ રાખી દાહ કરવો તેમજ સ્ત્રીઓને પણ પ્રત્યેક વર્ણ પ્રમાણે દાહ કરવો. હીરા, મોતી વૈદુર્ય, પદ્મ રાગ અને ઈંદ્રનીલ વિગેરે પંચરત્ન શબના મુખમાં નાખવાં. સારીરીતે વાળી લીપી વેદીકાનું અભ્યુક્ષણ કરી વિધિથી અગ્નિ મુકી ધોળું વસ્ત્ર પહેરી વિ-

ब्रह्मोवाच ॥ श्रृणुध्वं हि महाभागाः स्वाचारांश्चावसानिकान् ॥
येषां श्रवणमात्रेण स्वाचारफलभाग् भवेत् ॥ १ ॥

બ્રહ્મા કહેછે—મ્હોટા ભાગ્યવાળા હે વિપ્રો અવસાન કાળના આચાર ધર્મો કહું તે સાંભળો જે સાંભળવાથી મનુષ્યને પોતાના આચારનું ફળ મળેછે હે વાલખિલ્યો ! દ્વિજ ચોથો આશ્રમ (સંન્યાસ) લીધા પછી પણ બ્રહ્મલોકને આપનાર વાલખિલ્યોનું સેવન કરવું. સર્વે ઇંદ્રિયોથી શાંત થએલા કર્મ કરનાર વૃદ્ધે વાલખિલ્ય ક્ષેત્રમાં મરણ પામવું તે તપથી વધારે ફળદાયકછે; ઘેરથી તીર્થ કરવા નીકળે તેને પગલે પગલે ગૌદાનનું ફળ મળેછે વચમાં મરણ થાય તો પણ તેને તીર્થનું ફળ મળેછે તીર્થ સનમુખ થઇ અનશન વ્રત કરી (ઉપવાસ) કરી માર્ગે મરે તે ઋષિમંડળમાં વસેછે. તીર્થે કે ઘેર સંન્યાસ લઇ જે મરે તેને પ્રથમ કરતાં બમણું ફળ મળેછે ઉપવાસ કરી જેટલા દીવસ જીવે તેટલા દિવસ તેને મોટી દક્ષિણાવાળા યજ્ઞ સરખું ફળ આપનારછે. હે વિપ્રો સ્વસ્થ સ્થિતિમાં કે આતુર દશામાં મનુષ્યે મોક્ષદાયક સાધન અવશ્ય કરવાં, અનશન વ્રતથી વૈકુંઠ મળેછે. મરણ સમય પ્રાપ્ત થતાં તે આતુરને નવરાવી તેની પાસે વિષ્ણુપૂજન કરાવવું. ફુલ, ધૂપ, નમસ્કાર, સ્તુતિ, પુણ્ય, અને ધ્યાન યોગથી વિષ્ણુને પૂજી, દીન અનાથ વિપ્રોને દાન આપવાં. ભાઇઓ, સ્ત્રી, પુત્ર, મિત્ર, ખેતર ધાન્ય ધન અને સંબધી વીગેરેમાંથી મમતા છોડી દેવી ओं नमो भगवते वासुदेवाय એ મંત્ર, સદા જપવો. તથા દેવના દેવ વિષ્ણુના મનોહર રૂપનું ધ્યાન કરવું જો ઉભાં રહેવા કે બેશવાની શક્તિ ન હોય તો ઉત્તર દિશામાં માથું રાખી સુવું, પુત્રે વિષ્ણુ સહસ્ત્ર નામ ત્યા બૃહદારણ્યક સંભળાવવું જે પદાર્થોનું ચીંતન કરી અંતે દેહત્યાગ કરે ત્યારે તે જીવ, પાસે રહેલાં ફુલમાં જેમ સ્ફાટીકમણી તે તે વર્ણવાળો દેખાયછે તેમ જીવની અંતની ગતિ પ્રમાણે ગતી થાયછે યથા શક્તિ વિપ્રોને સોનું, તલ, ગાય, કપાસ, મીઠું, ઘી, પૃથ્વી અને બેસ વીગેરે આઠ દાનો આપવાં, તથા સાત ધાન્ય સામટાં અથવા એક એકું જુદું આપવું, મરણ પામેલાને નવરાવી વસ્ત્ર જનોઇ પેરાવવાં બીજા ચાર પુરૂષોએ નહાઇને શબને નવરાવી વસ્ત્ર પહેરાવી દૃઢ બાંધવો પુત્રે પ્રેમથી ઉપાડવો, મરણ પામેલાનાં પ્રાણ જે દિવસે ગયાં હોય ત્યારથી ક્રમે છપિંડ આપવાં, પ્રેત સંબંધી જે કર્મ કરે તે સઘળું અપસવ્યથી કરવું. જ્યાં મરણ પામ્યો હોય તે સ્થળે તથા બારણું, ચૌટા, જ્યાં શબને મુકી વીસામો ખાય ત્યાં તથા

પિતાને ત્રણ દિવસ સુતક લાગે દાંત ઉગ્યા સુધી તથા ચૌલકર્મ કર્યા સુધી નૈશિક સુતક લાગે જનોઇ ન આપી હોય ત્યાં સુધી ત્રણ રાત્રીનું અને જનોઇ થયા પછી દશ રાત્રીનું સુતક લાગે બે વર્ષની અંદરનો બાળક મરણ પામે તો તેનો દાહ કરાયછે. તેના બાંધવોને ત્રણ રાત્રી સુતક લાગે જો કે ચૌલ કર્મ કર્યું ન હોય (બારમોવાળાં ઉતરવાનું કર્મ) એવો તથા જેને દાંત આવ્યા હોય તેવો બાળક મરે તો તેનો દાહ કરવો તથા તેનું સુતક ત્રણ દીવસ લાગે. ગુરૂ, માબાપ, મોટો પુત્ર, કાકો, સ્ત્રી અને કાકી, વિગેરેનું સુતક દશ દિવસ લાગે. મરણ સુતક સપિંડોને દશ દિવસ લાગે કોઇ પણ સપિંડ શિવાયનો દ્વિજ મરણ પામે તો તેનો બંધુની પેઠે અગ્નિસંસ્કાર કરવો તથા તેનું સુતક ત્રણ રાત્રીએ ઉતરે મરનારના ઘરનું અન્ન ખાતો હોય તો તેને દશ દિવસ સુતક લાગે એ ગોત્રનું સુતક કહ્યું. જો કન્યા માતાપિતાને ઘેર સુવાવડમાં મરે, તો ત્રણ દિવસનું સુતક માત પિતાને લાગે, અને માત્ર પ્રસવનું એક રાત્રિ લાગે. કન્યા જ્યાં સુધી પરણાવી ન હોય ત્યાં સુધીની અંદર મરે તો બાંધવોને સુતક ત્રણ દિવસ લાગે સપિંડકો યથોક્ત કાળથી શુદ્ધ થાયછે સંકલ્પપૂર્વક જ્યાં સુધી વરાવી કે પરણાવી ન હોય ત્યાં સુધી કન્યાસંસ્કાર વગરની કહેવાયછે ને તે બેઉનું સુતક ત્રણ રાત્રી કહ્યું છે. ચૌલ સંસ્કાર ન થયો હોય તેવા વિપ્રના બાંધવોની ત્રણ દિવસ પછી શુદ્ધિ થાયછે. ક્ષત્રિયનું છ દિવસ, વૈશ્યનું નવ દિવસ અને શુદ્રનું બાર દિવસે સુતક ઉતરેછે. ત્રણ વર્ષની અંદરનો છોકરો મરણ પામ્યો હોય તો શુદ્રને પાંચમે દિવસે શુધ્ધિ થાયછે એ ઉપરાંતનું મરણ પામે તો શુદ્રને બાર દિવસે શુધ્ધિ થાય. છ વર્ષ ઉપરનો જો શુદ્રનો બાળક મરે તો બાર દિવસનું સુતક લાગે આચાર્ય ગુરૂ મરે તો ત્રણ દિવસ, ગુરૂનો પુત્ર કે સ્ત્રી મરે તો એક દિવસમાં શુધ્ધિ થાયછે. નાનો, આચાર્ય, અને શ્રોત્રિય, મરે તો તેનું સુતક (પક્ષીણી) દોઢ દિવસ લાગે દોહીત્રો (દીકરીનો દીકરો) ભાણેજ વિગેરે જો જનોઇ આપેલા મરણ પામે તો ત્રણ રાત્રિ સુતક લાગે તથા જનોઇ વગરનો મરે તો દોઢ દિવસ લાગે. સાસુ, સસરો, બેન, મામી. મામો, માસી, ફઇ, વીગેરેનું સુતક દોઢ દિવસ લાગેછે. અને કેટલાએકના મતમાં એક રાત્રી લાગેછે. મિત્ર, ગુરૂ, ગુરૂપત્ની અને નાની વીગેરેનું સુતક દોઢ દિવસ લાગેછે માતાનો બંધુ મંડલાધીપતિ, પરણાવેલી બેન અને જનોઇ આપેલ ભાઈ મીત્ર જમાઇ મરે તો અહોરાત્રિનું (એક દિવસ) સુતક લાગેછે સાળો અને તેના

ધિ પ્રમાણે શવને બાળવું. જો નાગો બળે તો જ્યાં ત્યાં બીજા જન્મમાં દુઃખી થાયછે. ક્રવ્યાદ નામના અગ્નિનું પુષ્પ અને અક્ષતથી પૂજન કરી કહેવું કે જગતની ઉત્પત્તિ રૂપ પ્રાણીઓનું પરિપાલન કરનાર અને સંહાર કરનાર તેમજ પ્રાણીમાત્રના તમે કર્તાછો, માટે આ મરણ પામેલાને તમે સ્વર્ગે લઇજજો. એરીતે ક્રવ્યાદનું પૂજન કરી શરીરની આહુતી આપવી. દેહ બળતી વખતે પુત્રે ઘીની આહુતિ આપવી તમે આથી ઉત્પન્ન થયાછો અને ફરીથી આ તમારાથી ઉત્પન્ન થયા આ પવિત્ર અગ્નિ સ્વર્ગ લોકમાટે બળેછે, એવું કહી મંત્ર સહિત તલ મિશ્રિત ઘીની આહુતિ આપવી ત્યાર પછી જેમ સુખ થાય તેમ ગાઢ રૂદન કરવું, દાહ કર્યાપછી સંચયન ક્રિયા કરવી. પહેલે દિવસ અગ્નિ સંસકાર બીજે દિવસે અસ્થીસંચય કરવો ત્યાર પછી નદી તીરે જઇ શૌચ કરી આવી પહેલાં વસ્ત્ર ધોઇ પછી સ્નાન કરવું, ત્યાર પછી નામ અને ગોત્રનો ઉચ્ચાર કરી તલ જળ આપવું પુત્રે ગોત્રમાંના જે કોઇ બાંધવો હોય તેણે તથા સ્વજાતિના અને પરજાતિના જે લોક આવ્યા હોય તેણે હાથ જળની અંજળી આપવી. ત્યારપછી કોગળા કરી લીંબડાના પાન મોંઢામાં નાંખી સ્નાન કરવું. જવ, સરસવ ધ્રો વિગેરે પૂર્ણ પાત્રમાં નાખી તેનું અવલોકન કરવું મરી ગયેલના ગુણો કહેવા, યમગાથા અથવા ગરૂડપુરાણ સાંભળવું પૂર્વ કરમમાં ભેળાં થયેલાં પોતાના શુભ અશુભ કર્મ પ્રાપ્ત થાય છે. કર્મથી પ્રાપ્ત થએલા દેહે કરીને પણ જીવ પોતાના પુણ્ય પાપને ભોગવેછે ઇત્યાદિક ઉપદેશની વાતોથી સગાઓએ મરનારના પુત્ર વિગેરેનો શોક દુર કરવો. મરણ પામેલાના સંબંધીઓ અને જાતવાળાની પાછળ જઇ વસ્ત્ર સહીત નહાઈ અગ્નિના દરશન કરી ઘીનું પ્રાશન કરી શુદ્ધ થાયછે મરણ પામેલાના પુત્રને કહેવું કે હે ભાઇ શોક કર નહીં મરણ પામેલા પ્રાણીનું જેમ કરવું ઘટે તેમ યોગ્ય કર્મ કર. તેમજ તે દીવસે તે મરણ પામેલાના પુત્રને ઘેર જમવા નહીં દેતાં સગા સંબંધીઓએ પોતાને ઘેર ભોજન કરવા તેડી જવો.

હે દ્વિજો સુતક નિરણય કહું તે સાંભળો. જન્મેલો બાળક બેઘડી જીવી મરણ પામે તો માતા પિતાને દશ દિવશ સુતક લાગે અને ગોત્રવાળાં સ્નાનથી શુદ્ધ થાયછે. જેને દાંત ઉગ્યા ન હોય તેનો તથા ગર્ભ સ્રાવ થઇ મરણ પામેલા પુત્રનું સઘળાં સપિંડને એક રાત્રી સુતક લાગે, પહેલાં જીવતા જન્મે ત્યાર પછી તે સુતકની અંદર મરણ પામે તો તેનું માતા

પિતાને ત્રણ દિવસ સુતક લાગે દાંત ઉગ્યા સુધી તથા ચૌલકર્મ કર્યા સુધી નૈશિક સુતક લાગે જનોઇ ન આપી હોય ત્યાં સુધી ત્રણ રાત્રીનું અને જનોઇ થયા પછી દશ રાત્રીનું સુતક લાગે બે વર્ષની અંદરનો બાળક મરણ પામે તો તેનો દાહ કરાયછે. તેના બાંધવોને ત્રણ રાત્રી સુતક લાગે જેને ચૌલ કર્મ કર્યું ન હોય (બારમોવાળાં ઉતરવાનું કર્મ) એવો તથા જેને દાંત આવ્યા હોય તેવો બાળક મરે તો તેનો દાહ કરવો તથા તેનું સુતક ત્રણ દીવસ લાગે. ગુરૂ, માબાપ, મોટો પુત્ર, કાકો, સ્ત્રી અને કાકી, વિગેરેનું સુતક દશ દિવસ લાગે. મરણ સુતક સપિંડોને દશ દિવસ લાગે કોઇ પણ સપિંડ શિવાયનો દ્વિજ મરણ પામે તો તેનો બંધુની પેઠે અગ્નિસંસ્કાર કરવો તથા તેનું સુતક ત્રણ રાત્રીએ ઉતરે મરનારના ઘરનું અન્ન ખાતો હોય તો તેને દશ દિવસ સુતક લાગે એ ગોત્રનું સુતક કહ્યું. જો કન્યા માતાપિતાને ઘેર સુવાવડમાં મરે, તો ત્રણ દિવસનું સુતક માત પિતાને લાગે, અને માત્ર પ્રસવનું એક રાત્રિ લાગે. કન્યા જ્યાં સુધી પરણાવી ન હોય ત્યાં સુધીની અંદર મરે તો બાંધવોને સુતક ત્રણ દિવસ લાગે સપિંડકો યથોક્ત કાળથી શુદ્ધ થાયછે સંકલ્પપૂર્વક જ્યાં સુધી વરાવી કે પરણાવી ન હોય ત્યાં સુધી કન્યાસંસ્કાર વગરની કહેવાયછે ને તે બેઉનું સુતક ત્રણ રાત્રી કહ્યું છે. ચૌલ સંસ્કાર ન થયો હોય તેવા વિપ્રના બાંધવોની ત્રણ દિવસ પછી શુદ્ધિ થાયછે. ક્ષત્રિયનું છ દિવસ, વૈશ્યનું નવ દિવસ અને શૂદ્રનું બાર દિવસે સુતક ઉતરેછે. ત્રણ વર્ષની અંદરનો છોકરો મરણ પામ્યો હોય તો શુદ્રને પાંચમે દિવસે શુધ્ધિ થાયછે એ ઉપરાંતનું મરણ પામે તો શુદ્રને બાર દિવસે શુધ્ધિ થાય. છ વર્ષ ઉપરનો જો શુદ્રનો બાળક મરે તો બાર દિવસનું સુતક લાગે આચાર્ય ગુરૂ મરે તો ત્રણ દિવસ, ગુરૂનો પુત્ર કે સ્ત્રી મરે તો એક દિવસમાં શુધ્ધિ થાયછે. નાનો, આચાર્ય, અને શ્રોત્રિય, મરે તો તેનું સુતક (પક્ષીણી) દોઢ દિવસ લાગે દોહીત્રો (દીકરીનો દીકરો) ભાણેજ વિગેરે જો જનોઇ આપેલા મરણ પામે તો ત્રણ રાત્રિ સુતક લાગે તથા જનોઇ વગરનો મરે તો દોઢ દિવસ લાગે, સાસુ, સસરો, બેન, મામી. મામો, માસી, ફઇ, વીગેરેનું સુતક દોઢ દિવસ લાગેછે. અને કેટલાએકના મતમાં એક રાત્રી લાગેછે. મિત્ર, ગુરૂ, ગુરૂપત્ની અને નાની વીગેરેનું સુતક દોઢ દિવસ લાગેછે માતાનો બંધુ મંડલાધીપતિ, પરણાવેલી બેન અને જનોઇ આપેલો ભાઈ મીત્ર જમાઇ મરે તો અહોરાત્રિનું (એક દિવસ) સુતક લાગેછે સાળો અને તેના

ધિ પ્રમાણે શવને બાળવું. જો નાગો બળે તો જ્યાં ત્યાં બીજા જન્મમાં દુઃખી થાયછે. ક્રવ્યાદ નામના અગ્નિનું પુષ્પ અને અક્ષતથી પૂજન કરી કહેવું કે જગતની ઉત્પત્તિ રૂપ પ્રાણીઓનું પરિપાલન કરનાર અને સંહાર કરનાર તેમજ પ્રાણીમાત્રના તમે કર્તાછો, માટે આ મરણ પામેલાને તમે સ્વર્ગે લઇજજો. એરીતે ક્રવ્યાદનું પૂજન કરી શરીરની આહુતી આપવી. દેહ બળતી વખતે પુત્રે ઘીની આહુતિ આપવી તમે આથી ઉત્પન્ન થયાછો અને ફરીથી આ તમારાથી ઉત્પન્ન થયા આ પવિત્ર અગ્નિ સ્વર્ગ લોકમાટે બળેછે, એવું કહી મંત્ર સહિત તલ મિશ્રિત ઘીની આહુતિ આપવી ત્યાર પછી જેમ સુખ થાય તેમ ગાઢ રૂદન્ કરવું, દાહ કર્યાપછી સંચયન ક્રિયા કરવી. પહેલે દિવસ અગ્નિ સંસકાર બીજે દિવસે અસ્થીસંચય કરવો ત્યાર પછી નદી તીરે જઇ શૌચ કરી આવી પહેલાં વસ્ત્ર ધોઇ પછી સ્નાન કરવું, ત્યાર પછી નામ અને ગોત્રનો ઉચ્ચાર કરી તલ જળ આપવું પુત્રે ગોત્રમાંના જે કોઇ બાંધવો હોય તેણે તથા સ્વજાતિના અને પરજાતિના જે લોક આવ્યા હોય તેણે દાધ જળની અંજળી આપવી. ત્યારપછી કોગળા કરી લીંબડાના પાન મોંઢામાં નાંખી સ્નાન કરવું. જવ, સરસવ ધ્રો વિગેરે પૂર્ણ પાત્રમાં નાખી તેનું અવલોકન કરવું મરી ગયેલના ગુણો કહેવા, યમગાથા અથવા ગરૂડપુરાણ સાંભળવું પૂર્વ કરમમાં ભેળાં થયેલાં પોતાના શુભ અશુભ કર્મ પ્રાપ્ત થાય છે. કર્મથી પ્રાપ્ત થએલા દેહે કરીને પણ જીવ પોતાના પુણ્ય પાપને ભોગવેછે ઇત્યાદિક ઉપદેશની વાર્તાથી સગાઓએ મરનારના પુત્ર વિગેરેનો શોક દુર કરવો મરણ પામેલાના સંબંધીઓ અને જાતવાળાની પાછળ જઇ વસ્ત્ર સહીત નહાઈ અગ્નિના દરશન કરી ઘીનું પ્રાશન કરી શુદ્ધ થાયછે મરણ પામેલાના પુત્રને કહેવું કે હે ભાઇ શોક કર નહીં મરણ પામેલા પ્રાણાનું જેમ કરવું ઘટે તેમ યોગ્ય કર્મ કર. તેમજ તે દીવસે તે મરણ પામેલાના પુત્રને ઘેર જમવા નહી દેતાં સગાં સંબંધીઓએ પોતાને ઘેર ભોજન કરવા તેડી જવો.

હે દ્વિજો સુતક નિરણય કહું ને સાંભળો જન્મેલો બાળક બેઘડી જીવી મરણ પામે તો માતા પિતાને દશ દિવશ સુતક લાગે અને ગોત્રવાળાં સ્નાનથી શુદ્ધ થાયછે જેને દાંત ઉગ્યા ન હોય તેવો તથા ગર્ભ સ્રાવ થઇ મરણ પામેલા પુત્રનું સઘળાં સપિંડને એક રાત્રી સુતક લાગે, પહેલાં જીવતા જન્મે ત્યાર પછી તે સુતકની અંદર મરણ પામે તો તેનું માતા

પિતાને ત્રણ દિવસ સુતક લાગે દાંત ઉગ્યા સુધી તથા ચૌલકર્મ કર્યા સુધી નૈશિક સુતક લાગે જનોઇ ન આપી હોય ત્યાં સુધી ત્રણ રાત્રીનું અને જનોઇ થયા પછી દશ રાત્રીનું સુતક લાગે બે વર્ષની અંદરનો બાળક મરણ પામે તો તેનો દાહ કરાયછે. તેના બાંધવોને ત્રણ રાત્રી સુતક લાગે જો કે ચૌલ કર્મ કર્યું ન હોય (બારમોવાળાં ઉતરવાનું કર્મ) એવો તથા જેને દાંત આવ્યા હોય તેવો બાળક મરે તો તેનો દાહ કરવો તથા તેનું સુતક ત્રણ દીવસ લાગે. ગુરૂ, માબાપ, મોટા પુત્ર, કાકો, સ્ત્રી અને કાકી, વિગેરેનું સુતક દશ દિવસ લાગે. મરણ સુતક સપિંડોને દશ દિવસ લાગે કોઇ પણ સપિંડ શિવાયનો દ્વિજ મરણ પામે તો તેનો બંધુની પેઠે અગ્નિસંસ્કાર કરવો તથા તેનું સુતક ત્રણ રાત્રીએ ઉતરે મરનારના ઘરનું અન્ન ખાતો હોય તો તેને દશ દિવસ સુતક લાગે એ ગોત્રનું સુતક કહ્યું. જો કન્યા માતાપિતાને ઘેર સુવાવડમાં મરે, તો ત્રણ દિવસનું સુતક માત પિતાને લાગે, અને માત્ર પ્રસવનું એક રાત્રિ લાગે. કન્યા જ્યાં સુધી પરણાવી ન હોય ત્યાં સુધીની અંદર મરે તો બાંધવોને સુતક ત્રણ દિવસ લાગે સપિંડકો યથોક્ત કાળથી શુદ્ધ થાયછે સંકલ્પપૂર્વક જ્યાં સુધી વરાવી કે પરણાવી ન હોય ત્યાં સુધી કન્યાસંસ્કાર વગરની કહેવાયછે ને તે બેઉનું સુતક ત્રણ રાત્રી કહ્યું છે. ચૌલ સંસ્કાર ન થયો હોય તેવા વિપ્રના બાંધવોની ત્રણ દિવસ પછી શુદ્ધિ થાયછે. ક્ષત્રિયનું ૭ દિવસ, વૈશ્યનું નવ દિવસ અને શૂદ્રનું બાર દિવસે સુતક ઉતરેછે. ત્રણ વર્ષની અંદરનો છોકરો મરણ પામ્યો હોય તો શુદ્રને પાંચમે દિવસે શુધ્ધિ થાયછે એ ઉપરાંતનું મરણ પામે તો શુદ્રને બાર દિવસે શુધ્ધિ થાય. ૭ વર્ષ ઉપરનો જો શુદ્રનો બાળક મરે તો બાર દિવસનું સુતક લાગે આચાર્ય ગુરૂ મરે તો ત્રણ દિવસ, ગુરૂનો પુત્ર કે સ્ત્રી મરે તો એક દિવસમાં શુધ્ધિ થાયછે. નાનો, આચાર્ય, અને શ્રોત્રિય, મરે તો તેનું સુતક (પક્ષીણી) દોઢ દિવસ લાગે દૌહીત્રો (દીકરીનો દીકરો) ભાણેજ વિગેરે જો જનોઇ આપેલા મરણ પામે તો ત્રણ રાત્રિ સુતક લાગે તથા જનોઇ વગરનો મરે તો દોઢ દિવસ લાગે. સાસુ, સસરો, બેન, મામી, મામો, માસી, ફઇ, વીગેરેનું સુતક દોઢ દિવસ લાગેછે. અને કેટલાએકના મતમાં એક રાત્રી લાગેછે. મિત્ર, ગુરૂ, ગુરૂપત્ની અને નાની વીગેરેનું સુતક દોઢ દિવસ લાગેછે માતાનો બંધુ મંડલાધીપતિ, પરણાવેલી બેન અને જનોઇ આપેલો ભાઇ મીત્ર જમાઇ મરે તો અહોરાત્રિનું (એક દિવસ) સુતક લાગેછે સાળો અને તેના

પુત્રના મરણમાં તત્કાળ સ્નાનથી શુદ્ધિ થાયછે ગામનો ધણી કુલપતિ શ્રોત્રીય તપસ્વી તથા શિષ્ય મરે તો તારા દર્શનથી શુધ્ધી થાયછે, હે વિપ્રો મરણ સુતકની અંદર દશ દિવસનીમાંહી વૃદ્ધિ સુતક પડે તો તે મરણ સુતકની સાથે ઉતરેછે જન્મ થયા પછી દશ દિવસની અંદર મરણ સુતક પડે તો પ્રેતને ઉદ્દેશે (નિમિત્તે) જે કાંઇ પિંડદાન કરવું હોય તેની અંદર બીજું જન્મ સૂતક પડે તો તે શ્રાદ્ધ કરનારને તત્કાળ શુદ્ધછે. પ્રેતનાં પિંડદાન વિગેરે કર્મ આરંભતાં વચમાં જો જન્મ થાય એટલે વૃદ્ધિસુતક પડે તો પહેલાના સુતક સાથે પછી પડેલા સુતકની શુદ્ધિ થાયછે. મરણ સુતકની અંદરજ બીજું સુતક પડે એટલે મરણ સુતકની અંદર વૃધ્ધિ સુતક પડે, તો મરણ સુતક સાથે ઉતરેછે, પરંતુ વૃધ્ધીસુતકમાં પડેલું મરણ સુતક તે વૃધ્ધિ સુતક સાથે ઉતરતું નથી. પહેલાં માતા મરણ પામી હોય અને તેજ સુતકની અંદર પછીથી પિતા મરે તો માતાના સુતક સાથે પિતાનું સુતક નહી ઉતરતાં તે પિતાના સુતકની અંતે બીજા દોઢ દિવસ પછી માતાનું સુતક ઉતરેછે. સુતકમાં એકાદશા દ્વાદશા (અગીઆરમું બારમું) વીગેરે કર્મ અટકાવવું નહીં એવું વિચારી શુધ્ધ અથવા અશુધ્ધે યોગ્ય લાગે તેમ અવશ્ય કર્મ કરવું સુતકની અંદર કદાચ બીજું સુતક આવે એટલે જન્મ સુતકની અંદર બીજું જન્મ સુતક પડે તથા મરણ સુતકની અંદર બીજું મરણ સુતક પડે તો તે શેષ રહેલા સાથે શુધ્ધ થાયછે. તથા જેટલા માસની કસુવાવડ થઇ હોય તેટલા દિવસ સુધી તેનું સૂતક લાગે પ્રથમ કહેલાં મરણ સૂતક, વૃધ્ધિ સુતક અને રજોદર્શનની શુધ્ધિ થયાપછી પિંડદાન વિગેરે ક્રિયા કરવી. ચોથાથી આરંભી પાંચમા કે છઠા માસ સુધી ગર્ભસ્રાવ કહેવાયછે. એ ઉપરાંત એટલે સાતમા કે આઠમા માસમાં તેવો પ્રસંગ બને તો દશ દિવસ સૂતક લાગે. માતાને ગર્ભસ્રાવ થાય તો પુત્ર વિગેરેને સૂતક ત્રણ રાત્રિ લાગે. અને, તે સપિંડોને (બાંધવોને) આશોચ લાગતું નથી માને જેટલા માસનો ગર્ભસ્રાવ થાય તેટલા દિવસ સૂતક, પુત્ર વિગેરેને લાગે. પરંતુ પિતા વિગેરેને માત્ર ત્રણ રાત્રિ લાગે દેશ ભંગ દુકાળ પરસંગમ (પરરાજ્યની ચડાઇ વા શત્રુઓનો હુમલો) ઉત્પાત મરણ વિગેરેમાં માત્ર સ્નાનથી શુધ્ધિછે. અભ્યંગ, વિવાહ, યજ્ઞ, વરણી, શ્રધ્ધ, વ્રત સમારંભમાં મરણ સુતક કે વૃદ્ધિ સુતકનો દોષ પ્રતિબંધક થતો નથી. વ્રત, યજ્ઞ, વિવાહ શ્રાદ્ધ, હોમ, પૂજન, જપ, એટલાનો આરંભ કર્યો હોય નહીં ત્યાં સુધી સુતક લાગે અને આરંભ કર્યો

પછી સુતક લાગે નહી. આરંભ નહીં કરેલાં કર્મની શુધ્ધિ માટે કોળું અને ઘીનો હોમ કરવો પંચગવ્યનું પાન કરી ગૌદાન કરવાથી સુતકી શુધ્ધ થાયછે. સ્વામિના મરણ સમયે સ્રીને રજોદર્શન આવે તો પંચગવ્ય સહિત ઉકાળેલું જળ પીવાથી શુધ્ધ થાયછે હે વિપ્રો સુવાવડી મરણ પામે તો કુંભમાં પંચગવ્ય તથા જળ નાંખી તે પવિત્ર જળથી મરણ પામેલીને પ્રોક્ષણ કરવું તેથી શુદ્ધ થાયછે સારાંશ તે પંચગવ્યવાળા જળથી નવરાવી દાહ કરવો બેઉ સુતકમાં સંધ્યાલોપ નહીં કરતાં દર્ભ અને જલ વર્જિત માનસી ગાયત્રી જપ કરવો જો કોઇ સુતકીનું અજાણતાં પ્રમાદથી અન્ન જમાય તો ત્રણ દિવસ અપવાસ કરવો અને એક દિવસ માત્ર જળ પાન કરવું પોતાના સંબંધીનું દશ દિવસની અંદર મરણ સંભળાય અથવા તેટલાજ દિવસની અંદર પુત્ર જન્મના ખબર મળે તો સવસ્ત્ર નહાવાથી શુદ્ધ થાય છે માત પિતાના મરણ ખબર દુર દેશમાં રહેલા પુત્રને જે દિવસે મળે તે દિવસથી માંડી દશ દિવસ સુધી સુતક લાગે માતા શિવાય માત્ર સાત પેહેડી ઉપરના પિત્રાઇની સ્રીને મરણ પામ્યાના ખબર વર્ષ થયા પછી સાંભળે તો ત્રણ રાત્રિમાં શુદ્ધ થાયછે. નપુંસક, વાનપ્રસ્થ, અને સંન્યાસીના, દેશાંતરમાં મરણ પામ્યાના ખબર મળવાથી માત્ર સ્નાનથી શુદ્ધ છે. તેમજ સગોત્રને ગર્ભસ્રાવમાં સ્નાનથી શુદ્ધિ છે જેને દાંત ઉગ્યા ન હોય તેવા બાળકોને અને ગર્ભસ્રાવ થએલાને અગ્નિ સંસ્કાર થતો નથી તથા તેની આશૌચ અને જળક્રિયા થતી નથી. છ માસથી માંડી વર્ષની મધ્યે જો વિપત્તિ આવે તો પ્રેતના ઉધ્ધાર માટે તલ જળની અંજળી આપવી બે વરસની અંદરનાને ભુમીખનન કરવું (દાટવો) બે વર્ષની અંદરના મરણ પામેલાને ઘી લગાડી પૃથ્વીમાં દાટવો યમગાથાને ગાતો અને યમસુક્તને સંભારતો પુરૂષ, પ્રથમ દરશાવેલું ખનનનું કાર્ય કરે. દાંત, ન ઉગ્યા હોય તેવો તથા જેનું ચૌલ કર્મ કર્યું હોય તે મરણ પામે તો તેને અગ્નિસંસ્કાર કરી ઉતરક્રીયા કરવી. મરણ, પામેલાના દિવસથી આરંભી સર્વ ક્રીયા કરવી ચૌલ થયું હોય તેવો મરણ પામેતો તેના પ્રાણની ઉત્ક્રાંતિ આદી સોળ ગર્ત્ત પીંડ કરવા. જ્યાં દાહ કરવો હોય ત્યાં પાણી અવશ્ય હોવું જોઇએ સોળમું શ્રાધ્ધ આવેછે બીજા પિતૃના પ્રયોજન માટે છે ચૌલ થયા પછી જો કાંઇ વિપત્તિ આવી પડે તો સપીંડીકરણ વિના વૃષોત્સર્ગ (તિલ) આદી કર્મ કરવું એ રીતે જન્મ

સુતક અને મરણ સુતકની પવીત્રતાનો નિશ્ચય કરી પુત્રે પહેલે અથવા બીજે દિવસે ભદ્ર ( વતુ ) કરાવી નિત્ય આમશ્રાધ્ધ કરવું કાચા માટીના પાત્રમાં ત્રણ દિવસ સુધી દુધ ભરવું મરણ પામેલાને નિમિત્તે નામ લઇ જળની અંજળી આપવી. એક, ત્રણ, પાંચ, સાત, અગ્યાઆર, દશ, તેર, પંદર, અથવા સાત, અંજળી આપવી હે વિપ્રો ઓગણીશ અંજળી આપવાનો પણ ક્રમછે નિત્ય કાચા અન્નથી પીંડ કરવા દશમે દિવસે ગામથી બહાર જઇ સ્નાન કરવું ઘેર અથવા નદીતીરે ભદ્ર કરાવી નખ ઉતરાવવા, પિતા માતાની વિપત્તિ કે મોટા ભાઇ કાકો ગુરૂ સાસરો અને વૃધ્ધના મરણમાં મુંડન કરાવવું ધોળા સરસવના તેલથી અથવા તલના તેલથી માથું ચિકાશદાર હોય તે ધોવું, સ્નાન પછી આચમન લઈ મૌન રહી સ્વજનો જમાડવા હે વિપ્રો એ રીતે દશમા દિવસનું વૃત્તાંત કહ્યું. બાંધવોને તેલનો અભ્યંગ કરવાથી તથા સંબંધીઓના અંગચાપવા વિગેરે કર્મથી મરણ પામેલો જીવ તૃપ્ત થાયછે, તેમજ બાંધવો જમવાથી મરણ પામેલો પ્રાણી તૃપ્ત થાય છે. નવ દિવસમાં નવ પીંડ આપવા દશમા પીંડથી વિપ્રો શુધ્ધ થાયછે. હે વિપ્રો તે પિંડ વિગેરેથી દેહ બંધાયછે દશા પુરી કરી ઉતરક્રીયા કરવી અગીઆરમે દિવસે વિષ્ણુનું પુજન કરવું ત્યાર પછી દેહ શુધ્ધી કરી વિષ્ણુ શ્રાધ્ધ કરવું નારાયણબળી કરીને કળશ સ્થાપવા સોનુ રૂપું ત્રાંબું લોઢું વિગેરે ધાતુ કુંભમાં લેવી. બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, યમ, પ્રેત, વિગેરે પાંચ કુંભમાં જુદા જુદા દેવ પંચરત્ન સહિત સ્થાપવા. જનોઇના જોટા વસ્ત્ર મુદ્રીકા વિગેરે આપી પુરાણ અને વેદમાં કહેલા મંત્રથી તરપણ કરવું સર્વોષધિ અને ચોખાથી વિષ્ણુ તરપણ કરવું પુરૂષસૂક્ત મંત્રથી ધ્યાન ન્યાસ વિગેરે કરવું અથવા **વિષ્ણવે નમઃ** એવા મંત્રથી વિષ્ણુને આદી લઇ અને છેવટે પણ વિષ્ણુ પર્યંત તેમનું પૂજન કરવું અગીઆર શ્રાધ્ધ એકતંત્રથી કરવાં આપો દેવા વિગેરે મંત્રથી જુદી જુદી જળધારા કરવી. હે વિપ્રો એકાદશ દેવતાંવાળું શ્રાધ્ધ કરવું અને બાહ્ય દેવતાનો જપ કરવો યથાવિધિ દેવતાનાં પંચ શ્રાધ્ધ કરવાં. જળધારા કરી આસન ( બીછાનું ) પગરખાં, છત્ર, વીંટી કળશો થાળી વાટકો અને વસ્ત્ર એ રીતે આઠ પ્રકારનું પદ કહેવાયછે, તલથી ભરેલું ત્રાંબાનું તલપાત્ર અને ઘી ભરેલું કાંસાનું પાત્ર શ્રદ્ધાથી વાલખિલ્ય વિપ્રને આપવું ધોળા પગ અને ધોળા પુછવાળો ગોધલો નહીં કરેલો નીલવર્ણો વાછડો ચાર વાછડીઓ સાથે પરણાવવો. વાછડી અને વૃષનું પુછ હાથમાં આલી

પિતૃનિમિત્તે તેનો ઉત્સર્ગ કરવો (પુણ્ય નિમીતે છોડી મુકવો) માતા પિતા બંધુઓ અને પિતૃઓને સ્વધા કહી તૃપ્તિ માટે આ વૃષોત્સર્ગ કરૂં છું જેથી સર્વ ઉત્તમ તૃપ્તી પામજો. આદિશ્રાધ્ધ નિમીત અગીઆરમે દિવસે એક બ્રાહ્મણને જમાડી મરણ પામેલાનાં વસ્ત્ર આભૂષણ વિગેરે આપવાં વૈતરણી વિગેરે માટે દાનના જે સંકલ્પ કરેલા હોય તે સઘળાં દાન આપી પૂર્ણ કરવાં એકજ વખતે ઘણા સાથે મરેલાંને નિમિતે પ્રથમ જુદા તંત્રોક્ત વિધિથી ચોખા રાંધી પીંડ આપવા તે પછી બીજો ચરૂ રાંધી બીજાને પીંડ જુદા દેવા તે પછી ત્રીજાને એ રીતે સમુદાયમાં ક્રમ જાણવો. સ્ત્રીપુરૂષ બન્ને એક ચિતામાં બળેલાં હોય તો પણ તેનું શ્રાદ્ધ અને ચોખા જુદા જુદા કરવા. ગર્ભપિંડ વૃષોત્સર્ગ, પ્રેતશ્રાધ્ધ અને સોળમા શ્રાધ્ધમાં એક ગોત્રના પુરૂષો તથા સ્ત્રીઓ સાથે મરણ પામ્યા હોય તો સપિંડીકરણવિના જુદું શ્રાધ કરવું એક તરફ સ્થંડીલ કરવું. અને બીજી બાજુ હોમ કરવો અગીઆરમે દિવસે શ્રાધ કરવું ત્યારે પીંડ અને ભોજન કરવું. પુડલા સાથવો અને કંસારથી ભરેલાં પાત્રો બારમે દિવસે પ્રેત નિમિત્તે આપવાં ત્યાર પછી જુદું જુદું કરવું કાચાઅન્નથી સોળમું શ્રાધ કરી રાંધેલા અનથી પીંડ સંયોજન કરવું પહેલું ત્રીપક્ષી, માસીક, ઉન છમાસી, ઉનવરસી વિગેરે શોળ શ્રાદ્ધછે તેમાં પ્રેત નિમિત્ત જળ પૂર્ણ સોળ કુંભ દેવા તથા વિપ્રોને સોળ સીધા આપવા એ રીતે સોળ શ્રાધ કરી સપીંડન કરવું શ્રાધ કરનાર અગ્નિહોત્રી હોય અને મરનાર પણ આગ્નિહોત્રી હોય તો મોટે પુત્રે બારમે દિવસે પીંડસંયોજન કરવું. મરનાર અગ્નિહોત્રી હોય અને શ્રાધ કરનાર સાગ્નિક ન હોય તો તેરમે દિવસે સપિંડન કરવું બાર દિવસ સુધી કરેલું કર્મ પ્રેતને પ્રાપ્ત થાયછે. માટે દ્વિજોએ તેરમે દિવસેજ સંપીંડીકરણ કરવું જો બારમે દિવસે માતા પીતાનું સપિંડીકરણ કરે તો કાચા અન્નથી ષોડશશ્રાદ્ધ કરવાં અને રાંધેલા અન્નથી સંપીંડન કરવું બારમું, વૃદ્ધિ, તેરમું ત્રીપક્ષી છમાસી સંવત્સરીને દિવસે સપીંડન કરવું જ્યારે પુત્ર, માતા પીતાનું સપિંડીકરણ કરે ત્યારે બે વિશ્વદેવ અને પ્રેત સહિત ત્રણ પિતૃનું પૂજન કરી ચાર પાત્રમાં જળ પુરી તલ ચંદન છાંટી અર્ઘ માટે પિતૃ પાત્રમાં પ્રેત પાત્રનું સેચન કરવું ત્યારે યે સમાના એ બે મંત્ર કહેવા બાકીનું સર્વ પહેલાં જેવું કરવું. સોના રૂપાના વીંટીથી પીંડના ત્રણ ભાગ કરી ચોથા પિંડને ત્રણે પીંડમાં મેળવવો ચોથું પીંડ લઇ તેના ત્રણ ભાગ કરી વીંટીથી ત્રણ પીંડમાં મેળવવા ત્યારે

યે સમાનાએ મંત્ર કહેવો પીતાનો પીંડ દાદાના પીંડમાં મેળવવો, અને તેનો પર દાદાના પીંડમાં મેળવવો તેમજ પુત્રોએ સ્વધર્મ પૂર્વક માનો પીંડ દાદીમાં અને તેને પર દાદીમાં મેળવવો. એ રીતે માનું સંપીડન દાદી વિગેરે સાથે કરવું જે સતી થઇ હોય તેનું પિંડ પતિસાથે મેળવવું. પિતા મરણ પામ્યો હોય અને દાદો હયાત હોય તો પરદાદાને લઇ ત્રણ પિંડો આપવા અને પિતાના પિંડનું સંયોજન પરદાદાના પિંડ સાથે કરવું.

સૂત કહેછે.—હે વિપ્રો એ રીતે બ્રહ્માએ જે દ્વિજધર્મો કહ્યા હતા તે સર્વ મેં તમને સંભળાવ્યા હવે બીજું શું કહું તે આજ્ઞા કરો.

इति ये कथिता धर्मा द्विजानां च विरंचिना ॥
ते मया कथिताः सर्वे भूयः किं प्रवदामि वः ॥ १६३ ॥

ઇતિ શ્રીસ્કંદ પુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો
એકાશીમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ सर्वान् वैवाहिकान् धर्मान् शृणुध्वं हि द्विजोत्तमाः ॥
विवाहे ये समुद्भूता स्तेषामत्र महात्मनां ॥ १ ॥

સૂત કહેછે.—હે વિપ્રો વિવાહ ધર્મ કહું તે સાંભળો. પૂર્વે પવિત્ર વાલખીલ્યાશ્રમમાં રહેનારા જે મહાત્માઓના વિવાહમાં ઉત્પન્ન થએલી નિરંકુશ ( ઉધ્ધત ) ચંચલા નામે રાક્ષસી ગુફામાં ગુપ્ત રહેતી હતી તે વિવાહની આગલી રાત્રિએ વર અથવા કન્યાને હણતી હતી એ ઉત્પાત જોઇ વિવાહ કર્મમાં થતાં તે વિઘ્નને દૂર કરવા વિપ્રો બ્રહ્માને શરણે ગયા ઉદ્વેગ પામેલા તેઓ બ્રહ્માને પ્રણામ કરી કહેવા લાગ્યા.

વિપ્રો કહેછે—હે બ્રહ્મન્ વિવાહની આગલી રાત્રિએ કોઇ પણ દુષ્ટ રાક્ષસ ઘણા વિઘ્નો કરેછે તે અમે મટાડી શકતા નથી.

સૂત કહેછે—એવાં તેનાં વચન સાંભળી જગત્પિતા બ્રહ્માએ દ્રષ્ટિથી જાણ્યું કે એ ચંચલા રાક્ષસીનું કર્મ છે વિપ્રોનો ઉત્પાત જાણી તેમને સાથે લઇ ઉત્તર દિશામાં જઇ આકુલેશ્વર સ્થાપી રાક્ષસોને હણનાર વેદ મંત્રોથી શંકરને પૂજન કરી પ્રસન્ન કરવા લાગ્યા તે વિપ્રોની આકુળતા શાંત કરતાં શિવલિંગ સ્થાપ્યું માટે તે આકુલેશ્વર નામે ખ્યાત થયું. તેની પાસે બ્રહ્માએ અગ્નિ સ્થાપી હોમ કર્યો સમાસ્ત્રમાં ચૌદ શક્તિઓ ઉત્પન્ન થઇ. બાર પદમાં, વેધા, સાવિત્ર, વિજયા, જયા દેવસેના, સ્વધા સ્વાહા ધૃતિ પુષ્ટિ

અને ગણો સહિત તુષ્ટિ વિગેરે લોકમાતૃકાઓ ઉત્પન્ન થઈ તેઓ આ પ્રમાણે બ્રહ્માને કહેવા લાગી.

માતૃકાઓ કહેછે—હે દેવ અમને શા માટે ઉત્પન્ન કરી જે કાંઇ કાર્ય હોય તે અમને કહો શંકરાદિકથી ન થઇ શકે એવું વિકટ કાર્ય હોય તો પણ અમને સુખે બતાવો હે દેવેશ તે અમે કરશું.

બ્રહ્મા કહેછે—આ વિપ્રોના વિવાહકર્મ નિરવિઘ્ન થવા હોમ કર્યો હતો હે દેવીઓ આ વિપ્રોનું તથા તેમના મહોત્સવનું રક્ષણ કરો. બ્રહ્માના વચન સાંભળી ગણ સહિત માતૃકાઓ આ પ્રમાણે કહેવા લાગી દેવીઓ કહેછે હે બ્રહ્મન્ વિઘ્ન મટાડવાનો ઉપાય કહીએ તે સાંભળો કે જે કરવાથી વિઘ્નો તરત મટશે વિવાહની આગલી રાત્રે મંડપમાં વેદીમધ્યે અમારૂં જુદું જુદું પૂજન કરવું ભીતે ઘીથી સાત વસોધારા કરવી અથવા અતી ઉંચી કે નિચી નહીં તેવી પાંચ વસો ધારા (ઘીની દેરડી) કરવી ઉજળી ભીતને વિશે અથવા વસ્ત્ર વિગેરેમાં આળખી કે ચોખાની કરેલી છગનીઓમાં અમારૂં નાના પ્રકારના નિવેદથી પૂજન કરવું. શાંતી માટે આયુષ્યદાયક મંત્રો સાવધાન થઇ જપવા, કુળ દેવી સહિત ગૌરી વિગેરે માત્રિકાઓ સ્થાપવી વિવાહના વૃદ્ધિ શ્રાદ્ધમાં ગણેશ અને અંબીકા વિગેરે ચૌદ માત્રિકાઓનું પૂજન કરવું બળીદાનથી પ્રસન્ન થએલી અમો વિપ્રોના વિવાહમાં થતાં વિઘ્નો દૂર કરશું ત્યાર પછી અર્ધરાતે રાતાં વસ્ત્રો પહેરી હાથમાં તરવાર લઇ વર અને તેની સાથે બીજાં પુરૂષે ગુપ્ત રીતે મૌન રહી બળીદાન માટે જવું, મોટે રાજમાર્ગે ઉતાવળું ચાલી સાસરાને ઘેર આવવું, અમારે માટે જે બળીદાન ધર્યું હોય તે સુવાસણીઓ પાસેથી લઇ પોતાને ઉતારે જવું, હોમ અને બળીદાનથી અમને પ્રસન્ન કરવી રાત્રિએ બળિદાન આપવા જતી વખતે (૬૮) એવા વીરના ક્રમ અને સ્વરથી શૂરાતન આવે તેવા પડકારાથી) ભય પામેલી રાક્ષસી નાશ પામશે સ્ત્રીઓએ નૃત્ય ગીત કર્યા પછી કુલની રૂઢી પ્રમાણે (ઉકરડી વિગેરે નોતરી આવવી) તે સાંભળી બ્રહ્માએ વિપ્રોને કહ્યું કે હે વિપ્રો વિઘ્નો મટાડવા તમે આપ્રમાણે કરો વિવાહની સમાપ્તિ સુધી આપ્રમાણે તમારે કરવું પ્રથમ માતૃકાઓનું પૂજન કરી પછી પિતૃઓનું પૂજન કરવું વૃદ્ધિ અન્વષ્ટકા શ્રાદ્ધ અને ગયામાં અનુક્રમે એટલે વૃદ્ધિમાં પહેલાં, શ્રાદ્ધમાં વચે, અને, ગયામાં અંતે માતૃકાનું પૂજન કરવું, વિવાહ દિવસે પ્રભાતે શ્રાદ્ધ, વૈશ્વદેવ કર્યા પહેલાં માતૃકાઓનું પૂજન કરવું,

વૃદ્ધિ, (વિવાહ) મન્વાદિ, ક્ષયાહ, (સંવત્સરી) માં વૃદ્ધિમાં પ્રથમ, ક્ષયાહમાં અંતે અને પાર્વણમાં મધ્યે હોમ કરવો. તથા એકોદ્દિષ્ટમાં અંતે વૈશ્વદેવ કરવો. ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદના જાણનારાઓ, પ્રથમ આરંભમાં અથવા મધ્યમાં હોમ કરેછે. અથર્વવેદિઓ, પાકના શેષ રહેલા ભાગથી વૈશ્વ દેવ કરેછે. એ રીતે માતૃકાઓનીપાસે વૈશ્વદેવ કરી ત્યાર પછી વિવાહની વેદીપર ત્રણ પાર્વણવાળું વૃદ્ધિશ્રાદ્ધ કરવું, ત્યાર પછી વૃદ્ધિ શ્રાદ્ધમાં પ્રથમ માતાનું અને તે પછી પિતાનું પાર્વણ શ્રાદ્ધ કરવું. તે પછી માતામહ ( નાના વિગેરે ) નું શ્રાદ્ધ કરવું એ રીતે વૃદ્ધિમાં ત્રણ શ્રાદ્ધ કહેલાંછે. બે વિશ્વેદેવને સ્થાને બેકી બ્રાહ્મણનું પૂજન કરવું. તથા પિતૃઓને સ્થાને પણ યુગ્મ ( બે ) બ્રાહ્મણનું પૂજન કરવું; નવ પિંડવડે નાંદી શ્રાદ્ધ કરાયછે. સ્વધા, શર્મ, વર્મ, અને પિતૃઓના નામની અંતે કાંઇ બીજો ઉચ્ચાર કરવો નહિ. દહિ દુર્વા ( ધ્રો ) યવ, અક્ષત, મિશ્રિત નાંદીમુખ શ્રાદ્ધના પિંડો આપવા. અને માતૃ શ્રાદ્ધ કરવું. એ રીતે વૃદ્ધિ શ્રાદ્ધ કરી બ્રહ્મભોજન કરાવવું, ચાર બ્રાહ્મણોએ વરને અભિષેચન ( જલ પ્રોક્ષણ ) કરવું. ત્યાર પછી સારી લગ્ન શુદ્ધિ વખતે પાણિગ્રહણ કરાવવું; બીજે અથવા ચોથે દિવસે ચતુર્થિક કર્મ કરાવવું. ચાર દિવસ સુધી વરને વેદી પાસે જમાડવો તે પછી સિદ્ધેશ્વર પાસે રહેલી માતૃકાઓની પૂજા કરવી. વિવાહને ચોથે દિવસે રાત્રિએ વર કન્યાએ માતૃકાઓનું પૂજન કરવું એ રીતે કરવાથી વિપ્રોના વિવાહમાં થતાં સર્વ વિઘ્નો દૂર થાયછે. માતૃકાઓનું તથા બ્રહ્માદિ સર્વ દેવને વર કન્યાએ ધૂપ દીપ નૈવેદ્ય બળિદાન વિગેરે આપી તેમને પગે લાગવું, મારા પુત્ર વાલખિલ્ય વિપ્રો અને મારા પગથી થએલા સચ્છૂદ્રોએ વિવાહની અંતે આકુલેશ્વરનું પૂજન કરવું વિવાહમાં વિઘ્નો મટાડવાસારૂ કુલના રક્ષણ માટે મે આકુલેશ્વરની સ્થાપના કરીછે, વાલખિલ્ય વંશમાંના વિપ્રો અને સચ્છુદ્રો( વાણીઆઓનો આ વિવાહ સંસ્કાર) મે તમને સવિસ્તર નિરૂપણ કરી કહ્યો. આ રીતે જે મારા પુત્રો ( વાલખિલ્યો ) અને સચ્છુદ્રો કરશે, તેના વંશમાં કલિયુગનેવિષે પણ શુદ્ધવીર્ય પુત્રો ઉત્પન્ન થશે. કે જેઓ શાપ અને અનુગ્રહ કરનાર, ધર્મ શાસ્ત્રના પ્રવર્ત્તાવનાર, પીડાએલાઓને અને ભય પામેલા સર્વે પ્રાણિઓને અભય આપનાર તથા તેનું રક્ષણ કરનાર થશે. આ મારા પુત્રોના આચારને જેઓ એરીતે માનશે નહિ તે મારા વીર્યના વિકારથી થયેલાછે અર્થાત્ તે મારા પુત્રો નથી અને તે વર્ણ સંકરતુલ્યછે.

સૂત કહેછે—એવાં બ્રહ્માનાં વચન સાંભળી પરમનિવૃત્તિ પામેલા તે વિપ્રોએ પોતાની આચાર પદ્ધતિઓ (પોતાના કુલાચારની રૂઢિ અને રીતભાત તથા નિયમોના ગ્રંથો વિગેરે) કરી તેથી ચંચલા રાક્ષસી પરાજય પામી. ત્યારે સર્વ વિપ્રો સ્વસ્થ થઈ આનંદ પામ્યા. એ રીતે જે ધર્મો વ્યાસને બ્રહ્માએ કહ્યા હતા તથા તેમણે જે મને કહ્યા હતા તે સર્વે મેં તમને કહ્યા. આ વાલખિલ્યોના આચાર ધર્મો જે સાંભળે તે આ લોકમાં પુત્ર પૌત્રનાં સુખ ભોગવી પર લોકમાં પરમ હર્ષ પામેછે. આ આચાર પ્રદીપ, મે તમને પ્રકાશિત કર્યો કે જે અનાચાર રૂપ અંધારાને મટાડનારછે તથા જેથી પોતાના આચારનો માર્ગ પ્રકાશિત થાયછે અર્થાત્ સુજેછે. આચાર, શ્રાદ્ધ ધર્મ, વિવાહ ધર્મો અને અવસાન કાળના ધર્મો મે તમને કહ્યા હવે બીજું શું કહું તે કહો.

आचार' श्राद्धधर्माश्च तथा वैवाहिकाश्चवै ॥
आवसानिकाश्च कथिताः किं भूयः प्रवदामिवः ॥ ५७ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જરભાષાંતરનો
विवाहधर्मकथन નામે બ્યાશીમો અધ્યાય સંપૂર્ણ

---

ऋषयऊचुः ॥ सूतनः कथिताः पूर्वं वालखिल्यामहर्षयः ॥
स्वनामगोत्रप्रवराः स्वाचारसहिताः श्रुताः ॥ १ ॥

ઋષિઓ કહેછે—હે સૂત તમે પ્રથમ ગોત્ર પ્રવર સહિત વાલખિલ્ય મહર્ષિઓ તથા તેમના આચાર કહ્યા તે સાંભળ્યા, તથા તે મહર્ષિઓએ સ્થાપેલાં સિદ્ધનાથ વિગેરે લિંગનો મહિમા પણ સાંભળ્યો પરંતુ તેની સેવા માટે બ્રહ્માના ચરણની રજથી થયેલા સચ્છુદ્રો કે જેઓના વંશ બે પ્રકારના છે તેમના આચાર ધર્મો કહો. તત્કાળ સિદ્ધિદાયક તે મહર્ષિઓનાં સ્થાપેલાં શિવલિંગનાં આખ્યાન ઘણાં સાંભળ્યાં હવે હે સૂત તમે બ્રહ્માના ચરણથી થયેલા સચ્છુદ્રોની ગોત્ર કુળ દેવી અને આચાર રીતિ અમને કહો. હે ધર્મજ્ઞ ! એ સચ્છૂદ્રો, જે રીતે બ્રહ્મા તથા શિવે, વાલખિલ્યોને સેવક તરીકે અર્પણ કર્યા તે કહો.

સૂત કહેછે—હે મુનીશ્વરો ! જે સાંભળવાથી સચ્છૂદ્રો પોતાના આચાર ધર્મને જાણેછે તે તેમના ધર્મો કહુંછું. પવિત્ર શાર્દૂક વનમાં શિવ પાર્વતીના વિવાહનેવિષે થયેલા યજ્ઞવ્રતમાં પ્રીતિવાળા શાંત તપસ્વી

વિવાહના દીવસોની પેઠે નિત્ય ઉત્સવમય વિમાન સમાન વિચીત્ર દેવાલ-યોથી પ્રદીપ્ત, ગઢ અને કોઠાઓથી ઘેરાએલું વિચીત્ર પ્રકારનાં વન તથા ઉપવનોવાળું, ઇંદ્રપુરીસમાન જવાહીરોથી ચકચકીત અને હુતદ્રવ્યોના સુગંધ અને અગર ચંદનથી સુગંધમય, તે નગરની અંદર, ધર્માત્મા, સત્ય-વાદી દૈવી સંપત્તિવાળા બ્રાહ્મણો, અને મહાજનો વસતા હતા. કોઇ પણ નિર્ધન કે દુઃખી નહી હતો. ઘણી કુટુંબ વાળી પ્રજા; વિપ્ર, પિતૃ, દેવ અને અતિથિઓનું પ્રેમથી પૂજન કરતી હતી. હે વિપ્રો તે નગરની અંદર કોઇ પણ વિપ્ર અગ્નિહોત્ર વગરનો કે યજ્ઞ વગરનો, નહી હતો. સુંદર વ્રતવાળા, આચારશીલ પોતાના ધર્મ કર્મમાં પ્રીતિવાળા, જીતેંદ્રિય વિપ્રો, પ્રતિગ્રહથી ડરતા હતા. તેમ તે નગરમાં નાસ્તિક, અસત્યવાદી મૂર્ખ કે દરિદ્ર, કે કોઈ રૂપહીણ નર નારી હતાં નહી. ધર્મથી તપ કરનારા સઘળા પુરૂષો દીર્ઘાયુષી હતા. બ્રહ્માની આજ્ઞાથી તે રમણીય નગર વિશ્વકર્માએ રચ્યું હતું; જેમાં બ્રહ્માના પુત્ર વાલખીલ્ય મુનીઓ અને બ્રહ્માના પગથી થએલા હજારો સત્શૂદ્રો (વૈશ્યો) રહેતા હતા. જ્યાં ઇંદ્રદ્યુમ્ન વગેરે રાજાઓનાં સ્થાપેલાં લ-ક્ષાવધિ શિવલિંગો છે. તથા જ્યાં રહી અનેક ઋષિઓ દેવ અને યોગિઓ પરમ સિદ્ધિને પ્રાપ્ત થયાછે. તેમજ જ્યાં સિદ્ધનાથ અને સૂર્યનાં શ્રેષ્ટ મંદિરો વિશ્વકર્માએ રચેલાંછે. તથા પશ્ચિમ દિશાએ મનોહર માલ્યવનછે જેમાં દાનવોના ભયથી વાલખિલ્ય દ્વિજોએ ઇંદ્રનું રક્ષણ કર્યું હતું. પૂર્વે જે સ્થળે વિપ્રોની સ્તુતિથી શિવા પ્રગટ થયાંછે તેનું હિંગળી ( હિંગજા ) એવું નામ વિખ્યાત છે.

સૂત કહેછે—હે વિપ્રો ! જે રીતે વ્યાસના મુખથી સાંભળ્યુંછે તે રીતે એ સર્વ સચ્છૂદ્રોના આચારનું તથા પુરનું વર્ણન મે તમને કહ્યું, જે મનુષ્ય, ભકિતપૂર્વક આ સચ્છૂદ્રોના આચારનું વર્ણન સાંભળે તેની સર્વ કામના પરિપૂર્ણ થાયછે તથા તે પોતાના સદાચારનો ફળભાગી થાયછે.

यः शृणोतिनरोभक्त्या सच्छूद्राचारवर्णनं ॥
सर्वकामानवाप्नोति स्वाचारफलभाग् भवेत्

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો
સચ્છૂદ્રાચાર વર્ણન નામે ન્યાશીમો અધ્યાય સંપૂર્ણ. ૮૯

ऋषयऊचुः ॥ कुतोभयं समुत्पन्नं शक्रस्य वद सूतज ॥
वालखिल्याश्रमे योहि रक्षितोद्विजसत्तमैः ॥ १ ॥

**ઋષિઓ કહેછે**—હે સૂત ઇંદ્રને કોનાથી ભય ઉત્પન્ન થયો હતો જેથી તેનું વાલખિલ્યાશ્રમમાં વિપ્રોએ રક્ષણ કર્યું તથા તે વિપ્રોની સ્તુતિથી હીમાચળના પુત્રી દેવી હીંગળડી ( હીમજા ) શીરીતે ઉત્પન્ન થયાં હતાં જેમણે રક્તાસુર વીગેરે દૈત્યોને હણ્યા તેમજ તેનું હીંગળડી એવું નામ શાથી થયું હતું હે મહામતિ ! એ સર્વ અમને વિસ્તારથી કહો.

**સૂત કહેછે**—હે ઋષિઓ જેના શ્રવણથી મનોવાંચ્છિત સઘળી કામના સિદ્ધ થાયછે તેવી પાપનો નાશ કરનારી કથા કહુંછું, શિવનાં અર્ધાંગના મહાદેવી અંબિકાને પ્રણામ કરી ઇંદ્ર અને શંકર વીગેરે જેનું ધ્યાન કરેછે તે હિમજાનું ધ્યાન કરી આ કથા કહુંછું તે સાંભળો. પૂર્વે એક સમયે બ્રાહ્મી, દાક્ષાયણી, ઉમા, હૈમવતી, દુર્ગા, સતી, માતૃગણની ઈશ્વરી, આર્યા, અંબિકા, મૃડાની, ચંડી, નારાયણી, શિવા, મહાલક્ષ્મી, કાલિકા, જગત્‌માતા, અને હીંગળડી એ રીતે નાના પ્રકારનાં રૂપને ધરનારાં પાર્વતી, અવતરીને ધર્મના સ્થાપન માટે અનેક અધર્મિ દૈત્ય દાનવોને હણતાં હતાં જે રીતે પરમાત્મા રૂદ્ર એક છતાં કાર્યવશથી ઘણા પ્રકારના થાયછે, તેમ તે દેવી પણ એક છતાં દેવકાર્ય માટે બહુરૂપ થાયછે. પૂર્વે મહીષાસુરનો પુત્ર મહાબળવાન્ રક્તકેતુ નામે દૈત્ય, હિરણ્યાક્ષ જેવો મહાગર્વિષ્ટ હતો. તે વિષ્ણુ ઇંદ્ર અને અગ્નિ વિગેરે સર્વ દેવતાઓને જીતી આ ત્રિલોકની અંદર નિર્ભય થઇ રાજ્ય કરવા લાગ્યો. તેના અતિ ઉદ્ધત ભયંકર હજારો અક્ષોહીણી સેનાયુક્ત પ્રધાનો હતા, સિંહસ્કંધ, મહાકાય, દુરાત્મા, મહાબળ, ધૂમ્રાક્ષ ભીમદંષ્ટ્ર, કાળપાશ, મહાહનુ, બ્રહ્મઘ્ન, યજ્ઞકોપ, સ્રીઘ્ન, બ્રહ્મદ્રોહકૃત, વિદ્યુન્માલી, બંધુક શંકુકર્ણ, વિભાવસુ, દેવાંતક, વિધર્મ, દુર્ભિક્ષ, ક્રૂર, હયગ્રીવ, અશ્વકર્ણ, કેતુમાન, વૃષભાંગજ, શરભ, શલભ, વ્યાઘ્ર, નિકુંભ, મણીદાચક શૂર્પક, વીક્ષુર, માલ્લી, કાળદંડ, અને કેરૂલ, વિગેરે તેતરીશ મંત્રીઓ હતા. તે કોઇએક દિવસે કરોડો દૈત્યસેના સહિત વિંટાઇ બેઠા હતા, ત્યારે તે મહિષાસુરનો પુત્ર તેઓ સહિત દૈત્ય દાનવોને કહેવા લાગ્યો કે તમે સઘળા મારૂં યજન કરો ( અર્થાત્ જે યજ્ઞો કરો તે મારે માટે કરો. ) મારી સ્તુતિ કરો તમને સઘળાને હુંજ પુજવા યોગ્યછું, જે કોઈ દેવતાઓનું પુજન કરશે તેનો હું વધ કરીશ. દેવતાઓએ

દર્શાવેલા, પરોક્ષ સુખવાળા દાનયજ્ઞ ઉપવાસને છોડી પ્રત્યક્ષ સુખરૂપવિષયોને યથેષ્ટ ભોગવો તથા દેવાંગનાઓ સાથે વિહાર કરો. એવાં દૈત્યેંદ્રનાં વચનથી યજ્ઞક્રિયાઓ નષ્ટ થઇ, તેથી કોઇ વેદાધ્યયન નહિ કરતા હતા, તથા કોઇ દેવ પૂજન પણ કરતા નહતા. કોઈ પણ પ્રકારના ઉત્સવો થતા નહતા અને સઘળું આસુરી થઇ ગયું. સર્વે લોકો ધર્મહીન થવાથી સઘળું જગત મ્લેચ્છમય થઇ ગયું હતું. ધર્મના નાશથી ઇંદ્રનું બળ ઘટી ગયું એ રીતે ઇંદ્રને બલહીન જાણી સર્વે દાનવોએ આવી તેનો પરાભવ કર્યો ત્યારે ઇંદ્ર, અત્યંત થએલા દૈત્યોના ભયથી રાજ્ય છોડી બૃહસ્પતિ પાસે આવું કહેવા લાગ્યો. હે ગુરૂ ! રક્તકેતુની આજ્ઞાથી કરોડો દૈત્યો સર્વસ્થળે પીડા કરેછે માટે હું અંહિ રહી શકતો નથી તેમ તેના ત્રાસથી જઈ પણ શકતો નથી માટે સર્વથા જેમ થવાનું હોય તેમ ભલે થાઓ પણ તેઓ સાથે યુદ્ધ કર્યા વિના રહીશ નહિ. નાશી જાય કે ગમે તો યુદ્ધ કરે પરંતુ જ્યાં સુધી તેમનું દૈવ સારૂં છે ત્યાં સુધી તે જીવેછે. હે બ્રહ્મન્ મને જયનો ઉપાય કહો મારે શત્રુઓ સાથે યુદ્ધ કરવું છે. બે ઘડીમાં બળીએ તે સારૂં પણ વારંવાર ધુંધવી ધુંધવી દાઝી મરવું તે સારૂં નહિ. હણવા આવેલા શત્રુઓનો અપકાર કરવા માટે જે અશક્ત છે અને હું જીવુંછું એમ માનેછે તે પુરૂષના જીવતરને ધિક્કારછે. ઐશ્વર્ય, કર્મને આધીનછે, અને પુરૂષાર્થ, પણ કર્મને આધીને છે તે પુરૂષાર્થ કરવો મને ઉચિત છે માટે હું અવશ્ય યુદ્ધ કરીશ ખરેખર તેથી મારૂં કલ્યાણ થશે.

સૂત કહેછે—એવાં ઇંદ્રનાં વચન સાંભળી બૃહસ્પતિએ કહ્યું કે હે ઇંદ્ર કોપથી શું થશે હમણા યુધ્ધ કરવાનો તારો સમય નથી ભાવી કાર્યની ગતિ આવીજછે એમાં તારે ખેદ કરવો નહીં પ્રાણીમાત્રને સંપત્તિ વિપત્તિ દૈવથી થાયછે પોતાની શક્તિ શત્રુઓની શક્તિ વીગેરે છ પ્રકારના ઐશ્વર્યને જાણનાર ઉદાર બુદ્ધિમાન્ પુરૂષે, દેશ, કાળ, બળ, અને ઉપાય વિગેરેને જાણી વેર કરવું. જેમ નાસ્ક પુરૂષની પાસે રહેલી સમૃદ્ધિ દુષિત થાયછે તેમ દેશકાળ જાણ્યા વગરનાં કરેલાં કર્મો પણ વિપરીત ફળદાયક થાયછે. રાજ્યનાં સાત અંગ અને તંત્રોને જાણી શત્રુઓની સાથે વિગ્રહ કરનાર સારી રીતે રાજનીતિશાસ્ત્રને જાણનાર રાજાનો વિજય થાયછે. શત્રુઓને નિગ્રહ કરવાનો સમય જાણી નિગ્રહ કરે. તોજ તેને વિજય મળે, બીજા પ્રાણીઆનોને પોતે વિશ્વાસ ઉપજાવે પરંતુ પોતે કોઇ દીવસ બીજાઓનો વિશ્વાસ

કરે, નહીં શત્રુને હણવાનો લાગ જોઇ જે પ્રવૃત્ત થાયછે તે મોટું રાજ્ય ભોગ વેછે, હે દેવતાઓ હમણાં આ દૈત્ય દૃઢમૂળછે એટલે તેનું દૈવ અનુકૂળ છે અને તારૂં દૈવ પ્રતિકુળછે માટે હે ઇંદ્ર હમણાં તારે યુદ્ધ કરવાનો સમય નથી એ રીતે બૃહસ્પતિનાં વચન સાંભળીં ઇંદ્રે કહ્યું કે હે ભગવન્ હમણાં મને દૈત્યોએ ચોતરફથી ઘેરી લીધેલોછે માટે મને જીવવા ઉત્સાહ નથી શત્રુએ દબાવેલાનું, મૂર્ખનું, સ્રીવશનું, રોગીનું, અને દરીદ્રનું, મરવું સારૂ છે. તેનું જીવિત વ્યર્થ છે. માટે હું લડીશ. ગુણ અને દોષ બેઉને સમાન જાણી જે મનુષ્ય કર્મનો સમારંભ કરે અને સાધવા લાયક કામમાં એકનિષ્ઠપણે યત્ન કરે તેને અવશ્ય વિજય મળેછે. આગળ પાછળ પરીણામનો વિચાર કરી કાર્ય આરંભે તેનો દોષ દુર થાયછે, જ્યાં સુધી ભય આવ્યું ન હોય ત્યાં સુધી તેથી ડરવું પરંતુ ભય પ્રાપ્ત થયા પછી નહિ બીતાં તે સામું લડવું. યુદ્ધ કરી મરણ પામનારને સ્વર્ગ મળેછે તેમાંથી જીવેતો વૈભવો મલેછે માટે યુદ્ધ ન કરૂં અને નાશીજાઉ તો હું ક્યાં જઇ રહું કે જે સ્થળે મારૂં રક્ષણ થાય તે ઉપાય કહો.

ગુરૂ કહેછે—હે ઇંદ્ર હમણાં યુદ્ધ કરવાનો સમય નથી આ દૈત્યે સઘળા લોકને જીતી પોતે સ્વાધીન કર્યાછે માટે જો જીવવાની ઇચ્છા હોય તો બ્રહ્માને શરણે જા.

સૂત કહેછે—એવાં ગુરૂનાં વચન સાંભળી દેવ સહિત ઇંદ્ર, કે જે રક્તાસુરના ભયથી પીડાએલોછે તે બ્રહ્મલોકમાં આવી બ્રહ્માને પ્રણામ કરી સ્તુતિ કરવા લાગ્યો કે હે બ્રહ્મન્ હે સનાતન ! આપ સર્વે દેવના સ્રજનાર પિતામહછો દેવને આનંદ આપનાર હે વેદગર્ભ હું કે જે આપનો શરણાગતછું તેનું રક્ષણ કરો.

સૂત કહેછે—એવાં ઇંદ્રનાં વચન સાંભળી બ્રહ્માએ તેને કહ્યું કે હે ઇંદ્રિ તું ભય પામ નહીં, હે દેવેશ તારે એવું મોટું શું કાર્ય કરવું પ્રાપ્ત થયું છે તે કહે.

ઇંદ્ર કહેછે—હે બ્રહ્મન્ રક્તાસુરે ત્રિલોક જીતી સ્વાધીન કર્યુંછે માટે સર્વ દેવ સહિત હું કે જે આપ પિતામહને શરણે પ્રાપ્ત થયોછું તેથી આપ મારૂં રક્ષણ કરો. બ્રહ્મા કહેછે—પૂર્વે તે રક્તકેતુએ દેવતાના હજાર વર્ષ તપ કરી મને પ્રસન્ન કરી, મારી પાસે વરદાન માગ્યું કે હું આ ત્રીલોકનો અધિપતિ થાઉં તથા હું કોઇથી જીતાઉં નહીં તેમ કોઇથી હણાઉ

નહીં સર્વે દેવ દૈત્યો, મને સ્વાધીન થઇ રહે, મનુષ્યો સ્વાધીન થાય તેમાં તો શું કહેવું, એ રીતે જ્યારે રક્તકેતુએ વર માગ્યું ત્યારે મેં તથાસ્તુ કહ્યું હતું અને બીજું જણાવ્યું હતું કે જ્યારે મદોન્મત્ત થયેલો તું દૈત્ય, અધર્મ કરીશ અને મુનીશ્વરોને પીડા કરીશ ત્યારે તું અકસ્માત્ મૃત્યુ પામીશ. હે ઈંદ્ર તેમાટે આ દૈત્યનો મારાથી કે શંકરથી નાશ થશે નહીં માટે હું તારૂં રક્ષણ કરીશ નહીં. પણ એક વાત કહું છું કે જ્યાં યાદવકુમાર સાંબનો કુષ્ટ રોગ ગયો હતો તે વાલખિલ્યાશ્રમમાં જા, ત્યાં નિર્મળ મનવાળા મહામુની વાલખિલ્યો વસેછે વળી તે મારા પુત્રો ભય પામેલાને તથા પિડાએલાને અભય દાન આપનાર છે જેમણે મંદેહ દૈત્યના ભયથી સૂર્યનું રક્ષણ કરેલુ છે. તેમજ કુશ વિગેરે દૈત્યોના ભયથી જેમણે શ્રીકૃષ્ણનું સંરક્ષણ કરેલું છે તેમજ દેવના કાર્યમાટે જેમણે વિષ્ણુને વામનરૂપ કર્યાછે. હે ઇંદ્ર જેમણે તારા ઉપર પૂર્વે પક્ષીરાજ ગરૂડને ઉપેંદ્ર કર્યો હતો એ વાલખિલ્યો તે મારા પુત્રો, તને અભય આપશે.

સૂત કહેછે.—હે વિપ્રો એવાં બ્રહ્માનાં વચન સાંભળી દેવગણથી વીંટાએલો ઈંદ્ર તત્કાળ વાલખિલ્યાશ્રમમાં ગયો.

> श्रुत्वेति वचनं धातुः शक्रः सुरगणैर्वृतः ॥
> तूर्णं जगाम देवेंद्रो वालखिल्याश्रमे द्विजाः ६० ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો
**शक्रागमन नामे ચોરાશીમો અધ્યાય સંપૂર્ણ.**

---

सूतउवाच ॥ तत्रागत्य मुनीन्नत्वा सहदेवैः शतक्रतुः ॥
प्रोवाचेति च नो विप्राः परित्रातुमिहार्हथ ॥ १ ॥

સૂત કહેછે—હે વિપ્રો ! દેવસહિત ઇંદ્ર, વાલખિલ્યાશ્રમમાં આવી મુનિઓને પ્રણામ કરી કહેવા લાગ્યો કે હે મુનિઓ! અંહિ આપ અમારૂં રક્ષણ કરવા યોગ્યછો. તમે કૃપાલુઓ શરણે આવેલાનું રક્ષણ કરનાર, તથા ભયપામેલાને શરણ આપનારછો. તેમજ ભયથી પીડાએલાનાં ભયને દૂર કરનારછો. તે માટે અમારો ભય મટાડો.

સૂત કહેછે—એવાં ઈંદ્રનાં વચન સાંભળી વાલખિલ્યોએ આ પ્રમાણે કહ્યું.

વાલખિલ્યો કહેછે—હે ઇંદ્ર તું ભય પામ નહિ તારે કોનો ભયછે કે જેથી ત્રાસ પામેલો તું અમારે આશ્રમે આવેલછે.

ઇંદ્ર કહેછે—મહિષાસુરનો પુત્ર મહાબલવાન રક્તકેતુ નામે દૈત્ય છે, તેણે ત્રૈલોક્યને જીતી સ્વાધીન કર્યુંછે. બ્રહ્માના વરદાનવડે છકેલા તે દૈત્યથી પરાજય પામેલા અમે સર્વ દેવ, બ્રહ્માને શરણે ગયા હતા ત્યાં બ્રહ્માએ કહ્યું કે તમે વાલખિલ્યાશ્રમમાં જાઓ તે સાંભળી અમે આપને શરણે આવેલાછિએ માટે અમારૂં સર્વનું પ્રયત્નથી રક્ષણ કરો.

વાલખિલ્યો કહેછે—હે ઇંદ્ર! આ સર્વ દેવ સહિત તું નિર્ભય થઈ આ આશ્રમમાં રહે, અહિં રહેવાથી દેવ કે મનુષ્યોને કોઇ પ્રકારના આધિ (માનસી દુઃખ) વ્યાધિ અને ઉપાધિઓ થતી નથી. એવાં વાલખિલ્યનાં વચનથી દેવતાઓ નિશ્ચિંત થયા. એટલામાં દૈત્યોને ખબર થયા કે ઇંદ્ર, વાલખિલ્યાશ્રમમાંછે તેથી તેને ચોતરફથી ઘેરી મહાબળવાન રક્તકેતુ, મંત્રિઓને કહેવા લાગ્યો કે હે મંત્રિઓ! બ્રાહ્મણોને કહો કે દેવ સહિત ઇંદ્રને તમે આશ્રમમાં રાખ્યો છે તેને બહાર કહાડી આપો અમારે તેની સાથે યુદ્ધ કરવું છે.

સૂત કહેછે—એવાં દૈત્યમંત્રિઓનાં વચનથી બ્રહ્મપુત્ર વાલખિલ્યોએ અન્યોન્ય વિચાર કર્યો કે વિપ્રો! શું કરશું, ઇંદ્ર આપણે શરણે આવેલછે તેને યુદ્ધ કરવા આપણે દૈત્યોને સોપશું નહિ, હે વિપ્રવર્યો તમો ઇંદ્રને અભય વચન આપનાર છો. એક કોર સર્વ દાન, યજ્ઞ, અને બીજી કોર ભયથી ભાગેલાને શરણે રાખવાનું પુણ્ય, ધરેલું હોય તો તેમાં શરણે રાખવાના પુણ્યને બીજાં પુણ્યો સોળમે અંશે પણ લગતાં નથી. જેણે પીડાએલાને અભય આપ્યું તેણે સઘળા દાન આપ્યાં તથા તેણે સર્વ પ્રકારનું તપ કર્યું. જે દુર્બુદ્ધિ, રોગી, દુઃખી, વૃદ્ધ, ભયથી નાસેલો, અને શરણે આવેલાનું રક્ષણ કરતો નથી તે ખરેખર નરકે જાયછે. માટે આ આશ્રમમાં આવેલા ઇંદ્રનું સર્વે ગળી સંરક્ષણ કરવું. એવો નિશ્ચય કરી ભૈરવેશ્વરને શરણે જઇ હાથ જોડી વાલખિલ્યો આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા.

॥ वालखिल्याऊचुः ॥

त्वमन्नदस्त्वं किल जीवदाता । त्वं ज्ञानदस्त्वं किल मोक्षदोपि ॥
त्वं पासि विश्वं परिपालसे जग । त्वंत्राहि शंभो शरणागतान्नः ॥ १ ॥
हे भैरवेश रजनीकरचारुमौले । कंदर्प्पदर्प्पदलन त्रिपुरघ्न शंभो ॥
यद्वालखिल्यनगरं त्वयि रक्ष्यमाणे । रुंधंति दानवसुताश्च कथं न वेत्सि २

॥ वालखिल्याऊचुः ॥

जयहिंवडि देवि सुरार्त्तिहरे । जय पापविनाशिनि हैमसुते ॥
जय भक्तभवार्दिततापहरे । प्रणमामि तवांघ्रियुगं हिमजे ॥ ३ ॥
जय हिंवडि कल्मषशोकहरे ।
जय हिंवडि सौख्यसमृद्धिकरे ।
जय हिंवडि देवि नमोवरदे । प्रण० जे ॥ ४ ॥
जय दैत्यविनाश कुठारकरे ।
जय हिंवडि दुःखभयार्त्तिहरे ॥
जय शुंभनिशुंभ विनाशकरे । प्रण० जे ॥ ५ ॥
जय मौलिशशांककलानिकरे ।
जय महिषविनाशिनि चंडहरे ॥
जय हिंवडिके हि सुरार्त्तिहरे । प्रण० जे ॥ ६ ॥
जय निगमहोदययज्ञकरे । जय हिंवडि वेदनिदानकरे ॥
जय दक्षमहामखघातकरे । प्रण० जे ॥ ७ ॥
जयऋग्विधिना दिवसस्य मुखे । यजुषा जय हिंवडि मध्यदिने ॥
जय सायमुपासितसामशिवे । प्रण० जे ॥ ८ ॥
जय हिंवडि कैटभमुरहरे । सुरशत्रुविनाशिनिमुंडहरे ॥
जय मन्मथदर्पहरांघ्रिरते । प्रण० जे ॥ ९ ॥
जय दुर्गविनाशिनि दुःखहरे । जय तापविनाशिनि भक्तजने ॥
जय सकलसमृद्धिसुसिद्धिकरे । प्रण० जे ॥ १० ॥

॥ वालखिल्याऊचुः ॥

मातस्त्वयाद्य विनिहत्य महासुरेंद्रं । दैत्याधिपं सकलदैत्यसमन्वितं यत् ॥
त्राताः स्म देवि सततं नमतां शरण्ये । त्वत्तोपरः कइह यं शरणं व्रजामः
लोकेतएव धनधान्यसमृद्धि भाज । स्तं पुत्रपौत्रसुकलत्रसमृद्धिमंतः ॥
तेषां यशः प्रसरचंद्रकरावदातं । विश्वंभवेद्भवसियेषुसुदृक्त्वमीशे ॥१२॥
त्वद्भक्तिचेतसिजने न विपत्तिलेशः । क्लेशः कचानुभवतीनतिकत्सु पुंसु ॥
त्वन्नामसंस्मृतिजुषां सकलायुषां क । भूयः पुनर्जननिरिह त्रिपुरारिपत्नि॥
चित्रं यदत्र समरे सहि रक्तकेतु । स्त्वद्दृष्टिपातमधिगम्य सुधानिधानं ॥
मृत्योर्वशत्वमगमद्विदितंभवानि । दुष्टोपितेद्दाशिगतःकुगतिंनयाति ॥१४॥
त्वच्चासवन्हिशलभत्वमिता अपीह । दैत्याः पतंगरुचिमाप्य दिवं व्रजंति॥

संतः खलेष्वपि न दुष्टधियो यतः स्युः।साधुष्विव प्रणयिनःसुपथं दिशंति
सेवंति ये प्रतिदिनं तव पादपद्मं। ब्रह्मादयोगतमलाः सुरसिद्धसंघाः ॥
तेदुर्लभासुरवरैर्मुनिभिस्त्वदङ्घ्र्याः॥ श्रीहिंवडीति जपतां क्व कृतांतभीतिः ॥
श्रीहिंवडी सकलसिद्धिकरी द्विजानां ॥
श्रीहिंवडी सकलकामदुघा द्विजानां ॥
श्रीहिंवडी शुभफलार्थकरी द्विजानां ॥
श्रीहिंवडी भवभयार्त्तिहरी द्विजानां ॥ १७ ॥
गृहं रक्षतुनोलक्ष्मीः। क्षेत्रं नोहिंवडी सदा ॥
पातुपुत्रान्प्रियकरी। पायादायुःसनातनी ॥ १८ ॥
यशः पातु महादेवी। धर्मं पातु धनुर्द्धरी ॥
कुलदेवी कुलं पातु। सद्गतिं सद्गतिप्रिया ॥ १९ ॥
रणे राजकुले क्रुष्टे। संग्रामे शत्रुसंकटे ॥
गृहे वने जलादौ च। हिंवडीसर्वतोऽवतु ॥ २० ॥
सूतउवाच ॥ इति स्तुत्वा जगद्धात्रीं। प्रणेमुस्ते पुनः पुनः ॥
सर्वे मुनीश्वरादेवाः। सर्षिगंधर्वचारणाः ॥ २१ ॥
ततस्तुष्टा जगन्माता प्राहेदं द्विजसत्तमान् ॥
स्वाधिकारानसुराः सर्वे। शासंतु प्राग्यथा तथा ॥ २२ ॥
तुष्टाहमनया स्तुत्या नितरां हि यथार्थया ॥
वरमन्यं प्रदास्यामि। तच्छृणुध्वंद्विजोत्तमाः ॥ २३ ॥

॥ श्री हिंवड्युवाच ॥

यस्तोष्यति च मांभक्त्या नरः स्तुत्यानया शुचिः ॥
तस्याहं नाशयिष्यामि विपदश्च पदेपदे ॥ २४ ॥
भूतप्रेतपिशाचाश्च। शाकिनीडाकिनीगणाः ॥
झोटिंगाराक्षसाःक्रूरा। विप्रसर्पाग्निदस्यवः ॥ २५ ॥
वैतालाश्चापिकंकालाकालावालग्रहाअपि ॥
वातपित्तादिजनिता स्तथा च विषमज्वराः ॥ २६ ॥
दूरादेव पलायंते। श्रुत्वा स्तुतिमिमां शुभां ॥
वज्रपंजरनामैतत्। स्तोत्रं दुःखप्रणाशनं ॥ २७ ॥
एतत्स्तोत्रकृतत्राणो। वज्रादपि भयंनहि ॥
अष्टजप्तेन चानेन। योभिमंत्र्य जलंपिबेत् ॥ २८ ॥

तस्योदरगता पीडा । क्वापि नैव भविष्यति ॥
गर्भपीडापि नोजातु । भविष्यत्यभिमंत्रणात् ॥ २९ ॥
वालानां परमा शांति । रेतत्स्तोत्रांवुपानतः ॥
अष्टम्यां च चतुर्दश्यां । नवम्यां चैकचेतसः ॥ ३० ॥
योमां स्तोष्यति मद्भक्तः । शुचिः श्रद्धासमान्वितः ॥
तस्याहं सकलां वाधां । नाशयिष्याम्यसंशयं ॥ ३१ ॥
इति दत्वा वरान्देवी । विप्रेभ्योद्विजसत्तमाः ॥
प्रोवाचेदं पुनर्विप्रान् । भक्तिनम्रान् महेश्वरी ॥ ३२ ॥
युष्माकंरक्षयिष्यामि । स्थास्याम्यत्राश्रमे द्विजाः ॥
चौरोवा दानवः पापो । युष्माकं पीडयिष्यति ॥ ३३ ॥
तानहं नाशयिष्यामि । स्मरणान्मे द्विजोत्तमाः ॥
हिंवडीति द्विजोमां च । सच्छूद्रः संस्मरिष्यति ॥ ३४ ॥
अरण्ये प्रांतरे दुर्गे । विषमे गिरिसंकटे ॥
तस्याहं सकलां वाधां । नाशयिष्याम्यसंशयं ॥ ३५ ॥
भवतोये द्विषंतीह । कामाल्लोभान्मदाद्द्विजाः ॥
तेषां वंशःक्षयं यातु । ममवाक्यान्न संशयः ॥ ३६ ॥
भवतां वृत्तिलोपं च । यः करोतीहदुर्मतिः ॥
तस्याशुवंशविच्छेदो । ममवाक्याद्भविष्यति ॥ ७७ ॥
एवमुक्त्वाद्विजान्सातु । तत्रैवांतरधीयत ॥
तेपि स्वर्गौकसः सर्वे । स्वंस्वंधामययुर्मुदा ॥ ३८ ॥
इति श्रीस्कंदपुराणे वालखिल्यखंडे हिमजास्तुतिः ॥

વાલખિલ્યો કહેછે—કામ દેવના ગર્વનું દલન કરનાર ત્રિપુરાસુરને હણનાર હે ચંદ્રશેખર શંકર ભૈરવેશ્વર! આ વાલખિલ્યનગરનું આપ રક્ષણ કરનાર છો છતાં આ દાનવો, આ નગરને રૂંધી રહ્યાછે તે કેમ જાણતા નથી. આપ કે જે અન્નને આપનારા જીવદાતા, જ્ઞાનદાતા અને મોક્ષને આપનાર છો, હે શંભુ! તમે સર્વ જગતનું પાલન કરોછો. માટે અમે કે જે આપને શરણે આવેલા છિયે તેનું આપ રક્ષણ કરો.

સુત કહેછે—એવાં વાલખિલ્યોનાં વચન સાંભળી ભૈરવેશ્વર શિવે કહ્યું હે વિપ્રો! તમારે એવું શું મહોટું કાર્યછે તે કહો.

વાલખિલ્યો કહેછે—હે મહાદેવ! મહિષાસુરનો પુત્ર મહાબલ-વાન્ રક્તકેતુ, અમારા આશ્રમને ઉપદ્રવ કરેછે.

મહાદેવ કહેછે—હે વિપ્રો! બ્રહ્માના વરદાનથી ગર્વિષ્ઠ થએલો એ દૈત્ય, ક્ષણમાત્રમાં હણાશે. માટે તમે સઘળા આ આશ્રમની પશ્ચિમ દિશાએ જઇ દેવી હિંખડી ( હિમજા ) ની સ્તુતિ કરો તેથી તમારી સર્વ કામના સિદ્ધ થશે.

સૂત કહેછે—એવાં શિવનાં વચન સાંભળી પશ્ચિમ દિશાએ મનોહર માલ્યવનમાં આવી ઇંદ્રાદિ સર્વ દેવ, તે દેવીની સ્તુતિ કરવા લાગ્યા. પૂર્વે હિમાલયથી એટલે પોતાના પિતાને ઘેરથી દેવી ચંડિકા, આ વન જોવા આવ્યાં હતાં ત્યારે તેમના કંઠમાંથી એ વનમાં માળા પડી હતી તેથી તે વનનું ત્રૈલોક્યનીઅંદર માલ્યવન એવું નામ પ્રસિદ્ધ થયું હતું. નાના પ્રકારના વૃક્ષોથી વ્યાપ્ત, કલોલ કરતાં અનેક પ્રકારના પક્ષિઓથી વિંટાએલ, તથા જેની અંદર સુંદર કેવડાના વનો શોભી રહ્યાંછે ખીલતા મનોહર ડોલરોથી સુવાસિત, તેમજ સુંદર નાગકેશરની ડાળોપર સુંદર ભમરાઓ ગુંજાર કરતા હતા. મેરૂ સરખાં ઉંચાં અને નમેલાં વૃક્ષોની સુંદર છાયામાં કિંનર નામના દેવગણનાં સ્રીપુરુષોનાં જોડાં ખેલતાં હતાં, તથા કિંનરકન્યાઓના ગીતથી ગાજી રહેલું, તેમજ કેસુડાપર બેઠેલા શુકો ( સુડા પોપટો ) મનોહર શબ્દો કરતા હતા. શેમળાના વૃક્ષોની શીતલ છાયાવાળું, લીંબડાની ઘાટી ઝાડીવાળું, મધુર સુગંધી દમનકના વૃક્ષોથી ઢંકાઇ રહેલું અનેક પક્ષિઓની ક્રીડાથી રળીઆમણું મંદ સુગંધી પવનથી ચિત્તને પ્રસન્ન કરે તેવું. મોરના જોડાઓના સુંદર ટહુકારથી રમણીય, બગલા અને સારસો જેની અંદર વિહાર કરી રહ્યાછે તેવું, સુંદર ઝરણાવાળું, દુર્વાના અંકુરોથી શોભાયમાન તેવન, અનેક તૃણ વિશેષરૂપ શ્મશ્રુભાગ-(મુછદાઢી)થી રમણીય, સુંદર કમળપત્રો જેની અંદર જીભ સરખાં દેખાઇ રહ્યાં છે. તથા કેટલાએક ગુચ્છાઓ અને કાનના ભૂષણોની શોભાને અનુસરતાં હોય નહિ તેવાં દેખાતાં હતાં. ચંપાઓથી સુગંધમય એ માલ્યવન, લોકોને અતિ પ્રિય લાગતું હતું. ત્યાર પછી બ્રહ્મસરોવરમાં સ્નાન કરી વિજયની ઇચ્છાવાળાં તે વાલખિલ્યો, વિવિધ પ્રકારના સ્તોત્રોથી દેવી હિંખડીની સ્તુતિ કરવા લાગ્યા.

હે દેવિ હિંખડિ ( હિમજા ) દેવની પીડાને હરનારાં હે માત! તમે જય પામો. હિમાચળનાં પુત્રી, સર્વ પાપને નાશ કરનારાં ભવમાં પીડા-

એલાની પીડાને દૂર કરનારાં પોતાના ભક્તો અને દુઃખીઓના તાપને હર નારાં હે હિમજા! અમે તમારા ચરણ યુગલને પ્રણામ કરિયે છિયે.

પાપ અને શોકને મટાડનારાં, સુખ સમૃદ્ધિને આપનારાં તથા મ વાંછિત વરદાન દેનારાં હે હિંખડિ! તમે સદા જય પામો હે હિમજે તમાર ચરણ યુગલને અમે નમન કરિયે છિયે.

દૈત્યોનો નાશ કરવા હાથમાં કુઠાર (ફરશી) ને ધારણ કરનાર દુઃખ અને ભય તથા પીડાને હરનાર, શુંભ નિશુંભનો નાશ કરનારાં દેવિ હિમજા, તમારા ચરણ યુગલને અમે પ્રણામ કરીયે છિયે.

લલાટનેવિષે ચંદ્રકળાને ધરનાર, મહિષ અને ચંડનો સંહાર કરના દેવની પીડાને દૂર કરનાર હે હિમજા તમારા ચરણ યુગલને વંદન કરિએ છિયે.

વેદના મહોદય માટે યજ્ઞ કરનાર, વેદના મુખ્ય કારણરૂપ, દક્ષના મહા યજ્ઞનો ભંગ કરનારાં હે હિમજા! તમારા ચરણકમળને અમે પ્રણા કરિયે છિયે.

પ્રભાતે ઋગ્વેદથી ઉપાસના કરવા યોગ્ય, મધ્યાન્હે યજુર્વેદથી ઉપા સના કરવા યોગ્ય, અને સાંજે સામવેદથી સ્તુતિ કરાએલાં કલ્યાણરૂ હે દેવિ હિમજા, તમારા ચરણ યુગલને અમે પ્રણામ કરીયે છિયે.

કૈટભ અને ધૂમ્ર નામના દૈત્યોને સંહારનાર, દૈત્ય દાનવોનોવિના કરનાર, મુંડ નામના દૈત્યને મારનાર, કામદેવના ગર્વને ઉતારનાર શંકરન ચરણકમળમાં પ્રીતિવાળી હે હિમજા, અમે તમારા ચરણયુગને નમિયે છિયે

વિકટ વિઘ્નોને મટાડનારી દુઃખને હરનારી તાપને દૂર કરનાર ભક્તોનો જય કરનારી સર્વ સમૃદ્ધિઓ અને સિદ્ધિ કરનારી હે હિમજા તાર ચરણ યુગલને અમે નમસ્કાર કરિએ છિયે.

સૂત કહેછે—સર્વનાં ઇશ્વરી હિમજાની એ રીતે વાલખિલ્યોએ જ્યા સ્તુતિ કરી ત્યારે પોતાની પ્રભાથી (કાંતિથી) સર્વ દિશાઓના ભાગને પ્રકાશિ કરનારી તે દેવિ હિંબડીએ પોતાનું સ્વરૂપ પ્રત્યક્ષ પ્રકટ કર્યું અર્થાત્ પોતાન સ્વરૂપ દેખાડયું. ત્યારે ભયને મટાડનારી દેવી હિમજાને પ્રણામ કરી વાલ ખિલ્યોએ કહ્યું હે દેવિ! આ રક્તકેતુને હણી અમારૂં રક્ષણ કરો અને એ ભ યથી અમને મુક્ત કરો. એવાં વિપ્રોનાં વચન સાંભળી તેમને અભય આપી દેવ હિમજા, ત્રણ નેત્રવાળું તથા લલાટમાં ચંદ્રકળાયુક્ત સુંદર રૂપ ધારણ કરી સિં

પર બેશી નાના પ્રકારનાં શસ્ત્ર અસ્ત્રોને ધારણ કરી સુંદર મુખવાળાં, તથા જેમને વીશ ભુજા (હાથ) છે તેવાં, ચળકતી વિજળી સરખાં દેવી હિંબડી, કે જેમણે નદી અને સમુદ્ર તથા પર્વતો સહિત સઘળી પૃથ્વી કંપાવેલીછે તેવાં, ઉન્નતગિરિ શિખર સરખા કુચ ભારથી શોભતું રમણીય મનોહર કાંતિયુક્ત યુવાવસ્થાવાળું તરૂણ રૂપ ધારણ કરી, વિપ્રોના રક્ષણમાટે આશ્ચર્યકારક દેખાવા લાગ્યાં. સૂત કહે છે. હે વિપ્રો એ રીતે યુગે યુગે ધર્મના રક્ષણ માટે દેવી જગદંબા હિમજા, અધરમી દૈત્યોનો નાશ કરવા આશ્ચર્યકારક અનેક રૂપને ધારણ કરેછે.

चक्राराश्चर्यरूपं सा विप्राणां रक्षणाय च ॥
नाशाय सुरशत्रूणां धर्मसंस्थापनाय च ॥ ४८ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડનાં ગુર્જર ભાષાંતરનો
हिंवडीमाहात्म्य નામે પંચાશીમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ तेपि तत्रासुराः प्राप्ता श्चतुरंगबलोत्कटाः ॥
सम्यग्विदित वृत्तांताः कालांतकयमोपमाः ॥ १ ॥

સૂત કહેછે—ત્યાર પછી જેમણે તે વૃત્તાંત જાણેલુંછે એવા તે દૈત્યો કે જે કાળના કાળ યમરાજ સરખાછે તેઓ ચતુરંગી ( હાથી ઘોડા સવારને પાયદળવાળી ) સેના લઈ ત્યાં આશ્રમમાં પ્રાપ્ત થયા. કરોડો રાક્ષસો, દાનવો, અને દૈત્યો કે જેઓ પાતાળમાં રહેતા હતા તે સર્વે તે દૈત્યેંદ્ર રક્ત કેતુપાસે આવ્યા. કવચ ટોપને ધરનાર ઉઘાડાં હથિયારવાળા જેમના ધજા પતાકાઓ ફરકી રહ્યાછે તેવા હજારો શસ્ત્ર અસ્ત્ર યુક્ત યોધાઓ કે જેઓ તમાલ ભમરા અને કાજળના ઢગલા સરખા કાળા, મેઘ સરખી ગર્જના કરતા દૈત્યો તથા જેઓ નાનાપ્રકારના અલંકારોથી શોભી રહ્યાછે તેઓ, હાથિઓના ઘંટના શબ્દથી, ઘોડાઓના હણ હણાટથી, શૂર વીરોના સિંહનાદથી અને શસ્ત્રોના ટંકાર રવોથી, રથના ધડધડાટથી, પૃથ્વીને ધ્રુજાવવા લાગ્યા તથા અનેક પ્રકારના અવાજોથી પ્રલયકાળ સરખો ભય કરવા લાગ્યા. તે દાનવો, દેવી હિમજાને જોઇ હર્ષ પામ્યા તેથી—ઢોલ, ભેરી, ઝાંઝ, રણશીંગાં, નગારાં, અને શંખ વિગેરેને વગાડવા લાગ્યા. મન સરખા વેગવાળા જાતિવંત ઘોડાઓ, પર્વત સરખા હાથિઓ, વિચિત્ર, પ્રકારના રથો વિગેરે વાહનોપર ચડી, દેવી હિંબડી સામા આવી રણસંગ્રામમાં સર્વ તરફ દેખાતાં અંબિકા હિમ-

જાપર બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા. નાના પ્રકારનાં ઘોર બાણો, કાળદંડ સરખા ભયંકર દંડો (આંકડીઆળી જેવા ધારદાર) કુવાડા, ચક્રો, પાશો સાંગ્યો, કશા; શતઘ્ની, કણુ, અને ગોફણા વિગેરેથી તથા લોહોઢાનાં ફળાંવાળાં ભાલાં બરછી ગદા વિગેરેથી મહાદેવીને ઢાંકી દેવા એવા તે દૈત્યો, સિંહનાદ કરવા લાગ્યા. રણસંગ્રામમાં બાણવૃષ્ટિથી ઢંકાએલાં અંબિકા, કોપથી પ્રજ્વલિત થઇ સર્વ દૈત્ય દાનવોનાં શસ્ત્ર અસ્ત્રોને ગળવા લાગ્યાં. દેવ અને ઋષિઓ જેમની સ્તુતિ કરેછે તેવાં દેવી, બાણોની વૃષ્ટિથી અંધકારમય થયેલા રણાંગણમાં દાનવોસાથે યુદ્ધ કરવા લાગ્યાં. હિંગળડીએ હણેલા દૈત્યો, તે દેવીસામે દોડવા લાગ્યા, જેમ કાળપાસે આવવાથી પતંગિઆ અગ્નિમાં પડે તેમ તે દેવી સામા આવી નાશ પામવા લાગ્યા. જેમ પર્વત, વાયુવેગને સહન કરે તેમ સામા આવતા ઘણા દાનવોના વેગને એકલાં દેવી હિંગળડી રોકવા લાગ્યાં. જેમ કોટીમાં પતિઓ પ્રિયાનું આલિંગન કરે તેમ, હિંગળડીના બાણથી ભેદાએલા દૈત્યો, પૃથ્વીપર ઢળી પડ્યા. જેમણે ધનુષ, કુંડળ જેવું વાળી આપેલુંછે તથા પ્રત્યક્ષ મૂર્તિમાન કાળ સરખાં ફાડેલાં મુખવાળાં સર્પના પ્રાણને ખેંચી લેનારાં હિંગળડી, તે કરોડો દૈત્યોને, હુંકાર શબ્દથી પાડવા લાગ્યાં. તથા અનેક દૈત્યોનાં મસ્તકોનું છેદન કરવા લાગ્યાં. તેમજ દેવીના ધનુષથી છુટેલાં બાણોવડે જેમ દાવાનળથી ઘાસ બળે તેમ નાના પ્રકારના દૈત્યોના સૈન્યો, બળવા લાગ્યાં. સીંહના વેગથી થએલા પતનવડે મહારથો ચુરાવા લાગ્યા, હાથી, ઘોડાઓ, અને રથોની દોડા દોડમાં તથા વરશાદ સરખી બાણની વૃષ્ટીથી દૈત્યોના રૂધીરની નદીઓ વહેવા લાગી, જેની અંદર ઘોડાઓ માછલાં સરખા દેખાતા હતા, હાથીઓ ગ્રુડ સરખા દેખાતા હતા અને બખતરો હાડકાઓ અને મણીઓ કાંકરા સરખા દેખાતા હતા, મોટા રથો ઘુમરી સરખા, દેખાતા હતા અને ધ્વજ પતાકા તથા છત્રો ફીણ સરખા દેખાવા લાગ્યા, શસ્ત્ર અસ્ત્રથી જેના ધડ અને ગળાં કપાઇ ગયેલાછે એવું દૈત્યોનું સૈન્ય, લોહી રૂપ ફીણવાળું મહાસાગર જેવું દેખાવા લાગ્યું. દૈત્યરૂપ કાંઠાના વૃક્ષોને ખેંચી જતી રૂધીરની નદી, યમલોક સુધી વહેવા લાગી, હણાએલું પોતાનું સૈન્ય અને દેવીનું પરાક્રમ જોઇ વિસ્મય પામેલો રક્તહેતુ, પોતાના યોદ્ધાઓને આવું કહેવા લાગ્યો હે દૈત્યો,કાળ સરખી હીંગળડીને તત્કાળ હણો.

સૂત કહેછે—એવાં દાનવેંદ્રનાં વચનથી તેના યોદ્ધાઓ રથ હાથી, ઘોડા અને પાળાઓ, હીંગળડીને ઘેરી લડવા લાગ્યા. વિવિધ પ્રકારના હથી-

આરે જેમના સ્થિર થઇ ગયાછે (થંભી રહ્યાછે) એવા તે દૈત્યો, ચકીત થઇ રહ્યા. તે રણસંગ્રામમાં દેવી હીંગળા, નૃત્ય કરતાં હોય નહી તેવાં દીસવા લાગ્યાં જેના સિંહનાદથી દિશાઓ ગાજી રહીછે એવાં પ્રચંડ ધનુષવાળાં દેવી હીંગળી, કેટલાએકને પટ્ટિશથી તથા કેટલાએકને મુસળથી મારવા લાગ્યાં, તથા કરોડો સ્વાર અને હાથી ઘોડાઓને પૃથ્વી ઉપર પાડવા લાગ્યાં. એરીતે હણેલાં દૈત્યસેનાઓમાં ન જીતી શકાય તેવા અઢાર મોટા સૈનિકોને હણી પ્રલયના મેઘ સરખાં દેવી હીંગળા, ગર્જના કરવા લાગ્યાં એક છતાં અનેકરૂપી તે દેવી, દૈત્યોની મોટી સેનાને રણભુમીમાં ચકચુર કરવા લાગ્યાં. શત્રુઓની મધ્યે મોટો કોલાહલ થવા લાગ્યો. જેથી પ્રલયના સમયવિના બ્રહ્માંડ ખળભળવા લાગ્યું એ રીતે અગીઆર દીવસની અંદર તે દેવી હીંગળાએ તેત્રીશ અક્ષૌહીણી એકત્રીશ હજાર આઠસોને સીંતેર યોદ્ધાઓને હણ્યા કોઇ ઠેકાણે પાળાં તો કોઇ સ્થળે રથમાં બેઠેલાં અને કોઇ ઠેકાણે હાથી કે મહીષ પર તો કોઇ ઠેકાણે પોઠીઆઉપર બેઠેલાં વિવિધ પ્રકારના આયુધને ધરનારાં તે દેવી, દૈત્યસેનાને હણવા લાગ્યાં. પ્રચંડ ધનુષથી છોડેલા બાણ અને પટ્ટિશથી સોળ કરોડ તેતરીશ લાખ અને અઢાર હજાર રાક્ષસોને હણ્યા ત્યાર પછી વિલાસે કરી શોભતાં સુંદર અંગને વિશે જેમણે શસ્ત્રો ધારણ કર્યાંછે તેવાં અચિંત્ય મહીમાવાળાં દેવી હીંગળી, ઇંદ્રાદિ દેવને હર્ષ આપતાં અને રણમાં દાનવેંદ્રને તરછોડતાં વિવિધ પ્રકારનું નૃત્ય કરવા લાગ્યાં. દૈત્યોની અંદર મુખ્ય મહાભયંકર હણાતાં બાકી રહેલા હયગ્રીવ વીગેરે દશ દૈત્યો, રક્તકેતુને પ્રણામ કરી વિદ્યુલ્લતા (વિજળી) સરખા ચળકતા બાણોવડે દેવી હીંગળીને પ્રહાર કરવા લાગ્યા. નેત્રો ફાડી કંઇક હસતાં જતાં શત્રુ સૈન્યોને સંહારતાં દેવી હીંગળી, તુરી અને ભેરી વીગેરે વાજીંત્રો વાગી રહ્યાછે તેવા રણસંગ્રામની અંદર આકાશમાં રહી ગર્જના કરતાં દિવ્ય અસ્ત્રોને ફેંકી શત્રુ સેનાને ભસ્મ કરવા લાગ્યાં જેના હાથમાં શસ્ત્ર અને અસ્ત્ર ઉગામેલાછે તેવાં પગના ભારથી પૃથ્વીને નમાવી દેતાં ત્રણ જગતને ખળભળાવનાર રક્તકેતુ દૈત્ય, કે જેણે ધનુષને ખેંચી મંડળ આકારે કર્યું હતું તે રક્તકેતુને હણી અચિંત્ય માહાત્મ્યવાળા ચૈતન્યરૂપ પરમેશ્વરીએ ઇંદ્રને ઐશ્વર્ય આપ્યું અને પોતે સુંદર રૂપથી શોભવા લાગ્યાં તે જોઇ સર્વે વાલખિલ્યો હર્ષ પામી સ્વસ્થ થયા.

સૂત કહેછે—રક્તકેતુના વધની કથાવાળું આ પવિત્ર હીંગળી ચરિત્રનું મોટું આખ્યાન શ્રવણ કરવાથી મનુષ્ય સર્વ પ્રકારના પાપથી મુક્ત થાયછે.

इदं पुण्यतमाख्यानं हिंवड्याश्चरितं महत् ॥
रक्तकेतुवधं श्रुत्वा सर्वपापैः प्रमुच्यते ॥ ५६ ॥
ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો
रक्तकेतुवध નામે છયાશીમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ रक्तेकेतौ हते दैत्ये दैत्यसैन्ये क्षयंगते ॥
देवदुंदुभयोनेदुः प्रहृष्टानि जगंति च ॥ १ ॥

સૂત કહેછે—રક્તકેતુ દૈત્ય હણાયા પછી સઘળું દૈત્યસૈન્ય નાશ પામી ગયું ત્યારે દેવના નગારાં વાગવાં લાગ્યાં અને સર્વ જગતના લોકો પ્રસન્ન થયા, સૂર્ય ચંદ્ર અને અગ્નિને પોતાનું તેજ મળ્યું તેથી પુષ્પની વૃષ્ટિ કરતા વાલખીલ્ય મુનિઓ સહિત ત્યાં આવી મહાદેવી હીંબડીની આ પ્રમાણે સ્તુતી કરવા લાગ્યા, વાલખિલ્યો કહેછે. હે દેવી હે માત શરણે આવેલાનું રક્ષણ કરનાર હે હીંબડી સર્વ દૈત્યોસહીત દૈત્યોના અધિપતિને હણી અમારૂં રક્ષણ કર્યું માટે નમન કરતા એવા અમો કે જેનું આપ રક્ષણ કરોછો માટે તમારા વિના બીજા કોને શરણે જઈએ વિશ્વનું ભરણ ભોષણ કરનાર હે દેવી ભગવતી જેમણે તમારા ચરણમાં ચિત્ત અર્પણ કરેલુંછે તેઓ ધન ધાન્ય પુત્ર પૌત્ર સ્ત્રી વીગેરેની સમૃદ્ધી વાળાછે તથા તેમનું યશ ફેલાતા ચંદ્રમાના કીરણ સરખું ઉજવળછે, તમારી ભક્તિમાં ચિત્તવાળા પુરૂષને તથા તમને પ્રણામ કરતા પુરૂષોને કોઇ દીવસે વિપત્તિનો તથા ક્લેશનો લેશ પણ થતો નથી હે શિવપ્રિયે તમારા નામનું સ્મરણ કરનાર સફળ આયુષ્યવાળા પુરૂષોને ક્લેશનો લેશ પણ થતો નથી હે દેવિ ! આ આશ્ચર્ય છે કે અહી રણસંગ્રામમાં અમૃતના નિધાન રૂપ તમારા દૃષ્ટિ પાતને પ્રાપ્ત થયા છતાં તે દુષ્ટ દૈત્ય, મૃત્યુને વશ થયો હે ભવાનિ તે આમને વિદિતછે દુષ્ટ છતાં પણ તમારી દૃષ્ટીએ પડેલો દુર્ગતિ કેમ પામે તમારા શ્વાસરૂપ અગ્નિનેવિશે ઘણા દૈત્યો અહી પતંગની પેઠે હોમાયા તેઓ, સૂર્ય સરખા તેજસ્વી થઇ સ્વર્ગમાં ગયા કેમ કે સત્પુરૂષો, ખળ લોકોનેવિશે પણ ક્રોધ નહીં કરતાં જેવો સત્પુરૂષોને વિશે પ્રેમ રાખે તેવો સ્નેહ રાખી સારૂં સ્થાન આપેછે, હે માત જેઓ પ્રતિદીવસ તમારા ચરણ કમળને સેવેછે તેઓ ધન્યછે પાપરહિત બ્રહ્માદિ દેવતાઓ અને સુર તથા સિદ્ધના સમૂહો તમારા ચરણનું ધ્યાન કરેછે હે દેવિ તમારા ભક્તોનું દર્શન દેવ અને મુનીઓને પણ દુર્લભછે હે

શ્રીહીંબડી એ રીતે જપ કરનારાઓને કાળની પણ બીતી (બીક) થતી નથી શ્રી હીંબડી વિપ્રોને સકળ સિદ્ધિ આપેછે તથા શ્રી હીંબડી વિપ્રોની સકલ કામના પૂર્ણ કરે છે, તેમજ શ્રી હીંબડી સર્વ અર્થને સફળ કરેછે, અને વિપ્રોને ભવસંબંધી ભય તથા પીડાને હરનારી શ્રી હીંબડીછે. લક્ષ્મી, અમારા ઘરનું રક્ષણ કરો, હીંબડી સદા અમારા ક્ષેત્રનું રક્ષણ કરો. પ્રિયકરી, અમારા પુત્રોનું અને સનાતની અમારા આયુષ્યનું રક્ષણ કરો મહાદેવી અમારા યશનું તથા ધનુષને ધરનારી અમારા ધર્મનું રક્ષણ કરો કુલદેવી કુળની રક્ષા કરો અને સત્ગતિદાયક અમને સદ્ગતિ આપો રણસંગ્રામમાં રાજકુળમાં સંકટમાં અને શત્રુના પરાભવમાં તથા ઘરમાં વનમાં અને જળ વીગેરેમાં હીં-બડી સર્વથી અમારૂં રક્ષણ કરો.

સૂત કહેછે—જગતને કરનારી દેવી હીંબડીની એરીતે સ્તુતિ કરી ઋષિઓ ગંધર્વ અને ચારણ તથા દેવ સહીત સર્વે મુનીશ્વરો, વારંવાર તે દેવીને પ્રણામ કરવા લાગ્યા તેથી પ્રસન્ન થયેલાં જગતમાતાએ સર્વે વિપ્રોને આ પ્રમાણે કહ્યું હે દેવતાઓ! તમે સર્વે પ્રથમની પેઠે તમારા પોતાના અધિકાર સંભાળો તમારી આ યથાર્થ સ્તુતિથી હું બહુ સંતોષ પામી છું હે વિપ્ર વર્યો બીજું વરદાન આપુ છું તે સાંભળો. શ્રીહીંબડી કહેછે—જે પવિત્ર મનુષ્ય, ભક્તિ પૂર્વક આ સ્તોત્રથી મારી સ્તુતિ કરશે તેમની પગલે પગલે સઘળી વિપત્તિને દૂર કરીશ. ભૂત, પ્રેત, પિશાચ, શાકિની, ડાકિની, ઓટોણા, રાક્ષસો, ક્રૂર સર્પ, વીષ, અગ્નિ, અને ધાડીપાડુઓથી તેમનું રક્ષણ કરીશ. વેતાળ, કંકાળ ગ્રહ બાલગ્રહો અને વાત પિત્ત તથા કફથી થયેલા અને વિ-ષમજ્વર વીગેરે રોગો આ કલ્યાણકારક સ્તુતિ સાંભળવાથી દૂર ભાગી જાય છે. સર્વે દુઃખને મટાડનાર આ વજ્રપંજર નામનું સ્તોત્ર જે ભક્તિથી વાંચે અથવા તેમાં કહેલા ન્યાસોથી પોતાનું રક્ષણ કરે તેને વજ્રથી પણ ભય થતું નથી આ સ્તોત્રનો આઠવાર પાઠ કરી તેથી મંત્રેલા જળનું પાન કરે તો તેને ઉદરપીડા કોઇ દીવસે પીડા કરશે નહી તથા મંત્રેલું જળ સગ-ર્ભાને આપવાથી કોઇ દિવસે પણ ગર્ભને પીડા થશે નહીં. તેમજ આ સ્તો-ત્રથી મંત્રેલું જળ બાળકોને પાવાથી ઘણી શાંતિ થાયછે. આઠમ, ચૌદશ, અને નોમને દિવસે, એકાગ્ર ચિત્ત થઇ જેઓ, મારાં ભક્તો, આ સ્તોત્રથી શ્રદ્ધાયુક્ત થઈ સ્તુતિ કરશે તેમની સઘળી પીડાને હું દૂર કરીશ એવું વિ-પ્રોને વરદાન આપી, ભક્તિથી નમ્રતાવાળા તે વિપ્રોને મહેશ્વરી દેવી હિં-

इदं पुण्यतमाख्यानं हिंबड्याश्चरितं महत् ॥
रक्तकेतुवधं श्रुत्वा सर्वपापैः प्रमुच्यते ॥ ८६ ॥
ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો
રક્તકેતુવધ નામે છયાશીમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ रक्तकेतौ हते दैत्ये दैत्यसैन्ये क्षयंगते ॥
देवदुंदुभयोनेदुः प्रहृष्टानि जगंति च ॥ १ ॥

સૂત કહેછે—રક્તકેતુ દૈત્ય હણાયા પછી સઘળું દૈત્યસૈન્ય નાશ પામી ગયું ત્યારે દેવના નગારાં વાગવાં લાગ્યાં અને સર્વ જગતના લોકો પ્રસન્ન થયા, સૂર્ય ચંદ્ર અને અગ્નિને પોતાનું તેજ મળ્યું તેથી પુષ્પની વૃષ્ટિ કરતા વાલખીલ્ય મુનિઓ સહિત ત્યાં આવી મહાદેવી હીંબડીની આ પ્રમાણે સ્તુતી કરવા લાગ્યા, વાલખિલ્યો કહેછે. હે દેવી હે માત શરણે આવેલાનું રક્ષણ કરનાર હે હીંબડી સર્વ દૈત્યોસહીત દૈત્યોના અધિપતિને હણી અમારૂં રક્ષણ કર્યું માટે નમન કરતા એવા અમો કે જેનું આપ રક્ષણ કરોછો માટે તમારા વિના બીજા કોને શરણે જઈએ વિશ્વનું ભરણ પોષણ કરનાર હે દેવી ભગવતી જેમણે તમારા ચરણમાં ચિત્ત અર્પણ કરેલુંછે તેઓ ધન ધાન્ય પુત્ર પૌત્ર સ્ત્રી વીગેરેની સમૃદ્ધી વાળાછે તથા તેમનું યશ ફેલાતા ચંદ્રમાના કીરણ સરખું ઉજ્વળછે, તમારી ભક્તિમાં ચિત્તવાળા પુરૂષને તથા તમને પ્રણામ કરતા પુરૂષોને કોઇ દીવસે વિપત્તિનો તથા ક્લેશનો લેશ પણ થતો નથી હે શિવપ્રિયે તમારા નામનું સ્મરણ કરનાર સફળ આયુષ્યવાળા પુરૂષોને ક્લેશનો લેશ પણ થતો નથી હે દેવિ ! આ આશ્ચર્ય છે કે અહી રણસંગ્રામમાં અમૃતના નિધાન રૂપ તમારા દૃષ્ટિ પાતને પ્રાપ્ત થયા છતાં તે દુષ્ટ દૈત્ય, મૃત્યુને વશ થયો હે ભવાનિ તે અમને વિદિતછે દુષ્ટ છતાં પણ તમારી દૃષ્ટીએ પડેલો દુર્ગતિ કેમ પામે તમારા શ્વાસરૂપ અગ્નિનેવિશે ઘણા દૈત્યો અહી પતંગની પેઠે હોમાયા તેઓ, સૂર્ય સરખા તેજસ્વી થઇ સ્વર્ગમાં ગયા કેમ કે સત્પુરૂષો, ખળ લોકોનેવિશે પણ ક્રોધ નહીં કરતાં જેવો સત્પુરૂષોને વિશે પ્રેમ રાખે તેવો સ્નેહ રાખી સારૂં સ્થાન આપેછે, હે માત જેઓ પ્રતિદીવસ તમારા ચરણ કમળને સેવેછે તેઓ ધન્યછે પાપરહિત બ્રહ્માદિ દેવતાઓ અને સુર તથા સિદ્ધના સમૂહો તમારા ચરણનું ધ્યાન કરેછે હે દેવિ તમારા ભક્તોનું દર્શન દેવ અને મુનીઓને પણ દુર્લભછે હે

શ્રી હીંબડી એ રીતે જપ કરનારાઓને કાળની પણ બીતી ( બીક ) થતી નથી શ્રી હીંબડી વિપ્રોને સકળ સિદ્ધિ આપેછે તથા શ્રી હીંબડી વિપ્રોની સકલ કામના પૂર્ણ કરે છે, તેમજ શ્રી હીંબડી સર્વ અર્થને સફળ કરેછે, અને વિપ્રોને ભવસંબંધી ભય તથા પીડાને હરનારી શ્રી હીંબડીછે. લક્ષ્મી, અમારા ઘરનું રક્ષણ કરો, હીંબડી સદા અમારા ક્ષેત્રનું રક્ષણ કરો. પ્રિયકરી, અમારા પુત્રોનું અને સનાતની અમારા આયુષ્યનું રક્ષણ કરો મહાદેવી અમારા યશનું તથા ધનુષને ધરનારી અમારા ધર્મનું રક્ષણ કરો કુલદેવી કુળની રક્ષા કરો અને સતગતિદાયક અમને સદ્‌ગતિ આપો રણસંગ્રામમાં રાજકુળમાં સંકટમાં અને શત્રુના પરાભવમાં તથા ઘરમાં વનમાં અને જળ વીગેરેમાં હીંબડી સર્વથી અમારૂં રક્ષણ કરો.

સૂત કહેછે—જગતને કરનારી દેવી હીંબડીની એરીતે સ્તુતિ કરી ઋષિઓ ગંધર્વ અને ચારણ તથા દેવ સહીત સર્વે મુનીશ્વરો, વારંવાર તે દેવીને પ્રણામ કરવા લાગ્યા તેથી પ્રસન્ન થયેલાં જગતમાતાએ સર્વ વિપ્રોને આ પ્રમાણે કહ્યું હે દેવતાઓ! તમે સર્વે પ્રથમની પેઠે તમારા પોતાના અધિકાર સંભાળો તમારી આ યથાર્થ સ્તુતિથી હું બહુ સંતોષ પામી છું હે વિપ્ર વર્યો બીજું વરદાન આપુ છું તે સાંભળો. શ્રીહીંબડી કહેછે—જે પવિત્ર મનુષ્ય, ભક્તિ પૂર્વક આ સ્તોત્રથી મારી સ્તુતિ કરશે તેમની પગલે પગલે સઘળી વિપત્તિને દૂર કરીશ. ભૂત, પ્રેત, પિશાચ, શાકિની, ડાકિની, ઝોટીંગ, રાક્ષસો, ક્રૂર સર્પ, વીષ, અગ્નિ, અને ધાડીપાડુઓથી તેમનું રક્ષણ કરીશ. વેતાળ, કંકાળ ગ્રહ બાલગ્રહો અને વાત પિત્ત તથા કફથી થયેલા અને વિષમજ્વર વીગેરે રોગો આ કલ્યાણકારક સ્તુતિ સાંભળવાથી દૂર ભાગી જાય છે. સર્વે દુઃખને મટાડનાર આ વજ્રપંજર નામનું સ્તોત્ર જે ભક્તિથી વાંચે અથવા તેમાં કહેલા ન્યાસોથી પોતાનું રક્ષણ કરે તેને વજ્રથી પણ ભય થતું નથી આ સ્તોત્રનો આઠવાર પાઠ કરી તેથી મંત્રેલા જળનું પાન કરે તો તેને ઉદરપીડા કોઇ દીવસે પીડા કરશે નહી તથા મંત્રેલું જળ સગર્ભાને આપવાથી કોઇ દિવસે પણ ગર્ભને પીડા થશે નહીં. તેમજ આ સ્તોત્રથી મંત્રેલું જળ બાળકોને પાવાથી ઘણી શાંતિ થાયછે. આઠમ, ચૌદશ, અને નોમને દિવસે, એકાગ્ર ચિત્ત થઇ જેઓ, મારા ભક્તો, આ સ્તોત્રથી શ્રદ્ધાયુક્ત થઈ સ્તુતિ કરશે તેમની સઘળી પીડાને હું દૂર કરીશ એવું વિપ્રોને વરદાન આપી, ભક્તિથી નમ્રતાવાળા તે વિપ્રોને મહેશ્વરી દેવી હીં-

इदं पुण्यतमाख्यानं हिंवड्याश्चरितं महत् ॥
रक्तकेतुवधं श्रुत्वा सर्वपापैः प्रमुच्यते ॥ ५६ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો
रक्तकेतुवध નામે છયાશીમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ रक्तेकेतौ हते दैत्ये दैत्यसैन्ये क्षयंगते ॥
देवदुंदुभयोनेदुः प्रहृष्टानि जगंति च ॥ १ ॥

સૂત કહેછે—રક્તકેતુ દૈત્ય હણાયા પછી સઘળું દૈત્યસૈન્ય નાશ પામી ગયું ત્યારે દેવના નગારાં વાગવાં લાગ્યાં અને સર્વે જગતના લોકો પ્રસન્ન થયા, સૂર્ય ચંદ્ર અને અગ્નિને પોતાનું તેજ મળ્યું તેથી પુષ્પની વૃષ્ટિ કરતા વાલખીલ્ય મુનિઓ સહિત ત્યાં આવી મહાદેવી હીંબડીની આ પ્રમાણે સ્તુતી કરવા લાગ્યા, વાલખિલ્યો કહેછે. હે દેવી હે માત શરણે આવેલાનું રક્ષણ કરનાર હે હીંબડી સર્વ દૈત્યોસહીત દૈત્યોના અધિપતિને હણી અમારૂં રક્ષણ કર્યું માટે નમન કરતા એવા અમો કે જેનું આપ રક્ષણ કરોછો માટે તમારા વિના બીજા કોને શરણે જઈએ વિશ્વનું ભરણ ભોષણ કરનાર હે દેવી ભગવતી જેમણે તમારા ચરણમાં ચિત્ત અર્પણ કરેલું છે તેઓ ધન ધાન્ય પુત્ર પૌત્ર સ્ત્રી વીગેરેની સમૃદ્ધી વાળાછે તથા તેમનું યશ ફેલાતા ચંદ્રમાના કીરણ સરખું ઉજવળછે, તમારી ભક્તિમાં ચિત્તવાળા પુરૂષને તથા તમને પ્રણામ કરતા પુરૂષોને કોઇ દીવસે વિપત્તિનો તથા ક્લેશનો લેશ પણ થતો નથી હે શિવપ્રિયે તમારા નામનું સ્મરણ કરનાર સફળ આયુષ્યવાળા પુરૂષોને ક્લેશનો લેશ પણ થતો નથી હે દેવિ! આ આશ્ચર્ય છે કે અહી રણસંગ્રામમાં અમૃતના નિધાન રૂપ તમારા દૃષ્ટિ પાતને પ્રાપ્ત થયા છતાં તે દુષ્ટ દૈત્ય, મૃત્યુને વશ થયો હે ભવાનિ તે અમને વિદિતછે દુષ્ટ છતાં પણ તમારી દૃષ્ટીએ પડેલો દુર્ગતિ કેમ પામે તમારા શ્વાસરૂપ અગ્નિનેવિશે ઘણા દૈત્યો અહી પંતગની પેઠે હોમાયા તેઓ, સૂર્ય સરખા તેજસ્વી થઇ સ્વર્ગમાં ગયા કેમ કે સત્પુરૂષો, ખળ લોકોનેવિશે પણ ક્રોધ નહીં કરતાં જેવો સત્પુરૂષોને વિશે પ્રેમ રાખે તેવો સ્નેહ રાખી સારૂં સ્થાન આપેછે, હે માત જેઓ પ્રતિદીવસ તમારા ચરણ કમળને સેવેછે તેઓ ધન્યછે પાપરહિત બ્રહ્માદિ દેવતાઓ અને સુર તથા સિદ્ધના સમૂહો તમારા ચરણનું ધ્યાન કરેછે હે દેવિ તમારા ભક્તોનું દર્શન દેવ અને મુનીઓને પણ દુર્લભછે હે

શ્રી હીંબડી એ રીતે જપ કરનારાઓને કાળની પણ ભીતી (બીક) થતી નથી શ્રી હીંબડી વિપ્રોને સકળ સિદ્ધિ આપેછે તથા શ્રી હીંબડી વિપ્રોની સકલ કામના પૂર્ણ કરે છે, તેમજ શ્રી હીંબડી સર્વ અર્થને સફળ કરેછે, અને વિપ્રોને ભવસંબંધી ભય તથા પીડાને હરનારી શ્રી હીંબડીછે. લક્ષ્મી, અમારા ઘરનું રક્ષણ કરો, હીંબડી સદા અમારા ક્ષેત્રનું રક્ષણ કરો. પ્રિયકરી, અમારા પુત્રોનું અને સનાતની અમારા આયુષ્યનું રક્ષણ કરો મહાદેવી અમારા યશનું તથા ધનુષને ધરનારી અમારા ધર્મનું રક્ષણ કરો કુલદેવી કુળની રક્ષા કરો અને સત્ગતિદાયક અમને સદ્ગતિ આપો રણસંગ્રામમાં રાજકુળમાં સંકટમાં અને શત્રુના પરાભવમાં તથા ઘરમાં વનમાં અને જળ વીગેરેમાં હીંબડી સર્વથી અમારૂં રક્ષણ કરો.

સૂત કહેછે—જગતને કરનારી દેવી હીંબડીની એરીતે સ્તુતિ કરી ઋષિઓ ગંધર્વ અને ચારણ તથા દેવ સહીત સર્વે મુનીશ્વરો, વારંવાર તે દેવીને પ્રણામ કરવા લાગ્યા તેથી પ્રસન્ન થયેલાં જગતમાતાએ સર્વ વિપ્રોને આ પ્રમાણે કહ્યું હે દેવતાઓ! તમે સર્વે પ્રથમની પેઠે તમારા પોતાના અધિકાર સંભાળો તમારી આ યથાર્થ સ્તુતિથી હું બહું સંતોષ પામી છું હે વિપ્રવર્યો બીજું વરદાન આપુ છું તે સાંભળો. શ્રીહીંબડી કહેછે—જે પવિત્ર મનુષ્ય, ભક્તિ પૂર્વક આ સ્તોત્રથી મારી સ્તુતિ કરશે તેમની પગલે પગલે સઘળી વિપત્તિને દૂર કરીશ. ભૂત, પ્રેત, પિશાચ, શાકિની, ડાકિની, ઓટોણા, રાક્ષસો, ક્રૂર સર્પ, વીષ, અગ્નિ, અને ધાડીપાડુઓથી તેમનું રક્ષણ કરીશ. વેતાળ, કંકાળ ગ્રહ બાલગ્રહો અને વાત પિત્ત તથા કફથી થયેલા અને વિષમજ્વર વીગેરે રોગો આ કલ્યાણકારક સ્તુતિ સાંભળવાથી દૂર ભાગી જાય છે. સર્વ દુઃખને મટાડનાર આ વજ્રપંજર નામનું સ્તોત્ર જે ભક્તિથી વાંચે અથવા તેમાં કહેલા ન્યાસોથી પોતાનું રક્ષણ કરે તેને વજ્રથી પણ ભય થતું નથી આ સ્તોત્રનો આઠવાર પાઠ કરી તેથી મંત્રેલા જળનું પાન કરે તો તેને ઉદરપીડા કોઇ દીવસે પીડા કરશે નહી તથા મંત્રેલું જળ સગર્ભાને આપવાથી કોઇ દિવસે પણ ગર્ભને પીડા થશે નહીં. તેમજ આ સ્તોત્રથી મંત્રેલું જળ બાળકોને પાવાથી ઘણી શાંતિ થાયછે. આઠમ, ચૌદશ, અને નોમને દિવસે, એકાગ્ર ચિત્ત થઇ જેઓ, મારાં ભક્તો, આ સ્તોત્રથી શ્રદ્ધાયુક્ત થઈ સ્તુતિ કરશે તેમની સઘળી પીડાને હું દૂર કરીશ એવું વિપ્રોને વરદાન આપી, ભક્તિથી નમ્રતાવાળા તે વિપ્રોને મહેશ્વરી દેવી હિં-

બડીએ કહ્યું હે વિપ્રો! આ આશ્રમમાં સદા તમારૂં રક્ષણ કરીશ તથા અહીં રહીશ, ચોર, દાનવ, કે પાપી દુષ્ટ રાક્ષસ વિગેરે જે કોઇ તમને પીડા કરે ત્યારે તમે મારૂં સ્મરણ કરજો ત્યારે તમારી સઘળી પીડા મટાડીશ. જે કોઇ વિપ્ર, અથવા સચ્છુદ્ર, ( વણિક ) મારા નામનું સ્મરણ કરશે તેના સર્વ ઉપદ્રવો દૂર કરીશ વળી જગતનું પાલન કરનારાં દેવી હિંબડીએ કહ્યું કે વનમાં વિકટ જગાએ, અને વિષમ પર્વતનેવિષે પણ મારૂં ( હિંબડી એ રીતે ) સ્મરણ કરશે તેની સર્વ પીડા મટાડીશ. હે વિપ્રો જે કોઇ કામથી, ક્રોધથી લોભથી, કે મદથી તમારો દ્વેષ કરશે તેના વંશનો મારા વાક્યથી ક્ષય થશે. જે દુર્બુદ્ધિ, તમારી આજીવિકા ભાંગશે તેના વંશનો પણ વચ્છેદ થશે એવું મારૂં વચનછે એ રીતે વિપ્રોને કહી તે દેવી ત્યાંજ અંતર્હિત થયાં સરવે દેવતાઓ પણ સ્વધામ ગયા.

સૂત કહેછે—ત્યાર પછી કલ્યાણ રૂપ તે દેવીની પાશાણમય સુંદર પ્રતિમા તે સ્થળે ઉત્પન્ન થઇ તેની સર્વે વિપ્રોએ વેદ અને પુરાણના મંત્રથી પ્રતિષ્ઠા કરી વિપ્રોની આજ્ઞાથી વિશ્વકરમાએ સર્વ પ્રકારની શોભાવાળો કૈલાસના શીખર સરખો પ્રાસાદ કર્યો જગતમાતા હીંબડીનું પંચામૃતથી પૂજન કરી ચંદન પુષ્પ ધૂપ દીપ અને નાના પ્રકારનાં નૈવેદ્ય વિગેરેથી, આરાધન કરી વિવિધ પ્રકારનાં સ્તોત્રોવડે ધ્યાન કરવા લાગ્યા તથા સપ્તશતી ( ચંડી પાઠ ) કરી દેવીની સ્તુતિ કરવા લાગ્યા. તથા દુધપાક અને ખીર વિગેરેનો હોમ કરી નમસ્કાર અને પ્રદક્ષિણા વિગેરે કરી વારંવાર દંડવત કરી કહેવા લાગ્યા કે હે માત હિંબડી વારંવાર અમે તમને યાદ કરીએ છીએ તેથી અમોને સહાય થજો જગતને પવિત્ર કરનાર હિંબડીની પૂજા કરી સ્વસ્થ થયેલા તે સર્વ વિપ્રો પ્રસન્ન થયા. ત્યારથી તે હિંબડી એવા નામથી ત્રિલોકમાં વિખ્યાત થયાં અદ્યાપિ સુધી તે દેવી હિંબડી, વાલખિલ્યાશ્રમનું રક્ષણ કરેછે. માટે હે વિપ્રો આઠમ ચૌદશ અને નોમને દિવસે તે હિંબડીની પ્રયત્નથી પૂજા કરવી ઘણું કરી નવરાત્રીમાં તેમનું નિત્ય પ્રેમપૂર્વક પૂજન કરવાથી તે સર્વ વિઘ્નોને દૂર કરી સુખાદ્ધ આપેછે, મહાપૂજન કરવાની સામગ્રીથી તથા બળીદાન નૈવેદ વિગેરે આપી પૂજવાથી સઘળા પ્રકારની સિદ્ધિ આપેછે પ્રતિવરસે શરદ ઋતુના નવરાત્રમાં કલ્યાણની ઇચ્છાવાળા ગૃહસ્થોએ સહ કુટુંબ યાત્રા કરવી. જે મનુષ્ય હિંબડીની વાર્ષિક પૂજા કરતો નથી, તેને હજારો વિઘ્નો થાયછે.

જે મનુષ્ય, નિયમપૂર્વક હિંગળાડીનું પૂજન કરે તેની સર્વ કામના તે દેવીના સ્મરણથી સિદ્ધ થાયછે. આઠમ કે ચૌદશે તે દેવીપાસે દુધપાકનો હોમ કરનારના, તે દેવીની કૃપાથી સર્વ મનોરથ પૂર્ણ થાયછે. તથા તેને સઘળા ભોગ વૈભવો મળેછે. દીવાળીને દિવસે તેની પાસે હોમ કરી પૂજન કરી નૈવેદ્ય ધરે તેને સર્વ સુખ મળેછે. હિંબડીનું પૂજન કરી પૃથુકેશ્વરનું પૂજન કરનારની સર્વ ઇચ્છા સિદ્ધ થાયછે વળી તે આ લોકનાં સુખ ભોગવી અંતે શિવલોકમાં વસેછે જે પુરૂષ, અતિ પવિત્ર કલ્યાણકારી આ હિંબડી ચરત્રિનું શ્રવણ કરે તે સર્વ પ્રકારના પાપથી મુક્ત થઇ આ લોકમાં ઇચ્છિત સુખ ભોગવી અંતે પરલોકમાં સાયુજ્ય મુક્તિને[1] પામેછે.

यः शृणोति नरोनूनं हिंवडचाश्चरितं महत् ॥
लभते वांच्छितान्कामानिह लोके परत्र च ॥ ५० ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો
શ્રીहिंवडीचरित्र कथन નામે સત્યાશીમો અધ્યાય સંપૂર્ણ.

---

शौनकउवाच ॥ वालखिल्याश्रमात्पूर्वे पृथ्वीश्वर इति श्रुतं ॥
पृथुना स्थापितं लिंगं तद् हि सूतनंदन ॥ १ ॥

શૌનક કહેછે—વાલખિલ્ય આશ્રમથી પૂર્વે પૃથુના સ્થાપેલા પૃથ્વીશ્વર છે તે શિવ લિંગની કથા અમને કહો.

સૂત કહેછે—હે મુનિઓ તેના દર્શનથી મનુષ્ય, ચક્રવર્તિ થાયછે તે પૃથ્વીશ્વરની કથા સવિસ્તર કહુંછું તે સાંભળો. સ્વાયંભુવ મનુના વંશમાં અંગનામે રાજા થયો હતો જે, મૃત્યુની દુર્મુખા નામની કન્યા પરણ્યો હતો તેને વિષે ધર્મનો નિંદક નાસ્તિક વેન નામે પુત્ર થયો હતો. તે વિપ્રોના શાપથી મરણ પામ્યો અને રાજા વિના પ્રજા અતિ દુઃખી થવા લાગી ત્યારે ઋષિઓએ વેનની કાયાનું મંથન કર્યું તેમાંથી માતાના અંશવડે કાળો કાજળ સરખો ભયંકર નિષાદ (ભીલ) થયો તથા તે વેનના જમણા હાથનું મંથન કરતાં પિતાના અંશથી પ્રસિદ્ધ પરાક્રમી ધાર્મિક પૃથુ રાજા, થયા તેનો વિપ્રોએ રાજ્યગાદીપર અભિષેક કર્યો ત્યાર પછી તે પૃથુરાજાએ દારૂણ તપ કરી વિષ્ણુના મ્હોટા વરદાનથી પ્રભુતા મેળવી. કોઇ એક સમયે ધાન્યોનાં બીજો પૃથ્વી ગળી ગઇ તેથી સ્વાહા સ્વધા વષટ્,

---

૧ સંયોગ પામવો.

કાર વિગેરે મંત્રોથી રહિત વેદાધ્યયન વિગરની દુઃખી થયેલી પ્રજાને જોઇ ખેદ પામેલો પૃથુ, દેવ અસુર અને મનુષ્ય સહિત ત્રૈલોક્યને દગ્ધ કરવા તૈયાર થયો. એ રીતે ક્રોધ પામેલા પૃથુને જોઇ નારદે આવી કહ્યું હે રાજન્! ત્રૈલોક્યનો નાશ કરવા કોપ કર નહિં. હે રાજેંદ્ર વિવિધ પ્રકારનાં ધાન્યો રત્નો આ પૃથ્વી ગળી ગઇછે માટે તેનો નિગ્રહ કરવો એવો મારો મતછે. એવાં નારદનાં વચન સાંભળી પૃથુએ અગ્ન્યસ્ત્ર ફેંક્યું તેથી દાહ પામેલી અને ભયથી ભાગેલી પૃથ્વી, ગાય થઇ પૃથુ પાસે આવી. શસ્ત્રથી હણાએલી પોતે પૃથ્વી આવાં વચન કહેવા લાગી. હે રાજેંદ્ર! હું ગાય તારે શરણે આવીછું હે મહીપાલ! ગાય અવધ્ય છે તું કોઇને વાછડો કરી મારૂં દોહન કર્યું એવાં પૃથ્વીનાં વચન સાંભળી પૃથુરાજાએ હિમાલયને વત્સ કરી વિવિધ પ્રકારનાં ધાન્યો અને રત્નોનું દોહન કર્યું. ત્યારે સઘળી પ્રજા સંતોષ પામી તથા સર્વ સ્થળે મહોત્સવ ચાલુ થયો. યજ્ઞ દાનાદિ માંગલિક ક્રિયાઓ પ્રવૃત્ત થવા લાગી. રાજાએ મનમાં વિચાર કર્યો કે અહો સ્ત્રીઓ ગાયો અને વિપ્રો કે જેઓ અવધ્ય છે તેને હણવા મેં વિચાર કર્યો આ મારાથી મ્હોટું પાપ થયું કેમ કે સ્ત્રીરૂપધારી ગાયરૂપ થયેલી પૃથ્વીને મોહથી હું હણવા તૈયાર થયો ગોવધકરવા મેં બુદ્ધિ કરી આનું મને મહોટું પાપ લાગ્યું તેથી ખરેખર ચિતા કરી તેમાં પ્રવેશ કરૂં એમાં સંશય નહીં એ રીતે અપાર તેજવાળો પૃથુ, જ્યાં વિચાર કરેછે તેટલામાં ભગવાન્ નારદમુનિ, ત્યાં આવ્યા તેવા ચિંતાતુર ઉદાસી પૃથુને જોઇ બુદ્ધિમાન્ નારદ મુનિએ કહ્યું હે રાજા તું આવો ચિંતાતુર કેમ છો? રાજાએ કહ્યું હે મુનિવર્ય! સ્ત્રી, વિપ્ર અને ગાય કે જે અવધ્ય છે તેમાં વિશેષ કરી સ્ત્રીરૂપીણી ગાયના રૂપને ધરનાર પૃથ્વીને હણવા મેં બુદ્ધિ કરી હતી આ દુષ્ટ કર્મ મારાથી થયું માટે હું કયા લોકમાં જાઇશ, ગોવધ કરવા ઇચ્છા કરનાર અધમ પાપી હું મરણ પામી દુર્ગતિ પામીશ એમાં સંદેહ નથી. હે મુનીંદ્ર મને ઇષ્ટ ઉપદેશ આપી ઉદ્ધાર થાય તેવું બતાવો. પૃથુનાં વચન સાંભળી નારદે કહ્યું હે રાજેંદ્ર પવિત્ર શાર્ઙ્ગક વનની અંદર વાલખિલ્યાશ્રમમાં તું જા, જ્યાં કષ્ટથી પીડાએલી રતિને સુંદર શરીર મળ્યું તથા રાજા જયશીક ભયંકર સ્ત્રીહત્યાથી જે સ્થળે રહી મુક્ત થયો. હે રાજેંદ્ર ત્યાં જવાથી તું નિષ્પાપ થઇશ નારદનાં વચન સાંભળી પૃથુરાજા, અર્ણતાશા નદીને તટે વાલખિલ્યાશ્રમમાં આવી વિપ્રોને આ પ્રમાણે પુછવા લાગ્યા.

પૃથુ કહેછે—હે કૃપાળુ મહર્ષિઓ આપ મને પવિત્ર કરો મેં અજ્ઞાન યુક્ત બુદ્ધિથી ગાયની ઘાત કરવા વિચાર કર્યો હતો તે પાપથી મને મુક્ત કરો.

વાલખિલ્યો કહેછે—હે રાજેંદ્ર આ આશ્રમમાં સુંદર શિવ લિંગ સ્થાપી તેનું આરાધન કર્ય તેથી તું નિષ્પાપ થઇશ એવી વિપ્રોની આજ્ઞાથી પૃથુરાજાએ શિવલિંગ સ્થાપી ઉગ્ર તપ કર્યું તેથી તે બાર સૂર્ય સરખો તેજસ્વી થયો. પૃથુએ સ્થાપેલા મહાદેવનું વાલખિલ્ય મુનિઓ અને દેવતાઓએ પૃથ્વીશ્વર નામ રાખ્યું. જે રાજાઓ તેની પૂજા કરશે તેની પૃથ્વીને વિષે સર્વ કામના પૂર્ણ થશે. મનુષ્યથી જાણ્યાં અજાણ્યાં જે પાપ થયું હોય તે એના દર્શનથી દૂર થાયછે. કાયિક, વાચિક, માનસિક પ્રસિદ્ધ, કે ગુપ્ત થયેલું પાપ, પૃથ્વીશ્વરનાં દર્શનથી નાશ પામેછે. જેઓ ભક્તિથી પૃથ્વીમાં તે પૃથ્વીશ્વરને પૂજશે તેઓને મૃત્યુલોકમાં અને સ્વર્ગલોકમાં રાજ્ય મળશે. દેવનું અને મનુષ્યોનું રાજ્ય ભોગવી અંતે તે બ્રહ્મલોકમાં જશે એ રીતે પૃથ્વીશ્વરનો મહિમા કહી દેવગણ અને મુનિગણે તેની પૂજા કરી.

સૂત કહેછે—હે વિપ્રો વાલખિલ્યાશ્રમમાં પૃથ્વીશ્વર સ્થાપી પાપથી મુક્ત થયેલા પૃથુરાજાએ સાત દ્વિપ અને નગરો સહિત પૃથ્વીનું પાલન કર્યું આ પૃથ્વીશ્વરની ઉત્પત્તિની પવિત્ર કથા જે સાંભળે તે આ લોકમાં સર્વ સુખ ભોગવી અંતે ઘણા કાળસુધી શિવલોકમાં વસેછે.

यइदं शृणुयात्पुण्यं पथ्वीशस्य समुद्भवं ॥
सर्वान्कामानवाप्नोति शिवलोके वसेच्चिरं ॥ ४० ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જરભાષાંતરનો
આઠચાળિશમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ वालखिल्याश्रमे पुण्ये विख्यातो भरतेश्वरः ॥
स्थापितोयःपुराविप्रा भरतेन महात्मना ॥ १ ॥

સૂત કહેછે—હે વિપ્રો પવિત્ર વાલખિલ્યાશ્રમમાં મહાત્મા ભરતના સ્થાપેલા ભરતેશ્વર વિખ્યાતછે. પૂર્વે પૃથ્વીપર પ્રસિદ્ધ અગ્નિધ્રરાજાના વંશમાં થયેલા ભરત નામે રાજા હતા જે ભગવાન્ ઋષભદેવના સો પુત્રોમાં સર્વથી જ્યેષ્ઠ હતા, તથા જેના નામથી લોકોમાં આ ભરતખંડ કહેવાયછે. હે વિપ્રો તેમણે એ વાલખિલ્યાશ્રમમાં શિવલીંગ સ્થાપી દેવતાના હજાર

વરસ સુધી પુત્રપ્રાપ્તિ માટે તપ કર્યું હતું તેથી પ્રસન્ન થએલા મહાદેવે આઠ પુત્ર અને એક યશવાળી કન્યાનું વરદાન આપ્યું હતું ઇચ્છિત વર મળવાથી કૃતાર્થ થએલા રાજાએ ભરતખંડના નવ ભાગ કરી જુદા જુદા પુત્રોને આપ્યા હતા તે દ્વીપો તેમના નામથી પ્રસિદ્ધ થયા: ઇંદ્રદ્વીપક, સૈર, તામ્રવર્ણ, ગભસ્તિમાન્, જ્ઞાનદ્વીપ, સૌમ્ય; ગંધર્વ પ્રચારણ અને નવમો આ કુમારીદ્વીપ છે આઠ દ્વીપો સમુદ્રથી જળમાં બુડી ગયા છે કે જેઓ ગામ અને દેશમાં સાથે જોડાએલા અને વિભક્ત (ભિન્ન) હતા. તેમાંનો હાલ એક કુમારી ખંડ રહ્યોછે. બિંદુસરથી આરંભી દક્ષિણ સાગરપર્યંત એક હજાર યોજન પહોળો અને નવ હજાર યોજન લાંબોછે. હે વિપ્રો મહાત્મા ભરતનું આ સઘળું ઉત્તમ ચરિત્ર છે. અહી તેમણે છપ્પન અશ્વમેધ યજ્ઞ કર્યા હતા, વળી લોકમાં પૂજનીય તે ભરતે યમુનાને કાંઠે તેતરીશ યજ્ઞો કર્યા હતા. તેથી તે ઇશ્વરના પ્રસાદેકરી સ્વર્ગમાં દેવની પેઠે આનંદ કરેછે વળી તે ભરતે અહી આવી ત્રીલોકમાં વિખ્યાત ભરતેશ્વર નામે શીવલીંગ સ્થાપેલુંછે જે મનુષ્ય એ વાલખીલ્યાશ્રમમાં ભરતેશ્વરનું, પૂજન કરે તેમને સર્વયજ્ઞ અને દાનનું ફળ મળેછે કારતક માસની પુનમે કૃત્તિકા નક્ષત્ર હોય ત્યારે જે મનુષ્ય, ભરતેશ્વરનાં દર્શન કરે તે, સ્વપ્ને પણ ભયંકર નરકને જોતો નથી.

कार्तिक्यां कृत्तिकायोगे यस्तं पश्यति मानवः ॥
न सपश्यति स्वप्नेपि नरकं घोरदारुणं ॥ १९ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખીલ્યખંડના ગુર્જરભાષાંતરનો
નેવાશીમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ तस्यैवाग्नेयदिग्भागे स्थापितं तु ययातिना ॥
देवयान्या तथान्यच्च तथा शर्मिष्ठया द्विजाः ॥ १ ॥

સૂત કહેછે—તે આશ્રમના અગ્નિ ખુણામાં યયાતી રાજાનું સ્થાપેલું, તથા તેની સ્ત્રી દેવયાની અને શર્મિષ્ઠાનાં સ્થાપેલાં શિવલીંગછે જ્યારે તે રાજા સર્વ વિષય ભોગની તૃપ્તિ પામ્યો ત્યારે પોતાનું રાજ્ય અને યૌવન પુત્રને આપી તથા તેના શરીરથી વૃદ્ધાવસ્થા લઈ બે સ્ત્રિઓસહિત, વનમાં જઇ તેણે વિનયથી મુનિવર્ય માર્કંડેયને પૂછ્યું હે ભગવન્! સર્વતીર્થો અને ક્ષેત્રોની અંદર જે મુખ્ય પવિત્રસ્થાન હોય તે અમને કહો.

માર્કંડેય કહેછે—આ પૃથ્વી ઉપર રહેલાં સર્વ ક્ષેત્રોની અંદર સઘળાં તીર્થોથી શોભતું વાલખિલ્યઆશ્રમ ક્ષેત્ર, મને શ્રેષ્ઠ જણાયછે કે જ્યાં જીવોના પાપને મટાડનાર પવિત્ર અગસર છે તથા સિદ્ધનાથ વિગેરે ત્યાં રહ્યાછે. હે રાજેંદ્ર પૃથ્વીપર બીજાં જે તીર્થોછે. તે સદા ત્યાં રહેછે બાવન હાથના પ્રમાણની ધર્મશિલા વિપ્રોને પ્રસન્ન કરવા સારૂ પોતે શંકરે જ્યાં સ્થાપીછે. બીજે સ્થળે એક વર્ષ રહી જે કાંઇ સિદ્ધિ થાય તે ત્યાં એક દિવસથી થાય છે માટે હે રાજન્! ત્યાં જઈ તત્કાળ તપ કર કે જેથી તને સ્ત્રીસહિતને સ્વર્ગ વિગેરે લોકની પ્રાપ્તિ થશે એવાં માર્કંડનાં વચન સાંભળી નહુષ પુત્ર રાજા યયાતી, બેઉ સ્ત્રીઓને સાથે લઇ મનોહર શાર્ઙ્ગક ક્ષેત્રમાં જઇ દેવના દેવ શિવનું લિંગ સ્થાપી સારી રીતે પરમ શ્રદ્ધાથી તેનું આરાધન કરવા લાગ્યો. પૂજાના પ્રભાવથી બંને સ્ત્રી સહિત રાજા વિમાનમાં બેઠો ચારણો જેનાં વખાણ કરતા હતા એવો દેવતાઓ સાથે બરોબરી કરતો બાર સૂર્ય સરખી કાંતિવાળો રાજા યયાતી સ્વર્ગમાં ગયો.

किन्नरैर्गीयमानश्च स्तूयमान चारणैः ॥
स्पर्द्धमानः समं देवैर्द्वादशार्कसमद्युतिः ॥ १४ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભાષાંતરનો નેવુમો અધ્યાય સંપૂર્ણ.

---

ऋषयऊचु ॥ ज्ञानवाप्याः समुत्पत्तिं वद सूत सविस्तरं ॥
वालखिल्याश्रमे पुण्ये केनैव स्थापिता पुरा ॥ १ ॥

ઋષિઓ કહેછે—હે સૂત! પવિત્ર વાલખિલ્યાશ્રમમાં જ્ઞાનવાપી કોણે કરી હતી તેની ઉત્પત્તિની કથા અમને સવિસ્તર કહો.

સૂત કહેછે—પૂર્વે પવિત્ર જળની ઇચ્છાથી દેવતાઓએ જ્ઞાનવાપ્ય નિર્માણ કરી હતી જ્યારે નહુષ રાજા, વિપ્રના શાપથી અજગર થયો હતો ત્યારે તે આ આશ્રમમાં આવી જ્ઞાનવાપ્યમાં નાહ્યો હતો તે ક્ષણેજ તેને જ્ઞાન પ્રાપ્ત થયું અને તે વિમાનમાં બેસી દીવ્ય દેહવાળો નહુષ, સ્વર્ગે ગયો. જે જ્ઞાનવાપીમાં રહી અજગરને ઉત્તમ જ્ઞાન મળ્યું તેથી તે ત્રૈલોક્યની અંદર જ્ઞાનવાપ્ય વિખ્યાત થઇ અડસઠ તીર્થોમાં નહાવાથી જે પુણ્ય મળે તે એકવાર જ્ઞાનવાવમાં નહાવાથી મળેછે.

ઋષિઓ કહેછે—અડસઠ તીર્થો અને જે ક્ષેત્રો એ તીર્થની અંદર છે કે જેની અંદર સ્નાન કરવાથી નારદવિગેરે દેવઋષિઓ સ્વર્ગે ગયા તે તીર્થો જુદાં જુદાં વિસ્તારથી કહો.

સૂત કહેછે—હે વિપ્રો તીર્થોનાં નામ કહું તે એકાગ્રચિત્તથી સાંભળો. કાશી, પ્રયાગ, નૈમિશારણ્ય, ગયાશિર, પવિત્ર કુરુજાંગલ, પ્રભાસ, પુષ્કર, વિશ્વેશ્વર, અટ્ટહાસ, મહેંદ્ર, ઉજ્જયિની, મરૂકોટી, વિશાલાખ્ય, ગોકર્ણક્ષેત્ર, રૂદ્રકોટી. સ્થળેશ્વર, હર્ષિત, વૃષભધ્વજ, ભૈરવ, વિમાર્ગ, કનખળ, ભદ્રકર્ણ, દેવદારૂવન, દંડકારણ્ય, એકાગ્ર, કાર્તિકેશ્વર, કાલંજર, દારૂકવન, મંડલેશ્વર, કાશ્મીર, મરૂકોષ, હરિશ્ચંદ્ર, સુશોભના, પુરુશ્ચંદ્ર, વામેશ્વર કુકુટેશ્વર, ભસ્મગાત્ર, ઓંકારેશ્વર, સંધ્યા, વિરજા, અર્કેશ્વર, નેપાળ, દુષ્કર્ણ, કરવીરક, જલેશ્વર, પર્વતોમાં ઉત્તમ શ્રીશૈલ, તીર્થવર્ય પાતાળ, અંકારોહણ, દેવિકા, પુણ્યનદી, ગંગાસાગર સંગમ, અમરકંટક, સપ્ત ગોદાવરી, નિર્મલેશ્વર, કર્ણીકાર, કૈલાસ, ગંગાતીર, હરિદ્વાર, જલલિંગ, વિંધ્યાચળ, હેમકૂટ, લિંગેશ્વર વિરાજ, લંકાદ્વાર. વાડવ, બદરિકાશ્રમ, કોટીતીર્થ, નલેશ્વર, મદગેશ્વર, કેદાર, સુવર્ણાખ્ય વિગેરે અડસઠ તીર્થો અહિં બ્રહ્મ કુંડમાં રહ્યાંછે. જ્ઞાન વાવમાં સ્નાન કરનારને સર્વ તીર્થોનું ફળ મળેછે. હે વિપ્રવર્યો ! આ તીર્થના આખ્યાનનું જે ભક્તિથી શ્રવણ કરે તેના સર્વે મનોરથ પૂર્ણ થાયછે તથા તેને સઘળા તીર્થના સ્નાનનું ફળ મળેછે.

यः शृणोति नरो भक्त्या तीर्थाख्यानं द्विजोत्तमाः ॥
सर्वान्कामानवाप्नोति तीर्थस्नानफलं लभेत् ॥ ४४ ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંના વાલખિલ્યખંડના ગુર્જર ભષાંતરનો તીર્થ પ્રશંસાનામે એકાણુમો અધ્યાય સંપૂર્ણ.

---

सूतउवाच ॥ तस्मात्सर्वप्रयत्नेनत्यक्त्वान्यानिखिलाः क्रियाः ॥
वालखिल्याश्रमे विप्राः पूजनीयाः प्रयत्नतः ॥ १ ॥

સૂત કહેછે—હે વિપ્રો સઘળી ક્રિયાનો ત્યાગ કરી વાલખિલ્યાશ્રમમાં રહેલા વિપ્રોનું પ્રેમથી પ્રયત્નપૂર્વક પૂજન કરવું, દાન, કર્મકાંડ, યજ્ઞ, અને વ્રતથી શું ? તે વાલખિલ્યાશ્રમનું, ભક્તિથી સેવન કરવું. પરિપૂર્ણ દક્ષિણાવાળા સર્વે યજ્ઞો ચાંદ્રાયણ તથા સાંતપન આદિ કૃચ્છ્ર, અતિકૃચ્છ્ર, આદિ વ્રતો, પૃથ્વી વિગેરે સઘળા પ્રકારનાં દાનો અને દયા આદિ સર્વ ધર્મો,

તે ક્ષેત્ર સેવનના પુણ્યના શોળમા હિસાને લગતા નથી. સઘળા રાજર્ષિઓ, પશુ પક્ષીઓ, સર્પ, ચિત્રા, વાઘ અને મૃગાદિ પ્રાણીઓ પણ ત્યાં કાળ યોગે કરી મરણ પામવાથી પરમ સિદ્ધિ પામી સ્વર્ગે ગયાંછે. કોઇ વ્રતહીન કિંવા ખેની વાડીનું કામ કરનાર પણ ત્યાં નિવાસ કરી કાળે કરી મરણ પામે તો તે પણ સ્વર્ગનો અધિકારી થાયછે. હે વિપ્રો ! વારંવાર વધારે શું કહુ એ ક્ષેત્રનું પરમ શુભ માહાત્મ્ય કહું તે સાંભળો બીજાં ક્ષેત્રો નિવાસ કરવાથી મનુષ્યોને પવિત્ર કરેછે પરંતુ એ વાલખિલ્યાશ્રમ ક્ષેત્ર તો, સ્મરણમાત્રથી પવિત્ર કરેછે. ત્યારે દર્શન અને સ્પર્શનથી પવિત્ર કરે તેમાં શી નવાઇ ? પૃથ્વીની અંદર જેટલાં પવિત્ર તીર્થો ક્ષેત્રો અને સ્થાનોછે તે સર્વે તે પવિત્ર આશ્રમમાં રહ્યાંછે. એક વાર પ્રદક્ષિણા કરવાથી તથા આદરવડે દાન આપવાથી જે પુણ્ય થાય તે સૂર્ય ચંદ્ર રહે ત્યાં સુધી અક્ષય ફળ દાયક થાયછે. જે મનુષ્ય, પીતૃઓને માટે એ ક્ષેત્રમાં બ્રહ્મભોજ કરાવે તેને ગયા શ્રાદ્ધનું ફળ મળેછે. તથા પ્રદાદક્ષિણા કરનારના મનમાં જે જે કામના હોય તે પૂર્ણ થાયછે. અને નિષ્કામને મુક્તિ મળેછે. જે મનુષ્ય ઉત્તમ સુપાત્ર બ્રાહ્મણને ગોપ્રદાન આપે તેને સઘળી પૃથ્વીના દાનનું ફળ મળેછે. બીજે સ્થળે લક્ષાવધિ લિંગ સ્થાપવાથી જે ફળ મળે તે એ ક્ષેત્રમાં એક લિંગ સ્થાપવાથી મળેછે. કાળેકરી ભાંગી ગયેલાં દેવાલયોનો જે જીર્ણોદ્ધાર (ફરી બાંધ કામ) કરેછે તેના પુણ્યનો પ્રલયકાળમાં પણ નાશ થતો.નથી. દ્રવ્યનો લોભ મૂકી જે મનુષ્ય, અહિં દેવાલય કરાવે તેને દશ લાખ યોજનવાળા મેરૂના દાનનું ફળ મળેછે, જે કૂવા, વાવ્ય, તળાવ આદિ જળાશયો અહિ શ્રદ્ધાથી કરાવે તેને બીજા સ્થાનકરતાં અહિં કોટીગણું પુણ્ય મળેછે. ફૂલ માટે અહિં સુંદર ફુલવાડી કરાવનારને પ્રત્યેક ફુલે સુવર્ણ ફુલથી અધિક ફળ મળેછે. જે મનુષ્ય, આ આશ્રમમાં બ્રહ્મપુરી કરાવી વર્ષાસન સહિત બ્રાહ્મણોને આપે છે તેનાં પુણ્યો જો કે કાળેકરી સમુદ્રનું જળ અને પૃથ્વીના રજકણ નાશ પામે પરંતુ બ્રહ્મપુરી આપનારનું સત્કર્મ ક્ષીણ થતું નથી. મહોટા તપસ્વીઓ માટે આશ્રમો બંધાવી જેઓ અર્પણ કરે તથા તેની અંદર જીવિકાનાં સાધનો અર્થાત્ નિર્વાહના ઉપાયોની યોજના કરે તથા તેવાંજ સ્થાનો સિદ્ધેશ્વરને અર્પણ કરે તેને ફરીને ઘોર સંસારમાં ફરવું પડતું નથી. અંતે તે અનંત મહાદેવના લોકમાં વસેછે અને ખાસ ઇશ્વર પેણ તેના પુણ્યની પ્રશંસા કરેછે કે હું અવિનાશી છતાં આશ્રમમાં દાન કરનારનાં પુણ્યોનો પાર પામતો

નથી. હે વિપ્રો એ આશ્રમમાં પ્રદક્ષિણા કરનારને પણ અનંત પુણ્ય મળેછે માટે નિત્ય યત્નથી સુજ્ઞે તે આશ્રમની પરિક્રમા કરવી આયુષ્યને આપનાર આ પવિત્ર આખ્યાન ભક્તિથી જે સાંભળે, તે સર્વપાપથી મુકાયછે.

इदं पवित्रमायुष्य माख्यानं द्विजसत्तमाः ॥
यः शृणोति नरोभक्त्या सर्वपापैः प्रमुच्यते ॥ १० ॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાના વાલખિલ્યખંડમાં ક્ષેત્રવર્ણન નામે ગુર્જર ભાષાંતરનો બાણુમો અધ્યાય સંપૂર્ણ.

---

ऋषयऊचुः ॥ केनैव निर्जितः सूत तारकाख्यो महासुरः ॥
षडहेनाल्पवयसा एतन्नोवद सूतज ॥ १ ॥

ઋષિઓ કહે છે.—હે સૂત! છ દિવસની અતિશય નહાની વયવાળા કાર્તિક સ્વામિએ તારકાસુરનામે મહાદૈત્યને શી રીતે હણ્યો એ અમને કહો.

સૂત કહેછે—પૂર્વે જ્યારે તારકાસુરે સર્વ દેવતાઓને પીડયા ત્યારે તે બધળાએ બ્રહ્માપાસે જઇ કહ્યું ત્યારે બ્રહ્માએ દેવને કહ્યું કે દેવતાઓ તે તારકાસુર કોઇથી હણાય તેમ નથી શંકરનાં વીર્યથી ઉત્પન્ન થયેલા કાર્તિકસ્વામી, તેને હણશે, એવાં બ્રહ્માનાં વચન સાંભળી દેવતાઓએ કામને શીવપાસે મોકલ્યો, તેણે શિવને મોહિત કરી તપથી ચલિત કર્યા ત્યારે મહાદેવ, ભાર્ગવ મુનિઓને આશ્રમે આવિ વિપ્રપત્નિઓને મોહિત કરી તેથી તે વિપ્રોયે શિવનો લિંગપાત કર્યો. દેવની પ્રાર્થનાથી શિવે પાછું લિંગધારણ કર્યું. શંકર પાર્વતીના વિવાહમાં બ્રહ્મવીર્યથી વાલખિલ્ય મુનિઓ ઉત્પન્ન થયા; તે સમયના અંતરમાં તારકાસુર દેવને પીડવા લાગ્યો ત્યારે ઇંદ્રાદિ સર્વ દેવે હાથ જોડી પુત્રની ઉત્પત્તિ માટે શંકરની પ્રાર્થના કરી કે હે વૃષધ્વજ! આપ પુત્રોત્પત્તિ માટે યત્ન કરો, તો અમે તેને દેવનો સેનાપતિપણાની પદવી આપિયે. તારક સહિત સર્વ દાનવોને હણવાથી અમારો વિજય થશે એવાં દેવનાં વચન સાંભળી મહામતિ શંકરે હાસ્ય કરી કહ્યું હે ઇંદ્ર! તમારા વચનથી હું દૈત્યોના ગર્વને ઉતારનાર પુત્રને ઉત્પન્ન કરીશ. જેને સેનાપતિ કરી તમારો જય થશે એવું કહી મહાદેવ કૈલાસે જઈ ગૌરી સાથે યથોચિત ગૃહધર્મનું સેવન કરવા લાગ્યા. હાવ ભાવ આદિ અને બીજા કેટલાંએક સેવન આદિ કર્મથી પાર્વતી, શંકરને પ્રસન્ન કરવા લાગ્યાં. એ

રીતે વિલાસ કરતાં તે દંપતિને દેવનાનાં હજારં વર્ષો એક નિમેષની પેઠે વીતિ ગયાં, ત્યારે સર્વે દેવ ભય પામવા લાગ્યા; તારકાસુરથી પીડાએલા દેવતાઓએ વિચાર કર્યો કે સુરતક્રીડામાં આસક્ત થયેલા મહાદેવને સહસ્ર વર્ષ વીત્યાં હજુસુધી તેમણે આપણું કાર્ય કર્યું નહિ હવે આપણે શું કરવું. શંકર વિના આપણને ભયથી કોણ બચાવશે !! એવું ધારી જેમને તારકાસુરથી અતિશય પીડા થઇ છે તેવા ઇંદ્રાદિ સર્વે દેવ, કૈલાસમાં પ્રાપ્ત થયા ને જેટલામાં શિવ પાસે જવા લાગ્યા તેટલામાં દાનવથી ભય પામેલા તેઓને વળી શંકરના શાપનો ભય થવા લાગ્યો અને નંદિએ પણ જતાં વાર્યા કે અંહીથી દૂર શિવભવનમાં જશો નહિ હમણાં શંકર, પાર્વતી સાથે એકાંત વાસમાં વિરાજે છે. એકદમ અજાણ્યાં તો ન જવું પણ પુછ્યા પછી અવશ્યનું કામ હોય તો પણ હાલ જશો નહી. ત્યારે તે દેવતાઓએ કામની ઉતાવળ જાણી વાયુદેવને ત્યાં શિવસમીપે મોકલવા વિચાર કર્યો વાયુએ દેવને પુછ્યુ મારે જઇને શું કરવું. દેવતાઓએ કહ્યું મહાદેવ શું કરે છે તે જાણી આવી ખબર કરો. એવાં દેવવાક્ય સાંભળી મહાદેવ, જ્યાં છે ત્યાં વાયુદેવ ગયા તો ત્યાં મહાદેવ પાર્વતી સાથે સુરતક્રીડામાં આસક્ત, પરમાનંદમાં નિમગ્ન હતા તે જોઇ વાયુએ આવી દેવતાઓને કહ્યું ત્યારે દેવતાઓએ વિચાર કર્યો અતિદુઃસહ, ધારણ કરી શકાય નહિ તેવા શંકરના વીર્યનું, કોણ હરણ કરી લાવશે ? અગ્નિવિના બીજા કોઇ દેવમાં તેવું સામર્થ્ય જોવામાં આવતું નથી, એવો નિશ્ચય કરી દેવતાઓએ તેની પ્રશંસા કરીને અગ્નિને ત્યાં શિવપાસે મોકલવા નક્કી કર્યું. દ્વારપર રહેલા નંદિને જોઇ શાપના ભયથી અગ્નિને અતિશય ચિંતા થઇ કે આ વખતે અહિં પ્રવેશ કરવો મુશકીલ છે એ રીતે ચિંતા સાગરમાં બૂડેલા વિચક્ષણ અગ્નિને, શિવ પાર્વતી પાસે ચોતરફ ફરતાં પારેવાં જોવામાં આવ્યાં તેથી તેણે વિચાર કર્યો કે હું પારેવો થઇ પ્રતિહાર જાણે નહિ તેમ શંકર પાર્વતીના શયનગ્રહમાં પ્રવેશ કરૂં, એવું ધારી અંદર જઇ શય્યા નીચે સુંદર પારેવાનો ગંભીર શબ્દ કરવા લાગ્યો. તે સાંભળી સમુર મંદિર પ્રાપ્ત થયાવિના દ્રવિત્ થયેલા શંકરનું વીર્ય સ્ખલિત થયું શંકરે અગ્નિને પારેવા રૂપ જોયો તેથી પોતે શરમાવાને લીધે ઉઠયા ભાવમાં આસક્ત અને ઉઠો મા એ રીતે કહેતાં પાર્વતીનો ત્યાગ કરી શિવે વિનય નમ્ર અગ્નિને કહ્યું કે પાવક તું અહીં કેમ આવ્યો છે દેવ તો કુશલ છે ?

અગ્નિ કહેછે—હે શિવ! ઇંદ્રાદિ દેવને નંદીએ આવતાં દૂરમાં રોકયા, ક્રીડા કરતાં આપને દેવતાના સહસ્ર વર્ષ વિત્યાં તેથી તેઓએ વિચાર

કર્યો કે શંકરનું વીર્ય ક્યારે સ્ખલિત થશે કે જેથી ઉત્પન્ન થયેલો પુત્ર, તારકાસુરને હણે એવું ધારી તેમણે મને અહીં તમારી પાસે મોકલ્યો વળી દેવની પ્રાર્થનાથી, પારેવો થઇ હું અહીં પેઠો છું એવાં અગ્નિનાં વચન સાંભળી શરમાયેલાં પાર્વતીયે ક્રોધથી તેને શાપ આપ્યો કે તું જલથી નાશ પામીશ, સુરત ક્રીડામાં ( કામ વિલાસમાં ) આસક્ત શંકરને વીર્ય મુક્ત કર્યો તથા સર્વ દેવતાઓએ મારા ઉદરથી ઉત્પન્ન થયેલા પુત્રની ઇચ્છા કરી નહી અર્થાત્ મને પુત્ર થાય ત્યાં સુધી દેવે ધૈર્ય રાખ્યું નહીં તેથી તેઓ પુત્રહીન થશે. મહાપરાક્રમી દેવ, દૈત્ય, નાગ આદિ સર્વ પ્રાણીઓથી જીતી શકાય નહીં એવા યોગબલયુક્ત નંદી જાણે નહીં તેમ અંતઃપુરમાં પ્રવેશ કરી તેં મને વસ્ત્ર રહિત જોઇ તેથી તું મનુષ્ય થઇશ.

સૂત કહેછે—એ રીતે શાપથી મૂર્છિત થયેલા અગ્નિને, પાર્વતીયે શાપથી મુક્ત થવા અવધિ કહી ત્યારે અતિવિસ્મય પામેલા શંકરે અગ્નિને કહ્યું કે હે પાવક આ વીર્ય લઇ મારી સ્ત્રી ગંગાનેવિષે તું મૂક, જેથી દાનવનો નાશ કરનાર પુત્ર ઉત્પન્ન થાય એવી શિવની આજ્ઞાથી તે વીર્ય લઇ શરીરથી બળતા અને કોઇ સ્થલે શાંતિને નહીં પામતા તે વીર્યની ઉષ્ણતાથી અકળાએલા અગ્નિએ હિમના ઝરણાઓથી ભરપૂર ગંગાના પ્રવાહમાં તે ઉજ્વળ શિવવીર્ય મુક્યું. અતિ નિર્મલ શીતલ ગંગાનો પ્રવાહ મળવાથી અગ્નિના દાહની શાંતિ થઇ તથા તે શિવવીર્ય હાર સરખું દેખાવા લાગ્યું અગ્નિએ પણ શાંત થઈ આહાર કર્યો પ્રવાહપર રહેલું તે શિવવીર્ય, બીજા શ્વેત પ્રવાહ સરખું દેખાવા લાગ્યું તે શિવના તેજને ગંગાએ ધારણ કર્યું તેટલામાં અર્ધાક્ષણની અંદર શંકરના તેજથી તપેલું ઉજ્વલ ગંગાજળ, ચુલાપર રહેલા આંધણની પેઠે ઉકળવા લાગ્યું. તેથી પીડાએલાં માછલાં, કાચબા, મગરો આદિ જળજંતુઓ તરફડીઆં મરણ પામવા લાગ્યાં. એવા અસહ્ય શિવના તેજને આકુળ થયેલાં ગંગાજીએ મોજાથી બહાર ફેંક્યું તે મનોહર કાસડાના વનમાં પ્રજ્વલિત શિવવીર્ય, બીજા સરોવર સરખું દેખાવા લાગ્યું. ગંગામાં સ્નાન કરવા આવેલી કૃત્તિકા નામની દેવીઓએ તે શિવવીર્ય યુક્ત પાણી પીધું તેટલામાં અતિભયંકર શંકરના વીર્યથી તેમના ઉદરમાં દાહ થવા લાગ્યો તેથી તેમણે મુખમાંથી કહાડી તે શંકરવીર્ય કાસડાના વનમાં મુકી શરમાએલી તેઓ સ્વર્ગે ગઇ એટલામાં તે છએ કૃત્તિકાઓમાં વીર્યથી થયેલો છ મુખ અને બાર ભુજ-

વાળો હજારો સૂર્ય સરખી કાંતિવાળો બાળક ઉત્પન્ન થયો તે તરત ખેદ પામી રૂદન કરવા લાગ્યો તે સાંભળી કૃત્તિકાઓ પાછી ત્યાં આવી. એ રીતે પ્રાપ્ત થયેલી માતાઓને જોઇ કાર્તિકસ્વામીએ તે એકેકીનું જુદું જુદું સ્તનપાન કર્યું તથા બે હાથથી તેમનાં હૃદય સાથે આલિંગન કરી હસતાં હસતાં બે હાથથી સ્તન ગ્રહણ કરી સ્તનપાન કરવા લાગ્યા. તે સમયે ત્યાં બ્રહ્મા, વિષ્ણુ, અને શિવ તથા ઈંદ્રાદિ દેવ, ગંધર્વ, અને અપ્સરાઓ આવ્યાં; તે મહોત્સવમાં તેમના ગીત વાજીત્રના નાદથી સઘળું વિશ્વ, ગાજી રહ્યું દેવની રંભા વિગેરે વારાંગનાઓ નૃત્ય કરવા લાગી. તથા ચિત્રાંગદ વિગેરે ગંધર્વો ગાયન કરવા લાગ્યા, પુત્રને જોઇ કૃત્તિકાઓ આનંદ પામી. સર્વ દેવે મળી તેમનું નામકરણ કર્યું, પુત્રને જોઈ કૃત્તિકાઓએ અતિ પ્રસન્ન થઇ ધવરાવ્યા. તેથી તે કાર્તિકેય કહેવાયા; ગંગામાં નવરાવ્યા માટે ગાંગેય, છમુખ વાળા થયા માટે ષણ્મુખ, અગ્નિના મુખમાં રહ્યા માટે આગ્નેય, વીર્યસ્ખલનથી થયા માટે સ્કંદ, અને શંકરના પુત્રછે માટે કુમાર કહેવાયા. તેમણે થોડા દિવસમાં સર્વ વિદ્યા સંપાદન કરી ત્યારપછી કાર્તિકસ્વામિનો સર્વ દેવતાઓએ અભિષેક કર્યો. સાક્ષાત્ શંકરે પોતે તેને દેવનું સેનાપતિપણું આપ્યું; બ્રહ્માએ અદ્‌ભુત પોતાની શકિત ( સાંગ ) આપી કે જે દૈત્યોનો નાશ કરવા માટે અને વિજય મેળવવામાં અખંડિત ( અમોઘ ) છે શંકરે ઉતાવળથી ચાલનાર, વાહન માટે મોર આપ્યો, ઇંદ્રે દિવ્ય અસ્ત્રો અને મહાત્મા વિષ્ણુએ ઇચ્છિત શસ્ત્રો આપ્યાં, એ રીતે સર્વ દેવે જુદાં જુદાં મન ગમતાં આયુધો આપ્યાં ત્યારપછી પ્રસન્ન થએલા માતૃગણે તે કુમારને દિવ્ય શસ્ત્ર અસ્ત્ર આપ્યાં, ત્યારે તે સેનાપતિ કારતીકસ્વામીને આગળ કરી સર્વે યોદ્ધાઓ, જ્યાં તારકાસુર હતો ત્યાં ગયા; સામા આવેલા દેવને જોઇ તે તારકાસુરપણ સેના લઇ સામો તત્કાળ યુદ્ધ કરવા આવ્યો, ત્યારે દેવતાઓને દાનવોસાથે મહાભયંકર યુદ્ધ ચાલું થયું. ક્રોધથી જેના નેત્ર લાલચોળ થયાં છે તેવા તથા પાછાવાળી શકાય નહીં તેવા મૃત્યુ રૂપ કારતીકસ્વામીની સાથે તારકાસુર યુદ્ધ કરવા આવ્યો, દૂર રહેલા તે દૈત્યને બોલાવી તેના અંતમાટે પોતાની સાંગ ફેંકી તે ભયંકર શકિતથી તે દૈત્યનું હૃદય ફાટી ગયું તેથી તત્કાળ પ્રાણરહિત થઇ પૃથ્વી ઉપર પડયો, તે જોઇ સર્વદેવ પ્રસન્ન થયા તેથી ઘણા પ્રકારનાં સ્તોત્ર વડે કારતીકસ્વામીની સ્તુતી કરી જયજયના શબ્દો કહેવા લાગ્યા. ત્યારપછી, સર્વદેવ પોતપોતાના સ્થાને ગયા અને વિજય પામેલો ઇંદ્ર નિષ્કંટક રાજ્ય કરવા

સુત કહેછે—હે વિપ્રો સ્કંદ પુરાણના પ્રથમભાગરૂપ સર્વ કામના-ને સફળ કરનાર આ વાલખિલ્યખંડ મેં તમને કહ્યો. જેમ પૂર્વજો ગયામાં શ્રાદ્ધ કરવાથી તૃપ્ત થાયછે તેમ આ વાલખિલ્યખંડના શ્રવણથી પિતામહ વિગેરે પૂર્વજો તૃપ્ત થાયછે. જે મનુષ્યોએ ભકિતપૂર્વક આ વાલખિલ્યખંડનું શ્રવણ કર્યું છે તે સ્થિર બુધ્ધિવાળા પુરૂષોને સર્વ પુરાણોના શ્રવણનું ફળ મળેછે. વંધ્યાને પુત્ર અને નિર્ધનને ધન મળેછે અને રોગી નીરોગી થાયછે તથા આખંડના શ્રવણથી સર્વ પિતૃઓ રાજી થાયછે તેમજ શ્રવણ કરનારને કૈવલ્ય (મોક્ષપદ) મળેછે. આ સ્કંદપુરાણના વાલખિલ્યખંડનું જે શ્રવણ કરે તે સર્વકામનાને ભોગવી બ્રહ્મલોકમાં પૂજાયછે. પવિત્ર, પાપને મટાડનાર, આયુષ્યદાયક, આ આખ્યાન, વેદદ્રોહી, કૃતઘ્ની, નાસ્તિક કે થોડી બુદ્ધિવાળાને કહેવું નહીં. નિત્ય શ્રદ્ધા રાખી આ આખ્યાન પ્રેમથી સાંભળવું તથા સુંદરબુદ્ધિવાળો જે પુરૂષ આ આખ્યાન સંભળાવે અથવા પાઠ કરે તેઓ પુણ્યાત્મા, અને ધર્મ મૂર્તિછે. આ મનોહર પુસ્તક લખાવી તેનું વિપ્રને દાન કરે તો તેને સર્વ પુરાણના દાનનું ફળ મળેછે. વસ્ત્ર ઘરેણાં અને દ્રવ્યથી કથા વાંચનારનો (વ્યાસનો) પૂજન કરી સત્કાર કરે તેને યશ, સુખ, અને વિષ્ણુપદની પ્રાપ્તિ થાયછે. કંકણ, કુંડળ, વસ્ત્ર, વીંટી અને ગાયનું દાન કરનારને અનંત પુણ્ય થાયછે. બાર હજાર શ્લોકવાળા આ ખંડના શ્રવણથી શંકરની કૃપા વડે બ્રહ્મહત્યા જેવા મહાઘોર પાપ પણ તરત મટેછે. પરમાનંદદાયક આ વાલખિલ્યખંડનો નિત્ય જ્યાં પાઠ થાયછે ત્યાં કોઇ દીવસે અમંગળ થતું નથી. પુત્ર વગરનો પુરૂષ સ્નાન કરી પવિત્ર થઇ શ્રદ્ધાપૂર્વક આ વાલખિલ્ય-ખંડનું શ્રવણ કરે તો તેમને શંકરની આજ્ઞાના પ્રભાવથી પુત્ર થાયછે. શ્રવણ કરનાર પુરૂષોનો સર્વ સ્થળે વિજય થાયછે. સંપૂર્ણ, અરધું કે પા આખ્યાન જે ભક્તિપૂર્વક સાંભળેછે તે યશ અને પુત્રનું સુખ પામી અંતે વિષ્ણુલોકમાં જાયછે. પવિત્ર ભાવયુક્ત જે પુરૂષ સ્કંદપુરાણમાંના સમગ્ર વાલખિલ્યખંડનું શ્રવણ કરે તે, સુંદર પુત્ર, ધન, ધાન્ય વિગેરેની અતુલ સુખ સમૃદ્ધિ ભોગવી અંતે મધુકૈટભને મારનાર વિષ્ણુના ધામમાં જાયછે. 38187

स्कान्दे यदुक्तमखिलं किल वालखिल्यखंडं शृणोति सनरः शुचिभावयुक्तः ॥
प्राप्नोति सौख्यमतुलं धनमिष्टपुत्रानंते प्रयाति सदनं मधुकैटभारेः ॥९१॥

ઇતિ શ્રીસ્કંદપુરાણમાંની ચોરાશી હજાર સંહિતામાંના આદિભાગરૂપ વાલખિલ્યખંડના ગુર્જરભાષાંતરનો સુરેંદ્રજય નામનો બાણુમો અધ્યાય સંપૂર્ણ.

**समाप्त.**

# શુદ્ધિપત્ર.

| પાના. | ઓળ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪૦ | ૧૨ | નુપુરના | નેપુરના |
| ૪૦ | ૨૮ | વિજ્ઞપ્તિ | વિનતિ |
| ૮૦ | ૧૧ | દિલશ | દિવસ |
| ૯૭ | ૧૭ | શત્રોને | શત્રુઓને |
| ૧૧૨ | ૧૭ | એડમથી | એકગથી |
| ૧૧૩ | ૨૪ | રકરો | દૂર કરો |
| ૧૨૬ | ૫ | આણો | આપ્યો |
| ૧૩૯ | ૧ | કથા હું | કથા કહું |
| ૧૩૯ | ૪ | નગ | નગર |
| ૧૩૯ | ૧૦ | શવ | શર્વ |
| ૧૬૩ | ૭ | કે | ક |
| ૧૬૬ | ૬ | ક્ષાત્ર | ક્ષત્રિ |
| ૧૬૭ | ૨૭ | ખ્યાત | વિખ્યાત |
| ૧૭૦ | ૧૮ | દેવતાઓ | દેવતાઓ |
| ૧૭૨ | ૧૯ | આ લરખેલી | આરખેલી |
| ૧૭૬ | ૧૯ | શષો | શર્વ |
| ૧૭૬ | ૩૦ | શવ | શર્વ |
| ૧૭૭ | ૭ | પણ | પણ |
| ૧૭૮ | ૧૯ | ખ્યાત | પ્રખ્યાત |
| ૧૭૮ | ૨૮ | ઝરોળ | ઝરોખે |
| ૧૮૦ | ૧૪ | હોતા | હોતો |
| ૧૮૧ | ૨ | વયનથી | વચનથી |
| ૧૯૩ | ૪ | દેવ | |
| ૧૯૪ | ૨૧ | દન | |
| ૧૯૬ | ૫ | કે | |

| પાના. | ઓળ. | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯૬ | ૧૭ | વિ।। | વિના |
| ૧૯૭ | ૧૧ | મિષ્ટ | મિષ્ટાન્ન |
| ૧૯૭ | ૧૮ | પસે।। | પરસેવો |
| ૧૯૮ | ૮ | ઞગ્નિ | અગ્નિ |
| ૨૩૫ | ૧૧ | ઉકરવાળા | ઉકવાળા |
| ૨૫૪ | ૨૯ | પગેપાલી | પગેચાલી |
| ૨૭૧ | ૩૦ | છવાર | છબર |
| ૨૯૯ | ૧૩ | સાબલી | સાબલી |
| ૨૯૯ | ૨૪ | ચેમેરથી | ચોમેરથી |
| ૩૧૦ | ૨૪ | રથાને | સ્થાને |
| ૩૩૬ | ૧ | ગોઠવણ | ગોઠણ |
| ૩૩૬ | ૨૩ | વાતા | દાતા |
| ૩૧૧ | ૧૩ | ઝગલીઓમાં | ઝગલીઓમાં |
| ૩૮૦ | ૧૪ | અથલાએ | શથલાએ |



# શ્રી હિમજા માતાજીની સ્તુતિ







( રાગ પ્રભાતી ) તિહારો દરસ મોહિભાવે શ્રી યમુને—એ પ્રમાણે.

(માધવલાલ વી૦ મુલજીની કરેલ.) સં૦ ૧૯૫૪.

તિહારો દરસ મોહિ ભાવે, શ્રી હિમજા તિહારો દરસ મોહિ ભાવે.
સુખકરણી દુઃખહરણી શ્રીહિમજા, જો જન પ્રાત ઉઠ ગાવે—શ્રી૦
લલિત લલાટપે ચંદ્ર લસત હે, અષ્ટ ભુજા આયુધ ધારે.—શ્રીહિમજા.
કરી વાઘપર સ્વારી ઈશ્વરી, દુષ્ટ દૈત્ય સંહારે.—શ્રીહિમજા.
ચંડ, મુંડ, મહિષાસુર મારે, વાલખિલ્ય ઉગારે.—શ્રીહિમજા.
ધૂપ દીપ માલા આરતિસૂં, મંદિર માત સોહાવે.—શ્રીહિમજા.
કલિમલ હરણિ, વેદન વરણી, જો જન બ્રહ્મકુંડ નહાવે.—શ્રીહિમજા.
ઇહ લોક પર લોક બંધુ, રાજ કિય સુંદર નગર ઝાલોરે.—શ્રીહિમજા
હિમાચલ ગૃહે જન્મ લિયો હે, હિમસુતા તાકું કહાવે.—શ્રીહિમજા.
ક્ષણ ક્ષણ તેરો સમરણ કરતા, આવાગમન નહિ પાવે.—શ્રીહિમજા.
દાસ તિહારો કરત વિનતિ, માધવલાલ ગુન ગાવે.—શ્રીહિમજા.

રાગ—પ્રભાતિયું.

અવગુણ બહોત કિયેરે, પીયાજી મેં તીઆરો અવગુણ બહોત કીયો।
ગૌમાર બડયા મેતો ગોધારે સમાર્યાં, ગ્રહણકો દાન લિયેરે. પી૦
થાપણ રેમાલવી મેતો બ્રહ્મકુલ સંતાપ્યાં, દુહિતાકો દામ લિયેરે. પી૦
જીતનીરે નારી મેતો નયનાભર નીરખી, સંછા પાપ કિયેરે. પી૦
જીતનારે પાઉં મેતો ધરણીપર ધર્યા, ડગલે ડગલે દોષ કિયેરે. પી૦
સુરદાસ પ્રભુ તીહારે નીલર્નકું, લોચન ખેંચ લિયેરે. પી૦
પીયાજી મે તીઆરો અવગુણ બહોત કિયેરે. પીયાજી મે તીઆરો.